# सुन्दरीसुबोध

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु

( प्रथम [illegible] सुन्दरी )

# સૂચના.

આ માસિકમાં સ્ત્રીઓને ઉપયોગી થઇ પડે હેવા તથા સામાન્ય રીતે ગૃહસંસાર વગેરેને લગતા, સર્વ પ્રકારના લેખ મોકલવા વિદ્વાન્ ગૃહસ્થો તથા સન્નારીઓને વિનંતિ છે. સ્ત્રીલેખકોના લેખને ખાસ આવકાર આપવામાં આવશે. દરેક પ્રકારના અભિપ્રાયવાળો લેખ, પ્રસિદ્ધ કરવા યોગ્ય હશે તો, સ્વીકારવામાં આવશે; પરન્તુ જે લેખ ઉપર 'મળેલું' લખ્યું હોય અથવા ત્હેની નીચે લેખકની ખરી કિંવા ધારણ કરેલા નામથી સહી હોય ત્હેવા લેખમાં દર્શાવાયલા મત માટે અમે જવાબદાર નથી. આ માસિકમાં પ્રસિદ્ધ થવા માટે દરેક લેખ એક મહિનો પ્હેલાં અમને મળવો જોઇશે. કોઇ પણ લખાણ અપૂર્ણ હશે તે તે પ્રકટ કરવામાં આવશે નહિ; અને લેખકે અમારી ખાનગી માહિતી માટે પોતાનું ખરૂં નામ ઠામ અમને જણાવવું પડશે.

બન્ધુસમાજ.

પત્રકારો તથા લેખકોને:—

બદલાનાં પત્રો, અભિપ્રાય માટે પુસ્તકો, તથા આ માસિકમાં પ્રકટ કરવાનાં લખાણ અને તે સંબન્ધી સર્વ લખાણ નીચેને સરનામે મોકલવા વિનંતિ છે.

" બન્ધુસમાજ, અમદાવાદ

ગ્રાહકો તથા અન્ય સર્વેને:-

વ્યવસ્થા સંબન્ધીના પત્રો, મનિઑર્ડરો, જાહેરખબર બાબતના કાગળો, વગેરે, આ સરનામે મોકલવા,-વિનંતિ છે.

"વ્યવસ્થાપક, 'સુન્દરી સુબોધ.' અમદાવા

વાચકબ્હેનો તથા બંધુઓ!

# સુન્દરીસુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો, ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બલવતી, રોગહીન અને ન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી ે સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા ક્ષમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાલકવર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધવર્ગની યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઈ પતિનું જીવન ઉન્નત કરે, અને તેના આંતર્ રોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઇ મનુષ્ય જીવનને દિવ્યતામય કરી નાંખે, અને ે સ્વદેશમાં હૃદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે:—એજ આર્ય સુન્દરીઓના નની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજાવિના રાજ્ય નથી...... ીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

---

૧ લું.] વિ. સં. ૧૯૫૯] આશ્વિન—ઑક્ટોબર. ઈ. સ. ૧૯૦૩. [અંક ૨ જો.

## વર્તમાન રંગ.

મીરાંબાઈ વિષેનું વ્યાખ્યાન—અમદાવાદના સોશિયલ અને લિટરરી મંડળ તરફથી ગઈ જન્માષ્ટમીની તિથિએ આપણા જાણીતા-જુના કવિ દલપતરામભાઇના પુત્ર ના-ાલે મીરાંબાઈ વિષે લખેલું વ્યાખ્યાન જાહેર સભામાં વંચાયું હતું. જુનાં પ્રમાણો અને ની નવી શોધોને આધારે લખેલા આ લેખમાંથી મીરાંબાઈની જીવનકથા આ પ્રમાણે ે આવે છે:—મીરાંબાઇનો જન્મ ક્યારે થયો એ બાબત હજી કેટલોક મતભેદ છે. કો-ે, સંવત્ ૧૪૭૫ માં થયો હતો એમ કહે છે ત્યારે કોઇ એ ૧૫૬૦ માં જન્મ્યાં હતાં અનુમાન કરે છે. મારવાડમાં આવેલા મેડતા નામના જુના નગરના રાજા રત્નસિંહનાં પુત્રી હતાં, અને મેવાડના મહારાણાસંગના પાટવીકુંવર ભોજરાજની સાથે એમનું લગ્ન હતું. રાણા શિવમાર્ગી અને મીરાં ચુસ્ત વૈષ્ણવમાર્ગી એમ ધર્મના મ્હોટા મતભેદને

લીધે મીરાંનો અને તેમના પતિનો ગૃહસંસાર મંડાયો જ નહોતો, અને મીરાંબાઈ તેમાં સંતોષ અને સુખ માનતાં. તેમને તે ધર્મથી છોડવવા માટે રાણા તરફથી ઘણા ઘણા અને જોખમ ભરેલા ઉપાય લીધા છતાં મીરાંબાઈ દૃઢ આગ્રહી જ રહ્યાં, અને દીધેલાં સર્વ દુઃખ આનંદથી અને ઇશ્વર ઉપરની પૂર્ણ શ્રદ્ધાથી સહ્યાં. કેટલાક વખત પછી એમને મેવાડ છોડવું પડયું હતું, ત્યારે તે વૃંદાવન અને ડાકોરની યાત્રા કરી દ્વારકાંમાં જઇને રહ્યાં હતાં, અને ત્યાં કૃષ્ણની ભક્તિમાં જ દિવસો ગાળતાં હતાં. આખરે રાણાએ એમને પાછાં બોલાવવા તેડાં મોકલ્યાં; તે પ્હેલાં તો મીરાંએ લક્ષમાં લીધાં જ નહીં, પણ જ્યારે તે ખરા અંતરનાં અને દૃઢ આગ્રહથી મોકલેલાં છે એમ એમને લાગ્યું, ત્યારે તે શ્રીકૃષ્ણની રજા લેવાને ગયાં, પણ કૃષ્ણભગવાને તેમને ખેંચી લઈ પોતાના સ્વરૂપ સાથે ભેળવી લીધાં—હમેશને માટે અંતર્ધાન કર્યા.

મીરાંબાઇએ ઘણાં ઘણાં ભજનો અને કવિતાઓ લખી છે, અને આપણા ગુજરાતમાં તે પ્રસિદ્ધ છે. તે ન્હાનપણથી જ "ગિરધારી" નાં ભક્ત થયાં હતાં અને એ ન્હાનપણના સંસ્કાર ઠેઠ અંત સુધી કાયમ રહી વધારે ગાઢા બનતા ગયા હતા. તેમની ભક્તિ સાધારણ નહીં પણ હૃદયના ઉંડામાં ઉંડા ભાગની હતી એટલુંજ નહીં, લોહીની પેઠે તે તેમની રગેરગમાં રમી રહી હતી. ત્હેમને સંસારનો સર્વ સંબંધ તોડવો પડયો હતો—આનંદથી પોતેજ તોડયો હતો. કારણ કે પરમ ભક્તિ અને વ્યવહારનું બંધન, એ બે વસ્તુને એકઠાં રાખવાં એ પાણીમાં અંગારાને રાખી મુકવાની ઇચ્છા જેવું છે. વ્યવહારનાં બંધન એ વ્યવહારનાં સુખ અને સગવડો મેળવવા અને સાચવી રાખવા માટે બાંધેલાં હોય છે. પણ જેનું હૃદય ઉંચે ચઢી તે સુખ અને સગવડો તરફ નજરપણ કરતું નથી, તેને એ બંધન નકામાં છે. ઘડાની બ્હાર નીકળેલો પવન એક ખુણો ભરાઈ રહેતો નથી. તેટલા જ માટે સંન્યાસીઓને વર્ણાશ્રમ વગેરેના ધર્મ પાળવાની જરૂર રહેતી નથી. પણ છતાં તે ઉંચી દશાએ ચ્હડેલા મનને જેટલી એવા બંધનોની જરૂર હોતી નથી, તેટલીજ તે સ્થિતિએ નહીં પ્હોંચેલા વ્યવહારી સંસારીઓને તો તેમની જરૂર જ છે એ ધ્યાનમાં રાખવા જેવું છે.

ઇશ્વરની ભક્તિ કરનાર માણસ પોતાને વ્હાલામાં વ્હાલી લાગતી વસ્તુ અને પદ તેને આપે છે. કોઈ તેને મા તરીકે ગણી પૂજે છે; કેટલાક પુરૂષો તેને પોતાની વ્હાલી સ્ત્રી તરીકે ભજે છે, તો કેટલાક પુરૂષો વળી પોતાને સ્ત્રી ગણી ઇશ્વરને પતિ તરીકે માને છે અને તેની સાથે શૃંગારિક આનંદથી રમે છે. મીરાંબાઈ પ્રભુને પોતાના પતિ તરીકે પૂજતાં અને ભજતાં એટલુંજ નહીં પણ આખા જગતમાં શ્રીકૃષ્ણ સિવાય કોઈ બીજો પુરૂષ જ નથી—કોઈ પુરૂષ જ નહિ. અને બીજાં સર્વ જીવો સ્ત્રીઓજ છે, એમ દૃઢ નિશ્ચયથી માનતાં. ઇશ્વર તરફની એમની આવી ભાવના ઉપરથી મીરાંબાઈ એક મ્હોટો સાંસારિક બોધ આપે છે કે સ્ત્રીએ વ્હાલામાં વ્હાલી વસ્તુ પોતાના પતિને ગણવી જોઇએ અને તેના તરફ અનન્ય—બીજા કોઈ પણ તરફ ન હોઈ શકે એવા—ભાવની લાગણી રાખવી જોઇએ.

શ્રીકેળવણી સંબંધી મીસ રુસી સોરાબજીનું ભાષણ—આ વર્ષે પુનામાં ભરાએલી મુસલમાનોની કેળવણી બાબતની સભામાં મીસ રુસી સોરાબજી જે મીસ કોર્ન-

લીયા સોરાબજીની બ્હેન થાય છે તેમણે સ્ત્રીકેળવણી વિષે બોલતાં કહ્યું હતું કે "આ બાબત વિષે કાંઈ પણ આંકડાઓ ટાંકી બતાવવા હું અશક્ત છું, પણ આ દેશની સ્ત્રીઓની, તેમાં ખસુસ કરીને મુસલમાન સ્ત્રીઓની, સ્થિતિ વિષે કાંઇક બોલવાની હું રજા લઉં છું. હિન્દુસ્થાનની મુસલમાન લોકોની વસતીના પ્રમાણમાં મુસલમાન છોકરીઓ જે સંખ્યામાં કેળવણી લેછે તે અતિશય ન્હાની છે. અને મ્હને કહ્યા વિના ચાલતું નથી કે હિન્દુસ્થાનમાં સ્ત્રીકેળવણીની સ્થિતિ ઘણીજ ખેદકારક છે. આ દેશની છોકરીઓ અને સ્ત્રીઓ કે જેઓ કેટલાંક સૈકા ઉપર સુધારા વધારામાં આગળ હતી, તેઓ હાલ કેવી સ્થિતિ ભોગવે છે ? મ્હારે કહેવું જોઇએ કે તેમને અજ્ઞાનપણામાં તથા હલકી સ્થિતિમાં રાખવામાં આવે છે, અને જે હકો પશ્ચિમ તરફની સ્ત્રીઓ ભોગવે છે તેમનાથી તેઓ બીલકુલ કમનસિબ છે. હિન્દુસ્થાનની સ્ત્રીઓ સુધારામાં બહુ ઉતરતી પંક્તિએ છે, બલકે તેમની સ્થિતિ ગુલામ કરતાં માત્ર સેહેજ સારી છે. સ્ત્રીઓનું હિત એ પુરૂષોનું જ હિત સમજવું ને તો એક પુરવાર થયેલી બીના છે, અને જો હિન્દુસ્થાનના લોકો પશ્ચિમ તરફના લોકો સાથે એકજ પંક્તિએ જગા લેવાને ખાયેશ ( ઉમેદ ) ધરાવતા હોય તો તમે ભાઇઓએ તેમને ત્હમારા જેટલીજ મનની કેળવણી આપવી જોઇએ, અને ત્હમારી પંક્તિએજ રાખવી જોઇએ. પણ તેમને જો ગુલામની સ્થિતિએ કાયમ રાખો તો હિન્દુસ્થાનના લોકો સુધારામાં નીચે ઉતરતા જાય તેમાં કાંઈ નવાઈ નથી. હું હમણાંજ પશ્ચિમ તરફ મુસાફરી કરીને આવી છું. મ્હને અમેરીકા તરફ મુસાફરી કરવાનો થોડા વખત ઉપર પ્રસંગ બન્યો હતો; અને તે વેળા ત્યાંની સ્ત્રીઓ જે જે છુટાપણું ભોગવતી, જે તનશક્તિ ધરાવતી તથા ઇલમ ( હુન્નર–કળા) માં પૂર જોઈ હતી, તે જોઇને મ્હને મ્હારી હિન્દી બ્હેનો માટે અતિશય લાગી આવ્યું હતું. અને મ્હેં એવો ઠરાવ કીધો હતો કે જેવી હું હિન્દુસ્થાન પાછી ફરૂં ત્યારે તેમની સ્થિતિમાં સુધારો કરવાને મ્હારાથી બની શકે તેટલી તજવીજ ચલાવું. હિન્દુસ્થાનની સ્ત્રીઓ પશ્ચિમ તરફની પોતાની બ્હેનોના જેટલી મનની ચાલાકી તથા બીજા સદ્દગુણો ધરાવે છે, બલકે તેઓ કરતાં તેમના ગુણો વિશેષ પ્રીતિ ખેંચનારા છે; ને હું તેમના તરફથી ત્હમને અરજ કરૂંછું કે તેમને વધારે ઉંચી સ્થિતિએ ચઢાવવાના કામમા તમોએ મદદ આપવી, કારણ કે એકલે હાથે તે કામ બજાવવાને તેઓ અશક્ત છે. હું ત્હમને બીજી એવી પણ અરજ કરીશકે ત્હમારી સ્ત્રીઓની સ્થિતિ સુધારવાને માટે જે કાંઈ પણ કોશેશ ( પ્રયત્ન ) કરવામાં આવે તેમાં તમોએ કાંઈ પણ પ્રકારની હરકત નાંખવી નહિ કેળવણી વિનાની સ્થિતિ કેવી છે તેનો જો ત્હમને ખ્યાલ નહી આવતો હોય તો હું તમને જણાવીશ કે ત્હમે પોતે જે કાંઈ કેળવણી લીધી હોય તે તમારા મનમાંથી કહાડી નાંખવાની એક કલ્પના કરો ને પછી તમો જોશો કે કેળવણી વગરની હાલત તે શું છે. ને જેવી તે સ્થિતિમાં ત્હમારી હાલત, તેવી હાલત હાલ ત્હમારી મા, બ્હેન તથા બેટીઓ ભોગવે છે. હું ત્હમને અરજ કરૂં છું કે ત્હમારી છોકરીઓને ઇંગ્રેજી કેળવણી આપો, કારણ કે હું જાણું છું કે ઇંગ્રેજી કેળવણીથી મ્હને પોતાને કેટલો ફાયદો થયો છે. દેશી સાહિત્ય ઇંગ્રેજી સાહિત્યના જેવું માતબર ( મ્હોટું ) નથી. અને જો ત્હમારી સ્ત્રીઓને સુધારાના ત્રાજવામાં ચઢતી લાવવા માંગતા હોતો તેમને ઇંગ્રેજી કેળવણી આપવાની જરૂર છે."

"બાઇનાં મા મીસીસ સોરાબજી તથા બીજી એક ઇંગ્રેજ સ્ત્રી પણ આજ મત-

લગ્નનું થોડુંક બોલ્યાં હતાં. આ વિદ્વાન બાઇઓનો સ્ત્રીઓની ઉત્તમ સ્થિતિ કેવી હોવી જોઇએ એ બાબતનો વિચાર ઘણે ભાગે યુરોપ અમેરીકાની સ્ત્રીઓની સ્થિતિ ઉપરથી જ બંધાયેલો જણાય છે. તેટલો મત બાદ કરતાં સ્ત્રીકેળવણી બાબત જણાવેલા બીજા વિચાર પુરૂષ વર્ગે ધ્યાનમાં રાખવા જેવા છે.

પાન્થ, બન્ધુસમાજ.

---

# કાવ્યકુંજ.

## સ્ત્રીબોધ.

( મ્હારા વા'લમજી હો ! હાવાં નહિ જાઉં મહી વેચવારે લોલ.—એ રાગ. )

બ્હેનો અન્તરથી આ રૂડા વિચાર ન વિસારશોરે લોલ.—

માતાપિતાની પ્રીતિ પામવારે લોલ, થઈ રહેવું સુશીલ સન્તાન;
બ્હેનો અન્તરથી—

આજ્ઞા તેઓની ન ઉલંઘવીરે લોલ, દેવી સહુ કાર્યમાં સહાય;
બ્હેનો અન્તરથી—

કષ્ટ સહી જન્મ આપી પોષિયાંરે લોલ, વિસરવા ન ઋણ અણમૂલ;
બ્હેનો અન્તરથી—

જનની તાત જાણે 'મારી પુત્રી છે રે લોલ, કુટુમ્બનું અનુપમ રત્ન';
બ્હેનો અન્તરથી—

જન્મ અભિપ્રાય એવો સ્થાપવોરે લોલ, પ્રાપ્ત થતા કરવો સુયત્ન;
બ્હેનો અન્તરથી—

નિજ વાણીને કર્ણની મિઠાશથીરે લોલ, રાખવાં જ સર્વદા પ્રસન્ન;
બ્હેનો અન્તરથી—

ભગિની બન્ધુકેરો સ્નેહ શોધજોરે લોલ, કરી અધમ સ્વાર્થ તણો ત્યાગ;
બ્હેનો અન્તરથી—

વિવિધ સદ્‌ગુણે અને સત્કાર્યથીરે લોલ, કરવાં ભાઈ બ્હેનને સંતુષ્ટ;
બ્હેનો અન્તરથી—

સ્નેહ શુદ્ધ જાણી તેઓ હૃદયથીરે લોલ, સ્થાપશે સદા વ્હાલી બ્હેન;
બ્હેનો અન્તરથી—

ભિન્ન ભિન્ન ફરજ પતિમન્દિરે રે લોલ, બજાવવા આપવું સુલક્ષ;
બ્હેનો અન્તરથી—

શ્વસુર સાસુ માતપિતા જાણીયેરે લોલ, પતિવ્રતા કેરો એક ધર્મ:
બ્હેનો અન્તરથી—

હૃદય લેશ તેમનું ન દુભવવુંરે લોલ, સર્વ રીતે આપવું સન્માન:
બ્હેનો અન્તરથી—

ગૃહ ખીલવવું જાણે રમ્ય વાટિકારે લોલ, હસે જહિં સર્વ કુસુમ છોડ:
બ્હેનો અન્તરથી—

સુશીલતાનાં શુદ્ધ પાણી સિંચવાંરે લોલ, છોડ એક ના કદી કરમાય;
બ્હેનો અન્તરથી—

શોધવી સુયુક્તિ બ્હેન સર્વદારે લોલ, શાથી રહે નિજ પતિ પ્રસન્ન;
બ્હેનો અન્તરથી—

શારીરિક શોભા સાથે પ્હેરવાંરે લોલ, પવિત્રતા રૂપ અલંકાર;
બ્હેનો અન્તરથી—

સર્વ સ્થળે સ્નેહ કુસુમ વેરવાંરે લોલ, છાંટવો આનન્દકેરો રંગ;
બ્હેનો અન્તરથી—

વ્યર્થ સહુ વ્રત નિયમ ને કર્મ છેરે લોલ, પાળીએ ન પતિવ્રત ધર્મ;
બ્હેનો અન્તરથી—

વિવિધ પ્રવૃત્તિ ને ઉદય અસ્તમાં રે લોલ, વિસરવા ન કદી વિશ્વનાથ;
બ્હેનો અન્તરથી—

ડાહ્યાભાઈ લક્ષ્મણ, બન્ધુસમાજ.

---

ભગિની—બ્હેન. શ્વસુર—સસરો. લેશ જરા. વાટિકા—વાડી. કુસુમ—ફુલ. અસ્તમાં—પડતીમાં.

# ગૃહધર્મ.



## આપણો ગૃહસંસારઃ—પુત્રી.

**કમળાગૌરી**—આવો, કાન્તા બ્હેન, ઘણે દિવસે દેખાયાં! ને વળી આજ તો બે બ્હેનો સાથે આવ્યાં છો ને શું! કેમ, બ્હેન કિશોરી, ખુશીમાં તો છે ને?

**કિશોરી**—હા, કાકી.

**કમળાગૌરી**—ગઈ કાલે જ મ્હને થયું હતું કે કાન્તા હમણાંની દેખાઈ નથી; પણ પછી એમ ધાર્યું કે હવે તો એ પાછી સાસરે ગઈ હશે.

**કાન્તા**—હા કાકી, હવે થોડા દિવસમાં જ જવાનો વિચાર રાખું છું. પણ ત્હમને મળ્યા વિના હું જાઉં ખરી? નવરાશ મળતાં આજ આવવાનો વિચાર કર્યો એટલે કિશોરીને સાથે આવવાનું મન થયું; બાએ હા કહી, અને હું પણ જાણીને લેતી આવી કે ચાલો કમળાકાકી સાથે વાતો સાંભળવામાં પણ એને લાભ થશે.

**કમળા૦**—સારૂં કર્યું બ્હેન, પણ એ ક્યાંથી અત્યારે નવરી પડી? આજ નિશાળે ગઈ નથી?

**કાન્તા**—ના, કાકી, એની બ્હારની નિશાળ હવે બંધ થઈ છે. છઠ્ઠા ધોરણમાં પાસ થયા પછી ત્યાં હવે આગળ ભણવાનું ન હોવાથી એનો એ જાતનો અભ્યાસ પુરો થયો છે.

**કમળા૦**—ત્હારા બોલવાના ભાવ ઉપરથી ત્હારો પણ મત એમ જણાય છે ખરો કે કિશોરીને હજી બીજી જાતનું શિક્ષણ લેવું બાકી રહ્યું છે. એ ખરી વાત છે. ત્હમે બે બ્હેનો આટલું ભણેલાં છો એ જોઈ હું ઘણી ખુશી થાઉં છું. વારૂ, પણ કાન્તા, કિશોરીને તો હજી ખ્યાલ ન હોય, પણ ત્હેં તો સંસારની યાત્રા કરવા માંડી છે એટલે તું કહી શકીશ ખરી કે ત્હેં લીધેલી કેળવણીથી ત્હને કાંઈ પણ લાભ થયો છે કે નહિં!

મઝા આપનારાં થઈ પડે છે. ખરૂં જોતાં, આવી રીતનું ઉંચી જાતનું જ્ઞાન, આપણે જીંદગી કેવી રીતે ગાળવાની છે એનું ભાન કરાવે છે.

કમળા૦—બ્હેન કાન્તા, ત્હેં ટુંકામાં કેળવણીનું ખરૂં રૂપ અને તેનો મુખ્ય હેતુ ઠીક કહ્યો. એવી રીતની કેળવણી લીધાથી આપણી બાળકીઓની જીંદગી ઘણી રીતે સુધર્યા વિના રૂહેજ નહિં એમ હું મ્હારા પોતાના અનુભવ ઉપરથી માનું છું. પણ એ લાભ આપણા દેશમાં કોઇકને જ મળે છે. આપણા ગૃહસંસારમાં છોકરીઓનું મન, લગ્ન પછી પોતાને કેવી જીંદગી ગાળવાની આવશે એ ગંભીર અને જરૂરી બાબત ઉપર વિચાર કરી શકે એવું ક્યારે ખીલવવામાં આવે છે? તેઓ બીચારીને તો જીવનરૂપી કોઈ અંધારા મકાન તરફ દોરવામાં આવે છે, અને તેઓ તેમાં પગ ઘસતાં ઘસતાં અને હાથ ફેરવતાં, અથડાતાં અને ઠોકરો ખાતાં, જે રસ્તો મળી આવે છે ત્યાં ચાલ્યાં જાય છે; પણ પોતાનો ખરો રસ્તો શોધી કહાડવાને કામમાં આવે એવો દીવો તેમને આપવામાં આવતો નથી. કાન્તા, આપણી જાતની છોકરીઓની આવી સ્થિતિ વિષે ત્હને કોઇવાર વિચાર આવ્યો નથી?

કાન્તા—મ્હને તો કંઇકવાર એ સંબંધી વિચાર આવતાં મન દીલગીરીથી છવાઈ જાય છે. પ્હેલું તો સ્ત્રીજાતિ તરફની આપણાં લોકોની માનની વૃત્તિ[1] જ મ્હને તો વિચિત્ર[2] લાગે છે. થોડા દિવસ ઉપર જ અમારી પડોશમાં બનેલા બનાવથી મ્હને ઘણો ખેદ થઈ આવ્યો હતો. છોકરીનો જન્મ થતાં તેનાં પોતાનાં માબાપ અને કુટુમ્બીઓને જ અસંતોષ અને શોક કરતાં જ્યારે મ્હેં જોયાં ત્યારે મ્હને નવાઈ લાગી કે માબાપ પોતે જ પોતાના કુટુમ્બમાં સ્ત્રીજાતની વૃદ્ધિ જોવા ઇચ્છતાં નથી એ શું? કમળાકાકી, એવા અસંતોષનું શું કારણ હશે?

કમળા૦—એનું મૂળ અંદરનું કારણ તો તું કહે છે એમ માનની લાગણી ઓછી હોવાનું સંભવે છે ખરૂં પણ તે વિના તેનાં વ્યવહારિક કારણો ઘણાં છે; તેમાં કેટલાક સ્વાભાવિક છે, ને કેટલાંક આપણી સાંસારિક દશાને લીધે આપણા મગજમાં ઉત્પન્ન થઇ રમી રહેલાં છે. પ્હેલું તો, પુત્રી, બાપદાદાથી ચાલતો આવેલો કુટુમ્બનો વેલો વધવાનું સાધન થઈ શકતી નથી. બીજું, પુત્રી મ્હોટી થતાં પોતાના નહિં પણ પારકા જ કુટુમ્બનું માણસ થાય છે. ત્રીજું, છોકરો હોય તો મ્હોટો થતાં પોતાના કુટુમ્બને મદદગાર થાય, એટલું જ નહિં પણ, મદદગાર થઈ પડે એવું બીજું માણસ પણ (વહુ તરિકે) કુટુમ્બમાં લાવે; પણ છોકરી તો, લગ્ન પછી પરાધીન થવાથી, પોતાના કુટુમ્બના રોજના કામમાં આવવાનો ઓછો જ સંભવ રૂહે છે. ચોથું કારણ એ છે કે, પુત્રીને માટે સારૂં અને સર્વે રીતે સુખી થાય એવું, અથવા પોતાની જાત અને કૂળની મ્હોટાઇને હીણપદ ન લાગે તેવું, ઠેકાણું શોધી કહાડવામાં ઘણી ઘણી મ્હેનત, ફીકર અને ચિંતાઓ વેઠવી પડે છે; અને કદાચ તેમ કરતાંએ સારૂં ઠેકાણું ન મળી આવ્યું, અથવા દૈવયોગે વિધવા અવસ્થા આવી પડી, તો પછી માબાપ અને કુટુમ્બીઓને ઘણો જ સંતાપ ખમવો પડે છે. વળી, કેટલીક નાતોમાં, છોક-

૧. લાગણી. ૨. નવાઇ ભરેલી.

એના લગ્ન વખતે ઘણો પૈસો ખરચ કરવો પડતો હોવાથી પણ તેમનાં માબાપ તેમના જન્મથી ખુશી થતાં નથી. આવાં કેટલાંક કારણોને લીધે પુત્રીના જન્મથી કુટુમ્બીઓને આનંદ થતો નથી.

કાન્તા—પણ છતાં ઇશ્વર ઇચ્છાથી પુત્રીનો જન્મ થયો તો તેમાં તે બીચારીનો શો વાંક કે એના તરફ આનંદ અને માયાથી જોવામાં આવતું નહી હોય ? ત્હમે કહ્યાં તેવાં અસંતોષનાં કારણો હોવાં છતાં જ્યારે પુત્રીનો જ જન્મ થયો, ત્યારે જે મળ્યું તે આપણું જ સન્તાન છે એમ સમજી પ્રેમથી તેની સ્થિતિ સુધારવાના ઉપાય શા માટે નહિં લેવાતા હોય !

કમળા૦—કાન્તા, ઇશ્વરેચ્છાથી આવી પડેલી સ્થિતિનો ઉદાર અને સંતોષવાળું મન રાખી, જેમ બને તેમ સારો લાભ લેવાનો ગુણ આપણા લોકમાં હજી ક્યારે દીઠો ? ! એમ હોય તો પુત્રોની જીંદગી સુધારવા તરફ જેટલી મ્હેનત અને કાળજી લેવામાં આવે છે તેથી અડધી પણ પુત્રીઓ માટે લેવાય કે નહિં ? ખરી વાત તો એ છે કે સ્ત્રીજાતિની સ્થિતિ વિષે, દુનિયાંમાં તેની જરૂરીયાત વિષે, તેને કરવાનાં કામો વિષે, આપણા લોકોમાં જોઇએ તેવો ઉંચો ખ્યાલ જ નથી. અને તેથી જ પુત્રીઓને વિદ્યાની તેમ વ્યવહારની કેળવણી અપાતી નથી.

કિશોરી—કમળા કાકી, ત્હમે ના કહો છો, પણ ઘણીએ છોકરીઓ મ્હારી પેઠે નિશાળમાં ભણે છે, ને વળી ઘેર કામ ધંધોએ શીખે છે. હું લેસન કરીને પરવારતી ત્યારે મ્હારી બા મ્હને કેટલુંક ઘરકામ બતાવતી, અને હવે તો મ્હને રાંધવા શિવવાના મ્હોટા કામોમાં પણ હોરે છે. ત્યારે એ બધી શું કેળવણી નહિ ? હા, એમ હશે, કે મ્હારી બા, કાન્તા બ્હેન, ને ત્હમે વચ્ચે વચ્ચે જેવી શીખામણની વાતો કરો છો અને નવું નવું બતાવો છો, એવું બધાં વખતે શીખતાં નહિં હોય.

કમળા૦—બ્હેન કિશોરી, ફેર જ ત્યાં છે. સારી કેળવણી આપી તેને ઉપયોગમાં આણતાં શીખવું એ જ ખરા કામનું છે. અમારા વખત કરતાં હવે વધારે બાળકીઓ ભણે છે એ ખરૂં, તો પણ હજી આપણા દેશમાં અભણ છોકરીઓની સંખ્યા કંઈ ઓછી જોવામાં આવતી નથી ! ભણે છે તેમના અભ્યાસમાં પણ લખવા વાંચવાના જ્ઞાન શિવાય વ્યવહારમાં—ઉપયોગમાં—આવે તેવું કેટલું થોડું મળે છે ? માબાપ પણ તેમના અભ્યાસ તરફ કેટલું ઓછું ધ્યાન આપે છે ! ત્રણ ચાર ચોપડી ભણતાં, અભ્યાસનું કામ કાંઇક ઠેકાણે પડવા આવ્યું હોય તેટલામાં તો, જાણે ભણતર પુરૂં થયું હોય એમ માની, કાં તો પોતાના ઘરધંધામાં કામમાં આવે એટલા માટે, કાં તો બાળકોને ઉછેરવા માટે, કે પછી કાં તો મ્હોટી ઉમ્મર થઇ જવાના કારણે, તે બાળકીઓને નિશાળેથી ઉઠાડી મુકવામાં આવે છે; અને તે પછી પણ ઘેર શિક્ષણ આપવાનું કાયમ રહેતું હોય તો તો ઠીક; પણ તે તો નિશાળને ઓટલે જ ખંખેરી નંખાય છે. વ્યવહારની બાબતોમાં પણ, મા અને ઘરની વડીલ સ્ત્રીઓ પોતાની છોકરીઓને ઘરધંધાની કેળવણી આપે છે એ વાત ખરી. પણ તે કેળવણી ઘણે ભાગે માત્ર ધંધાની જ—શરીરની મ્હેનતથી થતાં કામકાજ બાબતની જ હોય છે. પણ કાન્તાએ હમણાં કહ્યું તેવી, પોતાના કામકાજમાં હોંશીઆરી અને આવડત આણે એવી

તથા મન બુદ્ધિ અને હૃદયને ખીલાવનારી, કેળવણી છોકરીઓને અપાતી ત્હેં જોઈ? માત્ર શરીરની મ્હેનતથી કોઈ સાધારણ કારીગર પોતાનો ધંધો નભાવી લે; પણ ખીલેલી બુદ્ધિવાળા અને પોતાના કામને લગતા સર્વ રીતના જ્ઞાનવાળા, કોઈ ઇન્જનેરના જેવી ઉંચી અને વધારે ઉપયોગી જીંદગી તે કારીગરની ગણાશે? બ્હેન, કેટલાંક સારાં અને સમજુ કુટુમ્બોની બાળકીઓને, ત્હને ત્હારાં વડીલો તરફથી અપાય છે તેવી, ઘટતી બધી રીતની કેળવણી મળે છે, એટલે મ્હારું કહેવું ત્હને કે તેવી બાળકીઓને લાગુ પડતું નથી; આ તો સામાન્ય રીતે આપણી જાતની છોકરીઓની વાત કરું છું.

કાન્તા—કમળા કાકી, આપણી સ્ત્રીઓની બીજી એક રીત તરફ મ્હારૂં ધ્યાન ગયું છે. ઘણે ભાગે છોકરીઓનો વિવાહ તો ન્હાનપણથી જ થઈ જાય છે; પણ પછી તે સમજણી થઈ ન હોય તે પ્હેલાં તો, તેને વચ્ચે વચ્ચે સાસરે મોકલવામાં આવે છે, તેના દેખતાં સાસરાની વારેઘડીએ વાતો થાય છે, અને કંઇક વખત તો "આવું સાસરે નહી થાય," "સાસરે તો તરવારની ધાર ઉપર રૂહેવું પડશે", "સાસુ એવી મળી છે કે રોજ પોશ પોશ આંસુએ રોવરાવશે," આવું આવું કહી તેને ધમકાવાય પણ છે. વળી કેટલીક રમતો પણ લગ્નના સંબંધની જ રમવા દેવામાં આવે છે. આ બધા ઉપરથી મ્હને તો એમ લાગે છે કે છોકરીઓને જેમ બને તેમ વ્હેલી ઘરસંસારી કરવા તરફ આપણા લોકોનું વધારે વલણ છે.

કમળા૦—હા, તું કૂહે છે તેવાં હિન્દુગૃહસંસારમાં રીવાજ અને વલણ છે ખરાં; પણ તે તદ્દન વગરઉપયોગનાં નથી. બાળકીની રૂબરૂમાં સાસરાની વાત કરવાથી સાસરૂં શું છે, પોતાનો તેની સાથે શો સંબંધ છે, વગેરે બાબત તેને ધીમું ધીમુ ભાન થતું થાય છે. તેને વચ્ચે વચ્ચે જમવાના કે કોઈ બીજા ટાંણાના પ્રસંગે મોકલતાં રૂહેવાથી સાસરાના જુદા જુદા માણસોથી, અને ત્યાંના કેટલાક રીતરીવાજોથી, એ બાળકી કાંઇક વાકેફ થતી જાય છે, અને કેટલીક વાર ત્યાંનાં માણસો સાથે હળી પણ જાય છે. વળી સાસરાવાળાંને પોતાની ભવિષ્યમાં થવાની વહુના ગુણસ્વભાવ વિષે કાંઇક જાણવાની પણ તક મળે છે. પણ આમાં કેટલીક સંભાળ રાખવા જરૂર છે. આ સંબંધી સર્વે જ્ઞાન બાળકી કાંઇક મ્હોટી —આઠ નવ વર્ષની—થાય ત્યાર પછી જ આપવા માંડવું જોઇએ. તેમાં પણ, ત્હેં કહ્યા એવા, સાસરા સંબંધી, તે બાળકીના મનમાં ત્રાસ ઉત્પન્ન કરાવે એવા શબ્દો તો કદી પણ વડીલોએ તેમને કૂહેવા જોઇએ નહીં; એમ કરવાથી એ છોકરીના કુમળા મનમાં સાસરા તરફ ભયની, અને તેને લીધે અણગમાની, લાગણી ઠસી જાય છે, અને તે કેટલીક વખતે ઠેઠ સુધી કાયમ રૂહે છે. આને બદલે વાતોમાં હમેશાં પોતાની પુત્રીનો સાસરા તરફ પ્રેમ, મમતા, અને માન વધતાં જાય એવાં જ વચનો બોલવાં જોઇએ. વળી બીજું પણ યાદ રાખવાનું છે કે જ્યારે વચ્ચે વચ્ચે તે સાસરે જઈ આવે ત્યારે ત્યાં એને શું શું જણાયું એ બાબત એનો અભિપ્રાય જાણી એ અભિપ્રાય એના મનમાં ખોટો ન બંધાઇ જાય એની કાળજી રાખતાં રૂહેવું. આટલી જો સંભાળ રખાય તો પછી આવો રીવાજ ખોટો નથી, પણ કાંઇક પણ લાભકારક છે એમ મ્હને તો લાગ્યું છે.

કાન્તા—હા કાકી, એ વાત પણ ખરી. કોઇ બાળકીને સંસારસમુદ્રમાં એકદમ ઝંપલાવવાનું આવે તે પ્હેલાં તેના સ્વરૂપથી તે કાંઇક માહિતગાર થઈ હોય તો વખત આવે ત્યારે પોતાની ભવિષ્યની જીંદગી ગાળવાનું કુટુમ્બ તદ્દન નવું અને અજાણ્યું થઈ પડે નહીં. પણ ત્યારે તો તેની સાથે એટલું પણ થાય તો વધારે સારૂં ખરૂં, કે તે ઉમ્મર લાયક થઇ સાસરે જાય તે પ્હેલાં એણે ત્યાં જઇ પોતાના જુદા જુદા સંબંધીઓ સાથે કેવી રીતે વર્તવું જોઇએ, કુટુમ્બમાં વહુ તરીકે તેમ જ પત્ની તરીકે તેની શી શી ફરજો છે, વગેરે બાબતો વિષે મા કે વડીલ સ્ત્રીઓ પાસેથી તેને થોડુંક પણ જ્ઞાન મળવું જોઇએ.

કમળા૦—બ્હેન કાન્તા, પોતાની પુત્રીઓનો સંસાર સુધારવાની ઇચ્છા રાખનારાં માબાપનું ખરૂં કામ તો એ જ છે. પણ હાલ આપણામાં એ ફરજ જાણનારાં કેટલાં થોડાં મળી આવશે ? ! તેમ તેને માટે પુરતો વખત પણ ક્યાં રહે છે ? જેમ લગ્ન ન્હાનપણમાંથી થાય છે, તેમ સંસાર પણ વ્હેલો જ શરૂ થાય છે, એટલે તું કહે છે એવું જ્ઞાન સમજી શકવાને જોઇએ એટલું બાળકીઓનું મન તે વખતે પુખ્ત થયેલું હોતું નથી. મા અને ઘરની બીજી સ્ત્રીઓ પોતાના મનથી, અથવા રૂઢિથી દોરાઇને, પોતાની પુત્રી મ્હોટી થઇ એમ સમજે, એટલે તે વખતથી તેને બીજા કુટુમ્બમાં વાસ કરવાનો આવે છે. ત્યાં તે કુટુમ્બનાં માણસો સમજુ અને સાલસ હોય છે, તો તો તે છોકરીને ગમે એવી સ્થિતિમાં નિરાંત મળે છે; પણ જો તે માણસો કુપાત્ર મળ્યાં, તો પછી તે બીચારીની દશાનું તો અનુભવીને જ ભાન હોઈ શકે. કહે બ્હેન કાન્તા, કેવી સારી આપણી સંસારસ્થિતિ છે ! !

કાન્તા—ખરેખર, કાકી, એ સ્થિતિ જોઇને તો વખતે આંસુ આવે એવું થાય છે. લગ્નનો સબંધ કરવા બાબત મ્હને એક વખત એવો વિચાર આવ્યો હતો કે, માબાપ અને વડીલો પોતાની પુત્રી માટે પસંદગી ભલે કરે, પણ લગ્ન કરતાં પ્હેલાં તે પુત્રીની એ બાબત સલાહ લેવામાં આવે તો સારૂં ખરૂં. કારણ ખરી રીતે તો સુખ કે દુઃખ તે બીચારી પુત્રીને પોતાને જ ખમવાનુ હોય છે, ત્યારે, પસંદ કરેલા વર અને ઘર બાબત વિચાર કરવાનો તેને પોતાને પ્રસંગ આપ્યો હોય તો હાલની સ્થિતિમાં કાંઈ સુધારો થાય ખરો.

કમળા૦—બ્હેન, પ્હેલાં આપણે અહિં લગ્નનો સંબંધ જોડવાનો એવો રીવાજ હતો એમ કહેવાય છે, હાલ પણ બીજા કેટલાક દેશોમાં કંઇક એવો ધારો છે, અને આપણા દેશમાં પણ તેવો રીવાજ દાખલ કરવો જોઇએ એમ હમણાં કેટલાક પુરૂષો કહે છે એવું મ્હારા જાણવામાં આવ્યું છે; અને ઘણુંકરીને તો આ વિચાર ત્હેં પણ ત્હારા પતિ પાસેથી જ સાંભળ્યો હશે. આ રીવાજમાં લાભની સાથે થોડુંક જોખમ પણ છે, પણ છતાં, બ્હેન, તે દાખલ થાય તે પ્હેલાં બીજા કેટલાક ફેરફારની જરૂર છે. પ્હેલું તો એ જ કે, બાળકીઓની, લગ્ન થતા પ્હેલાં તું કહે છે તેવી સલાહ આપી શકે તેટલી, મ્હોટી ઉમ્મર હોવી જોઇએ. તેમ તે પસંદગીના સારા ખોટા બાબતનો સ્વતંત્ર રીતે પોતે ખરો વિચાર કરી શકે એટલું મન પણ કેળવાયેલું હોવું જોઇએ. આ ફેરફાર થાય નહીં ત્યાં સુધી ત્હારો કહેલો રીવાજ ફાયદાકારક થઈ શકે નહિં.

કિશોરી—કાન્તા બ્હેન, હવે ઉઠીશું આપણે ? બાએ પાછાં વ્હેલાં આવવાનું કહ્યું હતું.

કાન્તા—હા, બ્હેન, ચાલ. ઠીક ત્યારે કાકી, અમે જઇશું. ત્હમારી સાથેની તો સાધારણ વાતોમાંથી પણ ઘણું ઘણું જાણવાનું મળી આવે છે, ને મ્હને તો એવો રસ પડે છે કે ઉઠુંજ નહિ. પણ આજ જરા વ્હેલું જવું છે. જતાં પ્હેલાં બનશે તો એકાદ વખત પણ પાછી ત્હમારી પાસે આવી જઇશ ખરી.

કમળા૦—વારૂ બ્હેન, જાઓ. કિશોરી, તુંએ વચ્ચે વચ્ચે આવતી રૂહેજે; ત્હમારી બાને મ્હારા તરફથી બોલાવજે, હું પણ બનશે તો બે ત્રણ દિવસમાં તેમની પાસે આવી જઇશ.

(બન્ને જાય છે.)

કાન્તા—(રસ્તામાં) કેમ કિશોરી, ત્હને આજની વાતમાં રસ પડ્યો કે નહિં ?

કિશોરી—હા બ્હેન રસ તો સારો પડ્યો. પણ મ્હને એક વિચાર આવે છે કે કમળા કાકી ઉમ્મરે તો બહુ મ્હોટાં નથી, તોએ આટલું બધું જ્ઞાન એમને ક્યાંથી આવ્યું હશે ?

કાન્તા—એ થોડુંક તો નિશાળે ભણ્યાં હતાં. પણ પછીથી રસિકલાલ કાકાએ તેમને ધીમે ધીમે પણ ઘણું જ્ઞાન આપ્યું છે. એ પોતે પણ બુદ્ધિવાળાં છે; અને હવે તો એ વિદ્યાનાં એવાં ઉમંગી થઈ ગયાં છે કે હમેશાં નવરાશનો વખત સારૂં સારૂં અને નવું વાંચવામાં જ ક્હાડે છે, અને દુનિયાંમાં જે કાંઈ જુએ છે કે સાંભળે છે તે ધ્યાનમાં રાખી તેના ઉપર પોતે સારા ખોટાનો ઉંડો વિચાર કરી શકે છે. એ બધો લાભ પતિએ આપેલા શિક્ષણનો છે, હો બ્હેન ?

પાન્થ, બન્ધુસમાજ.

મિત્રની પેઠે કેવી રૂડી સલાહ આપે છે, અને તેના દુઃખમાં તેને કેવો આનંદ આપે છે! અને તે વૃદ્ધ થઈ હોય છે તેનાથી માંડ માંડ ઉઠી શકાય છે, ત્યારે પણ કેવી અનંત પ્રેમ-ભક્તિથી તે પોતાના પતિની સેવા કરવા ઉઠે છે!!

પ્રિય વાંચનાર! મને જે કંઈ સ્નેહનું દર્શન થયું છે તે આવાં પ્રેમથી ભરેલાં સ્રીરૂપી રત્નોનાં ચરિત્રો નિહાળ્યાથી અને તે ઉપર વિચાર કર્યાથી જ થયેલું છે. અને તેથી જ્યાં જ્યાં સ્રીજાતિ–સર્વ સ્રીજાતિની વસ્તુઓ હું જોઉં છું ત્યાં મ્હારો આખો આત્મા તેના પ્રેમમાં જ લીન[1] થઈ જાય છે. હું કદી કદી ફુલોને ડાળીઓની સાથે સ્નેહથી ભેટતાં નિહાળ્યા જ કરૂં છું. વેલીઓને વૃક્ષોની[2] સાથે દૃઢ સ્નેહની ગાંઠથી બંધાયેલી જોઇને મ્હારા હૃદયમાં તુરત કંઈ અદ્‌ભુત સ્નેહનું ઝરણું વ્હેવા માંડે છે! સૂર્યનો ઉદય થાય છે કે તુરત જ રાત્રી તેને ભેટીને તેના તેજમાં અદૃશ્ય[3] થઈ જાય છે તે જોઇને મ્હારૂં હૃદય સ્નેહથી પીગળે છે! આ બ્રહ્માંડમાં મને કોઈ પણ વસ્તુ સ્નેહ વગરની દેખાતી જ નથી. સર્વ કોઈ વસ્તુ સ્નેહના બંધનથી જ બંધાયેલી હું જોઉં છું. આખું જગત્ સ્નેહ ભર્યું જ મને લાગે છે, અને તેમાં સ્રીઓનો સ્નેહ કંઈ અદ્‌ભુત દૈવિપણું ધરીને જ રહેલો જણાય છે, અને તેના અતુલ[4] સ્નેહનો ઝરો સ્વાર્થ વિનાનો લાગે છે. સ્રીઓનો સ્નેહ બચપણથી તે દેહ ઘડપણ સુધી ઝીણી નજરે જોતાં આપણને સ્વાર્થ વિનાનો જણાશે. નિર્દોષ બાલકીઓ પોતાનાં માતપિતાને જે સ્નેહથી ચાહીને તેમની આજ્ઞા પાળે છે, તેમાં કાંઈ સ્વાર્થ હોતો નથી. મોટી થયા પછી, પતિને ઘેર ગયા પછી પણ જે કંઈ પોતાનું કહેવાય તે સર્વ પતિ જ છે એમ માની પોતાના દુઃખથી દરકાર નહિ કરીને તેની સેવા આનંદથી કરે છે, અને પુત્ર પુત્રીઓને લાડથી ઉછેરે છે. વૃદ્ધાવસ્થામાં પણ તે સર્વ કુટુમ્બવર્ગને નિઃસ્વાર્થ[5] સ્નેહથી વ્હાલે તેમની ઉપર અતિશય પ્રીતિ બતાવી હિતકારક વચનો બોલે છે. આ બધાનો વિચાર કરતાં સ્રી કેવળ સ્વાર્થ વિનાના દૈવિ સ્નેહની હાલતી મૂર્તિ જ હોય નહિ એ તમને લાગે છે.

પ્રિય વાચનાર બન્ધુઓ! પ્રભુની પ્રીતિ મેળવવા માટે તમે તેની દરરોજ પૂજા કરો છો, સ્વર્ગ મેળવવા માટે યજ્ઞ વગેરે કરો છો, મોક્ષ પામવા માટે વેદાંતનાં અનેક પુસ્તકોનો અભ્યાસ કરો છો, અને તે છતાં પણ તમને પ્રભુ પ્રસન્ન થતા જણાતા નથી; આટલું બધું કરતાં છતાં પણ પ્રભુ તમારી નજરે પડતા નથી. પરંતુ તમારાથી ઘણી જ ઓછી શક્તિવાળી અબળાઓ, તમારા જ્ઞાનથી ઘણા જ ઓછા જ્ઞાનવાળી અજ્ઞાની સ્રીઓ, તમને જ પોતાના પતિને જ–પ્રભુ ગણીને દૈવિ સ્નેહથી ચ્હાય છે, તમને પ્રભુ ધારીને સર્વ પ્રકારે તમારી સેવા કરે છે. તમારામાં જ પ્રભુની સર્વ ભાવના કરીને તમને જાત જાતનાં બાળભોગ, રાજભોગ, વિગેરે નૈવેદ્ય ધરાવે છે અને અખૂટ પ્રેમથી તમારી ભક્તિ કરે છે. તમને-તેના પતિ પ્રભુને દૈવિ સ્નેહનાં ચક્ષુથી[6] તે લગાર પણ મીંચ્યા વિના, વારંવાર દર્શન કર્યા જ કરે છે, અને રખેને આ મ્હારા પ્રભુને મ્હારી વાણીથી દુઃખ થશે, મ્હારા આ કામથી મ્હારા વ્હાલાનું હૃદય દુભાશે, એવી બીકથી તમારી છાયાની માફક જ રહીને તમારામાં—તેના પ્રભુમાં જ તેનો માનસિક[7] યજ્ઞ રચીને પોતાની સર્વ ઇચ્છાઓની આહુતિ[8] તે યજ્ઞમાં રાત દિવસ આપ્યા જ કરે છે!!!

---

૧ ભળી જાય છે. ૨ ઝાડ. ૩ દેખાય નહી તેવી, લીન. ૪ તુલના થાય નહી તેવો. ૫ સ્વાર્થ વગરના. ૬ આંખો. ૭ મનમાં થતો. ૮ યજ્ઞમાં હોમવાની વસ્તુઓ.

ગમે એમ બોલે તે મનમાં કદી લાવવું નહીં. આપણે બારે[૮] જ્યોતિર્લિંગનાં દર્શન કરીશું; ધર્મશાળાઓ બંધાવીશું; આપણું ધન એ પ્રમાણે સારા માર્ગે વપરાતાં આપણી જે કીર્તિ થશે એજ આપણું સન્તાન માનીશું. જે બાબ્ત પ્રભુના જ હાથમાં છે તે મેળવવાને માટે આપણે આટલી બધી ચિન્તા શું કામ કરવી પડે!" આ પ્રમાણે ધનપાલ નામનો એક મધ્યમ વયનો શેઠ પોતાની કાન્તા નામની સ્ત્રીને દીલાસો આપતો હતો. આ શેઠ પાસે પુશ્કળ પૈસો હતો. આખા હિન્દુસ્થાનમાં ઠેર ઠેર એની દુકાનો હતી; દેશે દેશ એની આડત હતી. પરદેશ સાથે પણ એ ઘણો વેપાર કરતો. એને રહેવાને ઠેકાણે ઠેકાણે મ્હોટા મ્હેલો હતા. ઉનાળાની ઋતુમાં રહેવાનાં ઠેકાણાં પર્વત ઉપર અને દરીયા કિનારે આવી રહ્યાં હતાં. તેને અનેક વાડીઓ હતી,—તેટલા રથ, વાહનો, દાસદાસીઓ હતાં. આ વૈભવસુખ પોતાની "કાન્તા" જોડે તે ઇચ્છા પ્રમાણે ભોગવતો. બધી અનુકૂળતા છતાં આ દંપતીને[૧] સન્તાનનું સુખ નહતું. તેમાં ધનપાલ કરતાં કાન્તાને આ વાતનું બહુ દુઃખ લાગતું, વારંવાર ઓછું આવી જતું. અધુરામાં પુરૂં તે દિવસે સવારે કાન્તા દાતણ કરવાને પોતાની મ્હેડી ઉપર બારી આગળ બેઠી હતી તે વખતે મ્હેલ્લાની વાસીંદુ વાળનારી ઢેયડી ત્યાં થઇને જતી હશે, તેણે કાન્તાના સ્હામું જોઈ મ્હોં મરડીને લાજ કહાડી, અને સાથે ચાલતા પોતાના વરને છણકો કરીને કહેવા લાગી કે "મણીને કહીને આ મેલાનું વાહીંદુ આપણે બદલોને, નત્યે હવારનાપોરમાં આ વાંઝીયાંનું મોઢું જોવું પડે સે તે રાત્યદી મારેને તમારે વઢવાડ થયા કરે સે. મરેરે, હું તો કહુસુ મેલોની એના પૈહામાં પુરો!" "આ વચન સાંભળી કાન્તાને બહુજ દુઃખ લાગ્યું, અને એથી એણે રોવા માંડ્યું. ઉપર જણાવ્યા પ્રમાણે ધનપાલે એને ઘણી ઘણી રીતે સમજાવી, ઇતિહાસ પુરાણના અનેક દાખલા દીધા, પણ કાંઈ જ અસર ન થઇ. છેવટે તે બન્ને કાશીયાત્રા કરવાના નિર્ણય ઉપર આવ્યાં. સારા જોશીને બોલાવી શુભ દિવસ ઠરાવી આ દંપતી પોતાના પરિવાર+ સાથે પોતાના રથવાહનો જોડાવીને કાશી તરફ નીકળ્યાં, અને ઘણે કાળે ત્યાં પ્હોંચ્યાં. ત્યાં વિશ્વનાથનાં દર્શન કરી એક સુન્દર બાગવાળા મકાનમાં મુકામ રાખ્યો. તેઓ પોતાનો વખત કથાવાર્તા સાંભળવામાં અને સાધુસંતના સમાગમમાં જ ગાળતાં, એક દિવસ આ પતિપત્ની મણિકર્ણિકાના ઘાટ ઉપર ફરતાં હતાં, ત્યાં એક દૈવિ સ્વરૂપના સાધુ પુરૂષનાં તેમને દર્શન થયાં. એમને એ ઘણા આગ્રહથી પોતાના રહેઠાણે લાવ્યાં, પાદ્ય[૨] અર્ધ્યથી[૩] પૂજન કર્યું, અને મહાત્માને જાત જાતનાં ફળ ખાવા આપ્યાં. તેમાંથી થોડોક જ પ્રસાદ આરોગી તે તૃપ્ત થયા, પછી ધનપાલ એમના પગ દબાવવા લાગ્યો, અને કાન્તા દુઃખી મ્હોંથી જમીન ભણી નજર કરી બેઠી. મહાત્મા શાંત ગંભીર વદનથી[૪] બોલ્યા, "પુણ્યશાળી જનો, પ્રભુની કૃપાથી ત્હમારી હૃદયમાં રહેલી ઇચ્છા સમજવાને હું શક્તિમાન થયો છું; પણ મ્હારી સલાહ માનો તો જે સ્થિતિ છે તેમાં જ આનંદ માનો. પ્રભુને શ્રમ આપી કોઇ ઘણુ ફળની ઇચ્છા ન રાખવી. પરમેશ્વર તો મહાકૃપાળુ છે, અને કીડી અને પતંગીયાથી તે બ્રહ્મા સુધી દરેકની ઇચ્છા, યોગ્ય લાગતાં અને અનુકૂળ વખતે, પૂરી પાડે છે; પણ દુરાગ્રહથી માગેલા વરદાનમાં કાંઈ

---

૮. મુખ્ય બાર ધામોએ સ્થપાયેલાં મહાદેવનાં સ્વરૂપ

૧. (પરણેલાં) સ્ત્રી પુરૂષ. ૨. પગ ધોવાનું પાણી. ૩. પૂજામાં અર્પણ કરવાની વસ્તુ ૪. મ્હોંથી. + કુટુમ્બના તથા ચાકર નફર વગેરે માણસો.

લાભ નથી. ત્હમારા પ્રારબ્ધમાં બે સુખ સાથે સરજાયલાં નથી;—સન્તાનસુખની ઇચ્છા રાખશો તો દ્રવ્યસુખ નહીં રૂહે. પછી ત્હમે પ્રભુને દોષ દેશો, માટે હું પ્હેલેથી ત્હમને ચેતાવું છું. ત્હમારા અતિશય આગ્રહથી કદાચ ત્હમે પુત્ર પામશો પણ ત્હમારે ઘણી જ કંગાલ અવસ્થા ભોગવવી પડશે." ધનપાલ તો પગ દાબ્યા કરતો હતો, તે મુગો જ રહ્યો, પણ કાન્તાથી રૂહેવાયું નહિ. પ્રથમ તો એ રોઇ જ પડી, અને ઘણી ઘણી આજીજી કરી પુત્ર માગ્યો. દયાથી પીગળતા ભાવથી મહાત્મા બોલ્યા "પુત્રિ તું બાળક છે, અજ્ઞાન છે, તો ભલે સંસારનો અનુભવ લે. ત્હને પુત્ર થશે, પણ ત્હમે ઘણીજ દરિદ્ર અવસ્થા ભોગવશો." દંપતી સાંભળીજ રહ્યાં. મહાત્મા ધ્યાનમાં હોય એમ થોડીકવાર બેસી રહ્યા; પછી બોલ્યા, "ભદ્રજનો[1]! ત્હમે બન્ને ધર્મિષ્ઠ છો, અને ત્હમારી ઇચ્છા સ્વાભાવિક છે, વળી ધનપાલ વિદ્વાન અને જ્ઞાની છે; તેથી પરિણામમાં ત્હમારા પુત્રથી ઘણાં સુખી થશો." પતિપત્નીના હર્ષની સીમા રહી નહીં, મહાત્મા કેટલોક વખત ત્યાં બેઠા અને જ્ઞાનનો ઉપદેશ દીધો; તે બોલ્યા, "પુત્ર, જુવાનીયામાં[2] મળેલો બોધ મન ઉપર સ્થિર રહી શકતો નથી. જીંદગીમાં બધી અનુકૂળતાવાળા માણસને કદી પરમેશ્વર સાંભરતો પણ નથી. જ્યારે સંસારનો બધી રીતનો અનુભવ થાય ત્યારે જ વિરાગ અસર કરે છે." આ પ્રમાણે કેટલોક ઉત્તમ ઉપદેશ દઈ તેઓ ચાલ્યા ગયા.

પોતાનો કાશીનિવાસ સફળ થયેલો જોઈ કાન્તા ઘણીજ આનંદમાં આવી ગઇ. તે દિવસે ધનપાલે વિદ્વાન બ્રાહ્મણોને જમાડ્યા, ને પુષ્કળ દાન કર્યું. તેમ જ તમામ અપંગ લોકને પણ ધન, અન્ન, વસ્ત્ર વગેરેથી સંતોષ્યા. પછી થોડા દિવસમાં તેઓ પોતાને ઘેર પરિવાર સાથે કાશીથી આવી પ્હોંચ્યાં.

ઇશ્વર જેવા મહાત્માઓનો પ્રભાવ જ એવો છે કે આશીર્વાદની સાથે જ ફળની પ્રાપ્તિ થાય છે. કાન્તાને ગર્ભ રહ્યો. ગર્ભવૃદ્ધિ પામવા લાગ્યો. આમ ગર્ભ વૃદ્ધિ પામવા લાગ્યો, અને આમ ધનપાલને દ્રવ્યમાં ખોટ, ઉપર ખોટ, નુકશાન ઉપર નુકશાન, થતું ગયું. ચારે તરફ દુકાનો તુટવા માંડી. કોઈ ઠેકાણે મુનિમે લુચ્ચાઈ કરી, તો કોઈ ઠેકાણે વ્હેપારીઓએ દગો દીધો. રોજ એક લાખ સોનામ્હોર જેટલું નુકશાન થવા માંડ્યું. ધનપાલ તો જાણતોજ હતો કે આમ થવાનું છે, તેથી તેણે શાંતિથી સર્વ સહન કરવા માંડ્યું. ગર્ભને સાત માસ થયા તેટલામાં તો ધનપાલ શેઠનું તમામ ધન પાયમાલ થઇ ગયું. માત્ર પોતાને રહેવાનો મ્હેલ તથા તેની અંદરનું રાચરચીલું રહ્યું. અને તે પણ નસીબમાં રૂહેવાનું સરજેલું નહતું. એક મધ્યરાત્રીએ આ દંપતી સુતાં હતાં ત્યાં એકદમ પોતાના ઘરમાં આગ લાગી, અને જોત જોતામાં દીવાસળીની પેઠે બધું બળી ગયું. આડોશી પાડોશીએ છાંટવાને ઘણાએ ઉપાય કર્યા પણ છંટાયું જ નહી. અને ખુબી એ થઇ કે પાડોશીના ઘરને બીલકુલ આંચ આવી નહીં. માત્ર આ ઘર તથા તેની અંદરનું તમામ બળીને ભસ્મ થઈ ગયું. ધનપાલ અને કાન્તા અકેક વસ્ત્રભેર ઘરની બહાર નીકળી ગયાં; એમની પાસે હવે કાંઇ રહ્યું નહીં. સગાંવહાલાંને ત્યાં થોડાક દીવસ રહ્યાં. ચાકર નોકર સૌ બીજે ઠેકાણે ચાલ્યાં ગયાં. ધનપાલે પોતાના હાથની વીંટી વેચી ભાડે

---

૧. પુણ્યશાળી માણસો.

ઘર રાખ્યું, અને કાન્તાએ શરીર ઉપર થોડાંક રહેલાં મંગળ આભૂષણો[1] વેચી જેમ તેમ મહા સંકટે એ મહીના ચલાવ્યું. હવે કાન્તાને ગર્ભાવસ્થાનો કાળ પુરેપુરો વધ્યો. દરિદ્ર અવસ્થાથી ખેદ પામેલી કાન્તા બોલી, "વ્હાલા, આપણી આ દશા! 'હાં' કહેતામાં હજારો દાસદાસીઓ આપણી તહેનાતમાં રહેતાં તેને અત્યારે આવા વિકટ[2] સમયમાં પાણી સરખું પાવાને કોઈ નથી! આ દુઃખ હાથે કરીને આપણે વ્હોરી લીધું છે. જે વખતે મગજમાં પવન ભરાય છે કે અમુક વસ્તુ મેળવવી છે, તે વખતે પછી બીજું કાંઈ જ ભાન રહેતું નથી. આપણું ભલુ ઈચ્છનારાં ઘણાંએ વારે છે પણ મન માનતું નથી; જ્યારે એક તરફ ફળ મેળવી બીજી તરફ ખુવાર થવાય છે, ત્યારે જ આંખ ઉઘડે છે. ત્યારે જ મોહ દૂર થાય છે. હવે મ્હને ખબર પડે છે કે આ પૃથ્વીનો દેવતો પૈસો જ છે. પૈસો હોય ને પુત્ર થાય તો જ માબાપથી લાલનપાલન[3] બની શકે છે. મ્હારો પુત્ર જે થોડા દિવસમાં આ દુનિયામાં આવશે તે જ્યારે મ્હોટો થશે ત્યારે આપણે પેટ અવતરવાને માટે આપણને ધિક્કારશે. વ્હલા, ત્હમે સમજી શકો નહી, પણ પ્રસવનો વખત હવે પાસે આવ્યો છે. આહા! પતિ....." કાન્તા બોલતાં ગળગળી થઈ ગઈ. આ છેલા, હૃદયમાંથી એકાએક નીકળેલા, કરૂણ સ્વરના શબ્દોની ધનપાલને જુદી જ અસર થઈ. તેને કાન્તાના શરીરની સ્થિતિ કંઈક ભય ભરેલી લાગી. જેને સાધનની સગવડને લીધે શરીરની મહાવેદનાનો અનુભવ ન હતો તેવી પોતાની સુકોમળ સ્ત્રીની આવે વખતે ઘણી સંભાળ લેવાની તેને જરૂર જણાઈ. પણ હવે મહા મુસિબતે પોતાનું ગુજરાન ચલાવનાર ધનપાલને આ કામ એટલું મુશ્કેલ જણાયું કે તે વિચારથી જ એનું મગજ ભમવા લાગ્યું. આખરે ગમે તે જોખમે પણ પોતાની વ્હાલી "કાન્તા" નું–પોતાની જીંદગીના બાકી રહેલા એકના એક આધારનું –રક્ષણ કરવું જ એવો નિશ્ચય કરી તે ઘર બ્હાર નીકળ્યો.

ધનપાલને પોતાની સ્થિતિનું સારી રીતે ભાન હતું. પોતાની દશા ફર્યા પછી બજારમાં કોઈ કોઈવાર નીકળતો ત્યારે એને જોઇ બધા પોતાની પીઠ ફેરવતા. કોઈ વળી આંખે આંખ મળવાથી વિનય બતાવતા, પણ એ સઘળું મ્હોંનું જ. આવી દશામાં ધનપાલ વિચાર કરવા લાગ્યો કે હવે પૈસા કોની પાસે માગવા, પોતાની પેઢીનો મુનિમ સ્વાર્થદત્ત નામનો હતો તે એને સાંભરી આવ્યો. તેને પોતે ધન, ઇનામ, શરપાવ વગેરે આપી ન્યાલ કર્યો હતો, અને તેથી હાલ એની પાસે સારો પૈસો એકઠો થયેલો હતો. તેની પાસે મદદ લેવાને ઈરાદે ધનપાલ ગયો. આ વખતે રાત્રીના નવ વાગ્યા હતા. બારણા આગળ આવીને "દત્તુભાઇ છો કે" કરીને બુમ મારી. ચકોર સ્વાર્થદત્ત ઘાંટો ઓળખી ચેત્યો, અને પોતાની સ્ત્રીને ઇશારો કરી કહ્યું "કહે કે એ તો બ્હાર ગયા છે." પણ તેની સ્ત્રી મોહિની એ કહ્યું "જેની ઉદારતાથી ત્હમે આ સ્થિતિએ પ્હોંચ્યા છો તેનો આમ તિરસ્કાર કરવો ઠીક લાગે છે? જુઓ તો ખરા કે એ શું કામ આવે છે?" અને સ્વાર્થદત્ત જવાબ દે તે પ્હેલાં તો બારણું ઉઘાડી તે બોલી "પધારો, ધનપાલભાઇ, એ ઘરમાં જ છે." ધનપાલ ઘરમાં ગયો. સ્વાર્થદત્તે પુરો આવકાર પણ ન આપ્યો. પણ મોહિનીએ ઘણો વિવેક કર્યો; પછી તે અંદરના ખંડમાં ગઇ, એટલે ધનપાલે પોતાની સ્થિતિ સ્વાર્થદત્તને કહી અને સો સોના મ્હોરની મા-

૧ ઘરેણાં. ૨ જોખમ ભરેલા, આકરા. ૩. લાડ અને પોષણ.
૬

ગણી કરી. સ્વાર્થદત્ત બોલ્યો, "એ બની શકે એમ નથી, મ્હારી પાસે હાલ રોકડ નાણું નથી. માટે એ વાત જ ન બોલશો " ધનપાલ જે સ્વાર્થદત્તની ગત જાણતો હતો તેણે કહ્યું, "તમારે જે જોઇએ તે વ્યાજ લ્યો પણ આપો." સ્વાર્થદત્ત કહે "તમારો ભરોંસો હવે પડે નહીં. તમારી પાસે શું વ્યાજ લેવું! એમ ધર્માદામાં પૈસા નાંખી દેવાય નહીં. પણ એક સરત હોય તો વળી હું ગમે તેમ કરી માગેલી સોના મ્હોર આપું. તે સરત એ છે કે—તમારો પુત્ર આવે તે એક વર્ષનો થાય ત્યારથી અમારે ત્યાં મૂકવો. એ પોતે મ્હોટો થઇ પરદેશ કમાવા જાય અને ત્યાંથી જે જે કાંઇ લાવે તે દરેક વસ્તુ મ્હને આપી દે; અને ત્યાર પછી તમે જેટલી મ્હોર હાલ લઇ જાઓ એથી બમણી તમે આપો, તો તમારો દીકરો તમને પાછો મળે, નીકર એ અમારા દાસ તરીકે રહે;—જો કબૂલ હોતો લખી આપો ઇશ્વરના સોગન ખાઇને, અને લઇ જાઓ સોના મ્હોર, બાકી રામ રામ."

ધનપાલ તો સ્તબ્ધ જ થઇ ગયો. આટલે દરજ્જે મનુષ્યો કૃતઘ્ન[1] અને સ્વાર્થી હશે એમ એણે કદી ધાર્યું ન્હોતું. એને બન્ને તરફ સંકટની આગ સળગતી લાગી. આખરે વિચાર કર્યો. "ચાલ પ્રભુ, લખી આપવા દે. કાન્તાની જીંદગીને કદાચ જોખમ લાગ્યું, તો પછી પુત્રનો લાભ ક્યાં રહ્યો?! વળી પુત્રને સારી રીતે ઉછેરવાને આપણી પાસે જોઇતું સાધન પણ નથી. આ તો બીચારો બાળક સુખી થશે; કારણ સ્વાર્થદત્ત ગમે તેવો છે. પણ મોહિની ધર્મિષ્ઠ અને પ્રેમાળ છે, અને વળી તેને પણ કાંઇ સન્તાન નથી." આમ વિચારી ઇશ્વર ઉપર આધાર રાખી સ્વાર્થદત્તના કહ્યા મુજબ ખત લખી આપી સો સોના મ્હોર લઇ ઘેર આવ્યો. કાન્તાને આ બાબત કાંઇ પણ કહી શક્યો નહીં—તેની જીભ જ ઉપડી નહીં. મોહિનીને આ વાતની ખબર પડી ત્યારે સ્વાર્થદત્તને સ્ત્રીના ધર્મ પ્રમાણે જે ઘટિત હતું તે કહ્યું. પતિવ્રતા સ્ત્રી પોતાના અનેક દોષોવાળા પતિને પણ બીજું શું કરી શકે?

કાન્તાને ઘણો જ સુકુમાર[2] પુત્ર અવતર્યો. પુત્રનું નામ શાન્તિસિન્ધુ પાડ્યું. તે એક વર્ષનો થયો. તે દરમીયાન ધનપાલ તેનું ભવિષ્ય સંભારી હમેશાં ખેદ પામતો અને નિશ્વાસ મુકતો. અન્તે વર્ષની મુદત પૂરી થતાં તેને બધી હકીકત કાન્તાને આંસુ ભરેલી આંખે કહેવી પડી. સાંભળતાં જ કાન્તા તો આભી જ બની ગઇ. આહા! શું પુત્રને આપી દેવો! ખોળામાં સુતેલા, માના મ્હોં સ્હામું જોતાં જ હસી પડી હાથ પગ પછાડતા, કોમળ પુત્રને બીજાને સોંપી દેવો! અને તે પણ પાછો મળવાનો સંભવ જ ન રહે એવી સરતે! સાત સાત પેઢી સુધી ખુટે નહીં એટલા અઢળક ધનવૈભવને જોત જોતામાં નદીના પુરની પેઠે ગુમાવી દઇ એક ગરીબમાં ગરીબ મજુરની દશાએ આવી પડ્યાં તે પુત્રના આવા સુખ માટે!!! પણ ઉપાય શો! પોતાના તરફના સ્નેહને ખાતર, પોતાના જ સુખને માટે, પોતાની જીંદગીના રક્ષણને માટે, પતિને અણચાલ્યે આવું દુઃખદ પગલું ભરવું પડ્યું હતું. વળી પતિ વચને બંધાયા હતા; અને પોતાને જ લીધે વ્હાલા સ્વામીને વચન તોડવા વખત આવે એ કાન્તા જેવી મહા સતીને ભારેમાં ભારે અધર્મ લાગ્યો. તેણે દુઃખનો ડુમો મનમાં રોક્યો. સર્વે કોમળ લાગણી—આટલા દુઃખે મળેલા એકના એક પુત્રના સ્નેહની લાગણી—દબાવી દીધી; અને કઠણ અંતઃકરણ કરી પુત્રને લઇ દંપતી સ્વાર્થદત્તને ઘેર ગયાં. સારે

1 કરેલા ઉપકારનો બદલો ખોટી રીતે વાળનાર. 2. ઘણો કોમળ અને સુન્દર.

બાગ્યે સ્વાર્થદત્ત ગામ ગયો હતો, અને મોહિની એકલી જ હતી. તેણે આ બે જણાંનો ઘણો આદરસત્કાર કર્યો. કાન્તા મોહિનીને ભેટી પડી, અને દયામણે ચ્હેરે તેના સ્હામું જોઇ જ રહી. મોહિનીએ કહ્યું "બ્હેન, મ્હારે કહેવું તો ન જોઇએ પણ ધર્મને ખાતર કહેવું પડે છે મ્હારા પતિની આ ચાલથી મ્હને પોતાને પણ ઘણુંજ દુઃખ લાગેછે. પણ ઉપાય નથી. ત્હમે જરાએ ચિન્તા રાખશો નહિ. હું ઈશ્વરને સાક્ષી રાખી કહું છું કે ત્હમારા પુત્રને મ્હારા પોતાના પુત્ર કરતાં પણ વધારે કાળજી રાખી ઉછેરીશ, અને પ્રભુ કરશે તો સૌ સારાં વાનાં થશે." આવા શબ્દોથી મોહિનીએ કાન્તાનું ઘણી ઘણી રીતે મન વાળાવ્યું, પણ પુત્રસ્નેહની દોરી તુટતી વખતે ગમે તેવા દિલાસાના, ગમે તેવા વિશ્વાસના, શબ્દો પણ માના ચીરાતા અંતઃકરણને કદી પણ સાંધી શકે? આખરે, ફીક્કે ચ્હેરે, આંસુથી ભરપૂર આંખે, ધ્રુજતા હાથે અને કપાઇ જતા અંતઃકરણે કાન્તાએ પોતાના છાંદગીથી પણ મોંઘા વ્હાલા પુત્રને મોહિનીના હાથમાં આપ્યો! વાંચનાર બ્હેનો, કાન્તાની આ વખતની સ્થિતિનો ખરેખરો ખ્યાલ ત્હમે પોતે સ્હમજી શકશો એટલો હું વર્ણવી શકીશ નહી. પુત્રને સોંપી પતિપત્નિ એકદમ ઉઠયા. મોહિનીએ જમવાનો ઘણોએ આગ્રહ કર્યો, પણ દુઃખીયાં દંપતી તે કબુલ ન રાખી ઘેર આવ્યાં. પોતાની જન્મભૂમિ છોડી દૂર પ્રદેશમાં ચાલ્યાં ગયાં, અને ત્યાં મજુરીથી મહા મુસીબતે પોતાનો નિર્વાહ ચલાવવા લાગ્યાં.

---

## પ્રકરણ ૨.

* लिखितमपि ललाटे प्रोज्झितुं कः समर्थः ।

"કરમ છુપે નહીં ભભુત લગાયે."

મોહિની શાન્તિસિન્ધુને પણુંજ પ્રેમ અને લાડથી ઉછેરવા લાગી. તે ન્હાનપણથીજ ઘણો ચંચળ અને બુદ્ધિશાળી હતો. તેને જે જે કાંઇ કહેવામાં આવતું તે તરત સમજી લઈ ધ્યાનમાં રાખતો. પાંચ વર્ષની ઉમ્મરનો થયો ત્યારે મોહિનીને એને કાંઇક ભણાવવાની ઇચ્છા થઈ. સ્વાર્થદત્તને તો એ બાબતની થોડીજ કાળજી હતી; એનું લક્ષ તો, એ મ્હોટો થઇ પોતાનો અર્થ ક્યારે સારશે એ વાત તરફ જ હતું. પણ મોહિનીના આગ્રહથી એને શુભ દિવસ જોઈ સારી નિશાળે બેસાડવામાં આવ્યો. શાન્તિસિન્ધુ વ્યવહારીક તેમ જ વિદ્યા શિખ્યો, એટલુંજ નહી પણ તેણે કેટલીક જરૂરીયાતની કળામાં પણ કુશળતા મેળવી. વળી પૂર્વજન્મના સંસ્કારને લીધે તેના સોબતીઓ પણ વિદ્વાન મળી આવવાથી એ પોતે પણ વિદ્વાન, જ્ઞાની અને રસિક બન્યો. સોળ વર્ષની ઉમ્મરે તો એ વિદ્યાકળાથી નિપુણ, વ્યવહારમાં પાવરધો, ઘણોજ ખુબસુરત, યુવાન નીવડયો. એને જોઇનેજ મોહિનીના આંખ ઠરતી, અને સ્નેહનાં આંસુ આવી જતાં; દુઃખ માત્ર તેને એટલુંજ લાગતું કે પોતાનો ખરો પુત્ર ન્હોતો. શાન્તિસિન્ધુએ હવે વ્હેપારી જ્ઞાન મેળવવા તરફ ધ્યાન આપવા માંડ્યું, અને

---

* કપાળે લખેલું ભુસી નાંખવાને કોણ સમર્થ છે?

પોતાની દુકાનમાં તેને માટે અનુકૂળતા કરાવી આપવા સ્વાર્થદત્ત પાસે ગોઠવણ કરાવી. એક વર્ષમાં તો તે આ બાબતમાં પણ સારી રીતે માહિતગાર થઈ ગયો, અને હવે એણે સ્વાર્થદત્તના વ્હેપારમાં જાતે નજર રાખી મુનીમોના કામકાજ તરફ બારીકીથી તપાસ રાખવા માંડી. એક દિવસ ત્હેણે એક મુનીમની લુચ્ચાઈ પકડી અને તેને ખુબ અડાવ્યો. આ મુનીમ ઘણા જુના વખતથી સ્વાર્થદત્તની સાથે ધનપાલ શેઠને ત્યાં નોકર હતો, અને તે શેઠના તુટયા પછી સ્વાર્થદત્તને ત્યાં રહ્યો હતો. પહેલાં તો એ ઘણીજ પ્રમાણિકતાથી પોતાનું કામ કરતો, પણ પછી, તે પોતાના નવા શેઠની દાનત સારી પેઠે જાણતો હોવાથી, લુચ્ચા માણસની સાથે લુચ્ચાઈ વાપરવામાં અને ચોરનો માલ ચોરી લેવામાં નીતિનો ભંગ થતો નથી એમ માની, લાગ મળે જેમ બને તેમ તેને લુંટવા ચુકતો નહીં. હવે પોતાના એવા કામમાં શાન્તિસિન્ધુ આડખીલી રૂપ થતો જોઈ એણે તેને સમૂળગો દૂર કરવાની યુક્તિ રચી. શાન્તિસિન્ધુ એને ધમકાવી રહ્યો એટલે એણે કહ્યું, "શાન્તિભાઈ, અમારા કામમાં માથું મારવાથી ત્હમને પોતાને શો લાભ છે? ત્હમે એમ જાણતા હશો કે આ ઘરબાર, દુકાન અને પૈસો ટકો ત્હમારો પોતાનાં છે, અને તેમાં કાંઈ નુકશાન થતાં ત્હમને પોતાને નુકશાન થાય છે. પણ ભાઈ ખરી વાત એમ નથી. સ્વાર્થદત્ત અને મોહિની એ ત્હમારાં માબાપ નથી. ત્હમારાં ખરાં માબાપે તો ગુજરાનને ખાતર ત્હમને આમને ત્યાં ત્હમે છેક ન્હાના હતા ત્યારથી ઘરાણે મુક્યા છે, અને જ્યાં સુધી ત્હમે અમુક સરતે ત્હમારાં માતપિતાનું દેવું ચુકાવો નહીં ત્યાંસુધી ખરૂં જોતાં તો ત્હમે આ ઘરના દાસ જ છો. એતો મોહિની શેઠાણીના અતિશય પ્રેમને લીધેજ આટલું બધું માન ભોગવી શકો છો, અને એ પણ, સાહેબ, શેઠાણીને પુત્ર થયો નથી ત્યાં સુધી. ત્હમે અહીં આમ મોજ શોખ ભોગવો છો, પણ ત્હમારાં માબાપ બીચારાં દૂર દેશ કોથળા ઉપાડી મજુરી કરી પેટનું પૂરૂં કરે છે. માટે ભાઈ જો લાગણી હોય તો પરદેશ જઈ જાતે કમાઓ અને માબાપનું દેવું ભરી ત્હમે પોતે છુટો અને તેમને છોડવો. પછી તો ત્હમારી મરજી; અમે તો ત્હમને ખરી વાત છે તે કહી દીધી"

પ્રિય વાંચનાર, શાન્તિસિન્ધુ જેવા ચંચળ અને સ્નેહી માણસને આ શબ્દો કેવા મર્મવેધક* લાગ્યા હશે! તે એકદમ ત્યાંથી ઉઠયો, અને મોહિની પાસે ગયો. મોહિનીને આજ એના મ્હોની અને મનની સ્થિતિ કાંઈ જુદીજ લાગી. હમેશ આનંદી, હસમુખા ચ્હેરા ઉપર આજ શોકનું ધાબું પડ છવાઈ ગયેલું જણાયું. તેણે તેને પોતાની પાસે બેસાડી ઘણાજ સ્નેહથી પુછયું "ભાઈ, તું આજ આમ કયમ છે? કાંઈ શરીરને સારૂં નથી?" શાન્તિસિન્ધુ મ્હોટા થયા પછી આ પ્હેલીજ વખત ગળગળો થઈ રોઈ પડયો, અને બોલ્યો "મા, મા, મોહિની મા, તું મ્હને સાચે સાચું કહે, મ્હારાં ખરાં માતપિતા કોણ છે? મ્હારો આ ઘર સાથે શો સંબંધ છે? હું કેવી રીતે દેવાથી બંધાયેલો છું?" મોહિની ચમકી. આખરે ખરી વાત છોકરાનાજાણમાં આવી એમ જોઇ ગભરાઈ. એ વાત એના મનમાંથી કહાડી નાંખવાને એણે એને ઘણો ઘણો સમજાવ્યો, વાત ઉડાવવા માંડી, પણ શાન્તિસિન્ધુએ આગ્રહ છોડયો નહીં. આખરે બનેલી બધી ખરી હકીકત મોહિનીને કહેવી પડી. શાન્તિસિન્ધુનું હૃદય ચીરાયુ. પિતૃભક્તિની લાગણીએ તેના આત્માને જગાડયો. તેજ ઘડીથી તેને

* અંતઃકરણને વીંધી નાખે એવા.

સર્વ વૈભવનો વિચાર આવી ગયો, અને પરદેશ જઈ જાત મહેનતથી કમાઇ લાવવાનો નિશ્ચય કર્યો. આ નિશ્ચય સાંભળી મોહિની તો આજીજ થઇ ગઈ. આવી કુમળી વયમાં તે પોતાનાથી આઘો ખસે અને પરદેશ જાય એ વિચારથી એનું અંતઃકરણ ભરાઇ આવ્યું. એણે એને ઘણો ઘણો વાર્યો, સમજાવ્યો; પણ તેણે કાંઇજ માન્યું નહીં. આખરે પોતાના સ્નેહથી તેને પીગળાવવા માંડ્યું. શાન્તિસિન્ધુ બોલ્યો, "મોહિની મા, હેં મ્હને પોતાના સન્તાન કરતાં પણ વધારે સ્નેહથી ઉછેર્યો છે અને આવી ઉંચી સ્થિતિએ આણ્યો છે એ ભુલી જઇ હું કૃતઘ્ન થતો નથી. પણ મ્હારે એક મ્હોટી ફરજ બજાવવાની છે, એ તું જાણે છે, અને તેથીજ હું ત્હારાથી વિખુટો પડું છું. ગમે ત્યાં છતાં હું આખી જીંદગી સુધી ત્હને હું મ્હારી મા જ માનવાનો: અને ત્હારા ઉપરનો સ્નેહ હું કદી પણ વિસરીશ નહીં એ નક્કી માનજે.

શાન્તિસિન્ધુએ આખરે મલયદ્વિપ જવા નક્કી વિચાર કર્યો અને સ્વાર્થદત્તની રજા માગી. તેને તો એટલુંજ જોઇતું હતું. તેનો સ્વાર્થ તો એ વ્હેલો પરદેશ જઈ ખુબ કમાઈ લાવે એમાં જ રહેલો હતો. એ વધારે કમાતાં શીખે એટલા માટે જ વ્હેપારીમાં માહિતી મેળવવા ગોઠવણ કરી આપી હતી એટલુંજ નહી પણ, એ ખરી વાત જાણે તો પરદેશથી થોડુંજ લાવે માટે તેને અજાણ્યો રાખવા તેણે બનતો બંદોબસ્ત કર્યો હતો. થોડાક જ દિવસ પછી કેટલાક વ્હેપારીઓનું વ્હાણ મલયદ્વીપ તરફ જતું હતું તેમને શાન્તિસિન્ધુને લેતા જવા ભલામણ કરી. મોહિનીએ સાથે રાખવાને કેટલુંક ધન અને બીજાં સાધનો આપવા માંડ્યાં, પણ તેમાંનું કાંઇપણ ન સ્વીકારીને એક સાધારણ સ્થિતિના વ્હેપારીની પેઠે વ્હાણમાં બેસી ચાલી નીકળ્યો. ઘણેક દીવસે વ્હાણ મલયદ્વીપ પ્હોંચ્યું, ને બારામાં તોપ ફોડી શહેરના વ્હેપારીઓ પોતાના પરિવાર સહિત સામૈયુ લઈ તેડવા આવ્યા. બંદર ઉપર મેળો ભરાયો. વ્હાણ લાંગર્યું અને બધા વ્હેપારીઓ ઉતર્યા. સૌ પોતાના આડતીયાને મળ્યા, ભેટ્યા અને પોતપોતાને મુકામે ચાલ્યા. શાન્તિસિન્ધુ એકલો કિનારા ઉપર ચારે તરફ જોતો, ઉભો રહ્યો.

આ સમયે આ સ્થળનો રાજા અનન્તવર્મા બંદર ઉપર શો આનન્દ થઇ રહ્યો છે એ જોવા રથમાં બેસી આવ્યો હતો, અને દૂરથી બધી લીલા જોતો હતો. એકલો, વિચારમાં ગુંચાયેલો પણ સુન્દર અને તેજસ્વી જણાતો શાન્તિસિન્ધુ એની નજરે પડ્યો. એને જોતાંજ રાજાને એના તરફ કંઈક અકળિત[1] પ્રેમની લાગણી થઈ આવી. પોતાની પાસે એને બોલાવ્યો, અને તેની હકીકત પુછી શાન્તિસિન્ધુએ પોતાનો ખરો વૃતાન્ત છુપાવી, મલયદ્વિપ જોવા બારે મથકમાં પોતાની વ્હેપારી કુશળતા અજમાવવાના ઈરાદાથી આ તરફ આવ્યો છું એમ જણાવ્યું. રાજા એની બોલવાની છટા, લાવણ્ય,[2] અને બુદ્ધિથી ચકીત થઇ ગયો અને પોતાને ત્યાં પરોણા તરીકે રાખવા નક્કી કરી સાથે લઇ ગયો.

વખત જતાં શાન્તિસિન્ધુ અનન્તવર્મા રાજાનો પરમપ્રિય મિત્ર થઇ રહ્યો. ત્યાં એણે ઘણીક જાતનો વ્હેપાર કરવા માંડ્યો. પોતે મૂળથીજ આ કામમાં ચાલાક તો હતો જ,

---

૧. કારણ સ્હમજાય નહીં એવી. ૨. મીઠાશ.

અને વળી રાજા તરફથી સર્વ રીતની અનુકૂળતા મળતી, એટલે એણે થોડીજ મુદતમાં ઘણો પૈસો એકઠો કર્યો. બ્હારથી રાજા સાથે મોજમઝા આનંદ અને વૈભવ ભોગવતો ખરો, પણ તે સર્વ રાજાને ખુશી રાખવાને, અને પોતાની ખરી વાત બ્હાર જણાવા દેવાને જ. તેના અંતઃકરણમાં પોતાનાં ખરાં માતપિતાને દેવામાંથી છોડવવાની એ આતુરતા ઉછાળા મારતી હતી, એણે પોતાને દેશ પાછા આવવાને કેટલીક વાર વિચાર કર્યા પણ રાજાના સ્નેહ આગળ એનું કાંઈ ચાલતું નહિં. એટલામાં એને એક નવી ઉપાધિ આવી પડી. એક દિવસ રાજાનો મન્ત્રી પ્રવીણસાગર પોતાની ઉમ્મર લાયક થયેલી ઘણી ચતુર અને શાણી પુત્રીને માટે યોગ્યવર ન મળવા બાબત રાજાની આગળ પોતાની દીલગીરી જણાવતો હતો; શાન્તિસિન્ધુ પ્રવિણસાગરની નાત્યનો જ છે, અને પ્રવિણસાગરને તેનાં વિષે ઘણો ઉંચો અભિપ્રાય બંધાયો છે એમ રાજા જાણતો હતો, અને તેથી સમય સાધી આ વખત રાજાએ શાન્તિસિન્ધુ સાથે લગ્નસંબંધ બાંધવા પોતાના મન્ત્રીને આગ્રહ કર્યો. પ્રવિણસાગર પ્રથમ તો વિચારમાં પડ્યો પણ પછી રાજાના અતિશય આગ્રહથી, તેમ પરિણામ ખોટું નહિ આવે એવો પોતાના અનુભવથી વિશ્વાસ પડ્યાથી આ નવો વિચાર તેને ઘણો સારો લાગ્યો અને રાજાને પોતાની સંમતિ આપી. આ વાત શાન્તિસિન્ધુને કાને આવતાં એક તરફ સ્વાભાવિક હર્ષ, પણ બીજી તરફ અતિશય શોક થઇ આવ્યો.તેને પોતાના ખરા પિતાએ સ્વાર્થદત્તને કરી આપેલી સરત સાંભરી આવી. તે જાણતો હતો કે " **પોતે મ્હોટો થઈ પરદેશ કમાવા જાય અને ત્યાંથી જે જે કાંઇ લાવે તે દરેક વસ્તુ** " ઉપર સ્વાર્થદત્તનો જ હક હતો. તે દ્રવ્ય વધારે એકઠું કરતો હતો, તે માત્ર મોહિનીએ પોતાના તરફ રાખેલા સ્નેહનો બદલો વાળવાને વાસ્તે જ પણ આ વાત તો જુદી જ હતી. ભવિષ્યમાં સુખ જ થશે એવા પૂર્ણ વિશ્વાસથી જ પોતાનો દેહ અને હૃદય જેણે આપ્યું હોય એવી સુકુમાર બાળકીને લગ્ન પછી છેહ દેવો અને સ્વાર્થદત્ત જેવા નીચ માણસને સોંપી દેવી એ વિચારથી જ એનું મગજ ભમવા લાગ્યું. શું લગ્ન વખત અગ્નિ દેવતાની સમક્ષ ખરા સ્નેહથી તેનું રક્ષણ કરવાની પ્રતિજ્ઞા લીધા પછી પોતાની પત્નીના સ્નેહનો એવો બદલો વાળવો ? પણ રાજાને મ્હોં એ ના પણ કેમ પડાય ? ના કહેતાં તેનો ખુલાસો આપવો પડે અને તેમ કરતાં પોતાની ખરી હકીકત કહેવી પડે! ત્યારે શું લગ્ન કરવું અને પછીથી સરત તોડવી અને ઇશ્વર સમક્ષ પિતાના આપેલા વચનનો મ્હારા જેવા પુત્રે ભંગ કરવો ? નાના એમ તો કદી પણ બને જ નહીં. ત્યારે કરવું શું ? મનને ઘણી ઘણી બાજુએ દોડાવ્યા પછી આખરે તેને એક વિચાર સુઝયો. એણે રાજાને વિનંતિ કરી, લગ્નનું નક્કી થાય તે પ્હેલાં મન્ત્રીની પુત્રી સાથે એક વાર થોડીક એકાન્ત વાત કરવાનો પ્રસંગ માગ્યો. એની રસિકતાથી માહીતગાર હોવાથી, સ્નેહની પરીક્ષા કરવાનો આ રસ્તો છે એમ માની રાજાએ આ માગણી કબુલ રાખી, અને એવો પ્રસંગ અપાવવા વચન આપ્યું.

( અપૂર્ણ ).

સુમિત્ર, બન્ધુસમાજ.

# જ્ઞાનસુગન્ધ.

આર્ય સ્ત્રી-વર્ગ—હે ઇશ્વર, ભરતખંડની પુત્રીઓ ઊંચા કુળની છે. તેમની વર્તણૂક ઘણી ઉત્કૃષ્ટ[1] છે. હે પરમેશ્વર, તેમને આશીર્વાદ આપ. સાર્વજનિક[2] સાનન્દાશ્ચર્ય[3] ઉત્પન્ન કરે એવા, પતિવ્રતાપણું, મર્યાદા, નમ્રતા ને મધુરતા વગેરે ઉત્તમ ગુણો એમનામાં છે. હે પ્રભુ તેં આર્ય દેશની સ્ત્રીઓને આવી બનાવી તેથી હું તારો ઉપકાર માનું છું; પણ પવિત્ર ધર્મ વિષયમાં તેઓ અંધારામાં છે તેટલા માટે મને ઘણી દિલગીરી છે. તેઓએ હજી તેને સત્ય સ્વરૂપ પરમાત્મા જાણી ભજ્યો નથી. અરે, આ ઉત્તમ ગુણો સાથે સત્ય શ્રદ્ધાનાં શુભ ચિન્હો મિશ્ર[4] થઈ જાય તો મારી આર્ય ભગિની કેવી સુંદર અને સુશોભિત બને! હે તાત[5] તેમને દરેક વાતે સાચી કર; એમ થવાથી અમારા મોક્ષને અર્થે તેમને ચાહીશું અને માન આપીશું.

બાબુ કેશવચંદ્રસેને રચેલી "પ્રભુપ્રાર્થના."

ભાષાન્તર કર્તા–વિનાયક અનંતરાય મેંઢ.

સ્ત્રીની મહત્તા—પતિને સંસાર સમુદ્રમાં સહાયકારક, વિપત્તિના વખતમાં ઉગારનાર, ગૃહરાજ્યમાં પ્રધાનરૂપ, ગંભીર, પ્રેમાળ, આકાશ તૂટી પડવા જેવા મહાભારત સંકટમાંથી ઉગારનાર, ધૈર્ય,[6] સાહસ, ચાતુર્ય[7] અને મનની મોટાઇ વગેરે સદ્ગુણોથી લોકનું વશીકરણ કરનાર, દુઃખ સુખની ભાગીએણ, નાના પ્રકારના વ્યવહારિક પ્રપંચો કરવાથી થાકી ગયેલા ગૃહસ્વામીને વિશ્રાન્તિનું[8] સુખ આપનાર, ટુંકામાં કહીએ તો સંસારના જંજાળ ભરેલા ખટલામાં પુરૂષોની આપદા ઓછી કરનાર સ્ત્રી જ છે. સુખશાંતિને આપનારી, સલાહસંપ જાળવનારી, સંતોષનું સ્થાન; સુખમાં ઉમેરો કરનાર, અને પ્રાણનાથના જખમી થયેલા અંતઃકરણને ધીરજ આપનાર, પુરૂષના ભયંકર જુસ્સાને નરમ પાડનાર, મંદવાડના વખતમાં મધુર શબ્દોથી ઔષધની ગરજ સારનાર, સર્વ જાતના સંતાપથી મુક્ત કરનાર અદ્ભુત આકર્ષણશક્તિ વાળી સ્ત્રી જ છે. આવા આવા હૃદયાહ્લાદક[9] ગુણોથીજ મનુ આદિ મહાત્માઓએ સ્ત્રીજાતિની પૂર્ણ પ્રશંસા કરી છે.

સૌ. શ્રીમતી લાધીબાઈ.

બુદ્ધિપ્રકાશ, પુ૦ ૪૧, અં. ૨.

પાન્થ, બન્ધુસમાજ.

## સ્વીકાર.

નીચેનાં માસિકો તથા પત્રનો અમે આનંદ તથા ઉપકાર સાથે સ્વીકાર કરીએ છીએ (૧) કલાપી, (૨) મફત મજાહ, (૩) કેળવણી, (૪) વસન્ત, (૫) ગુજરાતીપંચ. આ ઉપરાંત નીચેનાં પુસ્તકો તેમના કર્તા તરફથી અમારા ઉપર અવલોકન માટે મોકલવામાં આવ્યાં છે, જે અમે ઉપકાર સાથે સ્વીકારીએ છીએ:—(૧) સદ્ગુણી હેમન્ત કુમારી, (૨) વહુને શીખામણ, (૩) નાગરના રીવાજો, (૪) અશોક. અભિપ્રાય બનતી તાકીદે આપીશું.

૧ ઉત્તમ. ૨. સર્વ લોકોને. ૩. આનંદ સાથે આશ્ચર્ય ૪. ભળી જાય. ૫. પિતા. ૬. ધિરજ, ૭. ચતુરતા. ૮. આરામ. ૯ હૃદયને આનંદ આપનારા.

# સમય તરંગ.

**કન્યાશાળાઓને ઉત્તેજન**—પ્રાથમિક શાળાઓ માટે લોકલબોર્ડો અને મ્યુનિસિપાલિટીઓને થતા ખર્ચનો નામદાર મુંબાઈ સરકાર પ્રથમ $\frac{1}{3}$ હિસ્સો આપતી તેને બદલે $\frac{1}{2}$ હિસ્સો આપવાનો ઠરાવ વિદાય થયેલા મુંબાઇ ઇલાકાના ગવર્નર લોર્ડ નોર્થકોટના વખતમાં થયો છે. એ ઠરાવમાં, આ વધારાની ગ્રાન્ટનો ઉપયોગ મોટે ભાગે કન્યાશાળાઓમાં કરવો એવો લોર્ડ નોર્થકોટે ભાર મૂકયો છે અને જણાવ્યું છે કે નાનાં ગામડાંમાં છોકરા છોકરીઓને ભેગું શિક્ષણ આપવું અને મોટાં ગામડાં અને શહેરોમાં કન્યાશાળાઓ સ્થાપવી.

**સ્ત્રીઓ માટે દાક્તરની ગોઠવણ**—આલ્જીરીયાની દેશી સ્ત્રીઓ જેઓ પોતાના ચોક્કસ આચારવિચારને લીધે દાક્તરોની સલાહ લઈ શકતી નથી તેને, હિંદુસ્થાનમાં જેમ લેડિ ડફરિન ફંડમાંથી દાક્તરની મદદ પહોચડાવામાં આવે છે તેમ, ઘેર બેઠે, તેવી મદદ પહોચાડવાની આજમાયશ આલ્જીરીયાના ફ્રેન્ચ સત્તાવાળાઓ હાલ કરે છે.

**બાળકોનાં મરણનું એક કારણ**—મુંબાઇ શહેરમાં થતાં બાળકોનાં મરણના ઘણા મોટા પ્રમાણનું કારણ એમ જણાવવામાં આવે છે કે ત્યાંની મિલોમાં કામ કરનારી સ્ત્રીઓ પોતાનાં કોમળ બાળકોથી આખો દિવસ વિખૂટી રહેવાથી તેમને બરોબર પોષણ મળતું નથી તેથી તેઓ માંદાં પડી મરણ પામે છે.

**નામદાર શાહેનશાહબાનુનો દયાળુ સ્વભાવ**—આપણાં નામદાર શાહેનશાહબાનુ એલેકઝાન્ડ્રા ટ્રાન્સવાલના યુદ્ધના અરસામાં પોતાના પિતાને ત્યાં ડેન્માર્ક ગયાં હતાં. એક દિવસ તેમને એક વૃદ્ધ પુરૂષ મળ્યો તેણે તેમને કરગરી પડી જણાવ્યું કે તેના દીકરાને બોઅરોએ, જોર જુલમથી અંગ્રેજો સામે લડવાને લશ્કરમાં દાખલ કર્યો હતો અને લડતાં તે કેદ પકડાયો હતો. આ ઉપરથી તરતજ નામદાર શાહેનશાહબાનુએ લોર્ડ રોબર્ટ્સ પર તારનો સંદેશો મોકલી, તપાસ કરી, કહેવામાં આવેલી હકીકત ખરી હોય તો તે છોકરાને છોડી મુકવા ભલામણ કરી હતી. લોર્ડ રોબર્ટસે તપાસ કરી આ છોકરાને છોડી મૂકયો હતો.

**કન્યાપાઠશાળાની સ્થાપના**—શ્રીમતી કારાદેવી અને કેશવીદેવી તરફની દ્રવ્યની મુખ્ય મદદથી દહેરાદુનમાં એક કન્યાઓ માટે પાઠશાળા સ્થાપવામાં આવી છે. આ પાઠશાળાને લગતો સઘળો વહીવટ શ્રીમતી મહાદેવી નામની એક બાનુને સોંપવામાં આવ્યો છે તેના હાથ નીચે નવ સ્ત્રીઓની એક કારોબારી મંડળી નીમવામાં આવી છે. હાલ આ પાઠશાળામાં ૬૫ કન્યાઓ છે. પાઠશાળામાં નીચેના વિષયનું શિક્ષણ આપવામાં આવે છે. (૧) ધાર્મિક શિક્ષણ (૨) સંસ્કૃત (૩) દેવનાગરી (૪) બંગાળી અને અંગ્રેજી (ખુશી હોય તો) (૫) ગણિતશાસ્ત્ર (૬) ઈતિહાસ અને ભૂગોળ (૭) વિદ્યા હુન્નર (૮) ભજન કીર્તન (૯) રસોઈ (૧૦) શીવવા ભરવા તથા ગુંથવાની કળા અને (૧૧) આરોગ્યતાને લગતા નિયમો.

**નામદાર શાહેનશાહબાનુ શીવી જાણે છે**—આપણાં નામદાર શાહેનશાહબાનુ એલેકઝાંડ્રા શીવણ કળામાં ઘણાં કુશળ છે. તેઓએ પોતે એકાદ સ્થળે જણાવ્યું છે કે નાનપણમાં તેમને તથા તેમનાં બ્હેનને એકજ દાયાથી ચલાવી લેવું પડતું ત્યારે વારંવાર તેઓ જાતે પોતાનો પોશાક શીવી સાંધી સુધારતાં.

**સંસારસુધારાસમાજના ઉદ્દેશ**—મુંબાઈ ઈલાકાની સંસારસુધારાસમાજના ઉદ્દેશ નીચે પ્રમાણે છેઃ—(૧) સ્ત્રીની પ્રતિષ્ઠા શિક્ષણ વડે અને હરકત કર્તા રિવાજો દૂર કરી વધારવી. (૨) લગ્ન વયમાં વધારો કરવો અને એકથી વધારે સ્ત્રી પરણવાના રિવાજનો નાશ કરવો (૩) વિધવાવિવાહ વિરૂદ્ધની હરકતો દૂર કરવી.(૪) જુદી જુદી જ્ઞાતિઓ અને પેટા જ્ઞાતિઓમાં પરસ્પર લગ્ન તથા ભોજન સંબંધ વગેરે વધારી સાંસારિક વ્યવહારને ઉત્તેજન આપવું (૫) પરદેશગમન વિરૂદ્ધના પ્રતિબંધ દૂર કરવા. (૬) સાંસારિક પવિત્રતાને તથા મદિરાપાન અટકાવવાના યત્નોને ઉત્તેજન આપવું. આ સમાજના સભાસદ થવા ઇચ્છા રાખનારે ઉપરનાં ઉદ્દેશોમાંથી ૩ નો સ્વીકાર અવશ્ય કરવો જ જોઇએ.

*Registered No. B 436*

# સુન્દરીસુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु

( પ્રસન્ન દેવતા રહે ત્યાં પામે સન્માન સુન્દરી )

સર્વ નાતે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક

પુસ્તક ૧ } અંક ૪ }

પ્રકાશક,
બન્ધુસમાજ.

{ વિક્રમ ૧૯૬૦ માર્ગશિર
{ ઈસ્વી ૧૯૦૩ ડીસેમ્બર

વિષયસૂચના



વાર્ષિક લવાજમ એક રૂપિયો ટપાલ ખર્ચ ત્રણ આના

અમદાવાદ—યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કમ્પની લિમિટેડ

# લવાજમની પ્હોંચ.

૪૬. રા. રા. ગટુલાલ ગોપીલાલ. (અમદાવાદ) રૂ ૧-૦-૦
૪૭. રા. રા. કૃષ્ણલાલ નરસિંહલાલ. (અમદાવાદ) રૂ ૧-૦-૦
૪૮. સૌ. શારદાગૌરી સુમન્તરામ મ્હેતા. (અમદાવાદ) રૂ ૧-૦-૦
૪૯. રા. રા. નાગપણજી ઉમરશી ઠકર (મુંદ્રા) રૂ ૧-૩-૦
૫૦. બ્હેન. સંતોકબા જગજીવન (બાબાપુર) રૂ ૧-૩-૦
૫૧. શ્રી બહેન. કાન્તાગવરી ચિમનલાલ ખુશાલરાય. (અમદાવાદ.) રૂ ૧-૦-૦
૫૨. રા. રા. નગીનલાલ હરિલાલ સેતલવાડ. (અમદાવાદ) રૂ ૧-૦-૦
૫૩. રા. રા. કેશવલાલ હિરાલાલ માજી દિવાન સાહેબ (અમદાવાદ.) રૂ ૧-૦-૦
૫૪. સૌ. સુલોચના જાદવરાય (અમદાવાદ) રૂ ૧-૦-૦
૫૫. મિસિસ મનસુખલાલ રેવજીભાઈ મ્હેતા. (વવાણીયા) રૂ ૧-૩-૦
૫૬. રા. રા. હિંમતલાલ પરભુલાલ દેસાઈ (પેટલાદ) રૂ ૧-૩-૦
૫૭. રા. રા. અચરતલાલ ગોવિંદલાલ (અમદાવાદ.) રૂ ૧-૦-૦
૫૮. રા. રા. મણિશંકર આનન્દજી રાજ્યગુરૂ (પોરબંદર) રૂ ૧-૩-૦
૫૯ જયકુંવર પિતાંબર હેડમિસ્ટ્રેસ (સોજીત્રા) રૂ ૧-૩-૦
૬૦ શેઠ યુસફઅલી બાકરભાઈ (મુમ્બાઈ) રૂ ૧-૩-૦
૬૧ રા. રા. સત્યેન્દ્રરાવ ભીમરાવ (અમદાવાદ) રૂ ૧-૦-૦
૬૨. રા. રા. છગનલાલ અમરશી મ્હેતા (અમદાવાદ) રૂ ૧-૦-૦
૬૩. રા. રા. જેઠમલ માનસિંગ (કરાચી) રૂ ૧-૩-૦
૬૪. રા. રા. હરિરામ લાલજી લક્ષ્મણદાસ (કરાચી) રૂ ૧-૩-૦
૬૫ રા. રા. મૂલચંદ ઘેલાભાઈ (કરાચી.) રૂ ૧-૩-૦
૬૬ રા. રા. કૃષ્ણરાવ ભોળાનાથ બારિસ્ટર-ઍટ લૉ (અમદાવાદ) રૂ ૧-૦-૦
૬૭. રા. રા. ખેતશી વેલશી સાયલાવાળા, સેક્રેટરી રામદાસ મોરારજી
લાઇબ્રેરી (કરાચી) રૂ ૧-૩-૦
૬૮. રા. રા. મકનલાલ ગુપ્ત (ધોરાજી) રૂ ૧-૩-૦
૬૯. સૌ. ધનગવરી નવનીધરાય (મહુવા) રૂ ૧-૩-૦
૭૦ મી. એ ડી ધરમશી (ચાલીશગામ) રૂ ૧-૩-૦
૭૧. રા. રા. ભાણજીભાઈ ગુલાબચંદ શાહ (ભાવનગર પરા.) રૂ ૧-૧-૦
૭૨ રા. રા. મોહનલાલ પ્રેમાનંદ પરિખ (વડોદરા) રૂ ૧-૩-૦
૭૩ રા. રા. સુરજભાઈ ભગુભાઈ દેસાઈ (વડોદરા) રૂ ૧-૩-૦
૭૪. રા. રા. વિષ્ણુલાલ નટવરલાલ (જુનાગઢ) રૂ ૧-૩-૦
૭૫ રા. રા. સત્યેન્દ્રરાય ગોવિંદલાલ (અમદાવાદ.) રૂ ૧-૦-૦
૭૬. ડૉક્ટર મુકુન્દદેવ સામળપ્રસાદ (ગ્વાલિયર) રૂ ૧-૩-૦
૭૭. રા. રા. ગણેશજી જેઠાભાઈ વ્યાસ (અમદાવાદ) રૂ ૨-૦-૦
૭૮ રા. રા. પંડિત કૃષ્ણ હરગોવિંદ "બન્ધુસમાજ" (અમદાવાદ) રૂ ૧-૦-૦
૭૯ રા. રા. માણેકધર ગિરજાધર (કસૂર પંજાબ) રૂ ૧-૩-૦
૮૦. રા. રા. મુળરામ દામોદર હેડમાસ્તર (નગરઠઠ્ઠા સિંધ) રૂ ૧-૩-૦

# સુન્દરીસુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો, " સ્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વરૂપ થાય, શરીરે બલવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાલકવર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધવર્ગની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઈ પતિનું જીવન ઉન્નત કરે, અને તેના આંતર્‌વિલાસોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઇ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાખે, અને અન્તે સ્વદેશમાં હૃદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે:—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. " સ્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજાવિના રાજ્ય નથી...... "સ્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે "

વર્ષ ૧ લું. ] ઈ. સ. ૧૯૦૩. ડીસેમ્બર—માર્ગશિર. વિ. સં. ૧૯૬૦. [ અંક ૪ થો.


## કાવ્યકુંજ.

### સ્રીની પરીક્ષા.

( ચાલી ચાલી ગોકુળની ગુજરનાર કે મહીડાં વેચવા રે લોલ.—એ રાગ. )

સખી, જ્યારે સુખના વાયુ વાય, હૃદય હરખાવતા રે લોલ,
હિંસતા દિન સંપત્તિપ્રકાશથી અતિ રળિયામણા રે લોલ;
સખી, જ્યારે સુખશય્યાની માંહ્ય, મીઠી નિંદ આવતી રે લોલ,
બ્હેન, જ્યારે વૈભવ વેળા દુઃખ, નહિ પીછાનતાં રે લોલ;
નહિ આ ઉજળા દિવસો માંહ્ય, પરીક્ષા આપણી રે લોલ,
સખી, સહુ સંકટકેરે સમય, કસોટી નીકળે રે લોલ;
બ્હેન, જ્યારે વાયુ ભયંકર વાય, ઘોર ઘન[1] ગાજતાં રે લોલ,
સખી, જ્યારે ઝબુકે વીજળી તીક્ષ્ણ, હૃદયને વીંધતી રે લોલ;
વ્હાલી, જ્યારે આફત કેરી ઝડીઓ, જીવનપર તૂટી પડે રે લોલ,

[1] ઘન—વાદળાં.

બ્હેન, આવા કઠિન કાલની માંહ્ય, પૂર્ણ પ્રીતિ થકી રે લોલ,
કરી નહિ નિજ દુઃખની દરકાર, પતિસુખ શોધીએ રે લોલ,
બ્હેન, ત્યારે કિમ્મત આપણી થાય, જીવન તવ શોભતું રે લોલ;
પતિ કદી ચિન્તા ને ઉદ્વેગ થકી ગભરાય છે રે લોલ,
તરત સતી હૈયા સરસો લઈ, આશ્વાસન આપતી રે લોલ;
લઈ નિજ નાજુક કરમાં શિર, પતિનું પ્રેમથી રે લોલ,
મુકીને કોમળ ઉર પર, શોક નરમ સહુ પાડતી રે લોલ;
બ્હેન, દોરી સુખનાં નવલાં ચિત્ર, સ્વામી સંતોષતી રે લોલ,
કદી નહિ મળતી ધારી ચીજ, ઓછું નવ આણતી રે લોલ;
પતિનો પ્રેમ અમૂલી ચીજ, બીજું સહુ તુચ્છ છે રે લોલ,
આવી રહે બુદ્ધિ જ્યારે બ્હેન, સર્વ સ્થિતિ મહીં રે લોલ;
સખી, ત્યારે સફળ જીવન આ થાય, આપણું સ્ત્રીતણું રે લોલ,
પ્રભુ વળી થાયે, બ્હેન, પ્રસન્ન, આવી પ્રીતિ થકી રે લોલ.

નિર્ગુણ, બન્ધુસમાજ.

---

# વર્તમાનરંગ.

**પત્ની તરીકે સ્ત્રીની લાયકાત**—ગઈ તારીખ ૧૦ મી ઑક્ટોબરના ટાઇમ્સ ઑફ ઈન્ડીયામાં લન્ડનથી એક સ્ત્રીએ આ વિષય ઉપર લખેલો લેખ પ્રસિદ્ધ થયો હતો, તે ખાસ ધ્યાનમાં લેવા લાયક હોવાથી અમે તેનો નીચે પ્રમાણે સાર આપીએ છીએઃ—

હાલમાં પુરૂષો કેવી જાતની પત્નીઓ માંગે છે? કોઈ સુન્દરતા અને રૂપ ચ્હાય છે, તો કોઈ વિનય અને શરમાળપણું ઇચ્છે છે; એક પુરૂષ સારી રસોઇ કરનાર અને ઘર ચલાવનાર સ્ત્રી માગે છે, તો બીજો પત્ની તરફથી ધન કે પદવીની આશા રાખે છે; ત્રીજો જુદી જુદી જાતની આવડત વાળી સ્ત્રી શોધે છે, તો ચોથો હમેશાં ખુશીમાં રાખવાનો ગુણ પસંદ કરે છે. પુરૂષવર્ગનું આવું વલણ હોવાને લીધે કન્યાઓને, અમુક અમુક ખાસ ગુણોમાં તે નિપુણ થાય એમ, કેળવવામાં આવે છે. પણ ખરૂં જોતાં લગ્ન માટેની યોગ્યતા કોઈ એકાદ બે ખાસ ગુણોમાં નહીં, પણ એવી રીતે કેળવવામાં રહેલી છે કે જેથી તેઓ દરેક સ્થિતિમાં સરખી રીતે રહી શકે, કોઇ પણ જાતની મેહેનતમાં માન સમજે, અને ઉંચા અથવા હલકા કોઈ પણ સંજોગો દુનિયાંની મ્હોટી ફરજો બજાવવામાં મદદ કરનારા છે એમ માની તેમનો સ્વીકાર કરે. આ પ્રમાણે કેળવાયેલી સ્ત્રી પોતાનું દરેક કામ આનન્દથી, ચોકસાઇથી અને નિ-

---

તવ—ત્યારે.

પુણુતાથી એવી રીતે કરશે કે તે ગમે તેવું હલકું છતાં કંઈક નવીજ સુન્દરતાથી દીપી ઉઠશે. પુત્રીઓને જીંદગીની અમુક જ સ્થિતિ માટે લાયક બનાવવાની જરૂર નથી. ખરી કેળવણી સદ્દવર્તન–સારી વર્તણૂક–ઘડવામાં જ રહેલી છે. કારણ તેવી વર્તણૂકને લીધે કોઈ પણ સ્થિતિ પોતાને અનુકૂળ કરી શકાય છે. ઘરનાં સુખ અને આનન્દનો આધાર પૈસા કે એવાં કોઈ સાધનો ઉપર નથી; ખરૂં ઘર તો તે જ છે કે જ્યાં સારૂં વર્તન બંધાયું હોય છે, જ્યાં કુટુમ્બનાં માણસોમાં ગાઢ મિત્રાચારી હોય છે, જ્યાં પ્રેમ નરમાશથી રાજ્ય કરે છે, અને જ્યાં સલાહશાન્તિ ગમે તે સ્થિતિનાં કે વર્ગનાં સ્ત્રીપુરૂષોના આત્માને શીતળ કરે છે. આવી જાતનાં ઘર બનાવી શકે એવી કેળવણી સ્ત્રીઓને અપાવી જોઇએ. હાલની કન્યાને લગ્નને લાયક અપાતી કેળવણીમાં મુખ્ય દોષ એ છે કે જીંદગીમાંથી જેવો બોધ તેમણે લેવો જોઇએ તેવો લેતાં તેમને શીખવવામાં આવતું નથી, જીવનના સારામાં સારા પ્રસંગો તે તદ્દન અજાણપણે ગુમાવી દે છે. સાદાઈથી રહેવામાં મળતાં સંતોષ અને મીઠાશ તેમના સમજ્યામાં પણ આવતાં નથી. જીંદગીનો હેતુ, પોતાને ઘરબાર, ધનવૈભવ, કે લોકોમાં માન, હોવાં એટલો જ છે એમ મનાય છે. આ દોષનું મૂળ કયાં છે? એકલું ને બાળકીઓમાં કે તેમને કેળવનાર તેમની માતાઓમાં જ નહીં; હાલનો પુરૂષ પણ કાંઇ તદ્દન નિર્દોષ નથી. તે કન્યા સાથે પૈસાના બ્યવહારથી પરણે છે, અને ઘણાક તો તેને પુરતું ખરચખુરચ આપવામાં જ પોતાની ફરજ પુરી થયેલી માને છે. તેમનો ઘણોક વખત, તેમની ઇચ્છાઓ, દુનિયાદારીના લાભ મેળવવાની માયાકુટમાં જ રોકાયેલો હોય છે હાલની કંટાળેલી, અશાન્ત અને બેદિલ થયેલી સેંકડે નવાણું પત્નીઓ પોતાના પતિના સાચા પ્રેમ અને ભાવને ખાતર બહારના સર્વ વૈભવો ઘણી ખુશીથી છોડી દેવા કબૂલ થશે, અને સાદી અને શુદ્ધ જીંદગી અનુભવવામાં સંતોષ માનશે. જ્યાં કલેશ અને હુંસાતુસી જીંદગીના વધારે સારા ઉદ્દેશોને દબાવી દે, ત્યાં ખરૂં સુખ હોઈ શકે જ નહીં; અને તેવે ઠેકાણે, પરિણામમાં, મન બ્યાકુળ થઇ શરીરની સ્થિતિ બગાડે, અને શરીરના બગાડથી થતી માંદગી સર્વ જાતનાં દુઃખ ઉત્પન્ન કરે. પુરૂષોએ ખાસ કરીને જાણવું જોઇએ કે પત્નીની સુખાકારી એ કુટુમ્બના દરેક આનન્દનું મૂળ છે; સુખાકારીથી જ સ્વભાવ સારો રહે છે, અને સારો સ્વભાવ એ પત્નીનો પહેલો જરૂરીયાતનો ગુણ છે. કુટુમ્બના સુખને માટે બીજો જરૂરીયાતનો ગુણ એ છે કે સ્ત્રીએ પોતાનો અંતરનો પ્રેમ બ્હાર જણાવતા રહેવા તરફ વધારે વલણ રાખવું. કંઇક દોષવાળી છતાં હેતસ્વી અને ઉમળકાવાળી પત્ની, બીજી રીતે ઉત્તમ, પણ હેતભર્યા સ્નેહ વગરની, વિરાગી હોય એવી, પત્ની કરતાં વધારે સુખ આપી શકે છે. આવા ગુણો–આવી લાયકાતવાળી સ્ત્રીના ભાગ્યમાં રાજમેહેલ હોય કે પછી ઝુંપડી હોય, તો પણ એ પોતાનું ઘર એવું બનાવશે કે તેમાં સ્નેહ દરેક વસ્તુને તાજી અને મીઠાશવાળી કરી મુકશે, અને પતિનો આત્મા ઉચ્ચ થશે.

આ લેખમાં મુખ્યત્વે કરીને ત્રણ બાબતો આપણું ખાસ ધ્યાન ખેંચે એવી છે. (૧) પ્રથમ તો, ઉત્તમ પત્ની થવાને કયા કયા ગુણો જરૂરના છે એ વિષે ને અંગ્રેજ સ્ત્રીનો ખ્યાલ ઘણે ભાગે આપણા લોકોના વિચારને મળતો હોય એમ જણાય છે. પરણેલી સ્ત્રીની મુખ્ય ફરજ એ છે કે તેણે પોતાની જાતને સુધારી પોતાના કુટુમ્બને હમેશાં સલાહશા-

ન્તિમાં, સુખી આનન્દી અને ઉન્નત સ્થિતિમાં, રાખવા હરેક રીતે પ્રયત્ન કરવો જોઇએ. તેણે જે જે જ્ઞાન, જે જે ગુણો, મેળવવાના છે તે સર્વ આ મુખ્ય ફરજ બજાવવામાં મદદગાર થઇ પડવા માટે જ છે. (૨) બીજું, પૈસાદાર જ સુખી છે, અને ગરીબ સ્થિતિ હમેશાં દુઃખકારક છે, તે દશામાં આવી પડેલું કુટુમ્બ સુખી થઇ શકે નહી, એવા ઘણીક સ્ત્રીઓના વિચાર કેવા ભૂલ ભરેલા છે એ આ લેખથી સ્પષ્ટ સમજાય છે. તેમણે યાદ રાખવું જોઇએ કે "લગ્ન માટેની યોગ્યતા...એવી રીતે કેળવવામાં રહેલી છે કે જેથી તેઓ હરેક સ્થિતિમાં સરખી રીતે રહી શકે, કોઇ પણ જાતની મેહેનતમાં માન સમજે, અને ઉંચા અથવા હલકા કોઇ પણ સંજોગો દુનિયાંની મ્હોટી ફરજો બજાવવામાં મદદ કરનારા છે એમ માનો, તેમનો સ્વીકાર કરે." "ઘરનું સુખ અને આનન્દનો આધાર પૈસા કે એવાં કોઇ સાધનો ઉપર નથી; ખરૂં ઘર તો તે જ છે કે જ્યાં સારૂં વર્તન બંધાયું હોય છે, જ્યાં કુટુમ્બનાં માણસોમાં ગાઢ મિત્રાચારી હોય છે, જ્યાં પ્રેમ નરમાશથી રાજ્ય કરે છે, અને જ્યાં સલાહશાન્તિ ગમે તે સ્થિતિનાં કે વર્ગનાં સ્ત્રીપુરૂષોના આત્માને શીતળ કરે છે." પિયરની શ્રીમન્તાઇમાં ઉછરેલી અને તેની સાહેબીથી અંજાઇ ગયેલી, પણ ગરીબ સાસરાવાળી સ્ત્રીઓએ આ બોધ પોતાના ઘરની ભીંતે મ્હોટા સોનેરી અક્ષરે લખી રાખવા જોઇએ. (૩) પત્ની પ્રેમાળ અને કુટુમ્બવત્સલ[1] ન થવામાં "હાલનો પુરૂષ પણ કાંઇ તદ્દન નિર્દોષ નથી." પતિપત્નીની વચ્ચે ઉંચાં મન અથવા અણબનાવ થયેલા હોય એવાં કુટુમ્બોમાંનાં ઘણાંકમાં તપાસ કરીશું તો જણાશે કે પોતાનું લગ્નસુખ ખોવામાં પતિની બેદરકારી એ મુખ્ય કારણ હશે. પોતાનાથી જુદા જ ઉછેર, સ્વભાવ અને ઇચ્છાઓવાળી સ્ત્રી પોતાને અનુકૂળ થાય, અને તેની સાથેના ગાઢ સમ્બન્ધથી સંધાયેલી જીંદગી હમેશાં સલાહશાન્તિમાં રહે, તેને માટે પતિએ સ્નેહ, કેળવણી, કાળજી, વગકથળ વગેરે ગુણોનો ધ્યાનપૂર્વક ઉપયોગ કરવાની ઘણી જરૂર છે.

પાન્થ, બન્ધુસમાજ.

---

"ક્રોધ છે તે થોડીક ઘડીનું ગાંડાપણું છે. તેને વશ થઇ માણસ શું કરે છે તે કહી શકાતું નથી; તે ગમે તે કરે છે, પારકાનું કે પોતાનું ગળું સુદ્ધાંત કાપે છે, પણ એ ગાંડાપણું શમી જતાની સાથેજ પશ્ચાત્તાપ પેદા થાય છે, ને પોતાના કામનો મનમાં નિત્ય ક્લેશ રહ્યા કરે છે."

"વહુઓએ પોતાનો મિજાજ ખુશીમાં રાખવા માટે બનતો પ્રયત્ન કરવો, અને તેમ કરવું એ તેમનાજ હાથમાં છે. સંતોષી રહે, તકરારી મટે, અંરસપરસનો પ્યાર વધારે ને એક બીજાના સુખ દુઃખમાં ભાગ હોંશથી લે એટલે તેઓનો બધો વખત આનંદથી જશે."

---

૧. કુટુમ્બ તરફ મમતા રાખનાર.

# વાર્તાલહરી.



## શાન્તિસિન્ધુ.

( ગયા અંકથી ચાલુ. )

### પ્રકરણ ૩ જું.

यतो धर्मस्ततो जयः ।

વાચનારને યાદ હશે કે શાન્તિસિન્ધુ અને સરિતા મલયદ્વીપથી નીકળ્યાં તે વખતે તેમના વ્હાણમાં એક યોગિની પણ સાથે બેઠી હતી. મુકામ આવતાં બીજાની સાથે તે પણ વ્હાણમાંથી પોતાનો થોડોક સામાન હતો તે લેવરાવી ઉતરી, અને બારોગાર ગામ તરફ ચાલી ગઇ. તેના દેખાવથી જ તેનામાં યોગસાધનાને બળે કાંઇ અદ્‌ભુત શક્તિ આવેલી છે એમ જણાઇ આવતું, અને તેના તરફ જોનારને તેને પગે લાગવાની વૃત્તિ થતી. તે ગામમાં "આલેક્, આલેક્" નો પોકાર કરતી ફરતી હતી, અને જે ઘરમાં સ્ત્રી અને પુરૂષ બન્ને ધર્મિષ્ઠ હોઈ તદ્દન ધર્મને રસ્તે જ જાતમેહેનતથી કમાયેલું ધન પુણ્યદાનમાં વપરાતું હોય તેવા ઘરથી જ ભિક્ષા લેવાનું કહેતી હતી. તે તવંગરને ઘેર ઉભી પણ રહેતી નહીં, અને ગરીબોમાં જ આવા કુટુમ્બની તપાસ કરતી, અને તેનું કારણ પુછતાં તે જણાવતી કે ધર્મને દુભાવ્યા વિના લક્ષ્મી ઘરમાં પ્રવેશ કરતી નથી. એક જણે મશ્કરીમાં કહ્યું "ત્યારે તો ગામડામાં ફરો, અહિંઆં તો કડાકા કરવા પડશે." યોગિની તેજ દિવસે તે શ્હેર છોડી ગામડાંમાં ફરવા લાગી, અને પોતાની સરતો જ્યાં પુરી પડે ત્યાંથી ભિક્ષા લે, નીકર કંદ મૂળ ખાઈ ફળાહાર કરે. આમ તેણે આગળ ને આગળ મુસાફરી કરી. એક દિવસ એક ગામમાં ફરતાં ફરતાં એક ઘર આગળ ઉભી રહી, અને એક વૃદ્ધ સ્ત્રી રેંટીઓ કાંતતી હતી, તેને પુછ્યું, "માઈ, તું એવી વૃદ્ધ હોકે મ્હેનત કયું કરતી હૈ?" તે સ્ત્રીએ એના સ્હામું જોયું, અને તેનો અદ્‌ભુત દેખાવ જોઈ પોતાનું કામ બંધ રાખી તેની પાસે આવી, અને પગે લાગી બોલી "હું અને મ્હારા પતિ મ્હેનત કરીને જ અમારૂં ગુજરાન નભાવીએ છીએ." યોગિનીએ પુછ્યું "દુનિયામેં બહોતબી લોક ઓર ઓર તરેહસેં પેંસેવાલે હો ગયેહેં, ઓર તુમ એસી હાલત કયું ભોગવતે હો! વ્હાય વો રીતસેં ધનવાન હોનેકા પ્રયત્ન કરો!" તે વૃદ્ધ સ્ત્રીએ જવાબ દીધો "નહીં બાઈ, અમે અધર્મનો રસ્તો કદી પણ લેતાં નથી; ધનનું સુખ સારી પેઠે ભોગવ્યા પછી હવે ગરીબાઇનું સુખ ભોગવવાનું અમારે માથે સરજાયેલું છે, એટલે પૈસાને માટે અમને લલોપતા નથી." યોગિનીને કાંઇક સંતોષ થયો હોય એમ લાગ્યું, અને તેની પાસે ભિક્ષા માગી. તે સ્ત્રીએ કહ્યું "માતા, મ્હારા પતિ

મજુરીએ ગયા છે તે હમણાં આવી કાંઈક પૈસા લાવશે તેમાંથી આપને હું ભિક્ષા કરાવીશ; હાલ મ્હારી પાસે કાંઈ નથી, માટે લગાર બેસશો ?" યોગિની ત્યાં બેઠી, અને તે સ્ત્રીનું નામ પુછતાં પોતાનું નામ કાન્તા છે એમ તેણે જણાવ્યું. યોગિની તેના સ્હામું જોઇ રહી; થોડીકવારે બોલી "નજીકકે ગામમેં એક સાધુકે પાससें હમને સુનાથા કે તુમારે નામ વાલી એક ગરીબ વૃદ્ધ સ્ત્રી ઠીક પુણ્યદાન કરતી હેં, વોઈ તુમ હો. અચ્છા માઈ, તેરા કલ્યાણ હોયગા." કાન્તા પાસે બેઠી; થોડીકવારે ધનપાલ ઘેર આવ્યો, અને પોતાને ઘેર બેઠેલી કોઈ યોગિનીના અલૌકિક સ્વરૂપથી પ્રથમ સ્તબ્ધ થઈ ગયો, અને પછી તેને પગે લાગ્યો. કાન્તાએ તેની ભિક્ષાની વાત કરી. ધનપાલને આજ થોડા જ પૈસા મળ્યા હતા, પણ તે આનન્દથી સીધું લઈ આવ્યો, અને યોગિનીને ભિક્ષા આપી, અને પછી થોડુંક રહ્યું હતું તેમાંથી તે બે જણે ખાધું. યોગિનીએ કહ્યું "મ્હેં બહોત દૂરસેં ફિરફિરકે આતી હું, અબ મેરી કુછ મુકામ કરનેકી ઇચ્છા હોતીહું. તુમેરી રજા હોવે તો મ્હેં એ પાસે કે વંડેમે મુકામ કરૂં, ઓર યોગકી ધુની જગાઉં. હમ ધર્મિષ્ટ લોકકે સિવાય દુસરેકે પાસ બેંહને બી નહીં." આ સ્ત્રીપુરૂષને તો આવાં સાધુ જનો ઉપર મૂળથી જ પ્રીતિ હતી. તેથી એમણે ખુશીથી, એટલું જ નહીં, પણ આગ્રહ કરી તેમનો મુકામ નંખાવ્યો. બીજે દિવસે યોગિનીએ કાન્તાને કહ્યું "માઈ મેં મેરી યોગસિદ્ધિસેં જરૂર પડે તબ કોઈ બી ચીજ ઉત્પન્ન કર સકતીહું. તુમ પતિપત્નીપર મેં બહોત ખુશ હો ગઈ હું. તુમ વૃદ્ધ હો ગયે હો, ઇસલીએ, મ્હેં રોજ તુમકું એક સોના મ્હોર દઉંગી, ઓર મેરી એસી બિનતિ હે કે તુમ તુમારા પતિકું બોલો કે વો અબ કભી મજુરી કરે નહીં" કાન્તા નીચી નમી પગે લાગી; અને યોગિની દેવીનો અવતાર છે એમ ગણવા લાગી. ધનપાલ ઘેર આવતાં તેણે આ હકીકત તેને કહી; તે આનો હેતુ સમજ્યો નહીં. પણ બન્ને જણને એમ તો લાગ્યું કે હવે આપણા દુઃખનો અવધિ આવી રહ્યો છે. આ પ્રમાણે બે ત્રણ માસ રહ્યાથી કાન્તા યોગિની સાથે સારી પેઠે હળી ગઈ. એક દિવસ તેણે તેની આગળ હૈયું ખોલીને જીંદગીની બધી હકીકત કહી અને પુત્રનો શોક કર્યો. યોગિની ધ્યાનપૂર્વક બધું સાંભળી રહી; થોડીકવાર પછી બોલી "માઇ, મલયદ્વીપસે બોહોતસા ધન કમાકે એક બનીયેકા જુવાન લડકા આયાહેં, વોઇ તુમારા પુત્ર હોગા એસા હમકું ભાસ હોતાહે. જાઓ, તુમારે પતિકું યહ દોસો સોના મ્હોર દો, ઓર બોલો કે દેવામેંસે મુકત હો કે પુત્રકું લેકર આઓ." ધનપાલ આ વાત સાંભળી વધારે ચકિત થયો. યોગિની ઉપર તેની ભાવના વધી. તરત તે ત્યાંથી નીકળ્યો અને સ્વાર્થદત્તને ગામ ગયો. અને એને મળી બસો સોના મ્હોર તેને આપી તથા સ્હેરના પ્રતિષ્ઠિત શેઠીયાઓની સભા બોલાવી પોતાને તથા પોતાના પુત્રને દેવામાંથી મુક્ત થયેલા ઝાહેર કર્યા. શાન્તિસિન્ધુ પિતાને પગે પડ્યો. પિતાપુત્ર ઘણા જ આનન્દથી ભેટ્યા, અને ધનપાલે પુત્રને તેની માતા પાસે જલદીથી આવવાને આગ્રહ કર્યો. શાન્તિસિન્ધુને પણ તેવી જ ઇચ્છા હતી; પણ સરિતાને છોડતાં તેનો જીવ ચાલતો નહોતો. સરત પ્રમાણે સરિતા ઉપર તેનો કાંઇ જ હક નહોતો, અને તેથી સ્વાર્થદત્ત સ્હેલાઇથી તેને પાછી આપે એમ હતું નહીં. હાલ તે પોતાની માતાને મળવાને વધારે આતુર થયો હોવાથી તેણે છેવટે એવો વિચાર કર્યો કે હાલ મોહિનીને સરિતાની ખાસ કાળજીપૂર્વક સંભાળ રાખવાનું કહી માતાને મળી આવવું, અને પછી પાછા આવી [illegible]

ત્યારથી તે તરત પોતાના પિતા સાથે તેને ગામ જવા નીકળ્યો. માતા અને પુત્ર ઉભરાઇ જતા સ્નેહે ભેટયાં. પ્રેમનો ઉભરો શાન્ત થયા પછી બધાંએ મીઠું ભોજન કર્યું; અને પછી એકઠાં બેસી એક બીજાની સર્વ વીતી વાત કહી. યોગિનીની હકીકત સાંભળી શાન્તિસિન્ધુને વ્હાણમાંની યોગિની સાંભરી, અને પોતાનાં માતપિતાને સુખી કરનારનાં દર્શન કરવાને આતુર બન્યો. યોગિનીએ કહેવડાવ્યું કે સંધ્યાકાળ પ્હેલાં તે તેને, સમાધિમાં હોવાથી, મળી શકશે નહીં. રાત્રે જમી પરવારી શાન્તિસિન્ધુ યોગિનીની મઢુલીમાં તેનાં દર્શન કરી તેનો ઉપકાર માનવાના હેતુથી ગયો. યોગિની હજી સમાધિમાં જ હતી, તેથી તે છેટે ઉભો રહ્યો. સ્ત્રીઓ પણ પોતાના આત્માનું અને માણસ જાતનું કલ્યાણ કરવાના હેતુથી ઇશ્વરને પ્રસન્ન રાખવા કેવાં કેવાં દુઃખો સહન કરે છે એવા વિચાર કરતો ઉભો જ હતો, એટલામાં યોગિનીએ સમાધિ છોડી, અને તેના સ્હામું જોયું. શાન્તિસિન્ધુ જરા ખચકયો, પણ પ્રણામ કરી બોલ્યો "મ્હારાં વૃદ્ધ નિરાધાર માતપિતાને અત્યન્ત સુખ આપનાર આપ જ યોગિની છો ?" યોગિનીથી રહેવાયું નહીં. તે હશી પડી, અને બોલી "આપે મ્હને ના ઓળખી? હું બીજી કોઇ જ નહીં, પણ આપની વ્હાલી સરિતા જ." એમ કહી તેણે ઉપરનો ભગવો વેષ ફહાડી નાંખ્યો તો એ જ સુન્દર, મનોહર, પ્રેમની મૂર્તિ સરિતા તેની સ્હામે ઉભેલી જણાઈ. શાન્તિસિન્ધુ ચમક્યો, અને બ્હેબાયો; તેણે પુછયું "ત્યારે સ્વાર્થદત્તના ઘરમાં છે એ કોણ?" સરિતાએ કહ્યું" વ્હાલા સિન્ધુ, એ મ્હારી સખી નન્દિની. મ્હારો વૃત્તાન્ત સાંભળો. જે દિવસે આપે આપની મુંઝવણની વાત કરી તે વખતે મ્હારા મનમાં બહુ લાગ્યું. કઇ રીતે હું આપનું સંકટ દૂર કરૂં, આપના પિતાનું વચન પળાવી આપને તેના બંધનમાંથી છોડવું, આપના માતપિતાને સુખ આપું, અને મ્હારૂં પતિવ્રત બજાવી જીંદગીનું સાર્થક કરૂં, એ વિચારમાં મ્હેં ઘણો વખત ગાળ્યો. આખર એક યુક્તિ સુઝી. મ્હારાં માતા પાસે એક દાસી હતી, તેને નન્દિની નામની પુત્રી હતી. તે અને હું સરખી વયનાં, અને સરખા દેખાવનાં હતાં. આ નન્દિની મ્હારી પ્રિય સખી હતી, એને મ્હેં મ્હારી વાત કહી; એણે વચન આપ્યું કે હું જરૂર વખતે ત્હારો વેષ ભજવીશ. ત્યાંથી નીકળતી વખત માતા પાસેથી તેને સાથે લેવાનું માગી લીધું, અને યોગિનીના વેષમાં તેને આપણી સાથે લીધી. આપને છેલ્લી વખત મળી આપનાથી દૂર થઈ તે વખતે મ્હેં યોગિનીનો વેષ લઇ લીધો અને નન્દિનીને સરિતા તરીકે સ્વાર્થદત્તને ઘેર આપની સાથે મોકલી. મ્હેં ફરતાં ફરતાં આપનાં માતપિતાને ખોળી કાઢયાં. ત્યાર પછીની હકીકત આપ જાણો જ છો."

શાન્તિસિન્ધુ સરિતાની પ્રવીણતા જોઇ ચકિત થઇ ગયો. વિયોગથી ફીક્કાં પડી ગયેલાં બન્નેનાં મ્હોં, સ્નેહ અને આનન્દના તેજે ચળકવા લાગ્યાં. તે સરિતાને પગે પડવા જતો હતો, પણ સરિતા તરત એને વળગી પડી અને બોલી "ના, એમ હોય ! મ્હેં મ્હારા ધર્મથી વધારે કાંઇ જ કર્યું નથી." શાન્તિસિન્ધુએ કહ્યું "મ્હારી મધુરી સરિતા, ખરેખર ત્હેં ત્હારૂં વચન પાળ્યું, અને મ્હારી મટી બીજા કોઇની ન જ થઇ. ત્હારા પતિવ્રતથી પ્રભુ નક્કી પ્રસન્ન થશે. આગળ થઈ ગયેલી સતીઓનું ત્હેં નજરોનજર ભાન કરાવ્યું. અહા ! પ્રભુ, ત્હેં મ્હને આવું રત્ન આપી કેવો ભાગ્યશાળી કર્યો છે!!" બન્ને જણ બ્હાર આવ્યાં. માતાપિતાને મળ્યાં, અને બનેલી ખીના તેમને કહી સંભળાવી. ધનપાલ અને કાન્તાના

હર્ષનો પાર રહ્યો નહી. તે ઘડીથી જ તેમના સર્વે દુઃખનો અન્ત આવેલો તેમણે જોયો. કાશીતીર્થના મહાત્માનું વચન યાદ આવ્યું; આખરે તેમને પોતાના પુત્રથી અત્યન્ત સુખ થયું.

બીજે દિવસે શાન્તિસિન્ધુ અને સરિતા નન્દિનીની ખબર લેવા જવા નીકળ્યાં. શાન્તિસિન્ધુની ધારતી ભરેલી આડખીલી ખસવાથી, સ્વાર્થદત્ત વધારે ઉદ્ધત બન્યો હતો, અને નન્દિનીની સાથે લગ્ન કરવાને ઉતાવળો થઈ રહ્યો હતો. મોહિનીએ એને ઘણી ઘણી રીતે સ્હમજાવ્યો, વાર્યો, પણ તે એકનો બે થયો નહીં, અને હવે તો તે થોડા જ દિવસમાં પોતાનો નિશ્ચય અમલમાં મુકવાની તૈયારી કરતો હતો. તેવામાં શાન્તિસિન્ધુ અને યોગિનીના વેષમાં સરિતા એને ઘેર જઈ પ્હોચ્યાં, અને સરિતાએ "સખી નન્દિની આલેક્" કહી બુમ પાડી. તરત નન્દિની બ્હાર આવી, અને પોતાની સખીને ભેટી, રોઈ પડી. સ્વાર્થદત્ત આ સઘળું શું છે એ જોવા નીચે આવ્યો; શાન્તિસિન્ધુને જોઇ એ ગભરાયો, અને નન્દિનીને ખેંચી ઘરમાં લઇ જતો હતો, તેવામાં યોગિનીની ક્રોધનો અગ્નિ વર્ષાવતી આંખો તરફ એની નજર ગઈ, અને તે થર થર કંપવા લાગ્યો. શાન્તિસિન્ધુ ઝાલવા આવે છે એમ સમજી તે દાદરે ચ્હડી જવા જતો હતો, તેવામાં તેનો પગ લથડ્યો, તે પડ્યો, અને પડ્યા ભેગો જ એને પક્ષાઘાત થઇ ગયો. સૌ એકઠાં થઇ ગયાં. મોહિની એને ઘરમાં લઇ ગઇ અને વૈદ્યને બોલાવી દવા કરવા માંડી. થોડીકવારે એને શરીરના ભાનની સાથે અક્કલ અને ડહાપણનું પણ ભાન આવ્યું. તે શાન્તિસિન્ધુને પગે લાગ્યો; પણ આવી દશા જોઇ શાન્તિસિન્ધુનું મન પીગળ્યું, અને ઉલટું પોતે તેની ક્ષમા માગી બોલ્યો "મ્હારાથી અઘટિત આચરણ થયું હોય તો માફ કરશો." સ્વાર્થદત્તે ભાગે તુટે અક્ષરે કહ્યું "હવેથી તુંજ મ્હારો પુત્ર છે. આ બધું ધન ત્હારું જ છે. ત્હારી માતા સમાન મોહિનીને પાળજે. ત્હારી સ્ત્રી (નન્દિની) પવિત્ર છે. ત્હારાં માતાપિતાને કહેજે કે મરણ વખતે સ્વાર્થદત્ત પોતાની ભૂલ્ય સમજ્યો હતો." આટલું બોલતાં બોલતાં તે અવાચક થઈ ગયો; તે જ રાત્રે એણે દેહ છોડ્યો.

* * * * *

ધનપાલ, કાન્તા અને મોહિની શાન્તિસિન્ધુને ગૃહસ્થાશ્રમનું સુખ સોંપી કાશી નિવાસ કરવા ગયાં હતાં. નન્દિની થોડાક દિવસ રહી મલયદ્વીપ ગઈ હતી. શાન્તિસિન્ધુ અને સરિતા પણ વચ્ચે વચ્ચે ત્યાં જઈ આવતાં, અને ઘણા જ ધનવૈભવમાં છતાં ધર્મિષ્ઠપણે પોતાનું જીવન ગાળતાં હતાં. હાલ ઇશ્વરે તેમને એક સુન્દર પુત્રનું સુખ આપી તેમના આનન્દમાં વધારો કર્યો છે.

(સંપૂર્ણ)

સુમિત્ર, બન્ધુસમાજ.

# ગૃહધર્મ.

## વિદ્વાન્ પત્ની.

આ લેખનું મથાળું વાંચી આપણા હીંદુભાઈઓને તો હસવું જ આવશે, કારણ કે "વિદ્વાન્ પત્ની" એ એમના સંસારમાં તો જવલ્લે જ હશે. એટલું જ નહિ પણ ઘણા કાલની પરતંત્રતા અને રાજ્યકર્તાના જુલમને લીધે સ્ત્રીકેળવણી માત્ર ભૂતકાળના ભણકારા રૂપે જ રહેલી છે. આમ હોવાથી સ્ત્રીઓને કેળવણી આપવી એ પાપ કર્મમાં વૃદ્ધિ કરવી એમ સમજાતું આવ્યું છે. જ્યારે આમ છે ત્યારે 'વિદ્વાન-પત્ની' વાળુ ગૃહ ભાગ્યે જ નજરે પડે છે.

આ ઉપરાંત ભણેલી સ્ત્રી-વિદ્વાન્ પત્ની—ઘણા થોડાને રૂચિકર[1] હોય છે. આનાં બે કારણ છે. એક તો સ્ત્રીને ખરી કેળવણી ન આપતાં, હેનું અંતઃકરણ, હેની વૃત્તિઓ અને વિચારો ઉન્નત થાય એવી કેળવણી આપ્યા વિના જ, માત્ર યંત્રની માફક પુસ્તકો વાંચતાં શીખવવામાં આવે, એટલે ઉપલક કેળવણી આપવામાં આવે, તો સ્ત્રીઓ કાંઈક મિથ્યાભિમાની ડોળી વિશેષ થાય છે અને તેથી તેમની તરફ તિરસ્કારવૃત્તિ થાય છે. બીજું કારણ એ છે કે પુરૂષો એમ માનતા આવ્યા છે કે તેઓ જ કેળવણીને લાયક છે અને સ્ત્રીઓ તો ઘરકામને માટે જ હેમના આધીન બનાવેલી છે. આમ હોવાથી સ્ત્રીઓએ ગમે તેટલી કેળવણી લીધી હોય, ઉચ્ચ વિચારની હોય, તો પણ તેમની પ્રત્યે શંકાની નજરે જોવામાં આવે છે. મહાન્ કવિ ભવભૂતિ કહે છે કે-**યથા स्त्रीणां तथा वाचां साधुत्वे दुर्जनो जनः॥** સ્ત્રીઓના તેમજ કોઈ પણ લેખના સમ્બન્ધી લોકો કદી પણ વાંકુ બોલ્યા વિના રેહેવાના નહિ. કોઈ પણ સ્ત્રીએ લેખ લખ્યો હોય તો તે તેનો જ છે એમ સામાન્યરીતે માનવામાં નહિ આવે. ખરી કેળવણી કઈ,-સ્ત્રીઓ એવી કેળવણીને માટે લાયક છે કે કેમ, તે પ્રશ્ન ઉઠાવવાનું પ્રયોજન ન હોવાથી ઉઠાવવામાં આવ્યો નથી. સ્ત્રીઓમાં કાવ્યશક્તિ, અવલોકનશક્તિ અને લેખનશક્તિ કેટલી છે તેનાં પુરાતન[2] કાલથી દૃષ્ટાન્તો નજરે પડતાં આવ્યાં છે. આપણે ત્યાં, જ્યાં સ્ત્રીકેળવણીનું નામ નથી ત્યાં, સ્ત્રીનામાં લેખ લખવાની શક્તિ છે કે કેમ તેની શંકા થાય એમાં નવાઈ નથી; પરન્તુ ઈંગ્લાંડ આદિ સુપ્રસિદ્ધ દેશોમાં પણ એ જ સ્થિતિ છે. પ્રખ્યાત નવલકથાકાર-મેરી કોરેલીની નવલકથાઓ વાંચવાથી સમજાય છે કે ત્યાં પણ સ્ત્રીઓ લેખ લખી શકે છે એમ સહજ માનવામાં નથી આવતું. એજ વિદુષી બાઈની નવલકથા "મર્ડર ઑફ્ ડીલીશીયા"માં વિદ્વાન્પત્ની ડીલીશીયા એ એક આર્ય સ્ત્રીનું પાશ્ચિમાત્ય સંસ્કારથી છવાયેલું અનુપમ દૃષ્ટાન્ત છે.

---

૧ ગમે તેવી. ૨ જુના.

વિદ્વાન્ પત્ની હોય તો તેવી સ્ત્રીના પતિને આનંદ થાય એ સ્વાભાવિક છે; પરન્તુ જે પુરૂષ સાહિત્યસાગરમાં જ રમતો હોય-લેખ લખવા એ જ જેના જીવનનું પ્રાબલ્ય હોય તેવા પુરૂષને વિદ્વાન્ પત્ની હોય તો ઐહિક સુખની પરિસીમા. હેક્ટર એન્ડ્રોમેકીના સમ્બન્ધમાં કહે છે એમ, પત્ની એ ખરેખર પુરૂષના "આત્માનો પ્રિયતમ વિભાગ" છે. ત્યારે આ પ્રિયતમ વિભાગ-મૈત્રીનું અપૂર્વ સ્થાન-દિવ્ય સ્નેહની વિમલ મૂર્તિ-વિદ્વાન્ હોય તો પછી એનાથી અન્ય શું ઉત્તમ?

જે સ્ત્રીનું હૃદય સ્નેહથી પૂર્ણ હોઈ એવું કેળવાયેલું હોય કે પોતાના પ્રિયતમ પતિના સાહિત્યકાર્યમાં સાહાયભૂત[1] થઇ શકે એમ હોય, તો એ આનંદ માત્ર અનુભવથી જ સમજાય છે. આમ હોય ત્યારે પાર્થિવ[2] લગ્નનું દિવ્ય લગ્નમાં રૂપાન્તર[3] થાય છે. વિદ્વાન્ પત્ની પોતાના પતિને સાહિત્યના કાર્યમાં પ્રત્યેક પળે ઉપયોગી થઇ પડે છે. પોતાના પતિની ઇચ્છિા જાણીને હેને જોયતાં પુસ્તકો લાવી આપે છે, અમૂક ફકરાનુ ભાષાન્તર કરી આપે છે, વિચારોનુ સ્ફુરણ કરી આપે છે, એટલું જ નહિ, પોતાની બુદ્ધિથી પણ પોતાના પતિના લેખમાં એની છાયા આપી શકે છે. આવી પત્ની 'અમુકસમયે-લેખ લખતો હોઉ તે સમયે હાજર ન હોય તો સારૂ' એવો વિચાર પણ ઉદ્દ્ભવતો નથી. વિદ્વાન્ પત્ની પોતાના પતિને તેના કાર્યમાં કંટક[4] રૂપ થવાને બદલે જ્યારે તે ચિન્તા વિગેરેથી મંદ પડયો હોય છે ત્યારે તેને લેખ લખવા ઉત્તેજીત કરે છે. પ્રત્યેક પળે સ્નેહથી ચિન્તા દૂર કરાવી નિરન્તર પોતાની ફરજ બજાવે જાય છે. દ્રવ્ય લોભ, કીર્તિ લોભ જે કાર્ય નથી કરતો તે એક સ્નેહાલ આર્ય વિદ્વાન પત્ની કરી શકે છે. આ 'વિદ્વાન્ પત્ની' એ જો કે પાઠશાળા કે જનસમુહમાં ડીગ્રી ઇનામ મેળવેલુ નથી હોતું, છતાં એક સામાન્ય સુઘડ ગૃહમાં પોતાના પ્રિયતમ પતિની સાથે વાર્તાવિનોદ-કાવ્યવિનોદમાં-પોતાના પતિને સુખી કરવામાં અને સરળ જીવનથી ગૃહસંસાર ચલાવવામાં તે આનંદ માને છે. આવી પત્ની પોતે ગુલામડી છે એમ માનતી જ નથી. તેને આવા વિચારો ઉદ્દ્ભવવાનો સંભવ જ નથી હોતો. વિદ્વાન્ પત્ની પોતાનાં બાલકોને કેળવવામાં પછાત રહે છે એમ માનવાનું જરા પણ કારણ નથી. સુપ્રસિદ્ધ લેખક બ્યુડીયસની વિદ્વાન્ પત્નીને અગીઆર છોકરાં હતાં. તે પોતાના પ્રિય પતિને સાહિત્યમાં મુખ્ય સાધન હતી એટલું જ નહિ પણ, તેણે પોતાના અગીયાર બાલકોને એવાં કેળવ્યાં હતાં કે બ્યુડીયસ પોતે આ વિદ્વાન પત્નીને લીધે સ્વર્ગીય સુખમાં છે એમ માનતો.

જેમ સામાન્ય રીતે જોવામાં આવે છે કે લેખકો પોતાના લેખો પ્રસિદ્ધ કરે ત્યાં સુધી પત્નીઓને ખબર પણ રહેતી નથી, એમ વિદ્વાન્ પત્નીના સમ્બન્ધમાં હોતું નથી. તેતો પોતાના પ્રિયપતિના લેખમાં સાહાયભૂત થયેલી હોવાથી તે લેખ પ્રસિદ્ધ થવાની ઇંતેજારી રાખે છે, એટલું જ નહિ પણ હેની પ્રશંસા થયે સ્નેહની ઉર્મીની સાથે આનંદની ઉર્મી તેના હૃદયને આંદોલિત કરી નાંખે છે—ઝુલાવે છે; પોતાના પતિનાં કાવ્યો મ્હોયે કરી તે વારંવાર ગાય છે. આ વેળા તે પ્રેમાલ પત્નીનું વાજીંત્ર માત્ર સ્નેહ જ હોય છે.

---

૧. મદદગાર. ૨. દુનિયાદારીને લગતું. ૩. બદલાવું તે. ૪ કાંટા, વિઘ્ન.

આવાં દિવ્ય-અનુપમ સૌખ્ય ભોગવતાં આર્ય દમ્પતી પાછાં આપણા દેશમાં ક્વચિત્ નજરે પડે છે એ આનંદની વાત છે અને આશા છે કે આર્ય મહિલાઓ આવા પત્રોદ્વારા પોતાના વિચારો ઉન્નત કરી એ સૌખ્ય અનુભવશે.

સુબન્ધુ, બન્ધુસમાજ.

---

# રમણીમણિમાલા.

---

## દમયંતી.

દમયંતી વિદર્ભ દેશના રાજાની કુમારી હતી. તે જે સમયમાં થઈ ગઈ તે સમયે કન્યાઓ ઇચ્છાવર વરતી. તે સમયે તેઓ પોતાનો પતિ જાતે જ પસંદ કરતી. દમયંતીએ પણ પોતાનો વર પોતે જ પસંદ કર્યો હતો. અને તે નિષધ દેશનો રાજા નળ હતો. મનથી તેને પતિ માની લીધો હતો; માત્ર અગ્નિદેવ, માતા પિતા અને બીજાં સગાં વ્હાલાંની સમક્ષ હસ્તમેલાપ કરવો બાકી રહ્યો હતો.

દમયંતી જાતે ઘણી જ રૂપવતી હતી તેમજ ગુણવતી હતી. તેથી ઘણા રાજકુમારો તેને વરવાની આતૂર ઇચ્છા રાખતા હતા. દેવતાઓ પણ તેના રૂપ અને ગુણથી મોહ પામી તેને વરવા આતૂર થઇ રહ્યા હતા. જ્યારે સ્વયંવર રચવામાં આવ્યો ત્યારે દેશ દેશના રાજા રાણાઓ તે શોભાવવાને આવ્યા. ઇન્દ્ર, અગ્નિ, વરૂણ વગેરે દેવ, જે દમયંતીને પરણવાને આતૂર હતા તે પણ આવ્યા. આવ્યા એટલું જ નહિ પણ દમયંતી નળને ન વરતાં તેમનામાંના કોઇને વરે એટલા માટે યત્ન કરવા લાગ્યા. તેઓ નળ, જે ત્યાં આવ્યો હતો તેને મળ્યા અને કહ્યું કે તું દમયંતી પાસે અમારો દૂત થઇને જા અને તને ન વરતાં અમારામાંના કોઇને વરે એવું તેને સમજાવ. નળ એકદમ તૈયાર થઈ ગયો.

વાંચનાર! અહિં જરા અટક અને વિચારી જો કે નળ જે દમયંતીને પરણવા આતૂર છે તે "મને ન પરણતાં દેવતાને પરણ" એવું દમયંતીને સમજાવવા જાય અને જાય તો "નળ તારા જેવી સ્ત્રીને વરવા લાયક નથી, તારે વરવા લાયક તો દેવ જ છે."એવું

એને સમજાવે ખરો ? પોતાનો સ્વાર્થ ન કરતાં બીજાનો સ્વાર્થ પુરો કરવા કોઇ તૈયાર થાય ? જરા ઉંડુ વિચારી જોઇશ તો તને જણાશે કે જે માણસ પોતાને સોંપવામાં આવેલું કામ ખરા અંતઃકરણથી પ્રમાણીકપણે કરનાર છે તે એમ કરે છે. તેવા માણસો સ્વાર્થ કરવાની દરકાર નહિ રાખતાં પોતે માથે લીધેલું કામ પ્રમાણીકપણે બજાવે છે. નળ રાજાએ જ્યારે દેવતાના દૂત થવાનું માથે લીધું, ત્યારે તેણે પોતાના સ્વાર્થની દરકાર ન કરતાં દેવનું કામ ખરા અંતઃકરણથી પ્રમાણીકપણે કરવામાં જરા પણ ખામી ન રાખી. દમયંતી પાસે જઈ નળ બોલ્યો "હે દમયંતી ! હું દેવનો દૂત છું. તું નળને વરવાનો વિચાર માંડી વાળી દેવને પરણ એવું સમજાવવા તારી પાસે આવ્યો છું. નળ તો મૃત્યુ લોકનું માનવી છે અને તે વહેલો મોડો એક દીવસ મૃત્યુ પામશે. દેવ અમર છે, તે કદી મરતા નથી, તેથી જો તું દેવને પરણીશ તો અખંડ સૌભાગ્યવતી રહીશ. વળી નળનો વૈભવ નાશવંત છે, દેવનો વૈભવ નિરંતર અખડ છે. નળ પાસેથી તું જે સુખ ભોગવીશ તે અલ્પ છે અને દેવ પાસેથી જે સુખ તું ભોગવીશ તે અખૂટ છે, માટે તું નળને વરવાનો વિચાર છોડી દઇ દેવને વર." આમ જુદા જુદા અસરકારક શબ્દમાં નળે દમયંતીને સમજાવવા માંડયું. દેવને વરવાની લાલચ લગાડવા યત્ન કર્યો. પણ તે લાલચ દમયંતીના મન ઉપર જરા પણ અસર કરી શકી નહિ. સતી સ્ત્રીઓ, પતિવ્રતા સ્ત્રીઓ એકાંતમાં પણ મનથી જ માની લીધેલા પતિને અગ્નિ, દેવ, માતા પિતા અને બીજાં સગાં વ્હાલાં સમક્ષ સ્વીકારેલા પતિ જેવો જ ગણે છે. તે વધારે સુખની લાલચને માર્યે કે કોઇ જાતના ભયને માર્યે તેને છોડી દઇ બીજાને સ્વીકારવા કદી લલચાતી નથી. તેમ કરવાનું તેને કહેવામાં આવે તો તે એ સાંભળી પણ શકતી નથી.

દમયંતી જે સતી હતી, પરમ પતિવ્રતા હતી, તે દેવ પાસેથી મળવાના અધીક સુખથી લલચાઈ નળને તજી દેવને વરવાનો વિચાર કેમ કરે ? નળનો યત્ન નિષ્ફળ થયો, અને લાચાર બની પાછો વળ્યો. અને સ્વયંવર થતાં તેણે નળને જ વરમાળ પહેરાવી અને પાણીગ્રહણ કર્યું. નળની સાથે નિષધ દેશ ગઇ અને તેને પ્રભુ માની સ્નેહથી ભીંજાવી દઈ, તેની પરમ ભક્તિમાં લીન થઈ દીન ગુજારવા લાગી.

લગ્ન થયા પછી નિષધ દેશમાં આવી નળ દમયંતી સુખમાં કેટલાક દિવસ ગાળે છે. પછી નળને તેના ભાઇ પુષ્કર સાથે જુગટું રમવાનું સુઝે છે, રમે છે અને રાજપાટ વગેરે સર્વસ્વ હારી જાય છે. નળને તથા દમયંતીને પહેરેલા વસ્ત્રભેર મહેલ બહાર નીકળવું પડે છે. "નળ તથા દમયંતીને નગરનો કોઇ પણ માણસ અન્ન જળ કે વસ્ત્ર આપશે તેને ભારે સજા થશે," એવો ઢંઢેરો પુષ્કર પીટાવે છે, તેથી નળ અને દમયંતીનો ભાવ કોઇ પૂછતું નથી. ત્રણ દીવસ ભૂખ્યાં અને તરસ્યાં આમ તેમ ભટકયા પછી, તેઓ નગર બહાર નીકળે છે, અને વન તરફ ચાલે છે. ચાલતાં ચાલતાં એક વિશાળ છાયાવાળું વૃક્ષ જોઇ તે તળે બેસી જાય છે. એવામાં અચીન્ત્યું એક પક્ષીનું ટોળું આવી પહોંચે છે. તે જોઇ ભક્ષણ કરવાના ઇરાદાથી તેમને પકડવાનું નળને મન થાય છે. પણ પકડાય શેણે ? જાળ અહિં કયાંથી લાવે ? ઉપાય શોધતાં શોધતાં પોતાના પહેરેલ વસ્ત્રની જાળ કરવા ધારે છે. તે કાઢી પક્ષીની પર તે ફેંકે છે પણ અફસોસ કે પક્ષી તે લઇ ઉડી જાય છે. નળ વિસ્મય પામી નિરાશ થઇ નીચું જોઇ ઉભો રહે છે, અને મન સાથે બોલે છે, "અરેરે ! રાજ ગયું, પાટ ગયું,

ખાન ગયું, પાન ગયું, અને એક પહેરેલું વસ્ત્ર હતું, તે પણ આખરે ગયું !! શિવ, શિવ !" નીચું જોતો જોતો તે દમયંતી પાસે આવે છે. દમયંતી પોતાના અર્ધા વસ્ત્રથી તેનું શરીર ઢાંકે છે. બન્ને ભૂખ્યાં તરસ્યાં થાકેલાં નિરાશ થઇ બેઠાં છે, એવામાં નળની દૃષ્ટિ દમયંતી તરફ ગઇ. તેની કેળના ગર્ભ જેવી કોમળ કાયાને દુઃખથી પીડીત જોઇ તે મન સાથે બોલ્યો " અરેરે ! મ્હારે લીધે આ લલિત, લાવણ્યમય પાંખડી જેવી સુકુમાર, દુઃખાગ્નિમાં બળે છે. એનું દુઃખ હું શી રીતે નિવારણ કરૂં ? શો ઉપાય કરૂં ? એ એને પીયર જાય તો દુઃખી થતી અટકે." પોતાનો આ વિચાર દમયંતીને જણાવા જતાં જ દમયંતી બધું સમજી જાય છે, અને નળને ગદ્ ગદ્ કંઠે અશ્રુ ભરી આંખે કહે છે" હે પાર્થિવ ! તમારો સંકલ્પ સાંભળીને મ્હારૂં હૃદય ફાટે છે, મારૂં શરીર કળે છે. રાજ્યહીન, દ્રવ્યહીન, વસ્ત્રહીન, ભૂખ્યા અને તરસ્યા આપને આવા ઉજાડ વનમાં છોડીને હું કેવી રીતે જઇ શકું? આપના દુઃખનો વિનાશ કરનાર આ વનમાં હું જ છું. હું આપને કહું છું કે પુરૂષના સર્વ જાતના દુઃખનું ઉત્તમ ઔષધ તેની ભાર્યા જ છે. હું કેમ જાઉં ?"

વાંચનાર ! પોતાનું દુઃખ નહિ ગણકારી પતિના દુઃખનું ઓસડ થવાની દમયંતીની ઇચ્છા ધ્યાનમાં રાખતાં જાઓ. ભારે દુઃખમાં ધકેલી મૂકનાર પતિને તેની ભૂલ વારેવારે તે યાદ દેવડાવતી નથી, તેને વારતે તેને ધીક્કારી તિરસ્કારતી નથી કે દુઃખી કરતી નથી; પોતા પર પડતા દુઃખથી કંટાળી જઇ સુખ ભોગવવા પતિના કહેવા છતાં અલગ થતી નથી; પણ પોતા પર પડતું દુઃખ સહન કરી પતિને પડતા દુઃખનું ઓસડ થવા-પતિનું દુઃખ ટાળી સુખ દેવા તેની સાથે જ રહે છે. આ દમયંતીનો મહિમા છે. એ જ માટે તે પતિવ્રતા મનાય છે, એ જ માટે તે પૂજવા લાયક છે, એ જ માટે એ પગે લાગવા યોગ્ય છે. દમયંતી જેવી સ્ત્રી થવામાં જ હે સન્નારીઓ ! તમારી ચતુરાઇ અને ડાહાપણનો ખરો ઉપયોગ થયો કહેવાશે.

દમયંતીનાં આવાં વચન સાંભળી નળ રાજા શાંત થઇ ગયો, અને પોતાનો સંકલ્પ તજી દેવામાં ડહાપણ સમજ્યો. એવામાં સૂર્યનારાયણ અસ્ત થયા; અને ફુલશય્યા પર પોઢનાર, સદા સ્વચ્છ રહેનાર, સુગંધી પદાર્થનો શરીરે લેપ કરનાર, કીમતી વસ્ત્ર પહેરનાર, નળ, સાદડી વગર પથ્થર જેવી જમીન પર, મલીન, ધુળથી ભરાઇ ગયેલા શરીરવાળો, વસ્ત્રહીન, આજ દમયંતી સાથે સૂઇ રહ્યો. ભૂખી, તરશી, થાકી પાકી, કોમળ દમયંતી સુતાં જ ઉંઘી ગઇ, પણ ચિંતાતુર નળને ઉંઘ ન આવી, ન આવી તે ન જ આવી. તે બેઠો થયો, અને તેની દૃષ્ટિ વળી દમયંતી પર પડી, અને દમયંતીને પીયર મોકલવાનો વિચાર વળી પાછો તેને સૂઝ્યો. "તે જવાની ના કહે છે, તેથી હું તેને છાડીને જાઉં, એટલે તે એકલી પડશે એટલે જશે, અને દુઃખ ભોગવતી અટકશે" એવો વિચાર ઉઠ્યો; ઉઠ્યો તે ઉઠ્યો જ, પાછો ન શમ્યો. દમયંતી ન જાણે એમ અડધું વસ્ત્ર ફાડી દેવને એનું રક્ષણ કરવાનું સોંપી ચાલતો થયો. ચાલ્યો તો ખરો, પણ પાછો આવ્યો. સુશીલ, શાણી, આશંકિત કોમળ સ્ત્રીને ઘોર વનમાં તજી દેવી કોને ગમે ? "મારે દુઃખે દુઃખી ન થાય, હું જઇશ તો તે પીયર જઇ સુખી થશે," એ વિચાર પાછો આવતાં વળી પાછો ચાલ્યો. થોડેક ગયો, અને વળી પાછો આવ્યો. હીંદોલાની ગતિ તે એવી ગતિ થઈ. આખરે ગયો તે ગયો જ. પાછો ન આવ્યો.

# સ્વાગત મન્દિર.

---

**વહુને શીખામણ***—દુનિયાંની ન્હાની મ્હોટી ફરજો બરાબર બજાવવાને માટે માણસને શરીરની સુખાકારી બહુ જરૂરની છે; અને જેમ જગતની બીજી રચના અમુક નિયમોને આધારે જ સારી રીતે ચાલે છે, તેમ શરીર નીરોગી રહી પોતાનું કામ સારી રીતે કરી શકે તેને માટે પણ કુદરતે નિયમો બાંધ્યા છે. ખરૂં જોતાં મંદવાડ એ આ કુદરતી નિયમોના ભંગનું જ ફળ છે. સ્ત્રીઓને ગર્ભ ધારણને અંગે જે ઘણા ઘણા રોગો અને દુઃખો ખમવાં પડે છે, તે ઘણે ભાગે તેને લગતા કુદરતી નિયમો ન પાળ્યાને લીધે જ હોય છે. હાલમાં આપણા લોકોમાં સ્ત્રીઓની અને તેમાં ખાસ કરીને ઉંચા અને પૈસાદાર વર્ગની સ્ત્રીઓની, તનદુરસ્તી એવી ખરાબ દશામાં છે કે અનેક અનેક જાતના રોગોને લીધે તે બીચારીઓ પોતે જ જીંદગીનું સાધારણ સુખ પણ ભાગ્યે જ ભોગવી શકે છે, તો તેમનાં કુટુમ્બીઓને ગૃહસ્થાશ્રમનાં સુખ અને આનન્દ ક્યાંથી જ આપી શકે? સન્તાન તનદુરસ્ત, મજબુત, દૃઢ મનનાં અને પરાક્રમી થવાનો ઘણો આધાર સ્ત્રીઓ ઉપર જ હોય છે, પણ જ્યાં માતાઓ જ હમેશાં રોગી અને નબળી હોય, ત્યાં તેમની પ્રજા સારી અને શક્તિમાન થવાનો સંભવ શી રીતે રહે? આમ હોવાથી, શરીરની સુખાકારી જળવાઇ રહે તેને માટે કુદરતી નિયમોમાંના મુખ્ય મુખ્ય પણ જાણવાની, અને તે જણાવે એવાં પુસ્તકોની, સ્ત્રીઓને બહુ જ જરૂર છે. "વહુને શીખામણ" એ આવા પ્રકારનું પુસ્તક છે. સ્ત્રીઓના દરદોના વિષયને લગતાં 'સ્ત્રીમિત્ર,' 'સુવાણી' વગેરે બીજાં પુસ્તકો આપણી ભાષામાં છે, પણ તે સર્વ કરતાં આ પુસ્તકમાં બધી અગત્યની બાબતો વધારે વિગતથી અને સરળ રીતે લખવામાં આવી છે. કર્તા જણાવે છે કે "શરમના અયોગ્ય પડદા તળે છુપાઇ રહેતી બીચારી હજારો દેશી સ્ત્રીઓને સાધારણ વખતે સલાહકાર થઈ પડે, એવા હેતુથી આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે;" અને "સ્ત્રીની તનદુરસ્તી કેમ જળવાય, અને તેમાં કદાપી ખલેલ થાય તો શું ઉપાયો યોજવા તે આ પુસ્તકમાં દર્શાવવામાં આવ્યું છે." 'વહુની તનદુરસ્તી' 'અટકાવ,' 'ગર્ભાવસ્થા,' 'સુવાવડ,' અને ધાવ્યાવસ્થા' (બાળક જ્યાં સુધી ધાવતું રહે તેટલા વખતની અવસ્થા) એમ પાંચ ભાગ પાડી કર્તાએ દરેક ભાગમાં તેને લગતી ઘણી ખરી અગત્યની બાબતો વિષે સારૂં વિવેચન કર્યું છે. "આનન્દ અને એક સંપ,' 'સંતોષી સ્વભાવ અને તેનું સુખ' 'નબળા મનની માઠી અસર,' વગેરે વિષયો લઇ તન અને મનનો ગાઢો સમ્બન્ધ સ્પષ્ટ કરી બતાવ્યો છે. તેની સાથે 'ધણી પ્રત્યે વહુની ફરજ,' 'ઘરનું કામ કાજ કરવાની વહુની ફરજ છે,' તવંગર વહુઓને ઘરના કામ કાજ તરફ ઇતિરાજી,' 'રસોઇનું કામ વહુએ જ કરવું જોઇએ,' વગેરે તનદુરસ્તી સાથે સમ્બન્ધ રાખનારી ગૃહસંસારી બાબતો વિષે પણ યોગ્ય શીખામણ આપવામાં આવી છે. વળી અટકાવ વગેરે સ્થિતિમાં સ્ત્રીઓએ ખાસ કરીને પાળવાના કેટલાક નિયમો, અને કેટલાક સાધારણ થઈ ગયેલા રોગોનાં કારણો, તેમનાં ચિન્હો, તથા દેશી તે-

---

* કર્તા ઘ. રવિશંકર ગણેશ અંજારીયા. કિંમત રૂ. ૧—૦—૦.

મજ અંગ્રેજી દવાઓ પણ બતાવ્યાથી વાચનારને સારો લાભ થાય એમ છે. ટુંકામાં, આ **પુસ્તક સ્ત્રીઓને ઘણું ઉપયોગી છે.** અમે દરેક સ્ત્રીને તે ધ્યાનપૂર્વક વાંચી જઇ તેનો અભ્યાસ કરવાની, અને જનાના સ્કુલ વગેરે મ્હોટી ઉમ્મરની સ્ત્રીઓની શાળાઓમાં તે ખસુસ કરી ચલાવવાની, ભલામણ કરીયે છીએ.

---

# વિદ્યા-કળા.

## સ્ત્રીઓનાં નબળાં શરીરનાં કારણો.

( લખનાર—ડૉકટર મણિલાલ નરસિંહલાલ. )

આજ કાલ આપણી અધમ સ્થિતિનાં કારણો વિશે વિચાર કરીયે તો દિવસ અને રાત્રિ મ્હોં નીચું ઘાલી રડયાં કરીયે તો પણ પાર આવે તેમ નથી. પણ જો આપણે ઉન્નતિમાં આવવું હોય તો ખૂણે બેસી રડયા કરવાથી તેમ થવાનું નથી. ઊંઘ ઉરાડીને જાગૃત થઈ સર્વ કારણો સમજીને, ધ્યાનમાં લેઇને, જેમ બને તેમ જલદી જે જે બાબતો અમલમાં મૂકી શકાય તેવી હોય તે અમલમાં મુકવી જોઇયે. આપણી પડતીનાં અનેક કારણોમાં એક મોટું કારણ આપણી સ્ત્રીઓની હાલની સ્થિતિ છે. જેમ જેમ નીચી ન્યાતોમાંથી ઉંચી ન્યાતો તરફ અવલોકન કરતા જઇયે, તેમજ જેમ જેમ ગામડાંમાંથી શહેરો તરફ જોતા જઇયે, તેમ તેમ આપણને સહજ માલમ પડશે કે સ્ત્રીઓ કેટલી બધી નાજુક તેમ જ કેટલા બધા ફીકા લોહીવાળી છે! આવી સ્ત્રીઓ ગૃહ સંસાર તો કયાંથી આનંદથી ગુજારે, પણ પોતાની જાતે પણ હમેશ માંદાં સાજાં રહે. બહાદુર અને મજબૂત બચ્ચાં ઉત્પન્ન થવાની આવી સ્ત્રીઓ પાસેથી તો કયાંથી જ આશા રખાય. મજબૂત અને શૂરવીર ફરજંદ દુનિયામાં ઉત્પન્ન કરવું તે પતિ પત્ની બન્નેની પહેલી ફરજ છે. તે માણસના હાથની વાત છે. માણસ ધારે તો શું ન કરી શકે. જુઓ ભીમ, અર્જુન, કર્ણ, અભિમન્યુ, ઝાન્સીની રાણી અને તેવી જ બીજી રજપુતાણીઓને કોણે ઉત્પન્ન કર્યાં? માણસો એ જ. હાલ પણ આફ્રીકાના ખૂર લોકો, પંજાબના શીખ લોકો, કોણ ઉત્પન્ન કરે છે? માણસ જ; માણસ ધારે તે કરી શકે તેમાં કાંઈ શક નથી. આપણે આપણી પોતાની જ ભુલોથી ઘણે ભાગે હાલની પડતીની નબળી દશામાં આવી પડેલા છીયે. જૂઓ, હાલની સ્ત્રીઓમાં હીસ્ટીરીયા, લુકોરીઆ વિગેરેના નબળાઈના રોગ કેટલા સાધારણ થઈ ગયા છે? હીસ્ટીરીયા તે તદ્દન મનની નબળાઇનો રોગ છે; ત્યારે લુકોરીયા તદ્દન શરીરની નબળાઇનો રોગ છે. તેમજ કસુવાવડો, અધુરે જવું વિગેરે બાબતો પણ શરીર અને મનની નબળાઇનાં જ પરિણામ છે. બચ્ચાંની માતાઓને હાલ જમાનામાં ધાવણ પૂરતું નથી આવતું તે પણ નબળાઇનું જ પરિણામ છે. હાલ ક્ષયનો ઉપદ્રવ પણ ઘણો હોવાનું કારણ નબળાઇ જ છે.

હવે આવી નબળાઈ આવવાનાં કારણો શાં શાં છે તે વિચારીશું તો જણાશે કે પહેલું અને મોટું કારણ એ છે જે હાલના જમાનામાં મન એવી તરેહનું કેળવાયું છે કે જડ તત્વવાળા શરીરને કસાવ્યા સિવાય બેઠે બેઠે આનંદ મળે અને સુખ ભોગવાય, એવી વૃત્તિ થઈ જવાને પરિણામે મોજ શોખ વધી પડ્યો છે. શરીરને પુરતી રીતે કસરત આપવી જ જોઇએ એ જરૂરી વાત ધ્યાન બહાર રહેલી છે. જો આ શરીરને કસાવ્યા સિવાય બેસાડી રાખીને આનંદ આપીયે તો પછી ખોરાક કયાંથી પાચન થઈ શકે અને ખોરાક પાચન ન થાય ત્યારે શરીર જે અન્નમય કોશ છે તેને પુષ્ટી કયાંથી મળે; અને જ્યારે શરીર નબળું થાય ત્યારે મન પણ મજબૂત ક્યાંથી થાય? દાખલા તરીખે, જ્યારે આપણને તાવ આવે છે ત્યારે મનની સ્થિતિ કેવી હોય છે? શરીર અને મનને ગાઢો સંબંધ છે.

બીજું કારણ નાહાની ઉમરમાં અને થોડે થોડે અંતરે સ્ત્રીને ઘણાં ફરજંદ થયાં તે છે. એક ફરજંદ થયા પછી કેટલો આરામ શરીરને આપવો જોઇયે તેનો ખ્યાલ આપણા લોકોને બિલકુલ નથી.

ત્રીજું કારણ બચ્ચાંને કેવી રીતે ઉછેરવાં તે જ આપણી માતાઓને નથી આવડતું.

અને ચોથું કારણ ખાવા પીવામાં, વિષય વિગેરેમાં, નિયમ શું તેનો પણ આપણને બિલકૂલ ખ્યાલ નથી.

અનેક કારણોમાં ઉપરનાં ચાર કારણો મુખ્ય છે. જો આ કારણો સમજાય અને તેને અનુસરી સુધરી શકાય તો જરૂર આપણી પ્રજા મજબૂત થશે તેમાં કાંઇ જ સંશય નથી.

આવી આપણી નબળી અને દીન દશાને સુધારવાનાં અનેક સાધનોમાં "કેળવણી" એ મૂખ્ય છે. સ્ત્રીઓને કેળવવામાં ઉપલી બાબતોપર ખાસ લક્ષ અપાવું જોઇયે.

હાલની કેળવણીની પદ્ધતી બહુ અધુરી છે. કેટલાક જરૂરના વિષયોનું જ્ઞાન નથી મળતું. ને કેટલાક ખાસ જરૂર વગરના વિષયો શિખવાય છે. માટે કેળવણીની પદ્ધતી સુધારી જો જોઇતી કેળવણી અપાશે તો એકવાર ફરીથી હિંદુસ્થાન ભીમ, અર્જુન, કર્ણ, દ્રોણ, ભિષ્મ, વીગેરે મહાન પુરૂષો કેમ ઉત્પન્ન નહીં કરે? અને હાલની નિર્બળ, ફીકી પ્રજા કેમ નહીં સુધરી શકે?

પ્રસ્તાવના તરીકે આટલા વિચારો જણાવી હવેથી વૈદક સમ્બન્ધી જુદી જુદી બાબતો ઉપર લખવામાં આવશે.

---

# આનંદાશ્રમ.

## રસોઇના તમાશા.

( મળેલું ).

૧

**લક્ષ્મી**—કેમ હરકોર બ્હેન ! શું કરો છો ? રાંધો છો કે ? અગીયાર વાગી ગયા તો પણ તમે રાંધવામાંથી પત્યાં જ નથી ?!

**હરકોર**—આજ તો રવિવાર છે એટલે સ્હેજ મોડું થયું છે. જરાક તમારા ભાઈ બ્હાર ગયા છે; એટલામાં આ લાપશી કરવા બેઠી છું તે થઈ જશે, અને પછી ફક્ત શાક કરવાનું બાકી રહેશે.

**લક્ષ્મી**—આજે શું છે તે લાપશી કરી છે ?

**હરકોર**—ના બ્હેન ! બીજું તો કાંઈ નહિ, પણ આજે એમની વરસગાંઠ છે.

**લક્ષ્મી**—વાહ વાહ ! ત્યારે તો તમારે ખુશાલીનો દિવસ હશે !!

**હરકોર**—હા બા ! પણ ઓ લક્ષ્મી બ્હેન !

**લક્ષ્મી**—શું થયું ? કેમ ચમકયાં ?

**હરકોર**—અરે બ્હેન ! હાય હાય ! હું તો હરખમાં ને હરખમાં, તમારી સાથે વાત કરવામાં હું તો ગોળ નાંખવો ભૂલી ગઈ !! હવે હું શું કરૂં બ્હેન ! ઉપર નાંખી દઉં ?!

**લક્ષ્મી**—ના બ્હેન ! ના. જો જો લાપશી થઈ ગયા પછી ગોળ નાંખતાં. મારે પણ એક વખત આમ જ થયું'તું બા ! ઓ મા ! તે દીવસે તો મ્હારી સાસુ મને લાપશી કરવાનું કહીને હવેલી[1] દર્શન કરવા ગયાં. મને તો ખબર નહી કે ગોળનું પાણી ખળખળ થયા પછી લોટ નંખાતો હશે. મેં તો બા ! લોટ બફાયા પછી ગોળ નાંખ્યો. જમતી વખતે તો ઓ બ્હેન ! બધા મોમાં લાપશીનો કોળીઓ નાંખે ને ખડખડાટ હસી પડે !! મારા સસરાની થાળીમાં તો લાપશીની સાથે ગોળનું મોટું ઢેફું પડેલું !! ઓ બ્હેન ! એતો એવી ગુમળલપ્પા જેવી થઈ ગઈ કે તાણી તૂટે નહિ ને વાઢી વઢૂટે નહિ !! ઘરમાં તો હસાહસ થઈ રહી. મારા સસરા કહે શાબાશ છે વહુ ! શાબાશ છે તમને, આજ તો તમે ફક્કડ રસોઈ બનાવી છે. મારી નણંદ કહે એતો બાપા ! એમના પિયરમાં આમ લાપશી કરવાનો રિવાજ છે ! ઓ બ્હેન ! તે વખતે તો હું એટલી બધી શરમાઈ ગઈ કે ધરતી

૧. દેવમંદિર.

માગ આપે તો સમાઈ જાઉં, ને કુવો હવાડો કરવાનો વિચાર પણ કર્યો. બ્હેન તે દિવસ તો મે અન્નનો દાણો સરખો પણ હોઠે અડાડયો નહિ. લે બ્હેન એવું થયું બા! ને ફજેતીના ફાળકા થયા!!!

હરકોર—હાય હાય! બ્હેન! ત્યારે મ્હારી પણ એ જ દશા થવાની! ઓ બ્હેન! તમે તો હાથે કરીને ગોળ ન્હોતો નાંખ્યો, પણ હું તો વાતમાં ને વાતમાં જ ભૂલી ગઇ!! હવે શું થશે બા? મને તો મોટી ફાળ પડે છે!

લક્ષ્મી—આ મારાં ફુલકોર માશી આવ્યાં તે તમને તેનો ઉપાય ઝટ બતાવી દેશે?

હરકોર—હાય હાય આ મ્હારાં સાસુ આવ્યાં; ઓ બ્હેન! તેને કહેશો નહિ.
લક્ષ્મી—માશીબા! આ તમારી હરકોર તો લાપશીમાં ગોળ નાંખવો ભૂલી ગઈ છે, ને લાપશી તો ચઢી ગઇ!!

ફૂલકોર ડોશી—આ વહુ તો જનમ ગાંડાં ને ગાંડા જ રહ્યા. હવે શું કરવું? વહુ! હશે! ભૂલી ગયાં હો, તો ગોળનું થોડું પાણી કરીને હલાવો એટલે ભળી જશે. જુઓ વહુ! હવે તમે આવડાં મોટાં થયા બા! ને હું તો ડોશી થઇ, તે આજ છું ને કાલ નથી. લખમી! આજની વહુઓ તો આમ ચાળા કરે ને આમ લટકા કરે, પણ કંઈ રાંધતાં ચીંધતાં જાણે છે? વહુ! લાપશીમાં મોંણ નાંખ્યું હતું કે!

હરકોર—બા! એમાં વળી મોંણ દેવાનું ખરૂં કે?
લક્ષ્મી—હાશ હાશ! એ પણ તમને ખબર નથી?

ફૂલકોર ડોશી—બ્હેન! એ તો ભણી ગણીને ટાંકણી બનાવવાનું કારખાનું શીખી આવી છે; ને બ્હેન! મને સમજાવતી હતી કે બા! આમ ટાંકણીઓ બનાવે છે ને આમ બનાવે છે! હવે બેઠી બેઠી આ લાપશીમાં ટાંકણીઓ ખોશ, એટલે લાપશી રૂપાળી-રંગીલી-ટાંકણીવાળી થશે!!!

હરકોર—હશે બા ભૂલી, મને કંઇ ઉપાય બતાવો, મ્હારો તો જીવ ગભરાઇ જાય છે. (હરકોર રડતાં રડતાં બોલી.)

લક્ષ્મી—બ્હેન! ઉપાય તો હવે કંઇ રહ્યો નથી. જે થવાનું હતું તે થયું. બીજો લોટ લાવને, કે હું તને શીરો હલાવી આપું!!

હરકોર—ને આ મારી કરેલી લાપશી?

હરકોર ડોશી—(લાંબા હાથ કરીને) એ-તો-ખા-જઇને કૂતરાની ચાટમાં નાંખી આવો! કૂ...ત...રાંએ નહિ ખાય!!! આ *માવરો શીખવે નહિ એટલે આમ ફજેતી થાય! એ તો ઠીક છે કે ભાયડો સારો છે, નહિ તો માથામાં ભફફાંગ થાળી પછાડે!!

(ડોશીમા બડબડતાં ફડફડતાં જાય છે, ને હરકોર રોતી રોતી શીરો કરવા માટે લોટ લેવા જાય છે.)

---

# સમય તરંગ.

**સ્ત્રીકેળવણીને ઉત્તેજનઃ**—ગોધરાની અંજુમને ઇસ્લામ (મુસલમાન કેળવણી સભા) તરફથી મુસલમાની કોમની બાળકીઓ માટે એક શાળા સ્થાપવાનો ઠરાવ કરવામાં આવ્યો છે.

પોતાનાં મરનાર માતુશ્રી રાધાબાઇની યાદમાં નામદાર ગાયકવાડે કન્યાકેળવણી માટે સ્કોલરશિપો સ્થાપવા મંજુરી આપી છે.

આફ્રિકાના જાણીતા પરોપકારી વ્યાપારી મી. હાજી સુલેમાન શાહ મહમદે મુંબાઇમાં મુસલમાન છોકરીઓ માટે હાઇસ્કૂલ કહાડવા રૂ. ૮૦૦૦ ની રકમ આપેલી હતી, તે ઉપરાંત બીજા રૂ. ૭૦૦૦ આપવા ખુશી જણાવી છે. આ ગૃહસ્થે અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિને રૂ. ૪૦૦૦ બોજાકોમના છોકરા તથા છોકરીઓની કેળવણીના ઉત્તેજન માટે આપેલા છે, અને ધોરાજીમાંની પોતાની સઘળી મિલ્કત તેમણે કેળવણીના પ્રસાર અર્થે આપી દીધેલી કહેવાય છે.

નેશનલ ઈન્ડિયન એસોસિએશનની મુંબાઇની શાખાના ટ્રસ્ટીઓએ બે લાખ રૂપિયા સરકારને એવી શરતે સોંપ્યા છે કે તેના વ્યાજમાંથી મુંબાઈ ઇલાકાની ઇસ્પિતાલો તથા ખાનગી મકાનોમાં સ્ત્રીબાળકોને મદદ કરવાને કેળવાયલી દાઇઓ અને નર્સો (માંદાની માવજત કરનારી સ્ત્રીઓ) તૈયાર કરી, તેમને સદહું કામ માટે રોકવી.

સ્ત્રીકેળવણીની હીલચાલઃ—વૈદકની બીજી પરીક્ષામાં ૭ બાનુઓ પસાર થઈ છે, જેમાંથી હીરાંબાઈ અરદેશર કંટ્રાકટરને 'સર જેમ્સ ફર્ગ્યુસનવાળી સ્કૉલરશિપ' મળી છે.

મેટ્રિકયુલેશનની પરીક્ષામાં આ વખત ૬૩ સ્ત્રીઓ બેઠી છે; ત્હેમાં ૩૨ પારસી, ૨૧ ખ્રિસ્તી, ૯ હિન્દુ ( ૮ દક્ષિણી અને ૧ ગુજરાતી ) તથા ૧ મુસલમાન કોમની છે. ત્હેમાંની ઘણી મ્હોટી સંખ્યાએ 'બીજી ભાષા' તરીકે ફ્રેન્ચનો અને ૫ સ્ત્રીઓએ મરાઠી તથા ૧ સ્ત્રીએ સંસ્કૃતનો અભ્યાસ કર્યો છે. ખાસ ખુબી એ છે કે એક પણ બાનુએ ગુજરાતીનો 'બીજી ભાષા' તરીકે સ્વીકાર કરવો યોગ્ય ધાર્યો નથી ! ( કદાચ સંસ્કૃતમય ગુજરાતીથી તેઓ ભડકયાં પણ હોય !!! )

બાળકીઓ માટે જે કૉલેજ ( પાઠશાળા ) કહાડવા મિસિસ એનિ બિસેન્ટ વિચાર રાખે છે એમ અમે અમારા ગયા અંકમાં જણાવ્યું હતું તે બાબતમાં ઘણી જ નાઉમેદી ભરેલો અભિપ્રાય તે વિદ્વાન્ બાનુ તરફથી 'સેન્ટ્રલ હિન્દુ કૉલેજ મેગેઝિન' નામના બ્હાર પાડવામાં આવતા પત્રમાં ત્હેમણે જણાવ્યો છેઃ 'મ્હેં આશા રાખી હતી કે હું આ (બિનારસ–કાશીમાં ત્હેમણે સ્થાપેલી યુવાનો માટેની પાઠશાળાના ) મંડળથી જૂદી પડું તે પ્હેલાં ત્હેવા જ પ્રકારની બાલકીઓને કેળવણી આપવા માટેની પાઠશાળા પણ બિનારસમાં સ્થાપી શકીશ; પરન્તુ તે ઉમેદ હવે મંદ પડતી જાય છે. કારણ કે એક મહાકાર્ય ( યુવાનો માટેની પાઠશાળા ) સંપૂર્ણ રીતે દૃઢ પાયા ઉપર મૂકયા શિવાય, બીજું ઉપાડવું એ નકામું છે.' તેઓ એમ પણ ફરિયાદ કરે છે કે 'થોડાક માનવન્તા શ્રીમન્તો શિવાય, સઘળા દ્રવ્યવાન દેશીઓ પોતાના પૈસા સરકારી ઉઘરાણાંમાં ભરે છે' અને તેથી આવાં ખાનગી દેશોપયોગી કામ આશ્રય રહિત રહી જાય છે. આપણા દેશી બાઇઓની આ ઝાટકણી અક્ષરે અક્ષર ખરી છે એમ કહ્યા વિના ચાલતું નથી, અને અમને આશા છે કે જેઓ વિચારવન્ત છે તેઓ તો આ ઉપરથી બોધ લેશે જ, તથા આવા શુભ કાર્યને અંતઃકરણ પૂર્વક મદદ આપશે.

પત્ની ( પરણેલી સ્ત્રી ) તરીકેની સ્ત્રીની ફરજો અને ત્હેને લગતું કામકાજ શીખવવાને અમેરિકામાં એક શાળા કહાડવામાં આવી છે, જેની ત્યાં અસાધારણ ફત્તેહ થઈ છે. ન્યુયોર્ક નામના શહેરમાં ગ્રેસ ઇન્સ્ટિટ્યુટ નામની એક નિશાળ સ્થપાઈ છે, જેમાં બાળકીઓને રાંધવાનું, શીવવાનું, ધોવાનું અને પોતાનું ઘર સંભાળવાનું કામ શીખવવામાં આવે છે. કરકસરવું કામ ખાસ લક્ષમાં લેવામાં આવે છે. ધોવાનું કામ શરૂથી તે છેક કપડાંને અસ્ત્રી કરવાના કામ સુધી શીખવવામાં આવે છે; તથા તે બાળકીઓને સારા ખોટા ગ્રાહુની પરીક્ષા કરતાં પણ બતાવવામાં આવે છે. ત્હેમાં ટાઇપ રાઇટીંગ અને ફોનોગ્રાફી તથા ઘોડે બેસતાં પણ શીખવાય છે અને દિવસે રોકાયલી સ્ત્રીઓને રહાંજે શિક્ષણ આપવામાં આવે છે. જૂદા જૂદા વર્ગોમાં મળી હાલ ૮૧૨ અભ્યાસકો છે. આ શાળામાં નિયમિતતા ઉપર ખાસ લક્ષ આપવામાં આવે છે.

## સ્વર્ગસ્થ, અ. સૌ. ધનકુંવરબા ઇનામમાળા.

### ( સ્ત્રી લેખકો માટે બે ઇનામ )

શ્રી કેળવણીની વૃદ્ધિ જોવાને ઉત્સુક એક સદ્‌ગૃહસ્થ તરફથી નીચે મુજબ ઇનામ આપવાની ગોઠવણ કરવામાં આવી છેઃ—

૧. આ ઇનામમાળાનું ઇનામ મેળવવાની ઇચ્છા રાખનાર સ્ત્રી લેખકોએ સ્ત્રીઓને ઉપયોગી કોઇ પણ વિષય ઉપર આ માસિકનાં ત્રણથી પાંચ પાનામાં આવી શકે એટલો લેખ ઇ. સ. ૧૯૦૪ ના જાન્યુઆરી માસની તા. ૩૧ મી સુધીમાં "બન્ધુસમાજ, અમદાવાદ"—એ શરનામે મોકલી આપવા.

૨. જે બે સ્ત્રી લેખકોના લેખ ઉત્તમ જણાશે ત્હેમને દરેકને એક વર્ષ સુધી "સુન્દરીસુબોધ" ના અંક ( ભેટના પુસ્તક સાથે ) વિનામૂલ્યે આપવામાં આવશે.

૩. સદરહું બને ઇનામવાળા લેખ "સુન્દરીસુબોધ" માં પ્રકટ કરવામાં આવશે. અને તે ઉપરાંતના આવેલા પૈકી બીજા જે સારા લાગશે તે વિષયો પણ અનુકૂળતા પ્રમાણે પ્રસિદ્ધ કરવામાં આવશે. લેખકોએ કાગળની એક બાજુએ લખવાની તથા પોતાનું નામ ઠામ શુદ્ધ રીતે લખી જણાવવાની કૃપા કરવી.

વ્યવસ્થાપક.

સુન્દરીસુબોધ.

---

## સંસારસુધારોત્તેજક ઇનામી નિબંધ નં. ૩ જો.

### "માતા તરીકે સ્ત્રીની ફરજો."

એ વિષય ઉપર ગુજરાતીમાં ઉત્તમ નિબંધ લખનાર સન્નારીને બે સન્નારીઓ તરફનું રૂ. ૧૫ થી ૨૫ સુધીનું ઇનામ વસ્ત્ર તથા પુસ્તકોના રૂપમાં આપવામાં આવશે. આ નિબંધ લખનારે બીજા ઉપયોગી મુદ્દાઓ ઉપરાંત બાળકોને કેવી રીતે ઉછેરવાં, તેમને ગૃહશિક્ષણ કેવી રીતે આપવું, સ્ત્રીની માતા તરીકે આ વિષયમાં કેવી કેવી ફરજો છે, અને તે કેવી રીતે બજાવી શકાય તે બાબત આપણી હાલની સાંસારિક સ્થિતિ ધ્યાનમાં રાખીને ખાસ વિવેચન કરવું. લખાણ કાગળની એક જ બાજૂએ સારા અક્ષરથી અને શુદ્ધ લખવું. નિબંધ ઉપર લેખકે પોતાનું નામઠામ ન જણાવતાં કોઈ સંજ્ઞા લખવી, અને જૂદા બંધ પાકીટમાં નિબંધ ઉપરની સંજ્ઞા સાથે પોતાનું નામ ઠામ, ઉંમર અને જાત સ્પષ્ટ જણાવવું.

પરીક્ષક ગૃહસ્થોના અભિપ્રાયથી પહેલા ઇનામને લાયક ઠરેલો નિબંધ બનશે તો કોઈ માસિક અથવા સાપ્તાહિક પત્રદ્વારા પ્રસિદ્ધ કરવામાં આવશે. નિબંધો તા૦ ૧ લી ફેબ્રુઆરી સન ૧૯૦૪ સુધીમાં પહોંચે તેવી રીતે નીચેને શીરનામે મોકલવા. ઇનામ આપનાર સન્નારીઓનાં નામ તેમની ઈચ્છાથી જાહેર કર્યાં નથી.

જીવનલાલ અમરશી મહેતા,

ઠે૦ ધનાસુતારની પોળ—અમદાવાદ.

Registered No. B 436

# સુન્દરીસુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु

(પ્રસન્ન હોતાં ગૃહે, ત્યાં પામી સન્માન સુન્દરી)

સર્વ રીતે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક

પુસ્તક ૧
અંક ૫

પ્રકાશક
બન્ધુસમાજ.

ઈસ ૧૯૦૪ જાન્યુઆરી
વિ સં ૧૯૬૦ પોષ

વિષયસૂચન



વાર્ષિક લવાજમ એક રૂપિયો ટપાલ ખર્ચ ત્રણ આના

" નહીં પતિરક્ત રૂહે છે જે ધરી પ્રીતિ, કુભાર્યા તે !
" સખી એ ધર્મ નારીનો, કહે છે વેલી સારી જો !" ૩

પહેલી સખી—" સખી સાચું; પરંતુ જો પતિ હોયે નઠારો તો ?"
બીજી સખી—" અરે ! જો હોય તે સારો, પછી તો નારીને પ્યારો ! ૪

" પરંતુ ખુબી એવી છે, 'નઠારો તોય માની લે,
" પતિ સારાની પેઠે તું,' કહે છે માધવી એવું ! ૫

" મૃદુ ભારી લતા એ છે, વિંટાઈ આમ્રને રૂહે છે,
" ન જો કે આમ્ર એવો છે, તદાપિ પ્રેમથી ભેટે ! ૬

" કદાપિ મૂર્ખ ને ગાંડો પતિ, ના તોય તે છાંડો,
" ભલેને ક્રૂર તે હોયે, તદાપિ ના સતી છોડે." ૭

પહેલી સખી—" સખી ! જો ક્રૂર તે કીર, લહે તોડી સહુ મોર,
" ખરાબી તે બિચારાની, કરે છે કીરની ટોળી." ૮

બીજી સખી—" સખી ! હા, એહવી રીતે, મનુષ્યોની પરે આવે
" દુખો, તોયે ધરે ધૈર્ય, અને સાધે સદા કાર્ય. ૯

" વળી જો તું, દુખી છે તે તરૂ, તોયે નહીં છોડે
" લતા પેલી, અને કહે છેઃ—(આવી રીતે) પતિ પ્રત્યે સતી રૂહે છે." ૧૦

---

" પુરૂષને સ્ત્રી જેવો બનાવે તેવો તે થાય છે. સ્ત્રી પોતાના ધણીને સુખી દુઃખી, આનંદી અગર ચીડીઓ કરી શકે છે."

" પ્રીતિ અને વિશ્વાસ ખોટામાંથી સારો અર્થ શોધાવે; અપ્રીતિ અને અવિશ્વાસ સારા હેતુમાં ખોટાનું ભાન કરાવે."

---

૩ રક્ત=જોડાયલી ( પ્રેમથી ). કુભાર્યા=ખરાબ સ્ત્રી. ૪ પ્યારો=વ્હાલો. ૫ ખુબી=વિચિત્રતા. ૬. મૃદુ=સુકોમળ. લતા=વેલી. તદાપિ=તો પણ. ૮ કીર=પોપટ. મોર=આંબાના ફુલ. ૯ ધૈર્ય=ધીરજ. ૧૦ તરૂ=ઝાડ–આંબો.

# વર્તમાન રંગ.

**સ્ત્રીઓને ખોરાક અને રસોઈ સંબંધી શિક્ષણ મળવાની જરૂર**—કલકત્તામાં પ્રકટ થતા ઇંડિયન મિરર પત્રના ગઈ તા. ૬ ટ્ઠી નવેમ્બરના અંકમાં ડૉ. જે. લૉરેન્સ હેમિલ્ટન એમ. આર. સી. એસ. જણાવે છે કે પ્રજાની તંદુરસ્તી અને આબાદી માટે **(૧) દરરોજનો ખોરાક અને (૨) રસોઇ**—આ બે વિષયોનો અભ્યાસ સ્ત્રીઓને માટે ઘણો જ જરૂરનો છે; અને બ્રિટિશ શહેનશાહતમાં હાલ અપાતી સ્ત્રીકેળવણીના વિષયોમાં તે વિષયો **ફરજીઆત** વિષય તરીકે દાખલ કરવા માટે તે મજબૂત ભલામણ કરે છે. આપણા દરરોજના ખોરાકમાં કયા પદાર્થ વધારે પુષ્ટિકારક છે, કયા ઓછા પુષ્ટિકારક છે, પાચન થવામાં કયા ભારે છે અને કયા હલકા છે, જૂદાં જૂદાં અનાજ, દૂધ, છાશ, ઘી, મીઠું, હળદર, હીંગ, ધાણાજીરૂં આદિ પદાર્થોમાં શરીરને ઉપયોગી તેમ તેનું પોષણ કરનારાં કયાં કયાં તત્વો સમાયલાં છે, અમુક ખાનપાનથી શરીરમાં શા શા ફેરફાર થાય છે અને જૂદા જૂદા પ્રકારનાં ખાનપાન કેવી રીતે તૈયાર થઈ શકે છે, વગેરે બાબતોનું ૧૦—૨૦ વર્ષ પહેલાંની છોકરીઓમાં અને સ્ત્રીઓમાં જે થોડું પણ જ્ઞાન હતું તેનાથી ઘણું જ થોડું જ્ઞાન નિશાળમાં અભ્યાસ પૂરો કરી ગૃહસંસારમાં પ્રવેશ કરતી હાલની છોકરીઓમાં—સ્ત્રીઓમાં જોવામાં આવે છે તે ઘણું જ શોચનીય છે. રસોઇનો વિષય વડોદરા રાજ્યની કન્યાશાળાઓમાં દાખલ કરવામાં આવ્યો છે એમ જણાવવામાં આવે છે; પરંતુ નામદાર બ્રિટિશ સરકારની દેખરેખ તળે સરકારી યા ખાનગી મદદથી ચાલતી કોઈ પણ કન્યાશાળામાં આ બે અગત્યના વિષયોમાંથી એકનું પણ શિક્ષણ આપવામાં આવતું નથી એ કેળવણી ખાતાની એક મોટી ખામી છે. આ ખામી દૂર કરવા માટે જાહેર પત્રકારો અને આગેવાન સદ્‌ગૃહસ્થો નામદાર સરકારના કેળવણી ખાતાને ભલામણ કરશે તો આશા રાખવામાં આવે છે કે કેળવણીખાતું આ વિષયોની ઉપયોગિતા સમજી, તેનો સ્વીકાર કરી જેમ બને તેમ જલદી, આ વિષયો કન્યાશાળાઓમાં ફરજીઆત વિષયો તરીકે દાખલ કરવા તજવીજ કરશે. સ્ત્રીઓને આ બાબતનું જ્ઞાન મળવાથી જૂદી જૂદી ઋતુઓમાં જૂદી જૂદી તબીયતનાં માણસોને અનુકૂળ પડે તેવો સારો ખોરાક પોતે જાતે તૈયાર કરી શકશે, અથવા પોતાની દેખરેખ તળે તૈયાર કરાવી શકશે. દરરોજના ખોરાકના અને સારી રસોઈ કેમ કરવી તે બાબતના અજ્ઞાનને લીધે પ્રજામાં જે જે નાના પ્રકારનાં દરદો ઉત્પન્ન થવા પામે છે, અને વારંવાર દાકતરની સલાહ લેવી પડે છે, તેવી અડચણો ઘણી જ સરલતાથી દૂર થઈ શકશે, અને પ્રજાની તંદુરસ્તી ઘણી મજબૂત થવા પામશે.

* * * * * * * * *

**અ. સૌ. માણેકબાઈ કહાનજી કવિનું ભાષણ**—દેશની ઘણી સ્ત્રીઓ જ્યારે ખાનગી રીતે અથવા શાળાઓમાં દાખલ થઇ સારી કેળવણી પામી પોતાના સદાચારના ઉત્તમ દૃષ્ટાંતથી અને અંતઃકરણની લાગણીથી પોતાની અજ્ઞાન બ્હેનોને સુધારવાને યત્ન કરશે ત્યારે જ દેશમાં સ્ત્રીકેળવણી તરફ સામાન્ય વર્ગના લોકોનો ઉત્સાહ વધી તે સર્વ-

સામાન્ય અને લોકપ્રિય થશે. પોતાની બ્હેનોની તેમજ પોતાના દેશની ઉન્નતિ ચ્હાનાર સ્ત્રીઓ ધીમે ધીમે બ્હાર પડવા લાગી છે તે એક આપણા ભાગ્યોદયનું શુભ ચિહ્ન છે એમાં કશો સંશય નથી. ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી અપાતાં સ્ત્રીવક્તૃત્વોત્તેજક[1] ઇનામની હરિફાઇમાં ઉંચે નંબરે આવી તે ઇનામ એકાદ બે વખત મેળવનાર સુપ્રસિદ્ધ સન્નારી અ. સૌ. માણેકબાઈ કહાનજી કવિએ ગઇ તા. ૧ લી નવેમ્બરે મુંબાઇના શ્રીમાંગરોળ શ્રીમાળી સમાજના વાર્ષિક મહોત્સવને પ્રસંગે સ્ત્રીપુરૂષોના એક મોટા મિલાવડા સમક્ષ એક બોધજનક ભાષણ આપ્યું હતું. પોતાના ભાષણમાં તેઓએ ઉપર જણાવેલા સમાજને ઉદ્દેશી, નિર્ધન બન્ધુઓને સહાય કરવાની જરૂર. સંપથી—ઐક્યથી કોઈ પણ કામ કરવાના ફાયદા, નાતજાતનો ભેદ રાખ્યા શિવાય દાન કરવું એ ઠીક હોવા છતાં પ્રથમ પોતાના ઘર, કોમ અને સ્વદેશને માટે મહેનત કરવાની આવશ્યકતા, સામાન્ય કેળવણી તેમજ ખાસુસ કરી સ્ત્રીકેળવણી, બાળલગ્ન વગેરે અગત્યની બાબતોમાં ઘણું સારૂં વિવેચન કર્યું હતું. સ્ત્રીકેળવણી બાબત સ્ત્રીઓના પોતાના વિચાર કેવા હોય છે તે જાણવા માટે સૌ૦ માણેકબાઇના તે વિષેના વિચાર આ પત્રના વાચક વર્ગ આગળ રજુ કરવા અયોગ્ય ગણાશે નહિ. તેઓએ તે બાબત જણાવ્યું હતું કે " સર્વભાઇઓ ધ્યાન દઈ વિચાર કરશો તો, સ્ત્રી સુધર્યા વિના તમારી સ્થિતિ સુધરવાની નથી એ વાત અનુભવસિદ્ધ માલમ પડશે. હું ખાતરીથી કહું છું કે જ્યાં સુધી કન્યાકેળવણી અને સ્ત્રીશિક્ષણની અગત્યપર ધ્યાન આપવામાં નહિ આવે ત્યાં સુધી સંસાર માર્ગમાં પગલે પગલે અનેક અડચણો અને વિટંબનાઓ છેજ. જ્યારે માતાઓ, બ્હેનો અને બાળકીઓ કેળવાયલી અને સુજ્ઞ થશે, ત્યારે તમને પાંચ રૂપિઆ ખર્ચવાથી જે શોભા અને સંતોષ મળશે તે અભણ, અજ્ઞાન સ્ત્રીને હાથે વિવેક વિચાર વગર થયેલા પાંચસે રૂપિઆના ખર્ચથી પણ મળનાર નથી. **મારૂં કહેવું એમ નથી કે દરેક સ્ત્રીને ભણાવીને બારિસ્ટર બનાવો, પણ સ્ત્રીધર્મ અને બાળકની સંભાળ કેમ રાખવી તેવી કેટલીક બાબતો સમજે તેટલી કેળવણી તો અવશ્ય** અપાવીજ જોઇએ. કેટલીક સ્ત્રીઓ ભણીને કે કેળવાઇને વગોવાઈ છે એ વાત ખરી છે, પણ ભણેલી કરતાં અભણ સ્ત્રીથી અપયશ થવાનો વધારે સંભવ છે. **ભણેલી સ્ત્રીઓ વગોવાય છે તેમાં ભણતરનો દોષ નથી પણ તેને લાગેલી કુસંગતિ અને કાચી બુદ્ધિનો દોષ છે;** માટે સંગીન કેળવણી અને સદુપદેશ મળે તેવો સ્ત્રીઓ માટે ખાસ બંદોબસ્ત થવો જોઇએ. કેળવણીમાં અડચણ કર્તા ખરૂં જોઇએ તો બાળલગ્ન છે. બાળલગ્નનો અટકાવ દિનપ્રતિદિન થયો જાય છે એ સંતોષકારક છે. તે અટકાવાનું મુખ્ય માન આપણા સુધારક બન્ધુઓને આપવું ઘટે છે. આજની સભાના અગ્રેસરે પહેલ કરી પોતાની પુત્રીને યોગ્ય વયે પરણાવવાનો વિચાર કર્યો છે અને બીજા ભાઇઓ પણ તેમને પગલે ચાલવા લાગ્યા છે. **પરણ્યાં એટલે કેળવણી પૂરી થઇ એમ ન સમજવું, પરંતુ મોટી ઉમ્મરની સ્ત્રીઓ પણ અવકાશનો વખત પુસ્તક વાંચવા સાંભળવામાં કાઢે તો ઘણો ફાયદો થાય.** કારણ કેઃ—

विद्या ददाति विनयं विनयाद्याति पात्रताम् ।
पात्रत्वाद्धनमाप्नोति धनाद्धर्मं ततः सुखम् ॥

---

૧. સ્ત્રીઓની ભાષણ આપવાની શક્તિને ઉત્તેજન આપનાર.

સારાંશઃ—વિદ્યા વિનય શીખવે છે, વિનયથી લાયકાત મળે છે, લાયકાતથી ધન પેદા કરી શકાય છે, ધનથી ધર્મ અને ધર્મથી સુખ મેળવી શકાય છે.

* * * * * * * *
* * * *

**સ્ત્રીકેળવણી આપવાનો એક નવો રસ્તો**— સ્ત્રીકેળવણીના ફેલાવા માટે કલકત્તામાં વિક્ટોરિયા ઇન્સ્ટિટ્યુશન નામની એક સંસ્થાની સ્થાપના થઈ છે. આ સંસ્થાનો ઉદ્દેશ જનાનામાં રહેતી સ્ત્રીઓને હુશિયાર સ્ત્રીશિક્ષકો પાસે અગત્યના વિષયો પર ભાષણો અપાવી, સમયને અનુસરતું જ્ઞાન આપવાનો છે. આ ભાષણો આપવાનો વખત બપોર પછીનો રાખવામાં આવ્યો છે. ઘણી સ્ત્રીઓ આ ભાષણોમાં હાજર રહે તે માટે ઇન્સ્ટિટ્યુશન તરફથી ગાડીઓનો પણ બંદોબસ્ત કરવામાં આવ્યો છે. ગયે વર્ષે શારીરિક અને નૈતિક શાસ્ત્રને લગતા, જીવનચરિત્ર અને ઇતિહાસને લગતા, તથા ધર્મ, હુન્નર અને ગૃહવ્યવસ્થાને લગતા વિષયોપર જુદાં જુદાં ભાષણ આપવામાં આવ્યાં હતાં. ઉપરલીખ હકીકત ઉપરથી આ સંસ્થાવડે કેટલો મોટો લાભ કલકત્તાની સ્ત્રીઓને મળ્યો હશે તે સહેલાઇથી સમજાય એમ છે. આ તરફની આપણી અજ્ઞાન બ્હેનો, તેઓ શરીર કેમ સાચવવું, બાળકને કેમ ઉછેરવાં, ગૃહની સુવ્યવસ્થા કેવી રીતે કરવી ને ભાગ્યે જ સમજે છે, અને જેઓથી મોટી ઉમ્મરને લીધે તેમ ઘરકામને લીધે શાળામાં દાખલ થવાનું બની શકે એમ નથી, તેઓને માટે આવા પ્રકારની કોઇ સંસ્થા સ્થાપવા માટે, સ્ત્રીઓની ઉન્નતિ અને ઉચ્ચ સંસારસુખની ઇચ્છા રાખનાર શક્તિમાન સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ તરફથી, યત્ન કરવામાં આવશે તો તેથી ખસુસ મોટો લાભ થશે.

* * * * * * * *
* * * *

**સ્ત્રીપુરૂષના સંબંધમાં રહેવી જોઇતી પવિત્રતા અને મિતાચાર**[1]—આપણા લોકોમાં હાલ ઉત્પન્ન થતી નબળી પ્રજાનાં કારણોમાં, બાળલગ્ન, નિર્ધનતા, કસરતની ખામી વગેરે બતાવવામાં આવે છે તેની સાથે એક બીજું મુખ્ય કારણ વિસારી દેવામાં આવે છે. આ કારણ તરફ આપણું લક્ષ ખેંચવાનું માન એક ઓસ્ટ્રેલિયન બાઇને ઘરે છે. નીતિશાસ્ત્રને લગતા એક પત્રમાં, "છોકરીઓ માટે ખાસ કેળવણી." એ નામના પોતાના લેખમાં તે જણાવે છે કે "માતપિતા તરફથી પોતાના બાળકોને—છોકરા છોકરીઓને—પ્રજા ઉત્પન્ન કરનાર સ્ત્રીપુરૂષની ઇંદ્રિયોનું જ્ઞાન, તેના ધર્મ, તેના સંબંધમાં રાખવો જોઇતો નીતિનિયમાનુસાર યોગ્ય નિગ્રહ,[2] આસાએશ[3] વગેરે જરૂરી શારીરિક બાબતો વિષે જ્ઞાન અપાતું નથી," અને છોકરા છોકરીઓ બ્રહ્મચર્ય, સાંસારિક પવિત્રતા અને મિતાચાર પાળવાને બદલે નિરંતર વિષયોપભોગમાં લુબ્ધ રહે છે, શરીરનું બળ જાળવવાને માટે યોગ્ય નિગ્રહ કરતાં નથી, ક્ષય આદિ જૂદાં જૂદાં મોટાં દરદનાં ભોગ થઈ પડે છે, અને પરિણામે તેમના પરસ્પરના સંયોગથી નિર્બળ પ્રજા ઉત્પન્ન થાય છે. આ વિષયની અગત્ય અમેરિકા અને યુરોપ વગેરે સ્થળે સમજાવા લાગી છે, અને જે વિષય વિષે ખુલ્લા શબ્દોમાં ભાષણ આપવાને માટે આપણા લોકો શરમાય છે તેવાં ભાષણો, તેવા બોધ ત્યાં પ્રજાના શારીરિક ઉત્ક-

1. માફકસર આચરણ. 2. સંયમ, કાબુ. 3. આરામ.

ષે માટે ખુલ્લા શબ્દોમાં વગર શરમે આપવામાં આવે છે અને તેનો સંખ્યાબંધ સ્ત્રીપુરૂષો લાભ લે છે. આ બાબતના અજ્ઞાનથી, તેમ જ જ્ઞાન હોવા છતાં કુદરતના નિયમોનો ભંગ કરવાથી જ, આપણા સંસારમાં વંધ્યત્વ, ગર્ભસ્રાવ, બાળકનો અધુરે માસે જન્મ, મૂએલાં તેમ દરદી બાળકનું અવતરવું, બાળકનું ટુંક મુદત જીવવું, સુવાવડમાં સ્ત્રીઓનું ભયંકર માદગીમાં આવી પડવું અને ઘણી વખતે મરણ પામવું, એવા શોકજનક બનાવ બનવા પામે છે. ગાય, ભેંશ, કુતરાં, બિલાડાં જેવાં પશુઓ ઇશ્વરદત્ત પ્રેરણાથી કુદરતના નિયમોનો ભંગ કરતાં નથી, તેથી તેઓમાં શરીરને લગતા આવા ખેદકારક બનાવ ભાગ્યે જ બને છે-કવચિત જ જોવામાં આવે છે. આ બાબતમાં આપણને, સારૂં ખોટું ઓળખી શકવાની બુદ્ધિવાળાં મનુષ્યોને, આ પશુઓના દાખલાપરથી બોધ લેવો પડે છે એ સ્થિતિ ખરેખર શરમ ભરેલી છે. આશા છે કે સમજુ માતપિતાનું, સંસારસુધારાના અગ્રેસરો-દેશના હિતચિંતકોનું, આ ઘણીજ જરૂરની બાબત તરફ સત્વર લક્ષ ખેંચાશે અને તેઓ આ બાબત ઉપાડી લઇ સંસારમાં પ્રવેશ કરતા છોકરાઓને પુરૂષ—ઉપદેશક મારફત અને છોકરીઓને સ્ત્રી—ઉપદેશક મારફત આ અગત્યના વિષયોનું પુરતું જ્ઞાન, ભાષણોદ્વારા, યા પુસ્તકોદ્વારા અપાવવા પ્રયત્ન કરશે. એક વખત છોકરા છોકરીઓને આ બાબતનું જ્ઞાન મળ્યું, પછી તેઓ પોતે જ, માતા પુત્રીને અને પિતા પુત્રને, આ બાબતનું જાતેજ જ્ઞાન આપશે; પછી ઉપદેશકોની જરૂર નહિ રહે. સ્ત્રીપુરૂષોને આવું જ્ઞાન મળતાં તેઓ સદાચારી બની તેમનું શરીર મજબૂત થશે, તેમનું બળ જળવાઇ રહેશે અને સ્ત્રીપુરૂષના સંપૂર્ણ શારીરિક, માનસિક અને નૈતિક વિકાસવાળા અને વિશુદ્ધ પ્રેમવાળા સંયોગથી પ્રજા પણ બળવાન, સદ્‌ગુણી, પવિત્ર અને મિતાચારી બનશે એમાં યતકિંચિત્ સંદેહ નથી.

—નિર્ગુણ, બન્ધુસમાજ.

---

" વયમાં અને શરીરમાં તેમજ વિદ્યા, બુદ્ધિ, ડહાપણ, ચતુરાઇ, અને રસિકતા, તેમાં પણ ઘણી કરતાં સ્ત્રી ચ્હડતી ન જોઇએ. એવી સ્ત્રી કજોડાનું દુઃખ ભોગવે છે, પતિથી તૃપ્ત થઇ શકતી નથી, પતિ (ગૃહસંસારમાં) મ્હોટો છે એવું સમજી શકતી નથી, તેને મનમાં માન આપતી નથી, તેના ઉપર સ્નેહ થતો નથી, તેની સાથે અંતરમાંથી એક થઇ શકતી નથી. જો કુલીનવૃત્તિવાળી ન હોય તો મનમાં તિરસ્કાર પણ કરે છે. "—સરસ્વતીચંદ્ર, ભા. ૧

" સંસારમાં જેટલા કંકાસ સ્ત્રીપુરૂષો વચ્ચે થાય છે તેનું મૂલ કારણ એજ હોય છે કે સ્ત્રીઓ પુરૂષના ગુણથી વર્તવા માંગતી હોય છે, કે પુરૂષો સ્ત્રીઓના ગુણથી વર્તતા હોય છે; બાકી જો સર્વે પોત પોતાના ગુણોને બરાબર ખીલવતાં હોય તો સ્ત્રી અને પુરૂષને જેવી મૈત્રી થાય, જેવો સ્નેહ થાય, તેવો બીજા કોઇને થઈ શકે નહિં. "—બાલવિલાસ.

# ગૃહધર્મ.

## વહુના ધર્મ વિષે નિબંધ.

( લખનાર—બાઈ નર્મદાકુંવર )

( સાંધણુ પાને ૫૮ થી )

સાસુ સસરાની સાથે વહુએ કેમ વર્ત્તવું તે વિષે.

હવે સુજ્ઞ વહુઓએ તો સમજવું જોઇએ કે, જે આપણાં સાસુ સસરા છે, તેઓ ધર્મનાં માબાપ છે. વળી આપણાં શાસ્ત્રમાં પણ કહેલું છે કે ચાર માતપિતા આ સંસારમાં છે: જેમકે પહેલાં તો પોતાનાં બે માતપિતા છે તે, અને બીજાં બે સાસુ સસરો એમ ચાર માબાપ કહેલાં છે. તો જેમ માબાપની પિયરમાં રહીને સેવા કરીએ છીએ, તેમ જ સાસરામાં રહીને સાસુ સસરાની સેવા કરવી. વળી પોતાના મનમાં સમજવું જોઇએ કે, એજ આપણા પ્રાણુનાથના જન્મદાતા છે. વળી તે જ તેને પાળીપોષી ઉછેરી મોટા કરનાર છે, અને એજ તેને ભણાવી ગણાવીને સારા કરવામાં મહેનત લેનાર છે; વળી તેઓ જ સ્વામીનાથનું સર્વ પ્રકારે સારૂં ઇચ્છનાર છે, અને પોતાના સાસુ સસરાના જેવું પોતાના પ્રાણુનાથનું હિત્તેચ્છુ બીજું આ દુનિયામાં એકે નથી. અને હું પણ તેનાથી જ આ પતિને પામી છું. વળી વિચાર કરજો જે અરે ! આખી દુનિયામાં અમને બંનેને જોઇને, પ્રેમનાં આંસુ લાવનાર બીજું કોણ છે ? વળી અમારા સુખ દુઃખમાં એમના વિના બીજું કોણ ભાગ લેનાર છે ? કોઈ નહિ, તે તો તે જ અમારાં વહાલાં સાસુ સસરા. હવે મારાં ઘણાં જ પરમ પૂજ્ય પવિત્ર ગણાતાં સાસુ સસરાને સદા સંતોષમાં રાખવાં, તેમની આજ્ઞા માનવી, અને તેમનું અંતઃકરણ કોઇ પણ વાતમાં કચવાય નહિ એમ કરવું. વળી તે શીખામણ આપે તે આપણા માતપિતાની જેમ માનીએ છીએ તેમ માનવી. વહુએ સાસુ સસરાની રજા વિના બહાર જવું નહિ. તેમ જ પિયર પણ રજા વિના જવું નહિ. વખતે સાસુ તાડીને કે ધમકી આપીને કહે તો પણ ધીરજથી એમ સમજી જવું જે તે તો આપણા ભલાને માટે જ કહે છે. અને એમ સમજવું કે આપણો કાંઈ પણ વાંક થયો હશે એટલે જ તે કહે છે.

વળી સાસરીએ કામ કાજ કરવામાં જરા પણ શરમ નથી. કહેવત છે કે, " કામ કર્યાં તેણે કામણ કીધાં " અને " વનો વેરીને પણ વશ કરે છે, " એ કહેવતો ખરી છે. જો પોતામાં નમ્રપણું હશે તો પોતાના શત્રુ હોય તે પણ મિત્ર થાય છે. વળી કામ કરવાથી, નમ્રપણું રાખવાથી, પોતાની શોભા વધે છે; માણસોમાં પણ વખાણ થાય છે, અને કીર્તિનો ફેલાવ થાય છે; અને વળી ઘરમાં પણ લાભ થાય છે. વળી અમારી સાસુ બેઠી રહેને

સઘળું કામ અમારી પાસે જ કરાવે છે, એવું કદિ મનમાં લાવવું નહિ. પણ મનમાં વિચાર કરવો કે, તેમણે આજ સુધી ઘરમાં કામ કરી કરીને આટલાં વર્ષ કાઢયાં છે, અને વળી મારા પતિના માટે તેણે ઘણું દુઃખ ભોગવ્યું છે; વળી તેઓ હવે તો ઘરડાં થવા આવ્યાં છે. હવે જો હું તેમને કામમાંથી મુક્ત નહિ કરૂં, તો બીજું કોણ કરશે. વળી તેમને જો હું સુખી નહિ કરૂં તો મારાં માયાળુ સાસુજીને બીજું કોણ કરશે, એમ સમજીને એમને વિશ્રાંતિ આપવી એ જ ખરો ધર્મ છે. વળી સ્ત્રીઓએ પોતાના પિયરમાં જેટલું કામ શીખ્યાં હોઇએ તેનો સાસરે સારો ઉપયોગ કરવો. પોતાનાં સાસુજી જેમ કામ થોડું કરે, તેમ રાજી રહેવું. અને જો તે ઘરડાં હોય તો તેમને મુદલે કામ કરવા દેવું નહિ. વળી તેમને તો આપણાં કામકાજમાં ખોટ હોય, તે બતાવવાને ઉપરી તરીકે રાખવાં. અને સ્ત્રીએ નાનાં મોટાંનો વિવેક રાખીને પોતાની ચાલાકી સારી રીતે વધારવી અને ઉપયોગી થઈ પડવું એ જ ધર્મ છે.

વળી સસરાજીને પોતાના પિતાના તુલ્ય ગણી તેમની નિરંતર સેવા કરવી. તેમની સામે ઉંચે સ્વરે બોલવું નહિ. સભ્યતા અને નમ્રતાથી ચાલવું, તેમની આજ્ઞા પાળવી, કોઇ રીતે તેમને માઠું લાગે તેમ કરવું નહિ. હમેશા વહેલા ઉઠીને ઇશ્વર સ્મરણ કરીને, સાસુ સસરાની પાસે હાથ જોડીને ઉભાં રહેવું. વળી કહેવું જે હે મારાં માતપિતાજી આપની જે આજ્ઞા હોય તે કહો, હું આનંદથી ચિત્ત લગાડીને કરીશ. પણ જો વહુ અનુભવી હોય તો તો ઠીક, પણ પરણીને પહેલ વહેલાં આવે ત્યારે તો છેક અજાણ્યાં હોય છે, માટે તેમણે પ્રથમ તો નિચે પ્રમાણે બોલવું.

રાગ માલિની.

પરિચય[1] નથિ મારે, છેક છું હું અજાણી,
ચરણકમળદાસી[2] આપની એમ જાણી;
ઘટિત[3] સકળ[4] કામો સોંપજો મુજ જેવાં,
અવર[5] પણ ખુશીથી સોંપજો સર્વ સેવા.

હે મારા પવિત્ર માત પિતાજી આપની સર્વે સેવા તથા ઘર કામ સઘળું કરવાને, અને આપને જોઇતું આપવાને હું આનંદથી હાજર રહીશ, અને જે જે આજ્ઞાઓ ફરમાવશો તે કરીશ, અને તેમને માટે હું આપની આભારી થઇશ, એમ કહેવું; અને તેમને સંતોષ પમાડવો. વળી જે તેમનું કામ કરવાનું હોય તે એવી રીતે કરવું કે, તેથી તેઓ ખુશી થાય. એમ ખરા ભાવથી સેવા કરવી. તેમાં જ ઇશ્વર રાજી રહે છે, અને સારૂં ફળ આપે છે અને આપશે.

નણંદ સાથેની વર્તણુંક.

સ્ત્રીઓએ પોતાની નણંદને બેનો સમાન ગણવી, અને તેમના ઉપર દયા રાખવી. એમની સાથે હળીમળીને ચાલવું. વળી જે ઘરમાં કામકાજ હોય તે પણ હળીમળીને સંપથી કરવું. તેમ જ કામકાજમાં તેમને

૧ હળી જવું તે. ૨. કમળ જેવા પગની દાસી. ૩. યોગ્ય, ઘટતાં. ૪. સર્વે. ૫. બીજી.

પોતાથી જેમ મદદ થાય તેમ કરવી. તેમને માઠું ન લાગે તેમ કરવું. વળી પોતાનાં નણંદ કદિ પોતાને કાંઈ પણ કહે તો પણ, અથવા કોઈ પણ કામમાં તેમનો વાંક હોય તો પણ, પોતે જરા પણ બોલવું નહિ. અને હરેક વખતે બોલવા ચાલવામાં પણ તેમનું માન રાખવું, અને તેમની જોડે શાંતિથી વર્તવું. વળી જે નણંદ છે તે આપણા શાસ્ત્રમાં બોજાઈને (?) પાત્ર છે. માટે એમ સમજીને તેના ઉપર દયા રાખવી, અને સમજવું કે તે તો થોડા જ દિવસનાં મેમાન છે. એમ ધારીને તેને સર્વ પ્રકારે સંતોષ પમાડવો, તેમને મધુર વચનથી બોલાવવાં. વળી તેમને પોતાની શક્તિ પ્રમાણે વસ્ત્રાલંકારથી શણગારી સાસરે વળાવાય એવું ઇચ્છવું. વળી પરસ્પર સ્નેહ સહિત જુદાં પડાય એમ કરવું. તેમનાં દુઃખમાં ભાગ લેવો, સલાહ આપવી અને તેમનું કદિ માઠું ઇચ્છવું નહિ; તેમજ તેમની નિન્દા પણ કરવી નહિ. વળી તેમનાં બાળકો ઉપર પોતાનાં બાળકોની પેઠે પ્રેમ રાખવો. કેમકે તે આપણાં પરમ પૂજ્ય છે, એમ માનવું. અને ભાણેજને દાન કરવાથી ઘણું જ પુણ્ય થાય છે. આપણાં લોકમાં કહેવત છે કે, "સો બ્રાહ્મણોને જમાડીએ અને જેટલું પુણ્ય થાય છે, તેટલું જ જો એક ભાણેજ જમે તો પુણ્ય થાય" એવી કહેવત છે. માટે ભાણેજના ઉપર કદિ ઝેર આણવું નહિ, તેમના ઉપર પ્રેમ રાખવો, મધુર વચનથી બોલાવવાં. એ જ સ્ત્રીનો ખરો ધર્મ છે.

જેઠાણી તથા દેરાણી સાથેની વર્તણુક.

વળી સ્ત્રીઓએ પોતાની જેઠાણીની સાથે સલુકાઈથી વર્તવું તથા તેમનું માન રાખવું. કારણ કે તે પોતાના પતિના મોટા ભાઈની પત્નિ છે. વળી તેમની આજ્ઞા લોપવી નહિ. તેમની સાથે વાદવિવાદ કરવો નહિ. તેમ જ ઘરના કામ કાજમાં પણ તકરાર કરવી નહિ, અને મોટા નાનાનો વિવેક રાખીને પોતે વધારે કામકાજ કરવું, પોતે તેમની સાથે તથા તેમના બાળકો સાથે પણ સંપસંપીને ચાલવું.

તેમ જ દેરાણી છે તે પોતાના પતિના નાનેરા ભાઈની ભાર્યા છે. તો તે પોતાની દીકરીના બરાબર ગણાય છે. માટે પોતાની દીકરીના ઉપર જેવી માયા રાખીએ તેના જેવી જ તેના ઉપર રાખવી: અને તેમની જોડે પણ સલાહસંપથી ચાલવું. કારણ કે તે પોતાના કરતાં નાની છે. વળી તેમનું અપમાન પણ કરવું નહિ. તેમનો વાંક હોય તો પણ તેમને ઘટે તેવાં વિવેકનાં વચન કહેવાં, તેને માઠું લાગે તેમ કરવું નહિ. વળી તેમને કહેવું જે ફરીથી આવું કરવું નહિ. તેમને ધમકી આપવી નહિ, તેમના ઉપર દ્વેશ રાખવો નહિ. તેમનું માઠું ઇચ્છવું નહિ. એ દેરાણી પ્રત્યે જેઠાણીનો ધર્મ છે. માટે સ્ત્રીઓએ એવી રીતે વર્તવું. વળી તેમનાં બાળકો પ્રત્યે પણ પોતાનાં બાળકોના જેટલો પ્રેમ રાખવો, અને અદેખાઈ કરવી નહિ. તેમને મીઠાશથી બોલાવવાં, તેમને તરછોડવાં નહિ; તેમના ઉપર ક્રોધ કદિ કરવો નહિ. એવી રીતે વર્તવાથી તે બાળકો પણ પોતાનું માન રાખશે. તેમનો આપણા ઉપર જેમ પ્રેમ વધે એવો યત્ન સદા કરવો જોઈએ એવો ધર્મ છે.

સ્ત્રીઓને જેઠ છે તે સસરાને તોલે છે, અને દીએર છે તે પોતાના દીકરા બરોબર છે.

જેઠ તથા દીએરની સાથે કેમ વર્તવું તે વિષે.

તે પછી પોતાના જેઠની સાથે સસરાના ધર્મની પેઠે વર્તવું અને દીએરની સાથે દીકરાની પેઠે વર્તવું એજ ઘટીત છે. વળી પોતાના પતિના મિત્ર અને તેમનાં સગાં વહાલાંને જોઇને રાજી થવું, તેમના ઉપર સદ્‌ભાવ રાખવો, તેમને ખોટું લાગે તેમ કદિ વર્તવું નહિ. વળી તેમને પરસ્પર મદદ કરવી, તેમ જ પોતાનાં બધાં ઘર કુટુંબમાં સ્નેહ રાખવો, સંપથી રહેવું, અને ઘરકુટુંબમાંથી જૂદા પડવાનો કદિ પણ વિચાર કરવો નહિ. ઝાઝું પિયરમાં વસવું નહિ, કારણ કે જૂદાં રહેવાથી એક બીજાનાં મન જૂદાં પડી જાય છે, માટે સૌ સાથે હળીમળીને ચાલવું અને રહેવું એ પણ સ્ત્રીનું જ કામ છે.

ચાકર નોકરની સાથે કેમ વર્તવું.

ઘણા ખરા લોકની તો સ્થિતિ ગરીબ હોય છે, તે તો ચાકર કે નોકર રાખી શકતાં નથી. પણ જે લોક ગૃહસ્થ હોય છે તે પોતાને ઘેર ચાકરનોકર રાખી શકે છે. તો વહુઓએ તેમની સાથે કેમ વર્તવું તેનો વિચાર કરવો જોઇએ. પોતાના ઘરમાં રસોઈ કરવાને કે કામ કરવાને ચાકર સ્ત્રી હોય, કે પુરૂષ હોય, પણ તેમનો પોતે બહુ વિશ્વાસ કરવો નહિ. વળી તેમની સાથે કામ જેટલો જ વ્યવહાર રાખવો, કામ જેટલું જ બોલવું, અને તેમની સાથે બેસવા ઉઠવાનો પણ સહવાસ રાખવો નહિ. કારણ કે તેમ કરવાથી પોતાનો ભાર જતો રહે છે. વળી ઝાઝા સહવાસથી તેમને આપણી જોડે બોલવાની છુટ વધારે મળે છે, તેથી કરીને પછી તેમને બોલવાની ટેવ પડે છે. પછી ઘર આગળ ગમે તેવું આબરૂદાર માણસ આવે તો પણ બોલવાની ટેવ પડેલી હોય, એટલે બોલ્યા વિના રહેવાય નહિ; તો તે માણસોના મનમાં આપણું વજન ઘટે અને વળી જો પુરૂષ હોય, તો તેમને આપણા વિષે હલકા વિચાર પણ આવેછે. વળી લુગડાં, ઘરેણાં વગેરેની ખાનગી પેટીની કે કબાટ વગેરેની કુંચી ક્યાં રહે છે, તેથી પણ તેમને અજાણ રાખવાં જોઇએ. વળી જો ચાકર પુરૂષ હોય તો પોતાનો જે ખાનગી ઓરડો હોય તેમાં આવવાની પરવાનગી આપવી નહિ. કારણ કે ખાનગી ઓરડામાં વખતે આપણે બેસતાં ઉઠતાં પોતાનું વસ્ત્ર માથેથી ખશી જાય, અને ઓચિંતો ચાકર એકદમ માંહે આવી જાય, તો એવે પ્રસંગે પોતાની મર્યાદા ભંગ થાય છે. માટે બને ત્યાં સુધી તો પુરૂષ ચાકર રાખવો નહિ. પણ જો હોય તો તેમની સામે હસવું નહિ. તેમજ ગુપ્ત વાત કરવી નહિ, અને કામ હોય તેટલું જ બોલવું ઘટિત છે. વળી ચાકર વગેરે જે કામ કરવાને રાખ્યા હોય, તેમની પહેલાં પરીક્ષા કરવી. એટલે તેમને જે જગાએ જવા કે આવવાનો વખત વધારે પડતો હોય તેવી જગાએ પૈસો, બે આની વગેરે મૂકીને પછી તે શું કરે છે તે વિષે તપાસ રાખવી. વળી ચાકર પાસેથી કામ નિયમસર લેવું, તેમના કામકાજ ઉપર દેખરેખ રાખવી, અને કાંઈ કામમાં ભૂલ થાય તો તેને નહિ વઢતાં નમ્રપણે ધીરેથી ઠબકો દેવો. અને ફરીથી એવી ભૂલ નહિ કરે એવી સમજુતિ આપવી. વળી તેમને આપત્તિ વખતે દિલાસો આપવો, અને મદદ કરવી. વળી તે ચાકરોએ પોતાના શેઠ અને શેઠાણી વગેરેની સાથે કેવી રીતે વર્તવું, તેની કોઇની આગળ તેમને સમજુતિ અપાવવી. ઉપર કહ્યું એવી રીતે તેમની સાથે વર્તવું જોઇએ. હવે જુઓ સાસુ, સસરો, જેઠ, જેઠાણી, દીએર, દેરાણી, ચાકર નોકર વગેરેની સાથે કેમ બોલવું તે વિષે કવિતા.

( રાગ, કહાં ગયોરે પેલો મોરલીવાળો. )

મધુ વચન છે મધથી મીઠાં, જન મન રંજન કારીરે,
નારીનું ભૂષણ જે નારી નમ્રપણું ધરનારીરે;
સૌ સાથે સૌ લાયક બોલવું, ચાલવું મારગ સીધેરે,
સ્વજન પરજન દાસ દાસી શું; વદવું વિધ વિવિધેરે.

વહુ પરણીને સાસરે આવે ત્યારે તેના પતિનું ઘર તેજ પોતાનું ઘર છે, અને પતિના ઘર કાર્યનો સઘળો બોજો પોતે ઉપાડવો એ ધર્મ છે. માટે સ્ત્રીઓએ ઘરની વ્યવસ્થા સારી કરવી એ તેમની બીજી ફરજ છે.

બીજી ફરજ. ઘર વ્યવસ્થા કેવી રીતે કરવી.

પહેલું સ્વચ્છતા રાખવા વિષે—સ્ત્રીઓએ હમેશાં એક પોહોર રાત્રી બાકી હોય ત્યારે ઉઠવું અને પોતાનો બનાવનારો પરમેશ્વર તેની સ્તુતી કરીને પછી ઘરકામમાં વળગવું. પહેલું તો જેમકે પોતાના ઓરડા, ઓશરીઓ, રસોડાં, પાણીઆરાં, પરશાળ, વાડો, ચોક વગેરેને વાળી ઝાડીને સાફ કરવાં. અને કોઈ જગોએ જરા પણ બાવું રહેવા દેવું નહિ. વળી કોઈ જગાએ ભેજ, પણ રહે નહિ. કોઈ જાતનો કોહતો પદાર્થ રાખવો નહિ. ગંદકી કરવી નહિ. એમ બધું સાફ રાખવું, અને ખડી કે ચૂનાવતી ધોળેલાં રાખવાં. વળી ભોંય તળિએ પણ લીપાવી ગુંપાવીને સાફ રાખવું. વળી ઘરનાં બધાં વાસણો જેમકે ગોળા, ગોળી, લોટા, લોટીઓ, ગાગેર, ઘડા, બેડાં વગેરે ત્રાંબા પીતળનાં કે માટીનાં હોય, તે પણ માંહેથી અને બહારથી ખૂબ ઘસીને ચોખાં રાખવાં. વળી રાંધવા વગેરેનાં વાસણો જેમકે તપેલાં, તપેલીઓ, થાળીઓ, વાટકા, વાટકીઓ, વળી ઘી અને તેલ ભરવાની તથા અથાણાંની બરણીઓ વગેરે સારી અને સ્વચ્છ રાખવી. ઉપર કહેલાં બધાં વાસણોમાં જરા પણ મેલ કે કચરો રહેવા દેવો નહિ. વળી તે બધાં વાસણોને યોગ્ય દિસે અને જે જગાએ મૂકવાથી શોભાયમાન ચકચકિત થઈ રહે એવી જગાએ ગોઠવી માંડ કરી મૂકવાં. ખપ પડે ત્યારે લેવાં પણ પાછાં સાફ કરીને તેમની જગાએ મૂકવાં. વળી મેજ, ખુરશી, કોચ, પલંગ, દીવા કરવાની બત્તિઓ વગેરે કપાટ, પેટી, પટારા, દફતરો વગેરેને યોગ્ય અને શોભે તેવી જગાએ ગોઠવવાં, તેમને પણ હમેશાં ઝાપટવાં કે તેના ઉપર કચરો રહે નહિ. ઘરનાં બારી બારણાં, જાળીયાં વગેરેને વાળી ઝાડી નાંખવાં. પાથરવાનાં ગાદલાં, ગોદડાં, ઓશીકાં, ઓછાડ, બિછાનાં વગેરેને ચોખ્ખાં રાખવાં અને તેમાં પરશેવો રહે નહિ તેમ થોડીવાર ખુલ્લી હવામાં રાખ્યા પછી સંકેલવાં અને ત્રણ ચાર દિવસે તડકે પણ નાંખવાં, કે માકડ વગેરે તેમાં રહે નહિ.

( અપૂર્ણ. )

સારી પેઠે જમે તેવાં તન્દુરસ્ત મજબૂત માણસ મને તો ઘણાં જ ગમે.

આ પછી અમે ચાર જણ ચોપાટ રમવા બેઠાં. આ રમત એવી છે કે શાંત સ્વભાવનાં મનુષ્યો પણ બીજા રમનારની જીત જોઈ તથા પોતાની હાર જોઇ પોતાનો મિજાજ ખોઈ બેસે છે. પ્રિયબાલા મ્હાત થતી વખતે કદી મિજાજ ખોતી નહિ, તેમ તક આવ્યે દાવ પણ ચૂકતી નહિ. અમે બન્ને પણ કેટલીક વખત સ્પર્ધામાં[1] આવી જતાં. આ વખત મને રમતમાં ઘણો જ રસ પડતો. કેટલીક વખત મારાથી પક્ષપાત પણ થઇ જતો. બેજણુની સોગટી મારવાની હોય અને તેમાં એક પ્રિયબાલાની હોય તો તે હું બચાવી લેતો. રમતમાં પ્રિયબાલા હારી, પણ ખિન્ન થઈ નહિ.

આ દિવસથી તે સુંદર બાલાનો મને મોહ લાગ્યો. ક્ષણુ પ્રતિક્ષણુ તે મારાં વિચારનયન આગળ આવીને ખડી થતી. તેને વિષે મને સ્હેજ પણ વિચાર થાય કે તે મારી આગળ આવીને હાજર થતી. પ્રિયબાલા એજ મારૂં વિશ્વ હતું એમ કહું તો ખોટું નહિ. મારા કેટલાક ખાસ મિત્રો શિવાય બીજાં સગાંવહાલાં તરફ હું બેદરકાર બની ગયો. હું બેદરકાર બનું તેની સગાંવહાલાંને બિલકુલ પરવા ન્હોતી, કારણુ કે હું નિર્ધન હતો. હું તેમને ઓછાં બોલાવું તેમને ઘેર ઓછો જાઉં તો તેમના મનથી તો ઓછી પીડા.

પણુ આ મનોહર બાલાના વિચારમાં તલ્લીન રહેવાથી પણુ શું લાભ? મેં સારી વિદ્યા સંપાદન કરી હતી.[2] બે ચાર માણસનો નિભાવ કરૂં તેટલું કમાતો પણુ હતો. ધીમે ધીમે બચાવતાં રકમ એકઠી થવાનો સંભવ હતો. પણુ હાલ તો મારી પાસે રકમ એકઠી થઇ નહોતી; એટલે નિર્ધન જેવો જ હતો. નિર્ધનને કોણુ કન્યા દે-દેવાનો વિચાર પણ કોણુ કરે? નિર્ધન માણસ સારી વિદ્યાવાળો હોય છે તો પણ ઘણા માણસો—કહેવાતા મોટા સમજુ માણસો પણ—કન્યા આપતાં વિચાર કરે છે. ધનવાનના છોકરા બેવકૂફ હોય છે તો પણુ લોકો કન્યા આપવા પતંગીયાંની માફક ઝંપલાવે છે. આથી પ્રિયબાલા સાથે લગ્ન થવાની આશા રાખવી તે વૃથા[3] હતું. છતાં હું તેને ચહાતો એ નિઃસંશય. લગ્ન અશક્ય હતું ત્યારે તમારે તે વાત જ મૂકી દેવી હતી એમ કોઈ કહેશે. પણ પ્રેમ શું ચીજ છે તે આ કહેનાર જાણુતા નથી. પ્રેમ અને સંધિવાનું દરદ એ બન્ને સરખાં છે. તેમાં ફસાયા એટલે ચસકાયજ નહિ. પ્રેમાસક્ત મનુષ્યને જરાક વિવેકથી વર્તવાને કહેવું એ કોના જેવું છે? વાથી વાંકા વળેલા, તથા જીકડાઈ ગયેલા માણસને 'ટટાર થઈ દોડ' એમ કહેવા જેવું છે. મારા કેટલાએક મિત્રોએ બરાબર આ જ રસ્તો લીધો. તેમણે મને કહ્યું, 'કોઇની પાસે કહેવડાવો, હા કહે તો ઠીક નહિ તો વાત વેગળી મૂકવી.'

મેં તેમને જવાબ આપ્યો 'મારા જેવો ગરીબ માગું કરાવે તેથી શું વળે એવું હતું?'

ત્યારે એક જણે કહ્યું,' ત્યારે તો બે રસ્તા માત્ર છે. કાંતો તે વાત જ મૂકી દેવી.'

---

૧ હરિફાઈ, સામાના કરતાં ચ્હડીયાતા થવાની લાગણી. ૨ મેળવી હતી. ૩ ફોકટ, નકામું.

હું બોલી ઉઠયો, 'તે તો કેમ બને!'

'ત્યારે તેં અલ્પ[1] સમયમાં સારૂં ધન સંપાદન કરવું.'

'તે શી રીતે?'

'આફ્રિકા બાફ્રિકા જેવે સ્થળ જઇને.'

'પણ ત્યાં જઇને આવતાં પણ સ્હેજ ત્રણ ચાર વર્ષ નીકળી જાય. અને ત્યાં સુધી પ્રિયબાલા કુમારી રહે નહિ. અવશ્ય તેનું લગ્ન અન્ય કોઇ સાથે થાય!'

'હા, વખતે એમ પણ થાય. કારણ કે પ્રિયબાલાની ઉમ્મર મોટી છે એટલે તે કુમારી રહી શકે એમ નથી. પણ એમાં શું? પૈસા એકઠા થશે તો પ્રિયબાલા નહિ તો તેની બ્હેન. બીજી ઘણીએ કન્યાઓ મળશે.

મેં આનો કાંઇ જવાબ આપ્યો નહિ. મને તેનાપર તિરસ્કાર થયો. પ્રિયબાલાપર મને જે પ્રેમ થઇ આવ્યો હતો તેવા પ્રેમનો તેને અનુભવ થયો નહોતો. આવા માણસને તે પ્રેમની ખુબી સમજાવવી તે પણ નિરર્થક[2] હતું.

આમ ગુંચવાડામાં હું આવી પડયો હતો. મારા પેલા મિત્રને મેં મારી હકીકત કહી ન્હોતી, કારણ કે તેની સ્ત્રી તરફથી તે પ્રિયબાલાનો સંબંધી હતો. હું સારી સ્થિતિમાં હોત તો નક્કી વાત કરત. અને કદાચ ન કરત તો ઉલટો તે સામો મને પ્રિયબાલા માટે કહેવા આવત. પૈસાની ખુબી ન્યારી છે.

આમ કરતાં કરતાં એક વર્ષ નીકળી ગયું. વખતને જતાં વાર લાગે છે? તેમ તે કોઇની વાટ્ય પણ જૂએ છે? તમે હસો, રડો, તેની તેને ઓછીજ દરકાર છે! એની સ્વારી ચાલી તે ચાલી. મહા સમર્થ રાજાઓ પણ તેને અટકાવી શકતા નથી. પ્રિયબાલા પરનો મારે પ્રેમ તેવોને તેવોજ અખંડ, અચલ, રહ્યો. પણ મારી સ્થિતિમાં એવો કાંઇ ફેરફાર ન્હોતો થયો કે હું સગપણ માટે કહેવડાવી શકું. મારી જેટલી પ્રિયબાલા પર પ્રીતિ હતી તેટલી તેની મારા પર હતી કે નહિ તેનું મને કશું કારણ મળ્યું નહોતું. તેની પ્રીતિ જાણવામાં આવે તો કહેવડાવવાની કાંઇક હિમ્મત પણ આવે. નિર્ધનતાએ મારૂં મોં બાંધી લીધું હતું. મારાથી તે બાબત શબ્દ પણ બોલી શકાતો નહિ. જેને પ્રેમનો અનુભવ થયો હશે તેને મારી લાગણીનો કાંઇક ખ્યાલ આવશે—કાંઇકજ આવશે. કારણ કે પૂરો ક્યારે આવે કે પ્રિયબાલાના પ્રેમનો અનુભવ થાય ત્યારેજ. અને તે અશક્ય છે. કારણ કે પ્રિયબાલા એકજ છે.

આવી દુઃખદ સ્થિતિમાં હું હતો. દારિદ્ર્યકારાગૃહમાંથી[3] મુક્ત થવાને કાંઇપણ આશા

---

૧ થોડા. ૨ ફોકટ. ૩ ગરીબાઇરૂપી કેદખાનું.

નહોતી. તેવામાં એક સવારે બે કાગળ આવ્યા. આવા બનાવ ઘણી વખત વાર્તાઓમાંજ બને છે. ખરા તો મારી પેઠે કોઇકના સંબંધમાં જ બને છે. મારા એક વૃદ્ધ કાકા વ્યાપાર અર્થે આફ્રિકા ગયેલા હતા. તે બે વાર પરણેલા હતા. તે બંને સ્ત્રીઓ ગુજરી ગઇ હતી. તેમનાથી મારા કાકાને કંઇ સંતાન થયું નહોતું. તેઓનાં મરણ પામવાના સમાચાર આ કાગળમાં હતા. તેમણે પોતાની સઘળી મિલ્કત—આશરે ૪૦ હજાર રૂપિયાની મિલ્કતનું વિલ (મૃત્યુપત્ર) મારા લાભમાં કર્યું હતું. તે વિલ તેમણે ત્યાંની એક સોલિસિટરની પેઢીને સોંપ્યું હતું. તેમણે તેમના મુંબાઇના એજન્ટોને આ બાબત ખબર આપી હતી, અને તેઓએ મને મુંબાઇથી આ ખબર આપ્યા હતા.

આ પત્ર વાંચી મને ઘણો જ આશ્ચર્ય આનંદ થયો. ફરી ફરીને મેં તે કાગળ તપાસ્યો. ફરી મારૂં તથા મારા કાકાનું નામ જોયું. આ ખબરથી મને ઘણો જ ઉત્સાહ આવી ગયો. લક્ષ્મી વિલક્ષણ ચીજ છે. ભલેને કેટલાંક સાધુઓ તેનો તિરસ્કાર કરે. લક્ષ્મીથી ઘણા અનર્થ થાય છે એમ કહેવાય છે, પણ તેમાં લક્ષ્મીનો દોષ નથી, મનુષ્યનો દોષ છે. નિર્ધનતામાં એકદમ ધન આવી પડે તેની અસર કાંઇક અદ્ભુત થાય છે. નિરુત્સાહી ઉત્સાહી બને છે. સહેજ માંદાં માણસ ટટાર થઇ જાય છે. ભીરૂ[1] નિર્ભય બને છે.

આ કાગળના હરખમાંને હરખમાં બીજો કાગળ ઉઘાડવો ભૂલી ગયો હતો તે સાંભર્યું. તે પત્ર ઉઘાડ્યો. પરબીડીયું મોટું હતું પણ તેમાં કાગળ એક કડકો માત્ર હતો. તેમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

પ્રિયતમ,

તમારી મારાપર પ્રીતિ છે તે તથા તમારી નિર્ધનતાને લીધે સગપણ માટે તમે મારાં માત પિતાને કહેવડાવી શકતા નથી તે કોઇપણ પ્રકારે મારા જાણવામાં આવ્યું છે. મારી તમારા પર પ્રીતિ છે કે નહિ તે તમારે આ લેખ પરથી સમજી લેવું. તમે મારાં માતપિતાને કહેવડાવશો તો હું મારાથી બનતો યત્ન તમારા ને મારા હિતને માટે કરીશ. નિડરપણે તમારે મારાં માતપિતાને કહેવડાવવું.

અધીન,

પ્રિયબાલા.

હવે કાંઇ હર્ષની સીમા! હું પ્રિયતમ અને તે મારી પ્રિયતમા!! ચાલ હમણાજ મારા મિત્રને કહી આવું. શું કહેવું? કે મારા કાકા ગુજરી ગયા. ગુજરી ગયા! વાહ, સ્વાર્થ વાહ! કાકા ગુજરી ગયા તેનું મને કાંઇ સ્નાન સૂતક, ખરૂં કે? અત્યાર સુધી તે તો અને સાંભર્યું જ નહોતું. કાગળ લખનાર અંગ્રેજ એટલે લૂગડાં ઉતારીને વાંચજો એમ એ ક્યાથી લખે? સ્નાન સૂતકમાં એ શું સમજે? કાકાના મૃત્યુ બાબત બેચાર સગાંવહાલાંને પહેલાં કહી આવ્યો ને ઘેર બેઠો. નાત્યના લોકો ભેગા થવા લાગ્યા. મેં પણ લોકાચાર પ્રમાણે ઓ! ઓ! કરવા માંડ્યું. ઘણોએ પ્રયત્ન કર્યે પણ ખરૂં રડવું આવે નહિ. અને કોઇ દહાડો પરાણે પોક

[1] બ્હીકણ.

મૂકેલી નહિ તેથી તેમ પણ ન બન્યું. પણ મારાં એક **પરોપકારી** ફોઈ હતાં તે મારી આગળ આવી પહોંચ્યાં અને ધીમેથી કહેવા લાગ્યાં કે અલ્યા જરા બૂમ તો પાડય. કાકા મરી ગયા છે તે કેમ જણાય? પૂજ્ય ફોઇ! નાનો મોટો એમના હાથ નીચે થયેલો, એટલે તેમની આજ્ઞા મારે માથે ઉઠાવવી પડી. મોટેથી પોક મૂકી મેં રડવા માંડયું—પણ ભૂલ ખાતા નહિ. આંસુ એકપણ પડતું નહિ મારે બદલે બીજું કોઇ હોય તો તેને પણ આંસુ ન આવે. ખોટાં આણે ત્યારે. ઢોંગ કરતાં મને આવડે નહિ, નહિ તો આંસુ કેટલાં? આંખ્યો ભીની કરતાં વાર કેટલી! સઘળા એકઠા થયા અને નદીએ ન્હાવાં ચાલ્યા. નદી ઉપર જ મારા પેલા મિત્રને મેં વિલની વાત કરી. નાહી પાછા ઘેર આવ્યા. મારા મિત્રે કોઇ બીજાને વાત કરી. એમ વાત ચાલી અને આખી નાતમાં વાત પ્રસરી ગઇ. આવી વાત પ્રસરવા સામે કોઇક જ વાંધો લે છે. કાકાને બે માસ થયા એટલે મારા મિત્રે પ્રિયબાલાના પિતાને વાત કરી અને તેણે તે વાત ખુશીથી સ્વીકારી. ત્રીજે મહીને સારો દિવસ જોઇ ગોરને ચાંલ્લો કરવા મોકલ્યો. સગપણ થયું. કાકાનો શોક બોક ન નડયો? ના ન નડયો. અમારી નાત્ય શોકીલી ન્હોતી. જરૂર પડયે રૂડા કામ માટે મહિનામાં પણ બતાવવાનો-મિથ્યા શોક મૂકી દેતી.

ચાર, પાંચ ને ૭ મહિના થયા એટલે તો મારા લગ્નનો દિવસ ઠર્યો; હવે કાંઇ સુખની [1]પરિસીમા!

લગ્ન થઇ ગયાં. લગ્નમાં ને લગ્નમાં પ્રિયબાલા જોડે વાતચિત કરવી શરૂ કરી. એ કાંઈ ધીરજ રહે!

'પણ શી વાત કરી?'

'એ કાંઈ કહેવાય કે?'

—નિર્ગુણ, બન્ધુસમાજ.

---

## સ્વીકાર.

નીચેનાં પુસ્તક અને માસિકોનો ઉપકાર સાથે સ્વીકાર કરીએ છીએઃ—

બાળસદ્દ્બોધ રત્ન, કર્તા રા. રા. હિરાલાલ વિદ્યારામ રાવળ.

(૧૬) હિદાયતુલ મોઅમેનીન. (૧૭) સુદર્શન. (૧૮) ચન્દ્ર (૧૯) જડવિદ્યા.

---

૧ હદ.

થોડીક મહેનત, ખર્ચ, અને વખતમાં ઘણા જથાબંધ, સુંદર અને ચોકસાઇ ભરેલું કામ કરી શકે છે એમ જણાયાથી ઘણી ઘણી જાતની કારીગરીવાળી વસ્તુઓ બનાવવાનું કામ, યાંત્રિક શક્તિ પાસે, તેના નિયમો જાણનારાઓ કરાવે છે. આ તો મ્હેં ત્હમને થોડીક જ બાબતો ગણાવી. બાકી હાલમાં કુદરત, તેના નિયમો સારી રીતે જાણનારાઓના વશમાં એટલી બધી આવી ગઇ છે કે આપણા તો માન્યામાં પણ ન આવે, એટલું જ નહી પણ સ્વપ્નામાં પણ વિચાર ન આવે, એવાં એવાં અદ્દભુત અને ચમત્કારી કામો કરી બતાવી, તે, દુનિયાને લાભ આપે છે.

**લલિતા**—વાહ! ત્યારે એવા માણસો તો બહુ, રાજા કરતાંયે, જબરા! એ તો ધારે તે કરી શકે! પણ એ લોકો એ નિયમો શી રીતે અને ક્યાં જાણતા હશે?

**રસિકલાલ**—તેઓ જુદી જુદી બાબતો તપાસવા માટે જાત જાતનાં યંત્રો બનાવી તેના સાધનથી કુદરતના ચમત્કારો કયા નિયમોથી થયે જાય છે એ નક્કી કરી શકે છે. એમ એવાં સાધનો વડે તપાસવાનું કામ એને **પ્રયોગ** કહે છે, અને જે ઠેકાણે એવા પ્રયોગો થાય છે, તેને **પ્રયોગશાળા** કહે છે.

**લલિતા**—ત્યારે આપણા જેવાંથી તો એ કુદરતનાં કામો ન જ જણાય કની? એની થોડીક પણ શક્તિ આપણામાં આવે તો કેવું સારૂં? પણ આપણી પાસે એ જાણવાનાં સાધનો એ ક્યાંથી હોય, અને પ્રયોગશાળા તો બને જ શી રીતે?

**રસિકલાલ**—વાહ! ત્હમને તો આટલું જાણતામાં જ તેવી શક્તિઓ મેળવવાની ઇચ્છા થઈ આવી ને શું? એના પ્રયોગો નજરોનજર જુઓ ત્યારે તો મ્હને લાગે છે કે ત્હમે ગાંડાંઘેલાં થઇ જાઓ!! પણ કાંઈ હરકત નહીં. ત્હમને ઉમંગ અને હોંશ છે તો કુદરતનાં કેટલાંક કામો ત્હમને આપણા ઘરમાં રહે રહે જ બતાવીશ. કુદરત, આપણા લોકોમાં માનવામાં આવે છે તેવાં ભૂતો જેવી કંઈ વસ્તુ નથી કે જે તેને બોલાવી શકે તેની જ પાસે તે જાય અને તેનું જ કામ કરી આપે; તે તો બધે ઠેકાણે, આપણા ઘરમાં અને આપણી આસપાસ પણ, પોતાનું કામ કરે જાય છે, અને તે પણ સર્વ જગાએ સરખા જ નિયમોને આધારે; પણ તેને ઓળખવાની આપણામાં બુદ્ધિ નથી તેથી જ આપણે એ બાબત અજ્ઞાન રહીએ છીએ.

લલિતા—હે! ત્યારે એવાં ચમત્કારનાં કામો આપણા ઘરમાંયે થાય છે? અને તે છતાં આપણા જાણ્યામાંયે આવતાં નથી? એતો નવાઇની વાત!

રસિકલાલ—હા, તે આપણા ઘરમાં ને બ્હાર બધે થયે જાય છે, અને તે આપણે જોઈએ છીએ એટલુંજ નહીં, પણ આપણાં કામો માટે તેમનો ઉપયોગ પણ કરીએ છીએ. તે ચમત્કારરૂપ લાગતાં નથી તેનું કારણ એટલુંજ કે તે રોજ આપણા જોવામાં આવે છે.

રસિકલાલ—ના, એક જ; પણ તેની શક્તિઓનાં સ્વરૂપ જુદાં જુદાં. તેજ, અવાજ, ગરમી, આકર્ષણ, જુદા જુદા પદાર્થોમાં એક બીજા સાથે ભળી જવાનો તથા છુટા પડવાનો ગુણ, એ વગેરે કુદરતની શક્તિનાં જ સ્વરૂપો છે. કુદરત જુદાં જુદાં સ્થિતિ અને ઠેકાણાંને તથા તેમાં વસતાં પ્રાણીઓને માફક આવે તેમ તે પોતાની અનેક શક્તિઓ, સામટી એક જ વખતે, વાપરે છે; અને તે પણ મુકરર કરેલા નિયમો પ્રમાણે જ.

લલિતા—ત્યારે આપ કહો છો એવી કુદરતની શક્તિઓ અને તેના નિયમો માણસના જાણ્યામાં આવે ખરા ?

રસિકલાલ—હા, શા માટે નહીં ? ઇશ્વરના અને તેની સત્તારૂપ કુદરતના નિયમો અજ્ઞાની અને બેદરકાર માણસોથી છુપા રહે છે ખરા; પણ ખંતથી શોધનારાઓને તો તે પોતાના નિયમો સ્પષ્ટ જણાવી તેમને અજબ પમાડે છે. તે નિયમો કદિ પણ ફરે નહીં એવા હોય છે, અને માણસ જાણે કે ન જાણે તો પણ તે તો પોતાની અસર કરે જ જાય છે. તેમનો ભંગ કરનાર, એટલે તેમની વિરૂદ્ધ ચાલનારને તે શિક્ષા આપે છે, અને તેમને બરાબર રીતે જાણી તે પ્રમાણે જ વર્તનારને તે મ્હોટા મ્હોટા ચમત્કાર કરી બતાવી સાધારણ માણસને ન મળે એવા મ્હોટા લાભ આપે છે.

લલિતા—આપ એ બધું કહો છો એ તો ઠીક; પણ એવા નિયમો જાણનાર હાલ કોઇ હશે ખરો ? હું તો ધારૂં છું કે ઘણીકવાર કથાઓમાં સાંભળીએ છીએ તેવા ચમત્કારો કરનારા ઋષિઓ તો સતયુગમાં થઈ ગયા, તેમ કુદરતના ચમત્કારી નિયમો અને કામો જાણનારા હાલ તો ક્યાંથી હશે ?

રસિકલાલ—ઋષિઓ વિષેની વાત આગળ કોઈ વખત આપણે કરીશું. પણ કુદરતના નિયમો જાણનારા તો હાલની દુનિયામાં પણ અનેક થઇ ગયા, અને હજી પણ ઘણાએ હયાત અને પ્રખ્યાત છે. તેઓએ ઘણા જ ખંત અને આગ્રહથી પોતાની જીંદગીનો લગભગ બધો વખત કુદરતનાં સ્વરૂપો ઓળખવામાં વાપરી તેના ઘણા નિયમો જાણ્યા છે, અને જુદાં જુદાં સ્વરૂપોને લગતાં શાસ્ત્રો રચ્યાં છે; એટલું જ નહી પણ તે કુદરત તે નિયમોને આધારે અમુક અમુક સ્થિતિમાં કેવાં કેવાં કામો કરે છે અને કરી શકે એ નક્કી કરી, અનુકૂળ સ્થિતિ ઉપજાવી તેની પાસે તે નિયમો અમલમાં મુકાવે છે, અને એ રીતે એકલી માણસ જાતથી ન બની શકે એવાં ભારે કામો તેની પાસે કરાવી શકે છે. વરાળમાં રહેલી શક્તિના નિયમો જાણી આગગાડી, આગબોટ વગેરે બનાવવાનાં, તથા છાપવાનાં, લુગડાં વણવાનાં, એક ઠેકાણેથી બીજે ઠેકાણે પાણી ચ્હડાવવાનાં, અને એવાં એવાં ઘણાં કામો તેની પાસે કરાવાય છે. વીજળીમાં ઘણી જ ઝડપથી ચાલવાની શક્તિ જોઇ તેના નિયમો જાણનારાઓ હજારો ગાઉ છેટે રહેલાં ગામો અને દેશો પાસે, સ્હામે જ ઉભેલાં માણસોની પેઠે, વાતો કરાવે છે. તેજમાં અમુક જાતની વસ્તુઓ ઉપર છાપ પાડવાની શક્તિ દેખી, કોઇ પણ વસ્તુ અથવા દેખાવની, ગમે એવા કાબેલ ચીતારા પણ ચીતરી શકે નહીં એવી, છબીઓ જોતજોતામાં પાડવામાં તેનો ઉપયોગ થાય છે. અમુક રીતે ગોઠવેલાં યંત્રો

થોડીક મહેનત, ખર્ચે, અને વખતમાં ઘણા જથાબંધ, સુંદર અને ચોકસાઇ ભરેલું કામ કરી શકે છે એમ જણાયાથી ઘણી ઘણી જાતની કારીગરીવાળી વસ્તુઓ બનાવવાનું કામ, યાંત્રિક શક્તિ પાસે, તેના નિયમો જાણનારાઓ કરાવે છે. આ તો મ્હેં ત્હમને થોડીક જ બાબતો ગણાવી. બાકી હાલમાં કુદરત, તેના નિયમો સારી રીતે જાણનારાઓના વશમાં એટલી બધી આવી ગઇ છે કે આપણા તો માન્યામાં પણ ન આવે, એટલું જ નહી પણ સ્વપ્નામાં પણ વિચાર ન આવે, એવાં એવાં અદ્ભુત અને ચમત્કારી કામો કરી બતાવી, તે, દુનિયાને લાભ આપે છે.

લલિતા—વાહ! ત્યારે એવા માણસો તો બહુ, રાજા કરતાંયે, જબરા! એ તો ધારે તે કરી શકે! પણ એ લોકો એ નિયમો શી રીતે અને ક્યાં જાણતા હશે?

રસિકલાલ—તેઓ જુદી જુદી બાબતો તપાસવા માટે જાત જાતનાં યંત્રો બનાવી તેના સાધનથી કુદરતના ચમત્કારો કયા નિયમોથી થયે જાય છે એ નક્કી કરી શકે છે. એમ એવાં સાધનો વડે તપાસવાનું કામ એને **પ્રયોગ** કહે છે, અને જે ઠેકાણે એવા પ્રયોગો થાય છે, તેને **પ્રયોગશાળા** કહે છે.

લલિતા—ત્યારે આપણા જેવાંથી તો એ કુદરતનાં કામો ન જ જણાય કની? એની થોડીક પણ શક્તિ આપણામાં આવે તો કેવું સારૂં? પણ આપણી પાસે એ જાણવાનાં સાધનો એ ક્યાંથી હોય, અને પ્રયોગશાળા તો બને જ શી રીતે?

રસિકલાલ—વાહ! ત્હમને તો આટલું જાણતામાં જ તેવી શક્તિઓ મેળવવાની ઇચ્છા થઈ આવી ને શું? એના પ્રયોગો નજરોનજર જુઓ ત્યારે તો મ્હને લાગે છે કે ત્હમે ગાંડાંઘેલાં થઇ જાઓ!! પણ કાંઈ હરકત નહીં. ત્હમને ઉમંગ અને હોંશ છે તો કુદરતનાં કેટલાંક કામો ત્હમને આપણા ઘરમાં રહે રહે જ બતાવીશ. કુદરત, આપણા લોકોમાં મનાવામાં આવે છે તેવાં ભૂતો જેવી કંઈ વસ્તુ નથી કે જે તેને બોલાવી શકે તેની જ પાસે તે જાય અને તેનું જ કામ કરી આપે; તે તો બધે ઠેકાણે, આપણા ઘરમાં અને આપણી આસપાસ પણ, પોતાનું કામ કરે જાય છે, અને તે પણ સર્વ જગાએ સરખા જ નિયમોને આધારે; પણ તેને ઓળખવાની આપણામાં બુદ્ધિ નથી તેથી જ આપણે એ બાબત અજ્ઞાન રહીએ છીએ.

લલિતા—હે! ત્યારે એવાં ચમત્કારનાં કામો આપણા ઘરમાંયે થાય છે? અને તે છતાં આપણા જાણ્યામાંયે આવતાં નથી? એતો નવાઇની વાત!

રસિકલાલ—હા, તે આપણા ઘરમાં ને બ્હાર બધે થયે જાય છે, અને તે આપણે જોઇએ છીએ એટલુંજ નહીં, પણ આપણાં કામો માટે તેમનો ઉપયોગ પણ કરીએ છીએ. પણ તે ચમત્કારરૂપ લાગતાં નથી તેનું કારણ એટલુંજ કે તે રોજ આપણા જોવામાં આવે છે.

જુઓ; ત્હમે ચાટલામાં જુઓ છો ત્યારે ત્હમારૂં પોતાનું સ્વરૂપ ત્હમારા દેખવામાં આવે છે; તેનું કારણ શું ? ચાટલામાં કે તેની પાછળ તો કાંઈ હોતું નથી, છતાં ત્હમારાજ આકારનું કોઈ માણસ સ્હામે આવી ઉભું હોય છે અને ત્હમે કરો તેવા જ ચાળા કરે છે; એ માણસ ક્યાંથી આવ્યું ? બીજું, તપેલીમાં ગરમ કરવા મુકેલું પાણી ઘણું ઉકળે છે ત્યારે તેના ઉપર ઢાંકેલી તાસક, પાણી તપેલીમાં નીચું હોવા છતાં, એની મેળે હાલે છે, ઉંચી નીચી થાય છે, અને વખતે ઘણા જોરથી એકદમ પડી પણ જાય છે. એને એમ કોણ ફેંકી દેછે એ કહેશો ? ત્રીજું, આપણે પીચકારીનું મ્હોં પાણીમાં બોળી તેનો ડટ્ટો ઉંચો ખેંચીએ છીએ ત્યારે તેની સાથે પાણી પણ ઝીણા કાણામાંથી ઉંચું ખેંચાઇ આવે છે, તેનું કારણ શું ! ડટ્ટામાં પાણી ખેંચી લાવવાની શક્તિ તો છે જ નહીં. વળી, આપણાથી કેટલેક આઘે કોઇ લાકડાં ચીરતું હોય છે, અથવા ધોબકણાવતી ધોતું હોય છે, અને આપણે તે તરફ જોઇ રહ્યા હોઇએ છીએ, ત્યારે લાકડા અથવા લુગડા ઉપર પડતો ઘા આપણે જોઇએ છીએ તે પછી થોડીવાર પછી જ આપણે તેનો અવાજ સાંભળીએ છીએ. તેનું કારણ શું ? શીયાળામાં લોકો જાડાં સુતરનાં લુગડાં કરતાં પાતળાં પણ ઉનનાં પ્હેરવાનુ કેમ પસંદ કરતા હશે ! લીંબુ અથવા આંબલીનું પાણી કલાઇ વગરના ધાતુના વાસણમાં કટાઈ બગડી જાય છે, અને તેજ પાણી મેલાં વાસણને ચોખ્ખાં અને ઉજળાં કરે છે એ શું ? કહો હવે, આ અને આવી આવી ઘણી બાબતો રોજ ત્હમારા જ ઘરમાં બનતી નથી ? છતાં તેનાં કારણો વિષે કોઇપણ દિવસ વિચાર કર્યો છે? નહીં જ. અને તેથી જ આ સર્વ કુદરતનાં કામો ત્હમારી રૂબરૂ બને જાય છે તોપણ ત્હમે તેને ઓળખી શકતાં નથી.

લલિતા—એ વાત તો ખરી. આ બધાં કુદરતનાં કામો હશે એવું મ્હને તો સ્વપ્નામાંએ લાગ્યું ન્હોતું.

નોકર—( ઓરડાની બ્હારથી )—ભાઈ સાહેબ ! જમનાદાસ નામના કોઇ માણસ આપને ઘેર બોલાવી જવા ગાડી લઇને આવ્યા છે.

રસિકલાલ—( નોકરને ) વારૂ એમને કહે કે લુગડાં પ્હેરીને આવે છે ? ( લલિતાને ) ઠીક, ત્યારે આપણી આજની વાત આટલેથી બંધ રાખવી પડશે. વાત નીકળી હતી ત્યારે આવાં કામો કુદરતની કઇ કઈ શક્તિ અને નિયમોને લીધે થાય છે એ ત્હમને સ્હમજાવવાનો આજ મ્હારો વિચાર હતો. પણ હવે વળી આગળ ઉપર તે વિષે વાત કરીશું.

લલિતા—મ્હને પણ તે જાણવાનું બહુ મન થયું હતું. પણ અરે. લ્યો, આપ લુગડાં પ્હેરો એટલામાં હું પાન કરી આવું.

પાન્થ.

# સમયતરંગ.

---

**સ્ત્રીકેળવણીની હીલચાલ**—ગાયકવાડી. રાજ્ય તાબે પેટલાદ પાસે **નાર** નામનું ગામ છે, ત્યાંની કન્યાશાળાના હેડમાસ્તર મી. અનુપરામ દેવશંકરના સ્ત્રીકેળવણી પાછળના પ્રયત્નને લીધે તે ગામમાં હાલમાં એક મ્હોટો સમારંભ મેળવવામાં આવ્યો હતો. લગભગ એક માસની મુદ્દત ઉપર આ કન્યાશાળાનો મેળાવડો શાળા તરફથી થયો હતો, છતાં થોડા જ વખત પછી હાલમાં પાછો બીજો મેળાવડો ગામના સંભાવિત આગેવાન ગૃહસ્થોએ ઘણા સારા પાયા ઉપર કર્યો હતો. આ સમારંભ ભરવાનું તથા તેમાં કન્યાઓને આપેલા ઇનામનું સર્વ ખર્ચ તે આગેવાન ગૃહસ્થોએ કર્યું હતું. તે પ્રસંગે પેટલાદની કન્યાશાળાનાં તથા જનાના ક્લાસનાં હેડ મિસ્ટ્રેસો, **સોજીત્રા** કન્યાશાળાનાં હેડ મિસ્ટ્રેસ, પેટલાદ સંસ્કૃતશાળાના ગુરૂ, **નાર** શાળાના હેડ માસ્તર વગેરેને ખાસ આમંત્રણ કરી બોલાવવામાં આવ્યા હતા. મેળાવડા માટે ગામની વચ્ચોવચ ખાસ મંડપ ઉભો કરવામાં આવ્યો હતો. બપોરે ગામના સદ્‌ગૃહસ્થો વાદિત્રો સાથે કન્યાઓને કન્યાશાળામાંથી તેડવા ગયા હતા, અને મુખ્ય રસ્તેથી તેમને ગાતી ગાતી લઇ જઈ મંડપમાં બેસાડવામાં આવી હતી. આ મેળાવડાની, પ્રથમ બપોરે પુરૂષો માટે, અને સાંજે સ્ત્રીઓને માટે, એમ બે બેઠકો ભરવામાં આવી હતી. પ્હેલી બેઠકમાં પ્રથમ ઇશ્વર સ્તુતિની તથા ગાયકવાડ મહારાજની પ્રશંસાની ગરબીઓ કન્યાઓએ ગાયા બાદ, **નાર**ની છોકરાઓની શાળાના હેડ માસ્તર મિ. **ભોગીલાલ**ને પ્રમુખ પદ આપવામાં આવ્યું હતું. નીતિ વિષયના ગરબાઓ, સંભાષણો, ભાષણો વગેરે થયા પછી, કિન્ડરગાર્ટનની, શિક્ષણ આપે એવી, રમતો કરી બતાવવામાં આવી હતી. ત્યાર પછી સભામાં આવેલા ગૃહસ્થો તરફથી કન્યાઓના શિક્ષણ માટે ઘણી સારી ચર્ચા થઇ હતી, તથા કન્યાશિક્ષણથી થતા ફાયદા, કન્યાઓને શાળામાં વધુ દાખલ કરવાનો બોધ, સુજ્ઞ ગૃહસ્થો તરફથી પૂર્ણ છુટથી જણાવવામાં આવ્યા હતા. પ્રમુખે પણ પૂર્ણ વિસ્તારથી તે વિષય સમજાવી લોકોના મન ઉપર ઘણી સારી અસર કરી હતી. પાંચેકને શુમારે પુરૂષમંડળ વીખરાતાં, બીજી બેઠકમાં ગામની લગભગ ૪૦૦ આમંત્રેલી સ્ત્રીઓ મેળાવડામાં હાજર થઈ હતી. તે વખતે પેટલાદ કન્યાશાળાનાં હેડ મિસ્ટ્રેસ ઇચ્છા દેવશંકરને પ્રમુખ પદ આપવામાં આવ્યું હતું. પ્રથમ પ્રમાણે ઇશ્વરસ્તુતિ વગેરે થયા પછી, ગરબાઓ વગેરેનું કામ શરૂ થયું હતું. કન્યાઓની માતાઓ પોતાની બાળકીઓનાં જ્ઞાન અને હોંશીયારી જોઈ સ્વાભાવિક રીતે જ હર્ષ પામતી હતી. **સોજીત્રા** કન્યાશાળાનાં હેડ મિસ્ટ્રેસે, તથા પેટલાદ જનાના ક્લાસનાં હેડ મિસ્ટ્રેસે સ્ત્રીકેળવણી સંબંધી લંબાણથી ભાષણ આપ્યું હતું, અને પાછળથી પ્રમુખે પણ ઘણું સારૂં વિવેચન કરી તે વિષય બાબત માતાઓના મનમાં ઘણી અસર કરી હતી. કામ પુરૂં થતાં કન્યાઓને દુધ પાઇ તથા સારી સારી છીંટનાં ઈનામ આપી તેમને સંભાળથી ઘેર પ્હોચતી કરવામાં આવી હતી.

ઇંગ્લાંડ દેશમાં સ્ત્રીકેળવણીનો ફેલાવો કેટલો બધો આગળનો આગળ વધતો જાય છે એ એટલા ઉપરથી જ જણાશે કે, એડીનબરો યુનિવર્સિટીની એમ. એ. ની પરીક્ષામાં

સ્ત્રીઓ અને પુરૂષો મળી ૮૦ ઉમેદવારો બેઠાં હતાં, તેમાંથી પસાર થયેલામાં ફક્ત સ્ત્રીઓની જ સંખ્યા ૨૩ ની હતી. વળી દાક્તરી વિષયના જ્ઞાનમાં પણ સ્ત્રીઓએ આગળ પડતો ભાગ લેવા માંડયો છે, અને તેઓમાંથી ૧૮ જણને એમ. બી. ની દાક્તરી ડીગ્રી મળી છે. એ ઉપરાંત સ્ત્રીઓની કેળવણીના વધારાનો એક મહાભારત બનાવ એલ. એલ. ડી. ની એક ઘણી જ માનવંતી ડીગ્રીના સંબંધમાં બનવા પામ્યો છે. આ ડીગ્રી ઓનરરી (જ્ઞાનના માનને ખાતર અપાતી) ગણાય છે, અને તે ભાગ્યે જ, કોઇ ઘણા જ વિદ્વાન નરને આપવામાં આવે છે. પણ હાલ એ ડીગ્રીનું માન એડીનબરો સ્કુલ બોર્ડનાં પ્રમુખ મિસ ફ્લોરા સ્ટેવન્સન નામનાં વિદ્વાન સ્ત્રીને આપવામાં આવ્યું છે.

* * * *

**સંસારસુધારાના બનાવઃ**—થોડાક વખત ઉપર સુરતના વીસા ઓસવાળ ન્યાતના મિ. રાયચંદ ખુશાલચંદ નામના એક જૈન ઝવેરીએ એક સ્ત્રી ઉપર બીજી કરવાથી, તે ન્યાતની એક સભા ગયા ઑક્ટોબર માસની તા. ૧૩ મીએ સુરતમાં મળી હતી. આ ન્યાતમાં એક સ્ત્રી હયાત છતાં બીજી કરવાના રીવાજનો પ્રતિબંધ નથી, પણ એ રીવાજ સંસારસુખમાં ઘણોજ હાનીકર્તા થઈ પડયો છે એમ એ ન્યાતના ઘણાને લાગતાં તે અટકાવવા આ પ્રસંગે ન્યાતે પગલું ભર્યું હતું કેટલોક વાદવિવાદ થયા પછી છેવટે એવો ઠરાવ કરવામાં આવ્યો કે ઉપર કહેલા કારણસર ઝવેરી રાયચંદ તથા તેમનાં નવાં સ્ત્રી સાથે ન્યાતના કોઇએ વ્યવહાર રાખવો નહીં.

કુંડલા અને માણસાની જૈન કોમોએ એવો ઠરાવ કર્યો છે કે, મરણ વેળાએ તે ન્યાતની કોઈ સ્ત્રીએ રસ્તા ઉપર કુટવું નહીં, લગન વખતે આતસબાજી ફોડવી નહીં, અને લગન તથા શારદા પુજનની ક્રિયાઓ જૈન શાસ્ત્રાનુસાર કરવી.

* * * *

**શૂરવીર સ્ત્રીઓઃ**—ત્રણેક અઠવાડીઆ ઉપર મહાબળેશ્વરમાં એક વાઘ બજારમાંથી એક વાછરડાને ઉચકી ગયો હતો, અને તેનો અડધો ભાગ વિક્ટોરીયા લૉજ નામના મકાનના વંડામાં નાંખી ગયો હતો. તે પાછો ખાવા માટે બીજી રાત્રે તે વાઘ ત્યાં આવશે એમ ધારી મહાબળેશ્વરના પાદરી મિ. બેલીના પત્ની તે મકાન આગળ રાત્રે માંચડો બાંધી બેસી રહ્યાં હતાં; ધારવા મુજબ તે વાઘ, જે ૬ ફીટ લાંબો હતો તે, બરાબર ૧૧ વાગે ત્યાં આવી પ્હોંચ્યો હતો, ત્યારે તે બાઇએ ઘણી હીંમતથી બંદુક તાકી તે વાઘને ઠાર કર્યો હતો. વળી એક બીજા વાઘની બૂમ પડી હતી કે એક કુતરાને મારી નાંખી એક બંગલામાં તે તેનો અડધો ભાગ નાંખી ગયો હતો. એ વાઘનો પણ શિકાર કરવા આ બાઇએ કોશીશ કરી હતી.

હાલમાં યુરોપમાં આવેલા મેસિડોનિયા નામના પ્રાન્તના લોકોએ પોતાના દેશને સ્વતંત્ર કરવાના ઇરાદાથી ટુર્કી રાજ્યની સામે બળવો ઉઠાવ્યો છે, અને તે બદલ ત્યાં યુદ્ધ ચાલી રહ્યું છે. તે અરસામાં કેટ્રીના આર્નેરોવા નામની મેસિડોનિયન સ્ત્રી પોતાની ખુશીથી લશ્કર સાથે ભળી લડાઇમાં ભાગ લેછે. તે આશરે ૨૬ વર્ષની છે. તે મધ્યમ ઉંચાઇની અને મજબૂત બાંધાની છે. તેનું બળવાખોરોની સાથે સામેલ થવાનું પ્હેલું કારણ એ છે કે ન્હાનપણથી જ તેને પોતાના દેશની સ્વતંત્રતા મેળવવાના કામમાં મદદ કરવાની ઇચ્છા થઈ

આવી હતી, અને બીજું કારણ એ છે કે તેના એક ભાઇને ટુર્કી લોકોએ મારી નાંખ્યો છે, અને બીજાને પકડી દેશનિકાલ કર્યો છે. હમણાં તે લશ્કરી ટોળીઓ સાથે યુદ્ધની પ્રવૃત્તિમાં રૂહે છે. તેને મળવા જનાર એક ગૃહસ્થને તેણે કહ્યું હતું કે "લાંબી મજલોમાં પુરૂષો સાથે ટકી રૂહેવામાં મ્હને કંઈ મુસ્કેલી પડતી નથી; ઉલટું, શરીરમાં હલકી હોવાથી પુરૂષોના જેટલી જ ઝડપથી હું પણ ચાલી શકું છું. મ્હેં મ્હારી બંદુકથી પાંચ ટુર્કીઓના પ્રાણ લીધા છે, અને ચાલતી લડાઇમાં મ્હારે હાથે કેટલા માર્યા ગયા છે તે તો કહી શકાતું નથી. મ્હારી ટોળીના પુરૂષો હમેશાં મ્હારી સાથે ઘણા જ માન અને માયાથી વર્તો છે; તે એટલે સુધી કે દરેક જણ જરૂર પડતી ત્યારે મ્હારી બંદુક સાફ કરવાની, અથવા મ્હારા પગના બંધ સમા કરવાની રજા માગવા આવતા. અમારી ટોળીમાંના કોઈ પુરૂષ સાથે, અથવા કોઈ પણ પુરૂષ સાથે, હજી હું કદી પણ પ્રેમમાં પડી નથી; પણ મેસીડોનીયા સ્વતંત્ર થયા પછી કદાચ હું લગ્ન કરી સંસાર માંડુ તો માંડુ. હાલતો મ્હને એનો વિચાર પણ આવતો નથી. હું અત્યાર સુધીમાં એક જ વાર ઘાયલ થઈ છું."

અમેરીકાના ફીલાડેલફીયા નામના શેહેરમાં મિસ કીંગ નામની એક ઘણી જ બાહોશ ડીટેક્ટીવ (છુપા ગુના પકડનાર) સ્ત્રી છે. એની અક્કલ આગળ ભલભલા ડીટેક્ટીવ પાણી ભરે છે. એની ઉમ્મર હજી ત્રીસ વર્ષની અંદર છે, પણ એટલામાં એણે ૧૦૦૦ ગુનેગારો શોધી કહાડયા છે એમ કહેવાય છે. કેવી બહાદર સ્ત્રી!!

* * * *

**સ્ત્રીઓ સંબંધી જાણવા જોગ**—ઈંગ્લાંડમાં સ્ત્રીઓની સ્થિતિ:-ઇંગ્લાંડના હાલના વસ્તીપત્રક ઉપરથી ત્યાંની સ્ત્રીઓની સ્થિતિનો કંઇક ખ્યાલ આવે એવા આંકડાઓ નીચે પ્રમાણે અપાય છે. તે દેશમાં પણ ૧૫-૧૬ વર્ષની સ્ત્રીઓ પરણી ગયેલી હોય છે. રાંડેલા પુરૂષો કરતાં વિધવાઓની સંખ્યા બમણા કરતાં વધારે છે. ત્યાં કજોડાં એવાં છે કે જે હિન્દુસ્થાનમાં હોવાં સંભવે જ નહીં;-૧૭ વર્ષનો વર અને ૩૫ વર્ષની સ્ત્રી, ૧૫ નો વર અને ૫૦ની વહુ, અને ૨૦ નો પતિ અને ૬૫ની ડોશી તે પત્ની. વસ્તીની ગણતરી વખતે દરેક ૧૪ સ્ત્રીએ ૧ વિજોગણ ગણાઈ હતી. ઇંગ્લાંડમાં પુરૂષો કરતાં ૧૦ લાખ સ્ત્રીઓ વધારે છે. આ વધારાની સ્ત્રીઓ સરકારી ઓફીસોમાં, ખાનગી ખાતાંમાં અને દાસી તરીકે નોકરી કરી પેટ ભરે છે. ૧૦૦ પરણેલી સ્ત્રીઓમાં ૧૭ જણીને પોતાનો રોટલો પોતે જ કમાઈ લેવો પડે છે. અર્ધો સૈકા ઉપર ઇંગ્લાંડની સ્ત્રીઓ શીખવવાનું કે વેચવાનું જ કામ કરતી, પણ હાલ તો દરેક ધંધામાં તેમને માથુ ઘાલવું પડે છે. ૭૦૦૦ સ્ત્રીઓ રસાયણનું, ૪૦૦૦ ખાટકીનું, ૩૦૦ શબ ઠેકાણે પાડનારનું, અને ૬૦ હજાર લુહારનું કામ કરે છે. ૧૭ લાખ સ્ત્રીઓ ઘરગથુ ચાકરીમાં લાગેલી છે. દરીયા ખાતામાં, વહાણો ઉપર, સરકારી ઓફીસોમાં, વેપારી પેઢીઓ ઉપર, અને ટુંકામાં, સઘળા ધંધામાં તેઓની સંખ્યા આગળ કરતાં વધારે દેખાય છે. ૧૪ વર્ષની અંદરની ૭૦ હજાર છોકરીઓને અને ૧ લાખ ૩૮ હજાર છોકરાઓને મજુરી કરી પેટ ભરવું પડે છે. ઘણી ન્હાની વયની છોકરીઓને પણ ધંધો કરવો પડે છે.

*Registered No. B 634*

# સુન્દરીસુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता: । मनु

( પ્રસન્ન દેવતા પૂરે જ્યાં પામે સન્માન સુન્દરી )

સર્વ રીતે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક


પુસ્તક ૬ } પ્રકાશક { ઈસ ૧૯૦૬ માર્ચ

અંક ૭ } બન્ધુસમાજ. { સંવત ૧૯૬૨ ફાલ્ગુન


વિષયસૂચન




વાર્ષિક લવાજમ એક રૂપિયો ટપાલ ખર્ચ ત્રણ આના

## ગ્રાહકોને સૂચના.

૧ કાયમને કે થોડા વખતને માટે ગામ અથવા ઠેકાણું બદલનાર ગ્રાહકોએ અમની નાકીદે અમને ખબર આપવી

૨ સ્થાનિક ગ્રાહક તરીકે લવાજમ ભર્યા પછી આ પત્ર બહાર ગામ મગાવનારા ગ્રાહકોએ ટપાલ ખર્ચ મ્હેરબાની કરી તાકીદે અમને મોકલી આપવું તેમ આ પત્ર કેટલોક વખત બહાર ગામ મગાવ્યા પછી સ્થાનિક ગ્રાહક થવા ઇચ્છનારાઓએ પણ તેટલા વખતનું ટપાલ ખર્ચ મોકલાવી દેવું

૩ લવાજમ તરીકે પોસ્ટની ટીકીટો મોકલનાર ગ્રાહકોએ અર્ધા આનાની ધણુ ટીકીટો મોકલવી, તે વિના તેમનું લવાજમ કબૂલ નથી શકાશે નહી મનિઑર્ડર મોકલનારાએ કુપનમા નામ ગામ તથા ઠેકાણું બરાબર સ્પષ્ટ લખવા

૪. અમારા પાછલા અંકોની નકલો હવે થોડીક રહેલી હોવાથી, માત્ર નામ નોંધાવી નવા થનાર ગ્રાહકોના કરતાં તરત લવાજમ ભરનારાઓને અન્યાય થતો હોવાથી, અમારા નવા થનારા ગ્રાહકોને જણાવવામા આવે છે કે જેઓ લવાજમ ભરશે તેમનેજ પાછળના અંકો, અમારી પાસે હશે ત્યા સુધી, અમે આપી શકશુ પહેલા એ અંકની નકલો હવે પૂરી થઇ છે

### અમારા એજન્ટો

રાજકોટ—રા રા મહેન્દ્રરાય વિઠ્ઠલરાય બી એ એલ એલ બી કે સદર
કરાંચી—રા રા રઘુનાથ દામોદર કે પોર્ટ ટ્રસ્ટ ઓફીસ,
મુંબાઇ—રા રા મગનલાલજી લાલજીભાઇ બી એ એલ એલ બી હાઇ કોર્ટ વકીલ કે ગ્રાન્ટરોડ, ડૉ ભાલચંદ્ર શાસ્ત્રી પાસે. [નવા નામના]
રા રા પુરૂષોતમ નાથુરામ પટેલ, કે. શેઠ ગોકળદાસ દોલતરામની દુકાન
વડોદરા—રા રા પુનવતરાય રણછોડરાય દિવટિયા કે નાજવાડા

# સુન્દરીસુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો, "સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બલવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કલેશમાંથી છુટી બે કુટુમ્બનાં ખરા કલ્યાણ કરવા 'શક્તિમતી અને ઉત્સાહિની બને કુટુમ્બના બાલકવર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધવર્ગની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;' પતિભક્તિપરાયણ થઈ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર્વિચારોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઇ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાખે, અને અન્ને સ્વદેશમાં ઉદયસૂર્યના તેજસ્વી કિરણો સ પૂર્ણ વિસ્તારથી પ્રસારે:—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજાવિના રાજ્ય નથી...... "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે"

વર્ષ ૧ લું.] ઈ. સ. ૧૯૦૪. માર્ચ—ફાલ્ગુન. વિ. સં. ૧૯૬૦. [ અંક ૭ મો.

## કાવ્યકુંજ.



### સ્નેહનો દીવો.

( નાથ કંસે મળકો બંધ છુરાયો—એ રાગ. )

અહા સખિ! સ્નેહદીવો કેવો ન્યારો!
દિવ્ય સ્નેહદીપ કેવો ન્યારો, અહા૦

પરમાત્મા કેરા શીતળ તણખો, વિશ્વ વિષે વસનારો;
અંતર્યામી અદૃષ્ટ રહીને, ત્રિભુવનને દોરનારો: અહા૦ ૧
મનુષ્યહૃદય તણા ભાનગે પ્રકટી, સંસાર પ્રકાશનારો;
હૃદયના કાચના રંગ પ્રમાણે, જીવનને રંગનારો: અહા૦ ૨

---

દીપ—દીવો. ૧ અદૃષ્ટ—નજરે ન પડે તેવો.

અન્ય અનુકૂળ દીપક મળતાં, પ્રફુલ્લતા પામનારો;
સ્હેજ ખુલ્લા શનસર્થી, સર્વ કિરણો એક જ દિશ પ્રેરનારોઃ અહા૦ ૩

માત-બાળક, પતિ-પત્ની રસિલાં, ઈશ-ભક્ત, ભજનારો;
એ ત્રણ સ્થાન તણાં જોડલામાં, પૂર્ણ સ્વરૂપે રૂહેનારોઃ અહા૦ ૪

વાત્સલ્ય, પ્રીતિ, કે ભક્તિને નામે, જીવન સ્ફુરાવનારો;
ધારી નામ, સમ્બન્ધ પ્રમાણે, પ્રિય દીપસહ બળનારોઃ અહા૦ ૫

રબ્બરતંતુ સમાં કિરણોથી હૃદયયુગલ સાંધનારો;
અંતરવૃદ્ધિ સહી ન, પરસ્પર તીવ્ર બળે ખેંચનારોઃ અહા૦ ૬

સ્વાર્થ, પ્રમાદ ને વ્હેમની ઉપર અંધારપટ ઢાંકનારો;
સ્વાર્પણ, શ્રદ્ધા, સહનશીલતાનાં બિમ્બ હૃદયે છાપનારોઃ અહા૦ ૭

સુખદુઃખ, વૃત્તિ, વિચાર, રૂચિમાં સમાનતા પૂરનારો;
અભેદ-રંગથી રંગી બન્નેનું એકપણું રચનારોઃ અહા૦ ૮

ચોપાસ ખુલ્લા વિરલ કોઈ હૃદયેથી સહુ જ્યોતિ વિસ્તારનારો;
સર્વ જગત ગણી આત્મસ્વરૂપે, વિશ્વવિહારી થનારોઃ અહા૦ ૯

**પાન્થ, બન્ધુસમાજ.**

---

## શિયળનો શણગાર.

### દોહરો.

"કાવ્યકુંજ"માં ભ્રમણ કર, મન મધુકર ધરી પ્રીત
નૂતન કલિકા ખિલતાં, લે મધુ નવલ પુનિત.

### ગરબો.

*(ઉગ્યો સખી સૃષ્ટિનો શૃંગાર હાર, ચાલ ચાલ જોવાને ચંદ્રમા; એ લય મિશ્ર)

શિયળ સખી સુંદરી શણગાર, હાર, ધાર ધાર હૃદયમાં સાધવી.
થાય આ સંસાર સુખકાર સાર, ધાર ધાર હૃદયમાં સાધવી.

---

૩ દીપક—દીવો. પ્રફુલ્લતા—ઉત્સાહ. દિશ—દિશાએ. પ્રેરનારો—મોકલનાર. ૪ ઇશ—ઇશ્વર. ૫ વાત્સલ્ય—માતપિતાનો સ્નેહ. સ્ફુરાવનારો—ઉમંગમાં દોરનાર. સહ—સાથે. ૬ રબ્બરતંતુસમાં—રબ્બરની દોરીઓ જેવાં. યુગલ—જોડાં. અંતરવૃદ્ધિ—બે હૃદય વચ્ચેના છેટાપણામાં થતો વધારો. તીવ્ર—ઘણા ૭ પ્રમાદ—બેદરકારી. અંધારપટ—અંધારા રૂપી કપડું, અંધાર પીછોડો. સ્વાર્પણ—વ્હાલા મનુષ્યના ભલાને માટે પોતાની સર્વ અમૂલ્ય વસ્તુ—સુખ પણ છોડી દેવું તે. બિમ્બ—ચિત્ર. ૮ અભેદ—જુદાપણું નહી તે. ૯ જ્યોતિ—પ્રકાશ. વિશ્વવિહારી-આખા વિશ્વ સાથે પ્રેમથી રમનાર.

* દેશી નાટક કંપનીના 'વિણાવેલી'ના ખેલમાંનો ગરબો. કાવ્યકુંજ—કાવ્યરૂપી માંડવો. ભ્રમણ કર-ભમતો રહે. મન મધુકર-મનરૂપી ભમરો. નૂતન-નવી. કલિકા-કળી. મધુ-મીઠો સ્વાદ. નવલ-નવો. પુનિત-પવિત્ર. શિયળ-સદ્ગુણી ચરિત્ર.

સાખી—ધન્ય ધરા પર જે થઇ, પતિવ્રતા પ્રેમદાય,
પવિત્ર તેના નામને, જપતાં પાતિક જાય

શામા સતી તણા ગુણ ગાય, સદાયે તેને સ્મરેરે,
શિયળ વ્રત પાળીને દરઆય, સદાયે સુખે ફરેરે;
ધરોને સખી સતિ ચરિત્ર તણું ધ્યાન,
કરોને સખી સતિ તણાં ગુણ ગાન
પામો જેથી દેવિ સમાં શુભ માન શામા સતી૦ ૧

સાખી—પતિ પરાત્પર ધારીને, સતિ કરે છે સેવ,
પૂર્ણ પ્રેમથી પ્રેમદા, તજી દઈ અહમેવ;

જન આગુન જુવતી–નાથ અંજના તરે,
વસુમતિ પરે, સુકીર્તિ વિસ્તરે.
જુઓ સીતા સતિ તેમ દ્રૌપદી રે લોલ,
સતિ પાર્વતિ દમયંતી આદિ શોભતી રે લોલ,
ગાઓ પ્રીતેથી સખી, ગાઓ પ્રીતેથી સખી
પતિવ્રતાના ગુણ ગાનને,
થાઓ પ્રીતેથી સખી, થાઓ પ્રીતેથી સખી
સદ્‌ગુણી દેવી સમાનને.
રજ આરાધીએ, પાયે લાગીએ (૨)
પામો માનને– (૨) શિયળ સખી૦

અંબાલાલ મહાશંકર ભટ્ટ.

# વર્તમાન રંગ

**સ્ત્રીઓ માટે વાંચનમાળાઃ**—આ વિષે અમારા ગયા અંકમાં રા. રા. સુબન્ધુએ જણાવેલા વિચારને અમે સંપૂર્ણ રીતે મળતા આવીએ છીએ અને સ્ત્રીકેળવણીના પ્રસાર માટે મહેનત કરનાર બન્ધુઓએ તે દરખાસ્તની ઉપયોગિતા 'વાંચનમાળામાં સુધારો વધારો કરવા નીમાયલા મંડળ' સમક્ષ સાબીત કરી આપવી જોઇએ એમ અમે માનીએ છીએ. છતાં પણ કદિ તે બાબત મતભેદ હોવાથી અગર અનુકૂળતા નહિં હોવાને લીધે હાલ તેમ બની શકે તેવું ન હોય તો, અમે એક બીજી સૂચના કરવા રજા લઇએ છીએ; અને તે એ છે કે, સદહૂં સુધરેલી વાંચનમાળાની સાથે અભ્યાસક્રમમાં બાળકીઓ માટે ખાસ તૈયાર કરેલી **'સહ-વાંચનમાળા'** (Companion Readers) નાં ત્રણ પુસ્તકો દાખલ કરવાં. પ્હેલી તથા બીજી ચોપડીઓના પાઠ છોકરા અને છોકરીઓને માટે એકજ પ્રકારના રાખવા; અને પછીની ચોપડીઓમાંથી અમુક પાઠ મૂકી દેઇને ત્હેને બદલે **'સહ-વાંચનમાળા'**નાં પુસ્તકો ચલાવવાં. ત્રીજી અને ચોથી ચોપડીઓ માટે પ્હેલું પુસ્તક, પાંચમી અને છઠ્ઠી માટે બીજું, અને સાતમી માટે ત્રીજું, એમ સ્ત્રીઓની જરૂરિયાતો ઉપર નજર રાખીને-પાઠ ગોઠવવાની યોજના કરવી. સદહૂં ગ્રન્થમાળાના વિષયો બાબત સાધારણ સૂચન અમારા ગયા અંકમાં આવી ગયેલું છે; અને હજી પણ ત્હેવા પ્રકારની કોઇ પણ વ્યવસ્થા કરવાનો સદહૂં મંડળનો વિચાર અમારા જાણવામાં આવશે તો અમે તે બાબતની સવિસ્તર યોજના બહાર પાડવા ચૂકીશું નહિ. આશા છે કે, સ્ત્રીઓની કેળવણીની બાબતમાં આ મહત્વના ઉપયોગની દરખાસ્ત વાંચનમાળા કમીટીના વિદ્વાનો ધ્યાનમાં તો લેશે જ.

* * * *

**સામાજિક હીલચાલઃ**—ચાલુ વર્ષના શરૂઆતની લગભગમાં સ્વદેશના ઉદય માટે જાગૃત થયેલી પ્રવૃત્તિઓનાં આગળ પગલાંનો ઘોષ આખા હિન્દુસ્થાનમાં ગાજી રહ્યો હતો. ઉદિચ્ય **સમાજ** અને **ટોળકિયા** શુભેચ્છક **સમાજ**, અને **વૈશ્ણવ સમાજ**, વગેરે ન્હાની મ્હોટી હીલચાલોના વાર્ષિક સમારંભ બાબત સ્થળસંકોચને લીધે કાંઇપણ વિવેચન અમે ન કરીએ તોપણ ભારતની મ્હોટી સામાજિક હીલચાલો તરફ તો નજર કર્યા શિવાય ચાલે તેમ છે જ નહિં, કારણ કે તે હિન્દુસ્થાનના પ્રતિનિધિ મેળાવડા હતા. **મદ્રાસમાં**, સંસાર સુધારક મંડળ તરફથી ઓ. મિ. ચંદ્રવરકરના પ્રમુખપણા નીચે મળેલી **હિન્દી સંસાર સુધારા સમાજ** તથા હિન્દુઓને રૂચતા આવે એવા ધીમે ધીમે સુધારા કરવા ઇચ્છનાર મંડળ તરફથી ન્યાયમૂર્તિ ઓ. સર. એસ. સુબ્રહ્મણ્ય આયરના પ્રમુખપણા નીચે મળેલી **હિન્દુ એસોસિએશન** (સમાજ): **મુંબાઇમાં**. મુસલમાન કેળવણી મંડળ તરફથી ન્યાયમૂર્તિ ઓ. મિ. બદ્રુદ્દીન તૈયબજીના પ્રમુખપણા નીચે મળેલી **મુસલમાન કેળવણી સમાજ**; તથા **આગ્રામાં**, વૈશ્ય મહા સભા તરફથી ઓ **રા. બા. નીહાલચંદના** પ્રમુખપણા નીચે મળેલી **વૈશ્ય સમાજ**: આ સર્વ પ્રવૃત્તિઓ એકબીજાથી દૂર અને

ભિન્ન ભિન્ન વિચારવાળી જૂદી જૂદી કોમો તરફથી ઉત્પન્ન થએલી હોવા છતાં, હેમાં જે વખાણવા યોગ્ય એકતા માલમ પડી આવે છે. તે નીચેના સૂચીપત્રથી જણાશે.

(સ્ત્રીઓને લગતા ઠરાવોની ટુંકી નોંધ.)

| સંસાર સુધારા સમાજ. | હિન્દુ સમાજ. | કેળવણી સમાજ. | વૈશ્ય સમાજ. |
|---|---|---|---|
| ૧. સ્ત્રીકેળવણીનો ફેલાવો કરવો. | કન્યાઓની કેળવણીમાં વધારો કરવો. | સ્ત્રીઓને પોતાના રીતરીવાજ મુજબ કેળવણી આપવી. | સ્ત્રીકેળવણીનો ફેલાવો કરવો અને સ્ત્રીઓને ધર્મ અને નીતિનું જ્ઞાન આપવું સ્ત્રી [illegible] અને ઉત્તેજન માટે ઉપરાજ [illegible] ( માતાઓને [illegible]) આપી... |

# ગૃહધર્મ.

## સ્ત્રીલેખો.

### વહુના ધર્મ વિષે નિબંધ

( લખનાર બાઈ નર્મદાકુંવ

( સાંધણ પાને ૧૦૭ થી )

વળી પોતાનાં વસ્ત્રઅલંકાર વગેરે સ્વચ્છ રાખવાં. વળી માટે વાંસ જડેલા હોય છે, ત્યાં મેલાં કે સંકેલ્યા વિનાનાં લૂગડાં નાખવાં નહિ, યોગ્ય શોભે તેવી રીતે સંકેલી ચોખ્ખાં રાખીને ત્યાં મૂકવાં કે જેથી પોતાનું ઘર શોભી રહે. વળી ઘરમાં બધીએ વસ્તુ એવી ગોઠવીને મૂકવી કે આપણે જ્યારે જોઇએ ત્યારે જલદીથી હાથ આવે, અને અવઘડ પડે નહિ. વળી ગોટાગોટ થાય નહિ, એમ ઘરગોઠવણી કરવી એજ સ્ત્રીનો ખરો ધર્મ છે. માટે સ્ત્રીઓએ એ પ્રમાણે વર્તવું. એમ બધું સવાર ઘર કાર્ય થઈ રહે, એટલે પોતે નિર્મળ જળથી ચોળીમસળીને નહાવું. પોતાના માથાના વાળ સાફ રાખવા. નહાયા પછી રૂમાલવતી પોતાના શરીરને ઘસી લુછી નાંખવું. પછી પોતે સાફ ધોએલાં લૂગડાં પહેરવાં, અને ધૂપ દીપ કરીને થોડો વખત પરમેશ્વરની ભક્તિ કરવામાં ગાળવો. વળી તેમની સ્તુતિ કરીને ઉપકાર માનવો પરમેશ્વરના પૂજનનો બધો સામાન ત્યાં અગાઉથી ગોઠવી રાખવો જોઇએ. હવે ઇશ્વરપૂજન થઈ રહે, ત્યારે પોતાના શરીરને શોભતાં વસ્ત્ર પહેરવાં, વાળ ઓળવા, કપાળમાં કંકુનો ચાંડલો કરવો, નાકમાં ફુલ, હાથમાં કંકણ અને ડોકમાં કંઠી વગેરે સૌભાગ્યદર્શક શણગાર સજી પાણી ભરી લાવવું; પછી રસોઈ કરવી.

**રસોઈ કરવા વિષે.**

હવે રસોઈ કરતાં આવડવી એ સ્ત્રીનો મુખ્ય ધર્મ છે. એમાં ચતુરાઇની ઘણી જ જરૂર છે. વળી જેના ઘરમાં રસોઇયો હોય, તેણે તેના માથા ઉપર રહીને દેખરેખ રાખવી. અને જો રસોઇયો ન હોય તો સ્ત્રીએ જાતે રસોઈ કરવી એ ઉત્તમ છે. રસોઇનો સઘળો સામાન રસોડામાં ગોઠવી રાખવો. વળી કોઈ પણ ચીજ માગવી પડે નહિ એવી સંભાળ રાખીને બધો સામાન પહેલેથી જ તૈયાર કરી રાખવો. રાંધવાના પદાર્થોમાં કે રાંધેલામાં કાંકર, ધુળ અને કસતર પડે નહિ, માટે ઢાંકી રાખવાં. વળી રસોઇના સર્વ પદાર્થ [1]પરિપક્વ અને સ્વાદિષ્ટ થાય, ત્યારેજ ઉતારી ચૂલા માંહેલા કોયલા પાણીથી ઠારી નાંખવા, કે પાછા તે કામ લાગે.

---

૧. સારી રીતે પાકા.

જમવા માટેની તજવીજ વિષે.

વળી રસોઈ તૈયાર થયેલ હોય તે કલઇવાળા વાસણોમાં જ કાઢવી કારણ કે કટાઈ જાય નહિ. ત્રાંબા પીતળનો કાટ જો ખોરાકમાં જાય તો આપણી આરોગ્યતાને ઇજા આવે. તેથી દર વખતે વાસણોને કલઇ કરાવવામાં ઘણી જ સંભાળ રાખવી. વાપરવામાં આવતાં હોય તે બધાં વાસણોને કલઇ જોઇએ, તેમાં પાણી પીવાના કળશીઆ શિવાય બધાંને કલઇવાળાં રાખવાં. વળી રાંધવાનું અનાજ જેમકે ઘઊં, બાજરી, ચોખા, કઠોળ વગેરે બધી જણસોને વીણીને સાફ રાખવી. તેમજ ઘઉં, બાજરીનો લોટ પણ જેમ ઝીણો દળાય તેમ સારૂં, માટે તે પણ ધ્યાનમાં રાખવું. વળી સર્વે જમવા બેસે ત્યારે પણ પાટલા, પાણીના ભરેલા કળશીઆ તથા અથાણાં તૈયાર રાખવાં. વળી વપરાતો મશાલો પણ ત્યાંજ રાખવો, કે જોઇએ તો તુરત અપાય. વળી રસોઈ પીરસતાં ન સંકોચાવું. ભોજન જમવાની જગો (ભોજનશાળા) જેમ ગુપ્ત હોય તેમ સારૂં. અને વળી તે બધે ઠેકાણેથી સ્વચ્છ રાખવી, તેમાં જેમ સારી સુગંધી આવે એવો ઉપાય કરવો. વળી જમતી વખતે શોક, ભય અને દુઃખની વાતો કરવી નહિ. કારણ કે આનંદમાં જમેલો ખોરાક જલદીથી પચી જાય છે. હવે જમી રહ્યા પછી એઠવાડ વગેરે કામ કરવું, રસોડું ધોવું. એમ ભોજન કૃત્યથી પરવારી ઘરમાં સંગ્રહ કરેલી વસ્તુઓની વ્યવસ્થા કરવી.

વળી ઘરઉપયોગી વસ્તુઓ થઈ રહેવા આવે, ત્યારે ત્રણ ચાર દિવસ પહેલાં પોતાના પતિને ચેતવી રાખવા જોઇએ. વળી સાંજે જમવાને માટે રસોઇ તૈયાર કરવામાં પણ સવારની પેઠે વર્તવું. અને એમ રાત્રે પરવાર્યા પછી પોતાના સુવા બેસવાના ઓરડામાં જઈ ત્યાં પોતાને ઘટતો યથાશક્તિથી ઓરડાને શણગારવો જોઇએ. અને તેમની પણ શોભા સારી રાખવી. વળી તેમાં પવન છુટથી આવે અને જાય તેને માટે બારી, બારણાં રાખવાં. ત્યાં સારી સારી છબીઓ, તકતા, હાંડીઓ વગેરે યોગ્ય ગોઠવણ કરવી અને પોતાના ઓરડાને ઝાકઝમાળ રાખવો, કે તેથી આપણને આનંદ થાય, અને ઊંઘ સારી આવે એવો બંદોબસ્ત રાખવો એ સ્ત્રીનો ધર્મ છે. અને તે ગોઠવણ કરવી એ તેને જ યોગ્ય છે.

નવરાશનો વખત કેવી રીતે ગુજારવો.

સ્ત્રીઓએ ગૃહ કામમાંથી પરવારી જેટલો નવરાશનો વખત મળે તેમાં ઉપયોગી હુન્નર કામ કરવાં. વળી મનરંજન ગીતો ગાવાં, અને નીતિની ચોપડીઓ વાંચી મનને આનંદમાં રાખવું. વળી પ્રભુ ભક્તિ અને સ્તુતિ કરવી તથા ઇશ્વર સંબંધી નીતિ અને સંસાર સંબંધી ઉપયોગી જ્ઞાન મેળવવું. વળી પોતાના પતિના કાર્યમાં મદદ કરવી. કાંઈ પણ નવી શોધ હોય તો તેનું જ્ઞાન મેળવવું. સ્ત્રીએ ઘરમાં કાંઈ પણ ભરવું, ચિતરવું, વેતરવું, ગુંથવું વગેરે ઉદ્યમ કરવો, અથવા પોતાના ઘરની પછવાડે જગો હોય, તો ત્યાં સારાં સારાં સુગંધી ફુલ ઝાડ જેમકે ગુલાબ, મોગરો, ચંબેલી, જાઇ, જાય, કરેણ વગેરે રોપીને તેમની સંભાળ લેવી, પાણી પાવું, ખાતર પૂરવું. તેમજ જો પોતાના ઘરમાં પોપટ, મેના વગેરે પંખીને પાળ્યાં હોય તો તેમની સંભાળ લેવી. આ વગેરે ધંધો કરવો પણ વખત નકામો ગુમાવવો નહિ. કારણ કે ગયેલો વખત પાછો આવતો નથી. એ પ્રમાણે વખતને અમૂલ્ય ગણીને તેનો ખરો ઉપયોગ કરવો એ ચતુર અને ડાહી સ્ત્રીનું કામ છે.

વળી સ્ત્રીઓએ કોઈ પણ વાતમાં ઉડાઉ થવું નહિ. જેમ બને તેમ કરકસરથી વ્યવહાર ચલાવવો. જેમકે કોઇ વસ્તુ આઠ આને મળતી હોય અને તેવીજ પણ જરા ફેરવાળી સાત આને મળતી હોય, અને તેથી પોતાનું કામ સરતું હોય તો એક આનાનો બચાવ કરવો. કરકસર કરવી, એમાં પુરૂષ કરતાં સ્ત્રીઓનું વધારે કામ છે. જે સ્ત્રીમાં કરકસર કરવાની આવડ નથી, તે સ્ત્રીનું ઘર પાયમાલ થાય છે. વળી ગમે તેવા ગૃહસ્થ હોય તો પણ શું થયું? કહેવત છે કે સો।સર અને કસર તે બરાબર છે. એટલે સો ઠેકાણેથી આવક હોય તે એક કસરની બરોબર છે. માટે નિત્યનો ખોરાક, પોષણ અને પોષાક વગેરે ગૃહકાર્યમાં તથા સઘળા વ્યવહારમાં કરકસરથી વર્તવું. વળી એમ ન સમજવું કે ચપટી દાણો જ્યાં ત્યાં રખડતો હોય, કે ઉંદર ખાતા હોય, તો ભલે ખાય, એટલામાં શું? સોવા અથવા ઝાટકવામાં ખાંડવામાં અને દળવામાં ચપટી દાણો ગયો તો શી હરકત? થોડું રાંધેલું અનાજ વધ્યું છે એમાં શું? એહવાણીમાં નાંખી દો. જે ચીજ જોઇતી ન હોય, તે પણ એક બે પૈસાની લો ની, એમાં શું વિશાત છે? એ રીતે નકામો વ્યવહાર કરી બગાડો ન કરવો. થોડે થોડે કરતાં હિસાબ કરીએ તો ઘણો વખત જતાં ઘણો પૈસો એકઠો થઇ પડે છે. કહેવત છે કે "કાંકરે કાંકરે પાળ બંધાય અને ટીપે ટીપે સરોવર ભરાય." એટલે જો આપણે રીતસર ખર્ચ કરતાં પઇ પઇનો બચાવ કરીએ તો પણ ઘણે વખતે પૈસો ભેગો થાય છે એ પણ સ્ત્રીએ જાણવું જોઇએ.

કરકસર કેવી રીતે કરવી

વળી સ્ત્રીએ વિચાર કરવો કે કમાણીમાંથી થોડું થોડું બચાવીએ તો જેમ વરસ થતાં જાય, તેમ તેમ પૈસો એકઠો થશે. જેમકે કોઈ માણસ હમેશાં આઠ આના કમાતો હોય, અને જો તેમાંથી તે ફક્ત બે આના બચાવ કરતો જાય તો પણ એક વરસમાં ૪૪ કે ૪૫ રૂપિઆની રકમ એકઠી થાય. વળી તેમણે આગળ પોતાના ભવિષ્યનો વિચાર કરવો. અને એમ કરવાથી સુખી થવાય છે એ પણ જાણવું. કારણ કે ઘડપણમાં માણસનાથી કમાવા જવાતું નથી. તો સંઘરેલું તે વખતે ઘણાજ ખપ લાગે છે. એમ જાણી દરેક વાતમાં ફતંગ દીવાળીઆ થવું નહિ. થોડેથી સરતું હોય તો ઘણું ખર્ચવું નહિ. તેમજ પોતાના પતિને પજવીને ઘરેણાંમાં કે લૂગડામાં વધારે પૈસો નાંખી દેવો નહિ. ઘરેણામાં વધારે પૈસો રોકવા કરતાં જોઈતાં જ ઘરેણાં રાખવાં અને બાકીના પૈસા વ્યાજે મૂકવા કે તેમાં વધારો થાય. વળી એમ સમજવું કે પૈસા છે તે એક મિત્રની ગરજ સારે છે. પૈસો ભેગો કરવામાં કેટલું દુઃખ ભોગવવું પડે છે એનો પણ વિચાર કરવો. એમ ઘણેજ દુઃખે પ્રાપ્ત કરેલો પૈસો નકામો ખર્ચવો એ હાનિકારક છે. પણ જોઇતો સુખેથી ખર્ચ કરવો. વળી એમ પણ યાદ રાખવું કે અતિલોભ છે તે પાપનું મૂળ છે. માટે ઘણોજ લોભ ન કરવો. જેવે પ્રસંગે જેટલું જ્યાં વાપરવું હોય, તેવે પ્રસંગે તેટલું ત્યાં સુખેથી વાપરવું જોઇએ. કહેવત છે કે, "કીડી સંચે તેતર ખાય અને પાપીનું ધન પર લઈ જાય." તેમજ સંચેલું ધન ધર્મ, કર્મ અને પરોપકારમાં યથાશક્તિથી નથી વપરાતું, તો પછી તે પૈસો કશા કામનો નથી. તેમ બધો વિચાર કરીને કરકસર કરવી. સ્ત્રીએ પોતાના પતિ એકલાનીજ કમાણી ઉપર આધાર રાખીને બેશી રહેવું નહિ. પણ વખત મળે તો ઘરમાં બેઠાં જે ધંધો થઇ શકે, તે કરીને એ પૈસાનો વધારો કરવો, એ સ્ત્રીનો ધર્મ છે. અને તેને તેમ કરવું ઘટિત છે. માટે તેમ કરવું. ( અપૂર્ણ )

# સ્ત્રીઓને સમજવા જેવી વાતો.

( સાંધણુ પાને ૧૨૮ થી )

કેટલાક ગામમાં એવો રિવાજ હોય છે કે ન્હાની ન્હાની છોકરીઓ પણ દર્શન કરવા જાય છે. જ્યાં ભીડ ન હોય એવાં માતા, મહાદેવ અને બીજા મંદિરોમાં જાય તો કંઈ નહિ, પણ “ આજ આ મહારાજ આવ્યા છે, ને કાલ પેલા મહારાજ આવ્યા છે, ત્યાં દર્શન કરવા જઇએ ” એમ ધારી પુરૂષોની ભીડવાળાં મંદિરોમાં દર્શન કરવા ન જવું. ખરા ભાવથી દર્શન કરવા જવું હોય તો તો ઠીક, પણ કેટલીક સ્ત્રીઓ ત્યાં જઈ ખરાબ રીતે વર્તે છે, અને ઘેર આવીને પતિ આગળ ડાહી ડમરી થઇને બેસે છે, અને પતિને ધિક્કારે છે. કોઇક પુરૂષનો મત સુધારાને મળતો હોય છે, તે પોતાની સ્ત્રીને દેવદર્શન કરવા જવાને ના કહે છે તો કેટલીક મનમાં ચીડાય છે; બોલાય તેટલું મ્હોંયે પણ કહી સંભળાવે છે ને આડોશી પાડોશીને કહેતી ફરે છે કે “ મને તો ના કહે છે મહારાજ પાસે જવાની. ” કોઇક એવી હોય છે તે તેવી સ્ત્રીને વળી ઉત્તેજન આપે છે કે “ એમાં શું ? એ ક્યાં જાણશે ? ચાલને. ” આવી શીખામણથી છાનીમાની પણ જાય છે. આ વાત ઘણા દિવસ છાની રહેતી નથી; અને પતિના જાણવામાં આવતાં તે ઘણો દિલગીર અને ગુસ્સે થાય છે. આમ થાય એના કરતાં, પતિનાજ દર્શન સ્હાંજ સવાર કરી સંતોષ માનવાથી, એવે ઠેકાણે ગયા કરતાં વધારે પુન્ય થાય. પણ એવું તો થોડાંક સમજે છે. પતિ કહે તેજ કરવું, પતિ જ્યાં જવાનું કહે ત્યાંજ જવું. ઘેર ઘેર બટકવું નહિ. પોતાના ઘરમાં રહી સારી ચોપડીઓ વાંચવી. પતિ લેખ લખે તેમાં મદદ કરવી ને પોતે પણ વાંચવું, શીખવું. કેટલીક પૈસાદાર છોકરીઓ ગરીબ ઘેર પરણી હોય છે; પતિ ભણતો હોય છે, તે વખતે આવીને “ મ્હારે આ જોઇએ, ઘરે સારૂં નથી, રાંધવાને રસોઇઓએ નહિ, હાથે તે કેમ રંધાય ? બે ત્રણ ચાકરો જોઇએ ” એમ બોલ્યા કરે છે. પણ એમ ન સમજે કે રસોઇયા કરતાં આપણે સારૂં ને સફાઈથી રાંધી શકીએ છીએ. ઘરમાં બગાડ થતો અટકે. પોતાના પતિને સાદીને સ્વચ્છ રસોઈ જો પત્ની જમાડે તો તેથી ગમે તેટલાં સારાં પકવાન હોય તે કરતાં પણ પુરૂષને વધારે સંતોષ વળે. ને પત્નીનો ધર્મજ એ છે કે પતિને ખુશી રાખવો. પતિ તવંગર હોય વા ગરીબ હોય પણ ખરાજ વ્હાલથી તેની સાથે વર્તવું. પૈસાની જરાપણ દરકાર ન રાખવી. પતિ સાથે વાર્તા વિનોદમાં દિવસ નિર્ગમન કરવો. કોલેજમાં ભણતો હોય તો વાંચતી વખત હરકત ન કરવી. ઓફીસનું કામ હોય તો તેમાં હરકત ન કરવી. છોકરાંને ત્યાં જવાં ન દેવાં પોતે પણ ત્યાં બેસવું નહિ. તેટલા વખતમાં પોતાનું ઘરનું કામ કરવું. સાસુ વિગેરેને મદદ કરવી. સાસુ સાથે લડવું નહિ. કારણ તેથી પતિને પણ ખરાબ લાગે. વહુ સારી હોયતો સાસુના આગળ તેનું માન હોય છે. સાસુ જેઠાણીનું કામ કરેથી તેઓ પણ ખુશી થાય છે, પતિ પણ ખુશી રહે છે. પતિ ખરાબ હોય, વ્યસની હોય તો તે વાત બાને પણ કહેવી નહિ. પોતાના મનમાં સમજીને પતિ સુધરે એવી રીતે વર્તવું. જો સ્ત્રી સારી હોય તો ગમે તેવો પતિ ખરાબ હોય તોયે સુધરે.

સ્ત્રીએ પોતાની છોકરીઓને પણ સારી કેળવણી આપવી જોઇએ. એના મનમાં એમ ન થવું જોઇએ કે, "પોતાનો વર છે તેના કરતાં બીજો હોય તો સારૂં, ને અનીતિથી ચાલીશું તો એ કયાં જાણશે; કયાં જોવા આવશે ?" કુંવારી હોય ત્યારથીજ જો આવું મનમાં હોય તો કદી સુખી ન થાય, પણ ન્હાનપણથીજ સારા વિચાર બેસારવા. પ્રથમ તો છોકરીને પુછીનેજ પરણાવવી. એના વિચાર કેવા છે, કોને પસંદ કરે છે, એ જાણીને પછી મા બાપે જોવું જોઇએ કે, એની સાથે સગપણ કરવું જોઇએ કે નહિ. રા. ગોવર્ધનરામના સરસ્વતી ચંદ્રમાં ગુણીયલ ગુણસુંદરી—એવી તો ભાગ્યેજ આપણા હિંદુ સંસારમાં સ્ત્રી હશે. એના ઉન્નત વિચાર, પતિ પ્રત્યે ભાવ—એ તો અલૌકિકજ છે. ઇશ્વર એવાં સ્ત્રી રત્ન આપણા હિંદુ સંસારમાં ઉત્પન્ન કરો. એણે પતિ પ્રત્યે કેટલો ભાવ રાખ્યો !

પતિની સ્નેહથી, ભાવથી, સેવા કરવી જોઇએ. ગરીબ હોય તો તે પ્રમાણે ઘર ચલાવવું. કરકસર કરવી. મુખ્ય તો ચાકર રાખવા નહિ, ને ચાકર રાખવો તો ઘરનું કામ બધું એને માથે ન નાંખવું, આપણે જોતાં રહેવું જોઇએ. ઘર સ્વચ્છ ન રહે તો પોતે પોતાની મેળે સાફસુફ કરી પતિની જે જે વસ્તુઓ હોય તે સંભાળીને ઠેકાણે રાખવી, અને એની સુવા બેસવાની ખાવા વીગેરેની તજવીજ પત્નીએજ રાખવી. સ્વચ્છતાથી શરીરમાં પણ કેટલેક સુધારો થાય છે. કદિ મેલાં લુગડાં પહેરવાં નહિ.

ગમે તેટલું ન્હાનું ઘર હોય, ને તેમાં બરોબર સામાન ગોઠવ્યો હોય તો, કોઈ દિવસ ન્હાના ઘરથી કંટાળો આવે નહિ. ન્હાનું ઘર હોય તેજ સારૂં કે, ન્હાના ઘરમાંના દરેક દરેક ખંડ સાફ કરવા ફાવે. જે વસ્તુનો જ્યાં ઉપયોગ થતો હોય, ને ઝટ કામમાં આવે એવે, અમુક ઠેકાણે તે વસ્તુ મુકવી; એવો નિયમ રાખવો. મ્હોટાં ઘર હોય તો, વાશીદું વગેરે સાફસુફ ન થાય. નકામા વધારે ઓરડા હોય તો તે બંધ રહે. વરસે દહાડે પણ ઘરધણી તે ઓરડા તરફ લક્ષ ન રાખી શકે. ઘરમાં સાફસુફ રાખવું એ સ્ત્રીનું કામ છે. મ્હોટું ઘર હોય, ને ઉપરથી સાફસુફ, ને અંદર તો એવું કંઈ નહિ. મોરી વગેરે ઠેકાણેથી ગંધ મારે. એવી જગ્યાતો ખાસ સાફ રાખવીજ જોઇએ. સ્ત્રીઓએ ઘરમાં સાફસુફ રાખવું જોઇએ. લુગડાં પણ ધોયેલાં રાખવાં. મુમ્બાઈ વગેરે મ્હોટાં શહેરમાં ધોબી મોડાં લુગડાં આપે, બરાબર ન ધુએ, તો તેવે ઠેકાણે સ્ત્રીઓએ સાબુ લગાડી ઘેર લુગડાં સારાં ધોવાં જોઇએ, તેથી સારાં ધોવાય છે, ને પૈસા પણ થોડા બેસે છે. ખાસ જરૂરનાં લુગડાં ધોબીને ધોવા આપવાં.

વ્હેલાં ઉઠવું. વ્હેલાં ઉઠવાથી શરીર સારૂં રહે છે. ને કામ ઝટઝટ થાય છે. મોડાં ઉઠવાથી શરીરમાં આળસ ભરાય છે. પછી પતિએ જે જે વસ્તુ કહી હોય, તે વસ્તુ તૈયાર રાખવી. કંઈપણ તરેહથી ઠપકો મળે એવું ન કરવું.

પતિ ઉપર પ્રેમ રાખવો, અને એજ આપણું સર્વસ્વ છે, એમજ ધારવું. કંઈપણ તરેહથી પતિને દુઃખી થવા દેવા નહિ. પતિ દુઃખમાં હોય તો બનતી મદદ કરવી. વખતે કોઇનું દેવું હોય, અગર બીજા કંઈ કારણથી પૈસા માગે તો, આપણી પાસે જે હોય તે-

હોંથી મદદ કરવી, પલ્લું વેચીને પણ મદદ કરવી. કેટલીક સ્ત્રીઓ ગમે તેટલું દુઃખ પતિને આવ્યું હોય તો પણ, મદદ કરતી નથી; કહેશે કે " એતો એવોજ છે." એટલુંજ નહિ પણ મનમાં સમજે તો ઠીક, પણ પાડોશીને પણ કહેતી ફરે છે. ઘરેણાં જોઇએ તે ન કરાવે તો લડીવઢીને પણ લે ત્યારેજ રહે; પણ પતિને મદદ ન થાય. " એમાં શું ? આપણું તે એમનુંજ છે ને?" એ પગાર લાવે તેમાંથી લેવાને તૈયાર; પણ પોતાથી ન અપાય! એક વખત પતિ દુઃખમાં હોય, ને સ્હેજ મદદ કરે તો પતિ પત્નીને કેવો વ્હાલ રહે ? ગમે તેટલું દુઃખ હોય, ઝાડ તળે બેસીને સુક્કો રોટલો ખાવાનો હોય, છતાં જો પતિ પત્નીને ગાઢો પ્રેમ હોય તો ત્હેનું દુઃખ ન લાગે. સ્ત્રીએ સુખી થવું, એ પોતાનાજ હાથમાં છે. પોતાના પતિનામાં ગમે તેટલા દુર્ગુણ હોય પણ વ્હાલથી સમજાવે તો તે તરત કાઢી નાંખે. પતિનુંજ કહ્યું કરવું, એ પત્નીનો ધર્મ છે. **જે સ્ત્રી પતિને સુખી કરે તેને ઇશ્વર સુખી કરે**

પતિના સુખ આગળ, વ્હાલ આગળ, સાસુ, સસરા, દ્રવ્ય વગેરે ગમે તે તરફથી દુઃખ હોય તો પણ તે ન લાગે, ને જો પતિ તરફથી સુખ ન હોય ને બીજી બધી તરફથી સુખ હોય તો તે શા કામનું ? પણ એ સુખ ભોગવવું એ સ્ત્રીનાજ હાથમાં છે.

કેટલીક યુવાન સ્ત્રીનું લગ્ન વૃદ્ધ પુરૂષ સાથે થયું હોય છે. ન્હાનપણથી લગ્ન કર્યું હોય છે, તો પછીથી સમજણ આવતાં તે પતિને ધિઃકારે છે. પતિ ઘરડો થાય, એટલે મશ્કરી કરે છે. ગમે તેવો વૃદ્ધ, આંધળો, બ્હેરો કે અપંગ પતિ હોય, પણ તે જ પતિ, એવી રીતે મનમાં રાખવું. ખરા અંતઃકરણથી પતિની જે મરજી સાચવે, કહે તે કરે, સુખ દુઃખમાં ભાગ લે એજ ખરી પત્ની.

(સંપૂર્ણ.)

**સૌ. પ્રમિલા.**



# વિવિધ વિહાર.

## નિરર્થક ડોળ.

**વિમળાઃ**—આવો લીલાવતી બહેન, આજતો કાંઇ ઘણે દા'ડે ભૂલા પડયાં !

**લીલાવતીઃ**—આવવાનો તો રોજે વિચાર કરતી; પણ કામમાંથી નવરી પડું ત્યારે આવુંને ? આજે તો વિચાર કર્યો કે "ગમે તેમ કરીને પણ વિમળાને ઉભી ઉભી મળી આવું, હવે તો બહુ દિવસ થયા.'" તેથી આવીછું.

વિમળાઃ—એતો ઠીક; પણ પેલી હંસગવરીને આજે જોઇ કે ?

લીલાવતીઃ—કેમ ?

વિમળાઃ—આજતો એનો કાંઇ જૂદોજ ઠાઠ છે !

લીલાવતીઃ—શો ?

વિમળાઃ—મેંતો એને આઘેથી ઓળખી પણ નહીં !

લીલાવતીઃ—એવું તે શું હતું કે ઓળખાઈ પણ નહી; ત્હારી આંખો બગડી હશે.

વિમળાઃ—આંખો શેની બગડે, ધૂળની ? જાણે નરીજ પારસણ! શો એનો પોલકો ને શી એની સાડી ને શી એની ચાલવાની રીત ! મ્હારા મનમાં આવ્યું કે કોઈ પારસણ બારસણ હશે. પણ જ્યારે પાસે આવી ત્યારે સમજ પડી કે 'આતો હંસગવરી બહેન આવ્યાં.'

લીલાવતીઃ—તું તો બોલતીને બોલતીજ રહી. આજે વળી એવું મન થઈ આવ્યું હશે તે એવું પહેર્યું હશે.

વિમળાઃ—ત્યારે તમે પહેરોને ! પહેર્યું તેની કોણ ના કહે છે; પણ બધું શા ઉપર. ? શું **ધણીને પંદરનો પગાર મળે છે તેના ઉપર ?** એતો પેલી તારામતિને પાલવે; જેનો ધણી મહિને દા'ડે ત્રણસેં લાવે છે. આપણે એવું કરીએ ને, તો ત્રીજે દા'ડે ઉડી જઇએ. "ખાના પિના ખેરસલા ને ધિંગાણા બહોતેરા."

લીલાવતી—એક દિવસ પહેર્યું તેમાં શું મોટું સત્યાનાશ વળી જવાનું હતું !

વિમળા—કેમ, એક એક પોલકો કેટલાનો થાય છે તેની તને કાંઈ ખબર છે ? એવા પોલકા પોલકી કર્યા કરતાં બે સારા કબજા-ચોળી શિવડાવીએ તો ના ચાલે કે ? ઘરમાં તો હાંલાં કુસ્તી કરતાં હોય ને હાલી ઠાઠ શા ઉપર. આતો 'લાંબા સાથે ટુંકો જાય ને મરે નહીં તો માંદો થાય.' કોઇની બરાબરી કરે આપણા ઘરમાં શું ઉઘડ્યું ? રીતસર ચાલીને બે પૈસા બચાવીએ તો કોઈ દિવસ કામના છે.

લીલાવતીઃ—એતો ખરૂં પણ કોઈ દહાડોએ મન—

વિમળાઃ—મનતો બધાનું એ થાય; પણ પટારામાં પૈસા હોય તો બધુ પાલવે.. નહીંતો પછી ખાખા વિખા 'ઉડે;' ને કોઈ દિવસ પૈસાની તાણ પડે તો શું ભીખ માંગવા જવાય ! જો, પેલું કોણ સુશિલા આવે છે ? હા, એજ.

લીલાવતીઃ—આ આવી પહોંચી.

વિમળાઃ—કેમ, અલી સુશિલા આજે કાંઈ રોફ મારો છે ? કાંઈ નવી ' ચંદ્રકળા ' !

સુશિલાઃ—ગઈ કાલે પોળમાં વેચાવા આવી, અને વળી મને બહુ દિવસથી મન હતું તેથી એક લીધી. આ વિચાર આવ્યો કે ' ચાલ નવી ચંદ્રકળાજ પહેરૂં.' એમાં તે મોટા શો રોફ માર્યો જે તને નવાઇ લાગે છે!

લીલાવતીઃ—એને જ્યાં ત્યાં બોલવાની જ ટેવ પડી છે.

વિમળાઃ—એમાં તે હું શું બહુ બોલી ? જરા ખરૂં કહીએ ત્યારે કહેશે 'બોલવાની બહુ ટેવ પડી છે.' વખતજ એવો છે. હવે જો હમણાં સુશિલાને કહીશ કે 'ત્હારી ચંદ્રકળા બહુ ઝીણી છે, બહુ ઝીણાં લુગડાં તે શું બહુ સારાં દેખાતાં હશે!' ત્યારે કહેશે 'બહુ બોલે છે.'

સુશિલાઃ—જાણ્યું બહુ ડાહ્યી છે તે. ઝીણા લુગડાં શાં ખોટાં દેખાય છે?

વિમળાઃ—કાંઈ સમજે નહીં ને શું બોલ બોલ કરે છે? મને તો કહેતાં લાજ આવે છે. ના, બહુ જ સારાં દેખાય છે!

સુશિલાઃ—શા ખોટાં દેખાય છે?

લીલાવતીઃ—તુંએ અલી સમઝતી નથી તો. ખોટાં એટલાં દેખાય છે કે પહેર્યાં ને ના પહેર્યાં બરોબર. કેમ એજને વિમળા ?

વિમળાઃ—હા, એજ તો. કોઈ એ માણસ બેઠાં હોય, તો મને તો પહેરીને જતાંએ શરમ આવે. પણ કહેને સુશિલા કે "આપણે શું? મોટાં માણસો વચ્ચે ના આવે ને આપણે ગમે તેમ ફરીએ!"

સુશિલાઃ—ના બહેન, ના, તું કહે છે તે ખરૂં.

વિમળાઃ—ના, કહેને ત્યારે ખોટું?

લીલાવતીઃ—ક્યાં ખોટું કહે છે? નકામી બાઝાબાઝ કરે છે. સમજ્યાં કે બહુ ઝીણાં લુગડાં પહેર્યેથી મર્યાદા ના જળવાય.

વિમળાઃ—આટલું કહ્યું ત્યારે સમજ્યાં ને! તમારી અક્કલ ક્યાં બળી ગઈ હતી?

લીલાવતીઃ—તુંએ વિમળા ચીકણી છે તો; મૂકને કેડો થયું હવે બહુ થયું.

વિમળાઃ—શેનું બહુ થયું. આજ તો બધું કહેવું છે. બહુ દિવસથી મિજાજ ગયો છે. પણ શું કરૂં, વખત નહોતો મળતો. જુઓને લીલાવતી બહેન તમે ચાંલ્લો કર્યો છે તે?

લીલાવતીઃ—ચાલો, હવે મ્હારો વારો આવ્યો. શા બોટા કર્યા છે; શું વાંકા કર્યા છે?

વિમળાઃ—વાંકા તો કાંઇએ નથી કર્યા. એમ તો તમે ક્યાં જાવ એવાં છો! જરાક વધારે મોટા કર્યા છે. એટલો બધો મોટા કે દસ પંદર ડગલાં આઘાં હોઇએ તો દેખાયજ નહીં. જાણે—શું કહું? નથી બોલતી.

લીલાવતીઃ—પણ કર્યા છે તો ખરાને?

વિમળાઃ—કર્યા તેમાં શું ઉઘડયું? ભૂલમાં કોઇ શુકન પણ ના જુએ. કોઇ જાણે કે હશે કોઇ—અરે શું કહું? તું છે તેમાં જીભ નથી ઉપડતી.

સુશિલાઃ—આજ તો કાંઇ ખુબ ચઢી છે! કેમ, આજ આવડું બધું?

વિમળાઃ—શું છે? ખરૂં કહું છું. શું, ખોટું છે? ક્યાં કહું છું કે મોટા અઘેલા જેવડો ચાંલ્લો કરો; પણ જરા દેખાય એવડો તો કરો. પરમેશ્વરના રૂડા પાડ કે ચાંલ્લો કરવાનો વખત આપ્યો છે. નહીં તો પછી જેને નથી કરવાનો તેને બિચારીને કોઇ કહે છે?

લીલાવતીઃ—અલી હવે તો બહુ ચઢી; બસ કર. બળ્યું, જીભમાં હાડકુંએ નથી તો.

સુશિલાઃ—આજ તો કામ જોર પર છે.

વિમળાઃ—કેમ ના હોય. જાઓ નહીં બોલું. મ્હારે હવે કાંઈ કહેવું પણ નથી તો!

સુશિલાઃ—મોટી મહેરબાની.

લીલાવતીઃ—હવે ઘેર જાઉં; જરા કામ છે. કેમ બહેન સુશિલા આવે છે?

વિમળાઃ—સુશિલાને શું કામ સાથે લેતી જાય છે? થોડીવાર તો બેસવા દે.

લીલાવતીઃ—હું ક્યાં દબાણ કરૂં છું? આવવું હોય તો આવે. આવે તો વળી સંગાત છે.

સુશિલાઃ—ચાલ ત્યારે આવું છું. થોડી વાર હસગવરીને ત્યાં જતી જઈશ.

વિમળાઃ—આવજો ત્યારે; વત્તું ઓછું બોલી હોઉં તો ખોટું ના લગાડતાં હોંકે?

વસંત વિનોદી (શશુમંડળ)

# વાર્તાલહરી.

## લક્ષ્મીનો ઉપકાર.

### પ્રકરણ ૧ લું.

ઘરમાંનાં બધાં માણસોને ખરાબ લાગ્યું પણ કરવું શું? **લખમીદાસ** કેવળ પરશુરામનો અવતાર છે! તેની આગળ બોલે કોણ? ખરી રીતે જોતાં પેલી ગરીબ ગાયનો શો અપરાધ? વર ઉપર ગુસ્સો થયો તો શું સ્ત્રી ઉપર પણ તેવોજ ગુસ્સો કરવો? વરે **લખમીદાસ**નું ઘણું નુકશાન કર્યું હતું ખરૂં. ઘણું એટલે શું? તદ્દન ઘણુંજ! કેવળ ભિખ માગવાનો વારો **લખમીદાસ**ના ઉપર પેલા મૂર્ખે આણ્યો હતો. પોતાની બે ફીકરથી, વ્યસનથી એટલી નુકશાની કરી હતી કે તેનું કંઇ વર્ણન કરી શકાતું નથી. તેના બધા વેપારની ધૂળધાણી કરવા માટે જેટલાં જોઇએ તેટલાં સાધન હતાં તે બધાં એકઠાં કરીને એકદમ બાર ઉડાવ્યો. પેઢીના હિસાબમાં ઘોટાળો કરી મૂક્યો, તેથી તેને પેઢી ઉપરથી કાઢીને હમણાંજ ઘાસની ગંજી લીધી હતી ત્યાં મૂક્યો હતો. ત્યાં પણ તે માણસ બેફીકર રહ્યો અને બીજે કે ત્રીજે દહાડે કોઈ દુષ્ટે આગ લગાડી. **ભાણજી**એ જેટલી તપાસ રાખવી જોઇતી હતી તેટલી રાખી નહિ. અહિંયાં પેઢીના હિસાબમાં ઘોટાળો થયો હતો, તેનો કંઈ પત્તો મળતો નહોતો; તેમાં જ્યારે આ ગંજીનું થયું ત્યારે **લખમીદાસ** ઘણોજ ગુસ્સે થયો, તેથી તેણે **ભાણજી**ને પોતાની ચાકરી પરથી રજા આપી, એટલું જ નહિ પણ ફરી તે પોતાની નજરે પડશે તો આગ લગાડવાને માટે તાહારા ઉપર ગુન્હો મૂકીને કેદખાનામાં નંખાવીશ એવી બીક આપી હતી. જો ખરૂં કહેવામાં આવે તો એવું કંઈ પણ **ભાણજી**એ ખરેખર કર્યા વિના આગ લાગે નહિ, એવું **લખમીદાસ**ના અન્તઃકરણમાં પક્કું જણાયું હતું. તેણે પોતે આગ લગાડી નહી હોય તો પણ **લખમીદાસ**ની ચડતી જોઇને જે ચાર દુષ્ટ માણસોને ઘણી અદેખાઈ થઈ હતી તેઓ **ભાણજી**ને કાંઈ રીતે સમજાવીને અથવા ફસાવીને હિસાબમાં ઘોટાળો કરવાનું અને ગંજીને બાળી મૂકવામાં બે ફીકર રહેવાનું તો કર્યું હશે. એવું તેને અને તેના એક બે દોસ્તોને લાગતું હતું; પરંતુ **ભાણજી**નો બાપ, દાદો ને પરદાદો આ પેઢીએ **લખમીદાસ**ના કુલમાં એક સરખા નોકરી કરતા હતા. તેથી પોતાનો બધો સંદેહ એક બાજુએ મૂકીને **લખમીદાસે** **ભાણજી**ને ચાકરી ઉપરથી દૂર કર્યા શિવાય બીજું કંઈ કર્યું નહિં. પરંતુ મનમાં તેના ઉપર એવો દ્વેષ થયો હતો કે **ભાણજી**ને જોતાં જ તેને પગના તળિયાની આગ માથે પહોંચતી હતી. **ભાણજી**ને એક વખત ઘરમાંથી હાંકી મૂકવા પછી પોતાના ઘરના નાના છોકરાંથી લઇને વૃદ્ધ સુધી સખ્ત કહી રાખ્યું હતું કે **ભાણજી** અથવા તેની સ્ત્રી અને તેનો નાનો ૭ સાત વર્ષનો છોકરો, તેઓની જોડે કોઇએ પણ ફક્ત બોલચાલજ કરી તો તે મને મુદ્દલે વહાલો લાગશે નહિ; અને તે કહેવું અક્ષરશઃ પાળવામાં આવે છે કે નહિ, તે જોવાને **લખમીદાસ** પોતે ઘણો જાગ્રત રહેતો હતો. **નંદકોર** (ભાણજીની સ્ત્રી)ના દુર્ભાગ્યથી–પણ દુર્ભાગ્ય કહેવું કે સુભાગ્ય કહેવું એને વિષે ઘણી જ શંકા પડે છે—ચાકરી ગયા પછી આસરે ૭ મહિનામાં **ભા-**

ણજી મરણ પામ્યો, પરંતુ તેટલાં તે ૭ મહિનામાં તેણે પોતાની સ્ત્રીને એટલી દમી હતી કે આખી ઉમ્મરમાં એટલો ત્રાસ આપ્યો નહિ હોય. ચાકરી હતી તે વેળાએ તે ઓછો દુઃખ આપતો હતો એમ નહોતું, ઘણુંજ દુઃખ દેતો હતો; પરંતુ તે વેળાએ એટલું તો હતું કે, કામ ઉપર પાંચ ૭ કલાક પણ બહાર તે જતો હતો. અને હવે ચાકરી ગયાથી તે ઘરથી બહાર સુદ્ધે જતો નહોતો. તેણે દળી ખાંડીને કમાવેલા પૈસા ઉપર ખાઇ ખાઇ ને ફરી તેને ઉઠતાં બેસતાં માર મારતો હતો. રોજ ગાંજા માટે પૈસા જોઇએ, એના શિવાય કદીપણ રહેવાતું નહોતું! એવી સ્થિતિમાં વર મરી ગયો, તેથી તે અનાથ સ્ત્રીને દુર્ભાગ્યવાળી કહેવી કે સુભાગ્યવાળી કહેવી એની પંચાતી પડે છે, એવું કહું તેમાં આશ્ચર્ય શું?

વર મરી ગયો, ત્યારે નન્દકોર નાની એટલે પચીસ વર્ષની હતી. છોકરો ૭ સાત વર્ષનો હતો. જ્યાં સુધી ભાણજીને લખમીદાસને ઘેર ચાકરી હતી, ત્યાં સુધી લખમીદાસની સ્ત્રી તથા તેની છોકરી, વખતો વખત પિયરમાં આવતી હતી તે વખતે, નન્દકોરની દુઃખવાળી સ્થિતિ જોઇને તેને ઘણી મદદ કરતી હતી. તેઓ ઘણું કરીને તેનો આખો સંસાર ચલાવતાં હતાં એવું કહી શકાય. તે બધાને તેના ઉપર દયા આવતી હતી. જે ને તે ભાણજીને ઠપકો આપતાં કે તારી સ્ત્રીની ઉપર દયા રાખ. પણ તેનાથી સારૂં નહિ થતાં ખરાબ થતું હતું. આવી સ્થિતિ હોવાથી ભાણજીને ચાકરી ઉપરથી કાઢવાની વાત કાઢી હોય તો તેને પોતાને માટે કોઇને પણ ખરાબ લાગતું નહિ; પણ બધાને તેની સ્ત્રી ઉપર દયા આવતી હતી, તેથી તેને કાઢવો નહિ એવું જણાતું હતું. તોપણ એવા કેટલા દહાડા ચાલે? આખરે તેને રજા આપવાનો પ્રસંગ આવ્યો જ. તેમાં ખરાબ એટલું જ થયું. ભાણજીના મોટા મંદવાડમાં દેહનું ભાન જતું રહ્યું એટલું જ નહિ પણ લખમીદાસ તેના આખા કુટુંબ ઉપર દ્વેષ કરવા લાગ્યો, તે કેટલો તે ઉપર જણાવ્યો છે. નન્દકોર અથવા તેના દીકરાને જો ઘરમાંથી કોઇએ કંઇ મદદ આપ્યાની ખબર કાન પર પડી તો હું શું કરીશ તેનો નીયમ નથી એવું હજાર વખત ઘરના માણસોને લખમીદાસે બજાવીને કહ્યું હતું; અને તેનો ઘણો તામસી સ્વભાવ બધાંને માલમ હતો, તેથી કોઇને પણ આજ્ઞા ઉથાપવાની હિમ્મત થતી નહોતી. એવું હોવાથી લખમીદાસનાં કુટુમ્બનાં બધાં માણસો ને તેના નિર્દયપણાને માટે ઘણું માઠું લાગતું હતું પણ તેની સામે કોણ બોલે?

હવે અહિં કહેવામાં આવે તો કોઇને હસવું આવીને આશ્ચર્ય લાગશે, પણ ખરેખર તેવુંજ થયું છે. ભાણજીનો છોકરો—જેને નથુ કહેવામાં આવતો હતો તે—રસ્તામાં ઉભો હતો, તેની જોડે લખમીદાસનો ભત્રિજો—તે પણ નાનો આઠ નવ વર્ષનો જ હતો—એક દહાડો વાતચિત કરતો ઉભો રહ્યો હતો અને તેટલામાં લખમીદાસનો ભેટો થયો. તેની આંખ ત્યાં ને ત્યાં લાલ થઈ, અને ઘેર આવતાં જ તે છોકરાની જોડે બોલવાને માટે લખમીદાસે તે બિચારા નાના ભત્રીજાને સારી પેઠે માર માર્યો. આ છોકરાની સ્થિતિ જ્યાં આવી હતી, ત્યાં ઘરની સ્ત્રીઓની સ્થિતિ શી હોય તે વિષે સ્ત્રીઓએ જ પોતાના મનમાં વિચાર કરવો. બિચારાં બધાં માણસોએ પેલા ગરીબની જોડેનો સંબંધ તદન છોડી દીધો. પછી કરવું શું?

અમારી વાત શરૂ થયાની પહેલાં એવી સ્થિતિ હતી. નંદકોરનો વર મરી ગયાને બે મહિના થયા હતા. તેને પોતાનું કોઈ નહિ હોવાને લીધે જલદીથી બહાર નીકળીને દળવા ખાંડવાનું કામ કરવું પડયું. પેલી તરફ ભૂજમાં કોઈ દૂરના પિતરાઈ ભાઈ કે મામાનો છોકરો હતો, તેને એક કાગળ લખ્યો. પણ તેનો જવાબ દોઢ બે મહિના સુધી મુદલે આવ્યો નહિ. પછી પત્ર આવ્યો, પણ તેમાં એવું લખ્યું હતું કે તને આવવાના પૈસા વગેરે મોકલવાની હાલ મારામાં શક્તિ નથી, તું પોતે ગમે તેમ કરીને પૈસા એકઠા કરીને અહિયાં આવ; જો એકઠા પૈસા નહિ થાય તો ઉધાર લે, તું અહિયાં આવીશ કે તે પૈસા હપ્તે હપ્તે તેને મોકલાવીશ." એકંદર રીતે કાગળ ઘણો દયામણો તથા વહાલનો લખેલો હતો. કાગળ મોડો મોકલવાના કારણોને કહીને તેને માટે દિલગીરી દેખાડીને લખ્યો હતો. તેથી નંદકોરનું મન જવું કે નહિ જવું તેને માટે વિચારમાં પડયું. છોકરાના અભ્યાસને માટે ભૂજમાં જે જોઇએ તે છે; તારા છોકરાને અભ્યાસ કરવામાં કંઇપણ ખર્ચ પડશે નહિ. ઉલટો સારો હુશિયાર તથા અભ્યાસી નીકળશે. તે તને પૈસાની મદદ કરશે. એવું લખ્યું હતું. તેથી તેને ત્યાં જવાની ઘણી જ ઉત્સુકતા થઇ. પણ કરે શું? બે મા દીકરાને જવાય એટલા ભાડાના પૈસા ક્યાં છે? કંઈ નહિ તો દસ પંદર રૂપીઆ તો સાથે જોઇએ? પણ તે ક્યાંથી લાવે? ઉલટા ચાર પાંચ બચ્ચા છે તેથી જેટલા રૂપીઆ જોઇએ તેટલા રૂપીઆ નહિ હોવાથી નંદકોરને પોતાના મનમાં વિચાર કેટલાક દિવસ મનમાં રાખવો પડયો. ગમે તેમ હો. અમારી આ નાની વાત શરૂ થવાની પહેલા આ હકીકતથી થોડી વધારે જગા વ્યાપી છે, હવે તેનાથી વધારે નહિ લખતાં એકદમ વાતની શરૂવાત કરીએ છીએ.

લખમીદાસની બે દીકરીઓ થોડા દિવસ પહેલા પોતાના સાસરેથી આવી હતી. એક (નાની) લખમી તો પહેલી જ સુવાવડ માટે આવી હતી. તેને ત્રણ મહિના થઇને હમણા આઠ દસ દિવસમાં તે પોતાના છોકરાને લઇને પોતાને ઘેર જવાની હતી. છોકરી પિયરમાંથી સાસરે જવા નીકળે છે ત્યારે તેને પિયરમાંથી કંઇકને કંઇક લઇ જવાનું મન થાય છે, ને તે માની પાસે માગવાનો ઝપાટો ચાલેલો હોય છે. તે પ્રમાણે ગોદાવરી તથા તેની બહેન આ આપ પેલુ આપ કહેતી હતી. માનું હૃદય તે માજ જાણે! તેને જે જે જોઇતું હતું તે તે આપતી હતી. ઘણું કરીને આપવાની વસ્તુ તો તેને આપવામાં આવી રહી હતી. બેઉને વીસ વીસ રૂપીઆની ઉત્તમ ચીનાઇ સાડીઓ આપવાનો લખમીદાસનો વિચાર હતો; પરંતુ ગામડાઓમાં ઉત્તમ સાડી ક્યાંથી મળે? ત્યારે તેણે પાસેના કોઈ શહેરમાંથી લાવવાનો વિચાર કર્યો. એટલામાં મોટી છોકરીએ માને કહ્યું કે, અમને સાડી લાવવાના કરતાં રોકડા રૂપીઆ આપ્યાથી સારૂ થશે. લખમીને પણ માએ તેવું પૂછયું કે, મનગમતી સાડી અહિં મળતી નથી, શહેરમાંથી લાવવાની છે, તેના કરતાં તમે પોતપોતાના શહેરમાંથી પસંદ પડતી લ્યો તો કેવું? એવું બોલવું આગલે દહાડે, સવારે થયું. બીજે દહાડે કંઈ સપરમો દિવસ હતો, તેથી લખમી તથા તેનો છોકરો દેવને પગે લાગવા માટે દેવળમાં ગયાં હતાં. ત્યાં તેને નંદકોરનો ભેટો થયો. લખમીની નંદકોર ઉપર પહેલેથી ચાહના હતી, તે સખીની પેઠે ચહાતી હતી એવું કહીએ તો ચાલે! લખમી પાંચએક વર્ષે નંદકોરથી નાની હતી એટલું જ હતું. બાપનો હુકમ

દોબસ્ત રાખવો, નહીં તો ઘણીવાર એવું થાય છે કે દાઇયણ નાળ ખેંચીને કાપે છે, જેથી ડુંટીનો ભાગ નબળો પડી જાય છે, અને તેથી ડુંટીની સારંગ ગાંઠનો રોગ થાય છે. નાળ કાપવાને બહુજ અણિદાર કાતર તૈયાર રાખવી જેથી બિલકુલ ખેંચાયા વગર નાળ કાપી શકાય. નાળ કાપીને પછી બાળકને બીજા માણસને સોંપી માની આવજાત રીતસર કરવી. પછી માને ઘણી ઊંઘ આવી જશે; તે ઊંઘ પુરી થયા પછી આશરે આઠેક કલાકે એટલે બાળક અવતર્યા પછી બારેક કલાકે બાળકને ધવડાવવું જોઇએ. આ બાબત લોકો ખીલકુલ કાળજી રાખતા નથી. આનો હેતુ એમ છે કે પેહેલા ત્રણ દિવસના ધાવણમાં એક જાતનો રેચક જેવો એવો પદાર્થ રહેલો છે કે તે બાળકના પેટમાં આવ્યાથી રેચ થાય છે અને પેટમાંનો બગાડ નીકળી જાય છે; એટલે ગળથુથીની જરૂર રહેતી નથી. હવે પેલું બાળક જેને બાજુ ઉપર બીજા માણસને સોંપેલું હતું તેના શરીર ઉપર કુદરતી મેલ હોય છે તે મેલ ધોઈ સાફ કરીને તેને સુવાડી દેવું. બાળક અવતરે કે તરત રડે છે કે નહીં તે ખાસ ધ્યાનમાં રાખવું. એ ના રડતું હોય તો છાતીપર ટકોરા હલકેથી મારવા, ટાઢુ ઉનું પાણી રેડવું. મોંની અંદર કંઈ કચરો હોય તો તે સુંવાળા રૂમાલથી સાફ કરવું, એટલે શ્વાસ ચાલી બાળક રડશે. જો આ સંભાળ બરાબર લેવાતી નથી તો આપણી માત્ર અણસમજણને લીધે તેનો જીવ જાય છે. પેહેલા દસ વાસામાં માને તાવ આવે તો તેની ખાસ સંભાળ રાખવી. જન્મ થયા પછી માતાએ કેટલીક દવાઓ પીવાની જરૂર છે, જેથી તેના પેટમાંથી બગાડ નીકળી જઈ તાવ આવવા પામતો નથી. તે દસ દિવસમાં માની ખોરાકી પુષ્ટિકારક અને હલકી હોવી જોઇએ. બહુ ભારે વસ્તુઓ હાલની નાજુક સ્ત્રી પચાવી શકતી, અને ઉલટું ફાયદાને બદલે હાની થાય છે. પહેલાંની સ્ત્રીઓ મજબૂત હતી તેથી પચાવી શકતી, પણ હાલની નાજુક બીચારીને તે મજબૂત સ્ત્રીઓનો ખોરાક આપીએ તે ક્યાંથી પચે ? જો દસ દિવસમાં સાજી રહે તો પછી માંદા પડવાનો સંભવ બહુ થોડો રહે છે. મા સાજી હોય તો બાળકને ધાવણ ચોખ્ખું અને નિરોગી મળી શકે છે.

બીજું બાળકને ખુલી હવા અને અજવાળાની ખાસ જરૂર છે. જેમ એક છોડ અંધારા ઓરડામાં વાવીયે તો ઉગે નહીં અને લીલા રંગનો ન થાય તેમજ છોકરૂં પણ ગુલાબી અને મજબૂત થાય નહીં. બાળકનાં ગળાં, બગલો, વળાં અને જ્યાં જ્યાં ચાંમડીની કરચો ળી કુદરતી રીતે વળે છે તે બધા ભાગ સાફસુફ અને કોરા રાખવા. શીંઘોડાંનો લોટ અગર ખડી બહુ બારીક કરીને તે ભાગ ઉપર લગાવવો. જો આમ સંભાળ રખાતી નથી, તો ચામડી શડે છે અને પાકે છે જેના દરદથી બાળકના મોટા થવામાં બાધ આવે છે.

વળી હાલની સ્ત્રીઓ બાળકને ધવડાવવાનો બહુ કંટાળો કરે છે. એ વાત બાળકને બહુજ હાનિકારક છે. ઇશ્વરે બાળકના ગજા પ્રમાણે સ્ત્રીના શરીરમાં ખોરાક તૈયાર કરેલો છે. તે ખોરાક માફકસર હોવાથી બાળક બરાબર ઉછરે છે અને જો તેમાં ફેરફાર પડે છે તો તબિયતને બગાડે છે અને બાળક નબળું થાય છે. બીજી સ્ત્રી પાસે બાળકને ધવડાવવાનો રીવાજ બહુજ હાનીકારક છે. આ રિવાજમાં આપણી હિંદી પ્રજા બીજી યુરો-

બીજન પ્રજાઓ કરતાં ચઢીયાતી છે. સાહેબ લોકોમાં આ રીવાજ બહુ છે જે બાળકને બહુજ હાનિકર્તા છે. કારણ બીજી સ્ત્રીને ચાંદી અગર કોઇ પણ તેવો કોઇ ઉનરતો રોગ હોય છે તો તે ધાવણ મારફતે બાળકને પણ તેવાજ રોગવાળુ કરે છે. વળી તેના કેટલાક ગુણ પણ, ઓજસ મારફતે બાળકમાં પ્રવેશ કરે છે. વળી તે સ્ત્રીનો ખોરાક આનાથી જુદા પ્રકારનો હોવાથી તેવી રીતે પણ નુકશાન કરે છે. માટે પારકી સ્ત્રી પાસે બાળકને કદી ધવરાવવુ નહીં. પણ ખાસ જો માનેજ તેવો રોગ હોય અગર બહુ અશક્ત હોય તો બને ત્યાં સુધી પોતાની ન્યાતનીજ નીરોગી સ્ત્રી પાસે ધવરાવવાની જરૂર છે. તે બીજી સ્ત્રીને લગભગ સરખી ઉંમરનુ બાળક હોવું જોઇયે. આ બધા જોખમમાંથી દૂર થવાને આવી વખતે સૌથી સુગમ ઉપાય બનાવટી દુધ પાવાનો છે. ગાયના દુધને બાળકની ઉંમરના પ્રમાણમાં બીજી કેટલીક ચીજો લગભગ ઉમેરી માના ધાવણના પ્રમાણે બનાવી શકાય છે. તે બનાવવાની સાધારણ રીત નીચે પ્રમાણે:—

વીક્રીમ ( ટાઢા દુધમાંથી કાઢેલું માખણ )......................3 અધોળ.

ઠરેલા ચુનાનું ઉપરનું પાણી......................3 અધોળ.

ચોખ્ખુ પાણી......................૪ અધોળ.

ખાંડ......................૨ ડ્રામ.

પણ જ્યાં સુધી માતા તંદુરસ્ત અને નીરોગી હોય ત્યાં સુધી બીજા બનાવટી ઉપાય કરવા નહીં જોઇયે. કારણ માનુ દુધ કુદરતી રીતે બાળકના ગજા પ્રમાણેજ છે. વળી માયે નવ મહીના સુધી માત્ર જરૂરતી વખતે ધવરાવવુંજ જોઇયે. તે પહેલાં બીજો ખોરાક આપવો ન જોઇયે. નવ માસ પછી પણ જો તંદુરસ્ત હોય તો પણ ધાવણ ભરી રાખી તેની સાથે દૂધ તથા બીજો થોડો થોડો ખોરાક શરૂ કરવો જોઇયે. બાળકને જેમ હવા, અજવાળુ, અને યોગ્ય ખોરાકની જરૂર છે તેમજ યોગ્ય કપડાંની પણ જરૂર છે. હીંદી માતાઓ આ બાબતમાં બહુજ બેકાળજી રાખે છે. છોકરાંને શરીરમાં ગરમાવો રહેવાની ખાસ અગત્ય છે. વળી બાળકની ચામડી બહુ કોમળ હોવાને લીધે હવાનો ઝપાટો જલદીથી લાગી જાય છે અને તેથી વરાધ વિગેરે રોગ જલદીથી થઈ જાય છે. માટે આવુ ન થવા દેવાને બાળકના શારીરપર રતુ પ્રમાણે કપડાં પહેરાવી રાખવાની ખાસ અગત્યછે.

પછી બાળકના નવમા માસથી તે સવા વરસ સુધી દાંત આવવાની ખટપટ ચાલે છે. તે સંબંધિ બહુજ સમજવાની જરૂર છે.

ડાક્તર મણિલાલ નરસિંહલાલ.

# સમય તરંગ.

**કેળવણીનાં કાર્યો**—દેશીઓને અપાતી કેળવણીમાં સુધારો વધારો કરવાના હેતુથી હિંદ સરકારે કેટલાક ઠરાવ બ્હાર પાડ્યા છે તેમાં સ્ત્રીકેળવણી ઉપર પણ ધ્યાન આપવામાં આવ્યું છે, અને ઝનાના સ્કુલોની સ્ત્રી શિક્ષકોને હાથે કામ લેવાની પદ્ધતિને ઉત્તેજન આપવા ઠરાવ કર્યો છે.

વડોદરા અને મ્હૈસુરના રાજ્યોનો દાખલો લઇ ત્રાવણકોરના રાજ્યે પણ હલકી વર્ણનાં છોકરાં માટે નિશાળો કહાડી છે.

મુસલમાન સ્ત્રીઓને શિક્ષકો બનાવવાના હેતુથી મ્હૈસુરના નામદાર મહારાજાએ એક નિશાળ ઉઘાડવા ગોઠવણ કરી છે.

મુંબાઇના કાયદા બાંધનારા મંડળની ગઈ સભામાં ઓન. મી. મેહેતાએ ગુજરાતી વાંચનમાળાના સંબંધમાં પુછેલા સવાલનો નામદાર સરકાર તરફથી જે જવાબ આપવામાં આવ્યો છે તે ઉપરથી જણાય છે કે તે કામ માટે નીમેલી કમીટી છોકરીઓ માટેની ખાસ વાચનમાળા બનાવવા બાબત ધ્યાનમાં લેશે.

**સંસારસુધારાનાં આગળ પગલાં**—મદ્રાસ ઇલાકામાંના ઉત્તર સરકાર પ્રાંતમાં મળેલી કેળવણી માટેની કોન્ફરન્સે, કાશીની સેન્ટ્રલ હિંદુ કોલેજની પેઠે, એવો ઠરાવ કર્યો હતો કે પરણેલા વિદ્યાર્થીઓને એ મેળાવડામાં દાખલ કરવા નહીં. બાળલગ્ન કરેલા છોકરાઓને આમ કેટલુંક નુકશાન ખમવું પડે છે એવું માબાપોને જણાવવું એવો આવા પ્રયત્નોનો હેતુ છે.

આવતી તા. ૩૦ મીએ મુંબાઈની એલેક્ઝેન્ડ્રા ગર્લસ્કુલ (કન્યાશાળા)ના મેળાવડામાં વડોદરાના નામદાર મહારાજા સાહેબ પ્રમુખસ્થાને બીરાજનાર છે તે પ્રસંગે તેમનાં શ્રીમંત મહારાણી સાહેબ પડદા વગર તેમની સાથે બીરાજનાર છે એમ સંભળાય છે. તેમના યુવરાજ ફતેહસિંહરાવે તો પોતાના લગ્ન પછી પડદો કહાડીજ નાંખ્યો છે અને વડોદરા સ્હેરમાં ખુલી રીતે પોતાનાં પત્ની સાથે ફરે છે.

**ગરીબ સ્ત્રીઓને મદદનાં કામ**—મુંબાઇમાં થોડા વખત ઉપર સેનિટરી એસોસિએશન (શ્હેરની સુખાકારી સંભાળવા માટેનું મંડળ) એ નામનું પુરૂષોનું એક મંડળ સ્થાપાયું છે, તેની શાખાતરીકે સ્ત્રીઓનું પણ તેવું મંડળ મુંબાઇની યુરોપીયન અને દેશી આગેવાન સ્ત્રીઓએ હાલમાં સ્થાપ્યું છે. તેનો હેતુ શ્હેરની ગરીબ વર્ગની સ્ત્રીઓમાં આરોગ્યતાના સિદ્ધાન્તો અને નિયમો પ્રસારવાનો છે. ચાર પગારદાર સ્ત્રીઓની સાથે આ મંડળની આગેવાન બાનુઓ ગરીબ સ્ત્રીઓને મળશે અને તેમને કેવી સ્વચ્છતાથી અને સંભાળથી વર્તવું તેની સમજ આપશે તથા મંદવાડ વખતે બનતી મદદ કરશે.

વાર્ષિક લવાજમ એક રૂપિયો.

# સુન્દરીસુબોધ.

ટપાલ ખર્ચ ત્રણ આના

( રોયલ ત્રણ ફોર્મ—મ્હોટા ચોવીસ પાનાનું )

ગુજરાત—કાઠીઆવાડમાં સ્ત્રીઓને માટે નિકળતું પ્રથમ માસિક

પ્રકાશક—બન્ધુસમાજ, અમદાવાદ

**સ્ત્રીઓની સાંસારિક, માનસિક, નૈતિક, ધાર્મિક અને શારીરિક ઉન્નતિ કરવી એ આ પત્રનો મહાન્ હેતુ છે**

**જે ગ્રાહકોએ ઈ. સ. ૧૯૦૪ ના ફેબ્રુઆરીની આખર સુધીમાં પોતાનું લવાજમ મોકલ્યું હશે તેમને યોગિની નામની એક સુબોધક, મનોરંજક સાંસારિક વાર્તા ભેટ મળશે પરંતુ તે સદહુ મુદતની અંદર લવાજમ નહીં ભરનાર ગ્રાહકોને કિંમત આપ્યા વિના મળી શકશે નહીં**

સ્થાનિક ગ્રાહકોએ લવાજમ ભરવાના તથા નામ નોંધાવાનાં ઠેકાણાં— } રા. રા. કૃષ્ણ હરગોવિંદ, સદમાતાની પોળ. રા. રા. ડાહ્યાભાઈ લક્ષ્મણ, લાખા પટેલની પોળ.

બ્હાર ગામથી સર્વ પત્ર વ્યવહાર, વ્યવસ્થાપક, 'સુન્દરીસુબોધ,' અમદાવાદ, એ સરનામે કરવો.



**આ પત્ર સંબંધી અપાયેલા અભિપ્રાયોમાંના કેટલાક નીચે પ્રમાણે છે—**

ગુજરાતી સ્ત્રીઓ માટેનું પત્ર—સુન્દરીસુબોધ, જેનો પ્હેલો અંક મેહેરબાનીની રાહે અમને મોકલવામાં આવ્યો છે તે એક ખાસ સ્ત્રીઓ માટે નિર્માણ થયેલું માસિક છે, જો કે પુરૂષ વર્ગને પણ રસ પડે તેવું તેમાં ઘણું છે ગુજરાતી વાંચનારાઓએ આ પત્રને સારો આવકાર આપવો જોઈએ, કારણ કે તે જ્ઞાન અને આનન્દ બંને આપે છે, અને તેમાં ઘણી જાતના વિષયોનો સમાવેશ થયેલો છે * * * * આ પત્રનો મુખ્ય હેતુ હિન્દી સ્ત્રીઓની ઉન્નતિનું કાર્ય વધારવાનો છે—જે હેતુને સંમતિ અને ઉત્તેજન આપનાર ઘણા મળી આવશે * * * * છેવટે, આ પત્રમાં એક વધારે ગુણ એ છે કે તે ઘણું સોંઘું છે તેનું વાર્ષિક લવાજમ ફક્ત એક રૂપિયો છે

વાર્ષિક લવાજમ એક રૂપિયો.

# સુન્દરીસુબોધ.

ટપાલ ખર્ચ ત્રણ આના

(રાયલ ત્રણ ફોર્મે—મ્હોટા ચોવીસ પાનાનું)

ગુજરાત—કાઠીઆવાડમાં સ્ત્રીઓને માટે પ્રકટ થતું પ્રથમ માસિક

પ્રકાશક—બન્ધુસમાજ, અમદાવાદ

સ્ત્રીઓની સાંસારિક, માનસિક, નૈતિક, ધાર્મિક અને શારીરિક ઉન્નતિ કરવી એ આ પત્રનો મહાન્ હેતુ છે

જે ગ્રાહકોએ ઈ સ ૧૯૦૪ ના ફેબ્રુઆરીની આખર સુધામાં પોતાનું લવાજમ મોકલ્યું હશે તેમને **યોગિની** નામની એક સુબોધક, મનો રંજક સાંસારિક વાર્તા ભેટ મળશે પરન્તુ તે સદરહુ મુદતની અંદર લવાજમ નહી ભરનાર ગ્રાહકોને કિંમત આપ્યા વિના મળી શકશે નહી

સ્થાનિક ગ્રાહકોએ લવાજમ ભરવાનાં તથા નામ નોંધાવાનાં ઠેકાણાં— } રા રા કૃષ્ણ હરગોવિંદ, સદમાતાની પોળ
રા રા ડાહ્યાભાઈ લક્ષ્મણ, લાખા પટેલની પોળ.

બ્હાર ગામથી સર્વ પત્ર વ્યવહાર, વ્યવસ્થાપક, 'સુન્દરીસુબોધ,' અમદાવાદ, એ સરનામે કરવો.



આ પત્ર સંબંધી અપાયેલા અભિપ્રાયોમાંના કેટલાક નીચે પ્રમાણે છે—

ગુજરાતી સ્ત્રીઓ માટેનું પત્ર—સુન્દરીસુબોધ, જેનો પ્હેલો અંક મેહેરબાનીની રાહે અમને મોકલવામાં આવ્યો છે, તે એક ખાસ સ્ત્રીઓ માટે નિર્માણ થયેલું માસિક છે, જો કે પુરૂષ વર્ગને પણ રસ પડે તેવું તેમાં ઘણું છે ગુજરાતી વાચનારાઓએ આ પત્રને સારો આવકાર આપવો જોઈએ, કારણ કે તે જ્ઞાન અને આનન્દ બન્ને આપે છે, અને તેમાં ઘણી જાતના વિષયોનો સમાવેશ થયેલો છે * * * * આ પત્રનો મુખ્ય હેતુ હિન્દી સ્ત્રીઓની ઉન્નતિનું કાર્ય વધારવાનો છે—જે હેતુને સંમતિ અને ઉત્તેજન આપનાર ઘણા મળી આવશે. * * * * છેવટે, આ પત્રમાં એક વધારે ગુણ એ છે કે તે ઘણું સોંઘુ છે, તેનું વાર્ષિક લવાજમ ફક્ત એક રૂપિયો છે

આ ઇનામમાળાનું આ વર્ષનું બીજું ઇનામ મેળવવાની ઇચ્છા રાખનાર સન્નારી લેખકોને, "પત્ની તરફ પતિના ધર્મ" એ વિષય ઉપર આ માસિકનાં વધારેમાં વધારે પાંચ પાનમાં આવી શકે એવડા લેખ, ઇ. સ. ૧૯૦૪ના જુલાઈ માસની તા. ૧૫ મી સુધીમાં "સુન્દરીસુબોધ" ઑફિસ, અમદાવાદ"—એ શરનામે મોકલી આપવા વિનંતિ છે.

જે સન્નારીનો લેખ ઉત્તમ જણાશે તેમને ચાલુ વર્ષના "સુન્દરીસુબોધ" ના અંક (ભેટના પુસ્તક સાથે) વિના મૂલ્યે ઇનામ તરીકે મળશે.

સદહું ઇનામવાળો લેખ "સુન્દરીસુબોધ" માં પ્રકટ કરવામાં આવશે. લેખકોએ કાગળની એકજ બાજુએ લખવાની તથા પોતાનું નામ ઠામ સ્પષ્ટ રીતે લખી જણાવવાની કૃપા કરવી.

વ્યવસ્થાપક.
સુન્દરીસુબોધ

# સુન્દરીસુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો, "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાલકવર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધવર્ગની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઈ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર્-વિલાસોની હામયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઇ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે, અને અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે:—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજાવિના રાજ્ય નથી...... "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૧ લું.] મે. ઈ. સ. ૧૯૦૪. વૈશાખ. વિ. સં. ૧૯૬૦. [ અંક ૯ મો.

## કાવ્યકુંજ.

### કોયલનો ટહુકો.

( મન માને નહિ સો ફેરા સમજાવું તોય શું થાય. એ રાગ. )

અલિ કોકિલા મિથ્યા મધુરો ટહુકો કાં તું ગુમાવે,
આ વિશ્વ વિષે અગણિત સુન્દર વસ્તુ વિરલ પિછાને;—

કૃષિકાર ક્ષેત્રથી આ જાયે,
તુજ સ્વર પર નવ તે લક્ષ દિયે,
તું વૃથા સબળ શ્રમ કેમ લિયે;— અલિ કોકિલા૦

તું બને અધીરી ક્રોધ કરે,
કંઇ વિશેષ બળ કરી રવ ખેંચે,
જડકર્ણ નહિ તે શ્રવણ ધરે;— અલિ કોકિલા૦

---

વિરલ—કોઇક જ મનુષ્ય. કૃષિકાર—ખેડુત. રવ—અવાજ. જડકર્ણ—અવાજ ન જાણનારા કાનવાળા માણસો. શ્રવણધરે—સાંભળે.

હું ક્યમ વિસરૂં સ્વભાવથી જ રહ્યું તુજ સૌખ્ય સુગાને,
ટહુકો મિઠ્ઠો, હર્ષ થકી, રસિકો હૃદયે તું રેડે;—

એકદર ન ત્હારી પિછાન કરે,
કંઠામૃતનો નવ સ્વાદ લહે,
નહિ તે તું ઉપેક્ષા હૃદય ધરે;— હું કયમ વિસરૂં૦

તું અધીરી નહિ કંઈ ક્રોધ કરે,
તું વૈર વિના અતિ ઉત્સાહે,
તુજ ગાનધર્મે અનુરક્ત દિસે—હું કયમ વિસરૂં૦

—નિર્ગુણ.

## વરઘેલીની વાત.

( ઓધવજીના સંદેશાના રાહે )

વાતલડી વરઘેલીની આવો કહું,
સાંભળજો સાચવજો હૈયા મ્હાંય જો;
ઝરમર ઝરમર વરસે જ્યારે મેહુલા;
હેતે હૈયાં સઉનાં ત્યારે થાય જો—

કરે મજા કલ્લોલ ભરી આનન્દમાં;
હસતાં રમતાં ગાતાં ધરે ઉમંગ જો,
આવે સઉ તો ઘેર બહારથી આ સમે,
ત્યારે કોક પરાધીન હોય વિદેશજો—

અણસમજુ, આવા જ નમેરા કંથની,
એકલડી અબળા વિરહે અકળાય જો;
સમજુ સ્વામી ત્હોય ધરે નહિ રીસ જો,
વસાડવા નહિ જાણે વરના વાંક જો—

સૌખ્ય—સુખ, આનંદ. સુગાને—સારૂં ગાન કરવામાં. કંઠામૃતનો—કંઠમાંથી નીકળતા અમૃતજેવા અવાજનો. લહે—લે. ઉપેક્ષા—ગણકારવું નહી તે. ગાનધર્મે—ગાન કરવારૂપ ફરજમાં. અનુરક્ત—તલ્લીન, ગુંથાયેલી.

નમેરા—બીજાની દયા ન જાણનારા. } વસાડવા ઈ૦—વરનો વાંક શી રીતે વસે એ જાણે જ નહીં.

સવારમાં ઉઠે લઈ વરનું નામ જો,
મળ્યા સમો સંતોષ ધરી મલકાય જો;
સાથે રહેતાં તે, જે સોણાં સાંભરે,
વર ઉપરનું વધતું જાય જ વ્હાલજો— ૪

ઘડી રટણ મૂકે નહિ નણદલ-વીરનું,
વરના વાગે ભણકારા ચોમેર જો,
હરતાં ફરતાં વરના કરે વિચાર જો,
વરના ગુણનાં ગીતલડાં કંઈ ગાય જો— ૫

ઘેલી રે ઘેલી આવી એ બ્હાવરી,
એકલી કરતી વરની સાથે વાત જો;
મંદિરમાં પણ કાઢે ઘેલાં આમ જો,
જંપે વરની વાત વિના ન ઘડીક જો— ૬

સાચા હેત તણા વશીકર્ણું આમ જો,
વરનું પામે વધતું વધતું વ્હાલ જો;
એવી વરઘેલી વરને હૈયે વસે,
જાણે ફુલની હસતી રમતી માળ જો— ૭

**લલિત.**

---

# ગૃહધર્મ.

## સ્ત્રીલેખ.

[ સ્ત્રીકેળવણીની વૃદ્ધિ જોવાને ઉત્સુક એક સદ્‌ગૃહસ્થ તરફથી **સ્વર્ગસ્થ અ. સૌ. ધનકુંવરબા ઈનામમાળાની** અમારા પત્રને અંગે ગોઠવણ કરવામાં આવેલી છે, તથા આ ઈનામમાળા ખાતેનું આ વર્ષનું પ્હેલું ઇનામ સૌ. ગંગાબાઈ ધર્મપત્ની કાળીદાસ હુકાભાઈ પોરેચા ( દિલ્હી ) ને ત્હેમના નીચે જણાવેલા વિષય ઉપર લખી મોકલેલા લેખ માટે આપવામાં આવ્યું છે, એ વિષે અમે ગયા અંકમાં સૂચન કર્યું હતું. તે જ લેખ અત્રે પ્રકટ કરવામાં આવ્યો છે.

તે સુજ્ઞ સન્નારીનો, સ્વદેશી બ્હેનોને પોતાની કેળવણી અને જ્ઞાનનો લાભ આપવા તરફ કેવો ઉત્સાહ છે તે જણાવવાના તથા અમારાં વિદ્વાન્ સ્ત્રીવાચકોને આ લેખકનો

---

સોણાં—સ્વપ્ના રૂપ થઈ ગયેલા બનાવો. રટણ—સ્મરણ.

દાખલો લેવા લાયક છે એમ સૂચવવાના હેતુથી લેખની શરૂઆતનો પત્રરૂપ ભાગ પણ અત્રે પ્રકટ કરવા યોગ્ય ધાર્યું છે. ]

દીલ્હી, તા. ૯ ઠી જાનેવારી ૧૯૦૪.

મેહેરબાન 'સુન્દરીસુબોધ' ના વ્યવસ્થાપકો અને બન્ધુસમાજ.

મુ. અમદાવાદ.

જત આપનો સુન્દરીસુબોધ ડીસેમ્બરનો અંક અતરેની ખીમજી જેરામભાઈ લાઈબ્રેરીમાંથી (મારા પતિ મેમ્બર હોવાથી) મને વાંચવા માટે લાવી આપેલ તે વાંચતાં (ધન. કુંવરબા ઇનામમાળા) ઉપર મારૂં ધ્યાન પડ્યુ અને જો કે તે ઇનામ મેળવવાને તો હું ભાગ્યશાળી થાઉં કે નહીં પણ મારો લખવાનો વિચાર એમ વધારે પાકો થયો કે (તે જ ઇનામમાળા વાળા લેખ તળેની ત્રીજી કલમમાં તમે લખેલું છે કે) આવેલા પૈકી બીજા જે સારા લાગશે તે વિષયો પણ અનુકુળતા પ્રમાણે પ્રસિદ્ધ કરવામાં આવશે. એટલે કે મારો લેખ જો કે કોઈ રીતે લાયક નથી તો પણ ગેરવલે નહી નાંખતાં ધીરે ધીરે પણ મારી સુજ્ઞ બેહેનોને વાંચવામાં આવશે તો હું ઇનામ મેળવવા કરતાં પણ વધારે ખુશી થઈશ. ........આ લેખ મારી સુજ્ઞ બેહેનો આગળ રજુ કરવાની મ્હારી પ્રથમની જ મનોવૃતી થવાથી રજુ કરૂં છું માટે ભુલ ચુકની માફી ચાહુ છું......આ વિષયમાં ભુલચુક શુદ્ધ અ-શુદ્ધ હોય તે તપાસી સુધારી વિષય ટુંકો કરવા યોગ્ય લાગે તો તેમ કરીને પણ આ વિ-ષય આપના સુન્દરી સુબોધ નામના માસિકમાં છાપશો જી.

* * * *

## ભણેલી અને અભણ સ્ત્રીથી તેના કુંટુંમ્બ ઉપર થતી અસર.

મારૂં લખવું એ છે કે ભણેલી અને નહીં ભણેલી સ્ત્રીથી તેના કુટુંબ ઉપર શું અસર થાય છે. તેનો જવાબ ટુંકામાં તો એટલો જ છે કે ભણેલી સ્ત્રીથી સારી અસર થાય છે ને અભણથી માઠી અસર થાય છે. પણ આ વિષે એટલું જ બોલવું તે કરતાં આ વિષયનું જરા લંબાણ કરી મારે મારી પ્રિય બેહેનોને બતાવવું જોઇએ કે કેલવણી એટલે ભણતરથી શું ફાયદો છે અને તેમાં કેવું મહત્વ રહેલું છે અને તે યોગ્ય રીતે લેવાથી (સમજવાથી) આપણને આપણા કુટુંબને અને આપણા દેશને કેવો ફાયદો કરે છે.

આપણી માણસ જાતીમાં પુરૂષ અને સ્ત્રી એ બે વર્ગ છે. દરેક વર્ગનું બાળક જનમે છે ત્યારથી આ દુનીયાની કેળવણી (જ્ઞાન) લેવા શરૂ કરે છે. આ ઉપરથી જોઈ શકાય છે કે બંને વર્ગને કેળવણીની જરૂર છે. મા બાપની કેળવણીથી છોકરાઓમાં કેળવણીનો વધારો થાય છે તેમાં પણ માતાની કેળવણીથી બાળકો જલદીથી શીખી શકે છે. આમ છતાં સ્ત્રી કેળવણીમાં જેવો જોઇયે તેવો વધારો થયો નથી એ ખુલું દેખાય છે.

જ સ્ત્રીઓ પણ લેતી એ બાબત આપણા શાસ્ત્રો ધર્મ પુસ્તકો ઉપરથી માલમ પડે છે કે ઋષિ પત્નીયો કેટલી કેળવાયેલી હતી.

વળી સંસ્કૃતમાં સ્ત્રી શબ્દની વ્યાખ્યા એવી આપી છે કે **स्त्री गृहकारीणी** એટલે સ્ત્રી ગૃહકાર્ય કરનારી એમ સાફ લખેલ છે. તેથી સ્ત્રી એ સંસારનું રાજ્યતંત્ર ચલાવનાર મુખ્ય નાયકા છે ને કુટુંબીઓ તેના આશ્રિત છે. સારી નરસી પ્રજાનો આધાર સારા નરસા રાજ્યતંત્ર ઉપર છે જેમકે **यथा राजा तथा प्रजा.** તેમ સંસારનું રાજ્યતંત્ર ચલાવનાર સ્ત્રી જાતે જો કેળવાયેલી હશે અને તેનું રાજ્યતંત્ર સારૂં ચાલતું હશે તો તેની અસર તેના કુટુંબ ઉપર ઉત્તમ પ્રકારની થશે, ને જો (સંસાર) રાજ્યતંત્ર ચલાવનાર સ્ત્રી વગર કેળવાયેલી હશે તો તેની અસર તેના કુટુંબ ઉપર નઠારી થઈ તે કુટુંબ આખરે ખરાબ થશે. (કહો કે દુઃખી થશે.)

न गृहं गृहमित्याहु र्गृहिणी गृहमुच्यते ।
गृहं तु गृहिणीहीनं कान्तारादतिरिच्यते ॥ १ ॥

ભાવાર્થ—નામનું ઘર તે ઘર નથી પણ ગૃહિણીવાળું ઘર તેજ ઘર કહેવાય છે. ગૃહિણી વગરનું ઘર તે વેરાન વનથી પણ વિશેષ વિકાળ છે. એટલા માટે જ ગૃહિણી વિના ઘરમાં રહેનાર ગૃહસ્થાશ્રમી કહેવાતા નથી, પરંતુ જેઓ ગૃહિણીવાળા હોય છે તેજ ગૃહસ્થાશ્રમી કહેવાય છે.

આ વિષે જેટલું લખીએ તેટલું થોડું છે પણ નકામું લાંબુ લખાણ કરવાનું અતરે પ્રેયોજન નથી માટે આપણે તેના મુખ્ય મુખ્ય મુદાઓ તપાસીએ. તે તપાસવામાં—સારી માઠી અસર વિષે એક પછી એક એમ લખવા કરતાં જોડે જ લઈશું તો વધારે સુગમ થઇ પડશે.

अयं निजः परोवेति गणना लघुचेतसां ।
उदारचरितानां तु वसुधैव कुटुंबकम् ॥ २ ॥

ભાવાર્થ—હલકા મનના મનુષ્યને પારકું પોતાનું પસાર હોય છે પણ ઉદાર મનના મનુષ્યને તો આખી પૃથ્વી કુટુંબ સમાન જ છે. એ મુજબ વગર કેળવાએલી (સ્ત્રી) ઘણુા સાંકડા મનની, આપસ્વાર્થી અને ઉદ્ધત હોય છે તેથી તે સાસરે આવતાની સાથે કુટુંબથી જુદાં પડવાનું કરે છે.

૧ કેળવાયેલી ઉદાર મનની સ્ત્રી સત્તાસત્ત સમજનારી અને ગૃહ બોજો ઉઠાવવામાં કેટલી મુશ્કેલીઓ છે તે સમજી શકનારી હોય છે તેથી કુટુંબીઓથી જુદી પડતી નથી.

૨ જુદા પડવાથી વગર કેળવાયેલી પાછળથી પસ્તાય છે. અને કેળવાયેલી જુદી પડતી નથી તેથી તેને પસ્તાવાનો વખત આવતો નથી.

૩ વગર કેળવાયેલીનામાં પોતાના સારા સારા લક્ષણોથી સારાં સારાં કામ કરીને

પોતાના (પરમેશ્વરરૂપ જે) પતિ તેને વશ કરવાની શક્તી હોતી નથી, તેથી પતિને વશ કરવાને જાદુ, કામણ, દુમણ, દોરા ચીઠીઓ વગેરે કરીને આડે રસ્તે ચડીને પૈસાની ખુવારી કરીને પોતે અને પોતાનું કુટુંબ ખરાબ થાય છે. પણ કેળવાયેલી તો,

પ્રાણથી પ્યારો ગણી પીયુને, અનન્ય ભક્તિ કરતી રે,
દુર્જન દુષ્ટને દેખી જ દુરથી આઘી એ ઓસરતી રે.
નિર્જન વનને નીર્ધનતામાં રહે પીયુ પાસ જ હરખે રે.
સ્વામી વીના નહીં સ્વર્ગે સોહાયે, સ્વામી સંગે સુખે નરકે રે.

આમ હોવાથી તેનો સ્વામી તેની મેજે જ અનુકુળ વર્તણુંકમાં વર્તે છે.

૪ વગર કેળવાયેલીને જો છોકરાં નથી થતાં તો તે બનાવ બનવો પ્રભુની મરજી ઉપરની વાત છે એમ ન સમજતાં તેને માટે પણ જાદુ દોરા ચીઠી બાવાઓ જોશીઓ વગેરેના ખોટા ખર્ચમાં ઉતરે છે; અને કેળવાયેલી ઈશ્વરેચ્છા વર્ત્તાયસી સમજીને પુત્ર પૌત્રાદીક માટે કોઇપણ પ્રકારનું આડે માર્ગે ખર્ચ કરતી નથી અને સંતોષથી વર્તે છે.

૫ વગર કેળવાયેલી પોતાના પતિની પેદાશ શું છે અને પોતાને ખર્ચ શું થાય છે તેનો હીસાબ સમજતી નથી, તેથી ઉપજ કરતાં વધારે ખર્ચ કરે છે. વળી તેને પોતાને મન શોભાવવાના ઉચાર હોતા નથી તેથી તન શોભાવવાના પ્રયત્નમાં દાગીના અને ન જોઇતાં કપડાં કરાવવાને પતિની પાછળ મંડે છે અને કંકાશ કરે છે. તેથી તેના પતિને આખરે પોતાની ગુંજાસ (શક્તિ) ન હોય તેમ છતાં કરજ કરીને પણ કરાવવાં પડે છે. (હવે તે ઠેકાણે) કેળવાયેલી પોતાની પતિની પેદાશ શું છે અને પોતાને ખર્ચ શું થાય છે તેનો હીસાબ સમજીને પતિની પેદાશમાંથી બચાવે છે. પ્રસંગે એવો સમય આવે છે કે પતિની પેદાશ કરતાં ખર્ચ વધારે કરવું પડે પરંતુ તે જરૂરી હોય તેવે પ્રસંગે કરજના ખાડામાં ન ઉતરતાં પોતે (કરકસરથી ચલાવેલા ઘર ખર્ચમાંથી ફાજલ પાડેલી રકમ તથા) ભરવાની, શીવવાની, લખવાની, અને ભણાવવા વગેરેની મહેનત કરી પોતાનાથી બનતો ઉદ્યમ કરીને પતિને એક અગત્યનો સાથી થઈ પડે છે, તેથી તેનું કુટુંબ કોઇ દહાડો દેવાના (કરજના) ખાડામાં ઉતરતું જ નથી.

૬ વગર કેળવાયેલીને જો છોકરાં હોય તો, તેની પ્રજાને જોવાથી જ કોઇ સુજ્ઞ માણસ પરિક્ષા કરશે કે આ બચ્ચાંની મા ફુવડ છે. કારણ કે છોકરૂં ગંદુ મેલા કપડા પહેરાવેલું (ઘણું કરીને સુદલ પહેરાવેલાજ નહીં હોય) હાથ પગમાં અલંકારને ઠેકાણે મેલ જામી ગયેલો; તે સર્વે જોતાંજ તરત જ સમજાશે કે આ બચ્ચાંની મા કોઇને ઓટલે બેસી ગપાટા મારનાર છે. આવી સ્ત્રીનાં છોકરાં ઘણી વખત ઘરેણાથી મોતના ભોગ થઈ પડેલાં છે, એવી વાત આપણે ઘણી વખત સાંભળીયે છીયે. આવી સ્ત્રીનું છોકરૂં જો આઠ-દસ વર્ષનું હોય તોપણ કાળા અક્ષરને કુટી મારતું હોય છે, પણ તેની સગાઇ તો કરી જ હોય, તેમના વરઘોડાના ન્યાતવરાના અને બીજી અનેક તરેહના ગેરવ્યાજબી ખર્ચ તો ચોસતાં જ હોય છે. કેળવાયેલીને જો છોકરાં હોય તો તેમની સુઘડતા ઉપરથી જ

જોનારની દ્રષ્ટિ આનંદ પામશે. અને સ્વચ્છ ચોખાં કપડાંવાળું આનંદી બાળક જોઇને જ ધારશે કે આ બાળકની મા કેળવાયેલી હોવી જોઇએ. એવી કેળવાયેલી સ્ત્રીને પોતાનાં બાળક કેળવવાને સંપુર્ણ કાળજી હોય છે અને તેને નાનાં નાનાં બાળક પરણાવવાની કાળજી હોતી નથી. તેના મુખમાંથી એમ નીકળશે કે **"મારો પુત્ર ભણીગણીને એને લાયકની એની મેળે જ વહુ લાવશે. આપણે એનું અને એની સ્ત્રીનું પુરૂં કરતો થતાં પહેલાં એના ઉપર શા માટે બોજો નાંખવો જોઇએ."** એ આદી અનેક વ્યાખ્યાનો આપશે કે આપણે તેનો જવાબ હકારમાં જ દેવો પડશે. આથી કરીને પોતાનું કુટુંબ તન્દુરસ્તીમાં વિદ્યામાં અને પૈસામાં સારી સ્થિતિએ પહોંચશે. એકંદર રીતે જે કુટુંબની રાજ્યતંત્રની લગામ વગર કેળવાયેલીના હાથમાં હશે તેના કુટુંબની સ્થિતિ વિદ્યામાં તન્દુરસ્તીમાં અને પૈસામાં છેક નષ્ટ થઇ જશે અને પુનઃ કહું છું કે જે કુટુંબના રાજ્યતંત્રની લગામ કેળવાયેલીના હાથમાં હશે, તેના કુટુંબની ચઢતી સ્થિતિનો સૂર્ય મધ્યાનકાળના સૂર્યની પેઠે સદા ચઢતો રહેશે.

વળી શ્રીમાન મહાકવી કાળીદાસે પણ શકુંતલા નાટકમાં શ્લોક બનાવ્યો છે. તેનો ભાવાર્થ નીચે પ્રમાણે છે.

( શાર્દૂલવિક્રીડિતવૃત. )

સેવા તું કરજે સદા મન થકી તારા વડીલો તણી,
સારો સ્નેહ, સખી સમાન, ધરજે તારી સપત્ની ભણી.
ભર્તા રોષ કરી વઢે કદી તને સામે ન તોયે થતી,
તારે સેવક સાથ રોજ વદતાં દાક્ષિણ્ય દેખાડવું.
જો વેળા તુજ ભાગ્યના ઉદયથી થાએ બડેજાવ તું,
તે વેળા મનમાં ફુલાઇ ન જતી કે માન્ય રાણી છું હું.
વર્તે જે અબળા જનો ઉપરની રીતે, બધાં તે ધરે
સન્નારી અધિકારને, અવર તો બોજે કુળોને ખરે. (જ. ઉ.)

એ પ્રમાણે કણ્વ ઋષીએ પોતાની બાળક પુત્રી શકુંતલાને ઉપદેશ આપ્યો હતો.

આવાં કેળવાયેલાં શકુંતલાને ભરત નામનો પુત્ર હતો કે જેનું પરાક્રમ અને શૌર્ય જોઈ બીજા રાજાઓ તેને તાબે થયા હતા અને પૃથ્વીને વશ કરીને ચક્રવર્ત્તી રાજા થઇ ગયો, તેથી જ તેમના નામ ઉપરથી આ પ્રતાપી દેશનું નામ **ભરતખંડ** કહેવાય છે.

એક અંગ્રેજ કવી (જ્યોર્જ હાર્બર્ટ) કહે છે કે "એક ભલી મા સો શિક્ષક બરોબર છે." આ કહેવું તદન ખરૂં છે. કારણ કે બાળકની પેહેલી નીશાળ ઘર છે અને સ્વાભાવીક નીયમ છે કે મન તથા લક્ષણ પહેલવહેલાં ઘરમાં જ બંધાવાં જોઇએ. બાળકનાં કૃત્ય અને ચાલચલગત પર બાપના કરતાં માની વધારે અસર થાય છે, તેથીજ **માનો** સારો દાખલો ઘરમાં આટલો બધો અગત્યનો છે.

વળી સદ્‌ગુણી, આનંદી, અને સુઘડ સ્ત્રીથી ચલાવાતું ગરીબમાં ગરીબ, પણ આ પ્ર-

માણે આનંદ, સદ્દગુણ અને સુખનું ધામ થાય એવું, તથા કુટુંબીઓમાં દરેક પ્રકારના ઉમદા સંબંધનો દેખાવ થાય એવું, ઘર માણસને પ્રિય થઇ પડે. કારણ કે તે અંતઃકરણને વિશ્રામ-સ્થળ આપે છે. મહેનત કીધા પછી થાકેલા પુરૂષને દીલાસા ( કહો કે મનના કંટાળા રૂપી થાક કહો તે ઓછા કરવા )નું સ્થાન થઇ પડે છે. દુઃખમાં દીલાસો, સુખમાં મગરૂરી અને સઘળે વખતે આનંદ આપે છે. માટે ઘર એ વિનયની ખરેખરી નીશાળ છે અને તેમાં સ્ત્રી હમેશાં સારામાં સારી અનુભવી શીખવનાર છે.

પણ તે જેમ સારામાં સારી નીશાળ થઇ શકે છે તેમ નઠારી પણ થઈ શકે છે. જીંદગાનીની પહેલી પળથી માંડીને તે છેલી પળ સુધીમાં અયોગ્ય મા અને આયાને લીધે ઘણાં માનસિક દુઃખો ખમવાં પડે છે. એક નાલાયક અજ્ઞાન સ્ત્રીની સંભાળ નીચે બાળકને મુકો અને તેથી જે ખરાબી તમે કરશો તે મોટપણે કોઇ પણ પ્રકારની કેલવણીથી સુધારી શકશો નહીં. મા આળસુ દુર્ગુણી અને ફુવડ હોય અને તેનાં ઘરમાં કજીયો કંકાસ, ચીડીયો સ્વભાવ, તથા અસંતોષ, વ્યાપી રહ્યો હોય તો તે દુઃખનું ધામ થઇ પડશે, અને ત્યાંથી નાશી જવાની મરજી થશે. તેની તરફ જવાની મરજી થશે નહીં અને જે બાળકો કમનસીબે ત્યાં ઉછેરાશે તે નીતિ સંબંધી જ્ઞાનમાં તદન અળગ રહી પોતાને તેમજ બીજાને દુઃખનું કારણ થઇ પડશે.

કેળવાયેલી સ્ત્રીનો દાખલો લેવા જઇશું તો માત્ર સરસ્વતીચંદ્રના ૨ જા ભાગમાં આવેલી ગુણસુંદરીનો બસ છે; કારણ કે પોતે એવું ઉત્તમ રીતે ઘર ચલાવ્યું હતું કે તેની ( સુવાવડ વખતની ) ગેરહાજરીમાં તેના કુટુંબની માઠી દશા થઇ પડી હતી.

એક વિદ્વાનનો મત છે કે એક પુરૂષને કેલવણી આપવાથી તે પોતે એકજ સુધરે છે પણ એક સ્ત્રીને કેલવણી આપવાથી એક આખું કુટુંબ સુધરે છે. આમ હોવાને લીધે મ્હારી સુજ્ઞ બ્હેનોને કેલવણી આપવી તે પુરૂષને કેલવણી આપ્યા કરતાં ઘણુંજ ફાયદાકારક છે. હવે આ વિષયની સમાપ્તિ કરતાં હું પરમ કૃપાળુ પરમેશ્વરને નમન કરૂં છું.

---

# વિવિધ વિહાર.

## તુલસી.

આપણા આર્યબંધુઓમાં જેમ સજીવ પ્રાણી વર્ગમાં "ગાય" માતારૂપ ગણાય છે તેમ વનસ્પતિ વર્ગમાં " તુલસી " ( વૃંદાં ) નું ન્હાનું વૃક્ષ માતા તરીકે સર્વમાન્ય છે.

માતા શા વાસ્તે? એ સમજવું જોઇએ. સદા શુદ્ધ નિઃસ્વાર્થ પ્રેમ ભાવથી દેખનારી, જરા પણ કાયર ન થતાં અનેક રીતે પોષણ આપી પાલન કરવામાં નિરંતર તત્પર, તન મનની પીડાનું શાંત્વન કરી હિત ચાહી આરોગ્યતા આપનારી, અને વિશેષમાં જેના શીતળ નિર્દોષ આશ્રયમાં તેનાથી કાંઈ પણ નુકસાન પામવાનો ભય નહીં: માટે જ. " માતા ".

આ સર્વે ગુણો સ્વાભાવિક રીતે જ ગાયમાં નખશીખ પ્રત્યક્ષ હોતાં તે "ગૌમાતા" તરીકે સુપ્રસિદ્ધ છે. તેવી જ રીતે એવા જ સદ્‌ગુણો "તુલસી"ના રોપામાં હોતાં તે ન્હાનું વૃક્ષ છતાં સર્વે વનસ્પતિ વર્ગમાં ઉત્કૃષ્ટ ગણાઈ "તુલસી માતા" રૂપે સમસ્તમાં ધરોધર વંદનીય છે.

પુરાતન કાળના આપણા અતિ જ્ઞાની માહાત્માઓ કેટલા દીર્ઘદર્શી હતા તે ફક્ત આ ઉપરથી જ માલમ પડી આવે છે કે મનુષ્ય જાતને લાભકારી, તેમજ સૃષ્ટિની લીલામાં વધારો કરી આનંદ અને આરોગ્ય આપનારી, સર્વે નાની મોટી ચીજોનો કાળે કરી વિનાશ ન થાય પણ સદા દ્રરછ્યાત રક્ષણ થતું રહે એવા ઉચ્ચ ઉદ્દેશથી તેવી સર્વે ચીજોનો ધર્મકાર્યો અને ધર્મક્રિયાઓમાં સમાવેશ કર્યો છે. અને તે યોગ્ય જ કર્યું છે એમ જનસ્વભાવનો અભ્યાસી ન્યાય દૃષ્ટીએ જોતાં પણ અવસ્ય કબુલ કરશે.

આંહીં સાથે સાથે મૂળ ઉદ્દેશ આર્ય માતાઓને તદન સાદા અને નિર્દોષ ઘરગનુ ઈલાજ સમજાવવાનો પણ છે.

કુમળાં બચ્ચાંને બાળ વયમાં પગલે પગલે નાંની મોટી અનેક વ્યાધીઓ નડે છે. તેનું નિવારણ કરવા હર વખત દાક્તર યા વૈદ મળી આવે એવું નથી બની શકતું. તેવા વખતમાં માતાએ પોતે જ વૈદ થવું પડે છે. વાસ્તે એવે પ્રસંગે તરત હાથ લાગે એવી ઓષધી, ઝાડ, પાન વગેરે કે જેના વપરાશમાં કાંઈ ભૂલ ચૂક થઈ જાય તો પણ બાળકને નુકસાન થવાનો સંભવ નથી રહેતો તેવી ચીજોના ગુણદોષ માતાએ જરૂર સમજી રાખવા જોઇએ.

"તુલસી" નો રોપો હમેશાં ઘરમાં અથવા ઘરનાં આંગણાંમાં ચાલુ રાખવાથી તે આજુબાજુની હવા સ્વચ્છ રાખે છે અને ઝેરી હવાનું જોર કેટલેક અંશે નરમ પાડે છે. પુરાણોમાં એક કથામાં "ઝેરી લાડુ" તુલસીમાં રાખતાં તેની ઝેરી અસર જતી રહી એ સંબંધી કાંઈક દૃષ્ટાંત છે તે તો આપણે અતિશયોક્તિ લેખીએ પણ તેમાં પણ કાંઈક સચ્ચાઇનો આભાસ છે ખરો.

"તુલસી" ની મૃદુ પણ તીખી વાસથી મચ્છર, ડાંસ વગેરે ક્ષુદ્ર જીવજંતુ દૂર નાસે છે. એટલે એવી રીતે પણ આપણને તેની હાજરી આરામ આપનારી છે.

જેમ આંબાનાં પાનનું "તોરણ" આનંદ મંગળ સૂચક છે; જેમ લીંબડાની ડાળી (તેના ગુણ દોષનું વિવેચન આગળ ઉપર કરવામાં આવશે) જેને શીળી, ગોવરૂ (ઓરી), અછબડા વગેરે ચેપી રોગ નીકળે છે તે બાળકના ઓરડા આગળ લટકાવી આરોગ્યતા ઈચ્છવામાં આવે છે; તેમજ "તુલસી" ધર્મ નિમિત્તે માનસિક શાંતી આપનારી તથા તેના સ્વાભાવિક વૈદક ગુણોથી શારીરિક સુખ આપનારી હોતાં તે દરેક ઘરમાં એક ઉત્તમ "આરોગ્ય સૂચક" રોપો છે.

લાંબા વખતની ખાંસી, દમ અને ક્ષય રોગથી જેમાં ફેફસાં સડે છે અને જે રોગ

અસાધ્ય મનાય છે, તેને તુલસીની હવા રાત દીવસ શ્વાસોશ્વાસમાં લાંબા વખત સુધી આવે તો બહુ ફાયદાકારક નીવડે છે.

બાળકને કાનમાં "છાલી" ઉપડી દરદ તથા ચસકા મારે છે ત્યારે "તુલસી"ના રસનાં ટીપાં કાનમાં નાંખવામાં આવે છે.

કેશવલાલ જે. ધોળકીયા.
એલ, એમ, એન્ડ એસ.

## હિંદુ સંસાર ચરિત્ર.

### વહુના શરીરની સંભાળ.

( ગંગાડોશી સ્હાંજરે પરવારી હાથમાં માળા લઈ હીંચકે બેઠાં છે, તેમને સમજુ નામની એમની ભાણેજ જતાં જતાં બોલાવે છે. )

સમજુ—કેમ ગંગામાશી, બેઠાં ?

ગંગા—અલી ! કેમ હમણાંની દેખાતી નથી ? અત્યારે સંધ્યાકાળે ઉતાવળી ઉતાવળી ક્યાં જતી હતી ?

સમજુ—ગંગામાશી, એતો મ્હારાં ભાભીની તબીયત ઠીક નથી, તે ડાક્તરના કહ્યા પ્રમાણે મ્હારા ભાઈ ભાભીને લઈ હવા બદલવા માટે માથેરાન જાય છે, તે તેમને મળવા પીયર જાઉછું.

ગંગા—અલી સમજુ ! ત્હારા બાપ કે મા કાંઈ બોલતાંજ નથી કે શું? બીહારી ભણી ગણી આમ તો ઠાલો છે, પણ બાયડીની પાછળ પૈસા ઉરાડવા બેઠો છે એ ઠીક નહીં. કહે છે એતો રોજ બાયડીનાં ખાટલા ઉપર બેશી જાતે દવા પાય છે. સાસુ સસરાનીયે શરમ નથી રાખતો. અમારા વખતમાં તો વહુઓ માંદી પડતીજ નહીં હોય ! પણ અમે તો માથેરાન કે પેલું બળ્યું-દુમ્મસ કાંઈ જોયુંજ નથી ! ને ઉલટું ઘરનું વૈતરૂં કરી કરીને મરવા પડતાં તોયે કોઇ ભાવ પૂછતું નહિં ! અને આજકાલની વહુરોને પાણીની કસલી તો ભરવી છે નહીં, તોયે સ્હેજ માથુ દુખ્યું કે આ ચાલ્યાં માથેરાન. બીહારીએ ત્હારા બાપ પાસે ત્હારા

દાદાના વરશીમાં દખણ્યા તો બબ્બે આનાજ અપાવી; તેજ ત્હારા ભાઈ વહુ પાછળ આટલા બધા રૂપીયા ખરચી નાંખે છે, અને હજી કોણ જાણે કેટલાએ ખરચશે! ત્હારાં માબાપ તો બાઇની રહેમાં અંજાઈજ ગયાં છે ! !

સમજુ—માશી, ત્હમે તો હજી એવાંને એવાં રહ્યાં. વહુ થઇ તે એના ભોગ લાગ્યા ! સાજી હોય તો આપણે ઘરનું કામ કરાવવા તૈયાર, ને માંદી થાય તો ભોગ એના ! પણ એ તે વ્યાજબી કહેવાય ! જેવાં આપણે તેવી એ. સહુનાં શરીર સરખાં. આપણે ઘેર આવ્યા પછી આપણે ખબર ન લઇએ તો પછી વર તો લેરતો ! મ્હારો બીહારી જાતે મ્હારાં ભાભીની ખબર રાખે છે ત્યારેજ આટલી તેની સંભાળ રખાય છે. છોકરાને પરણાવતા પ્હેલાં સામાવાળાની કેવી ખુશામતો કરીએ છીએ ? અને પછી પરણાવીને લાવ્યા એટલે આપણે જગ જીતીને રાજા થયાં !

ગંગા—અલી સમજુ ! ત્હને પણ નવા વા બહુ વાયો લાગે છે ! અમને તો જુની આંખે નવા તમાશા જોઇને પેટ બળે છે તેથી કહીએ છીએ. બધી વાતની હદ હોય છે. પણ આતો વહુની પાછળ બીહારી તો ગાંડોજ થયો છે. સ્હવારે વહુ પાસે, નોકરી ઉપરથી સ્હાંજે આવ્યો કે તરત વહુપાસે. ન કોઇ સાથે બોલવું કે ચાલવું.

(એટલામાં પડોશમાં રહેની રૂકમણી આવે છે.)

રૂકમણી—કેમ ગંગાકાકી, આજે માશી ભાણેજ શી વાતોમાં પડયાં છો ?

ગંગા—એતો એસ્તો હાલના સુધારાની વાતો. આ સમજુના ભાઈ બીહારીની વહુ જરા માંદી છે તેને હવાફેર કરવા એમના કયો માથેરાન લઈ જાય છે !

રૂકમણી—ગંગાકાકી. હવે તો ત્હમે એ કચકચ મૂકો ? ત્હમારો વખત તો ગયો.

સમજુ—ના, પણ રૂકમણી બ્હેન એમાં બીહારી શું ખોટું કરે છે ? ત્યાં એના એક બાઈબંધને ત્યાં ઉતરવાનો છે ને તેને ને ગોરા દાક્તરને સારૂં ઓળખાણ છે, એટલે દવાબવા પણ બરાબર કાળજીથી બને એમ છે. ને હુંતો મ્હારે ખરૂં કહું કે અહીંયાં હજાર તરફની દુગ્ધા હોય. વળી ધણીધણિયાણીને સારૂં બને છે, પછી આવે વખતે માણસની જાત પાછળ પૈસો ન ખરચે ત્યારે પછી તે કામનોએ શો ?

રૂકમણી—અલી સમજુ ! ત્હારા જેવી ભાભીનું ઉપરાણું લેનારી નણંદ તો કોકજ હોય છે હો ! વારૂ પણ ગંગાકાકી, આપણી ચંદાને તાવનું કેમ છે ?

ગંગા—શું કહું રૂકમણી, મ્હારી ચંદા તો ચાર દહાડા થયાં તાવે તવાઈ ગઈ છે. સા-

સશમાં સાસુ નણંદ તો એનો જીવજ ખાઈ જાય છે. આખો દહાડો વૈતરૂંને વૈતરૂંજ. એક દિવસ રાંધવા ન જવાયું તો જોઇલ્યો ફજેતી! પણ પરમેશ્વરનો પાડ કે જમાઈ સારો મળ્યો છે. પૈસો તો ઘણોએ બળ્યો છે, ને બાપના મુઆ પછી એ પૈસા કમાય છે પણ ખરો. પણ એ બધું શા કામનું? જ્યાં એ દવા કરવાનું નામ દે કે એની મા ધુરકીયાં કરી એનો ટોટો પકડવા આવે છે. તોયે બચારો નીશાળે ભણાવવા જતી વખત સ્હવાર સાંજ ને કોઈ વખત રાતરે પણ ખબર ક્હાડી જાય છે, ને ગમે તેમ કરી બ્હારોબારથી જે દવા કહીએ તે તરત બજારમાંથી લાવી આપે છે. ખોટું શું કામ કહું બા, મ્હારે હજી એક પાઇ દાક્તરને ચંદાના નિમિત્તે આપવી પડી નથી. એતો ક્હેતો હતો કે હું હા કહુ તો મ્હારી પુને બદલી થાય એમ છે, ને તેમ થાય તો આને સાથે લઇ જાઉં એટલે હવાબદલ પણ થાય ને ઘરનો કંકાસ પણ જાય. પણ એની મા એને ગામમાંથી ખસવાજ ક્યાં દે છે? એતો ક્હેછે ત્હારે જવું પડે તો જા, પણ વહુને લઇ જવાની નથી. શું કરીએ બા, કપાતર માણસ મળ્યું તેને શું ક્હેવું? બાકી ખરે રૂકમણી, મ્હારી ચંદાનું જોડું જોઇને તો આંખ ઠરે છે.

સમજુ—પણ ગંગામાશી, જેવા ત્હમારા જમાઈ ત્હમને સારા લાગે છે ત્હેવોજ મ્હારો ભીહારી એની સાસુને લાગે કે નહીં? અત્યારે ચંદાનો વર માથાનો થઈ એને હવા બદલ કરવા લઈ જાય તો ત્હમને ગમે કે નહીં?

ગંગા—હા. પણ એ વાત જુદી. ચંદાનું શરીરતો જો! કેવું થઈ ગયું છે?

સમજુ—માશી, ત્યારે મ્હારાં ભાભીનું શરીર તો ચંદાના કરતાંયે વધારે કથળ્યું છે. ક્ષયનું પાસું છે હો! પારકા પેટમાં સુંક આવે તે ખબર ન પડે, આપણને થાય ત્યારે લાગે.

રૂકમણી—સમજુ, તું એ પણ ઠીક દાવે શૅકટી લગાવે છે. પણ ના ના કાકી, બ્યાજબી જોઇએ તો સમજુ શું ખોટું કહે છે? શરીરે ઠીક ન હોય, ત્યારે દીકરીની પેઠે વહુને પણ ઓસડવેસડ તો કરવું જ જોઇએ ને? દીકરી હોય કે વહુ હોય, પણ ઘરમાં માણસ માંદુ થાય ત્યારે પૈસાએ ખરચવા તો પડેસ્તો.

ગંગા—વારૂ વારૂ, દીકરી તે દીકરી, ને વહુ તે વહુ, એમ તે પારકા માણસ માટે કાંઈ પૈસા વેરફી દેવાય નહીં.

સમજુ—પણ દીકરો અને દીકરી એને પરણાવ્યા પછી પારકું માણસ કોણ થયું? ઉલટી દીકરી પારકે ઘેર દીધા પછી પારકી ક્હેવાયઃ ને વહુ તો આપણા ઘરની રાણી થાય. ને ચારે દહાડે એજ સાસુને એનું આપ્યું પાણી પીવા વખત આવે. વળી એ પારકી તો ત્હમારે મન, પણ એના વરને તો પોતાની તો! પણ આપણે તો એમ છે ને કે–' એમાં શું? એક જાયને બીજી આવે!' જાણે એક પાસડુંજ ફાટી ગયું!

રૂકમણી—ગંગાકાકી, ત્હમે કહોછો એ ખરૂં કે દીકરીનો ઇશ્વરના ઘરનો સંબંધ ને આતો આપણો બાંધેલો, એટલે એના તરફ વધારે નસ ખેંચાય. પણ સાથે એ પણ ખરૂં કની કે વહુનું આપણા ઘર સાથે જન્મારાનું પાનું પડ્યું, ત્યારે આપણે એની સંભાળ રાખવી જોઇએ નહીં ? આપણા હાથ નીચે હોય ત્યાં સુધી કામકાજ બતાવી ઘર કેમ ચલાવાય એ શીખવીએએ ખરાં, તેમ માંદી સાજી થાય ત્યારે દવા દારૂ એ કરવું જોઇએસ્તો ? ચંદાનો વર તેની તપાસ રાખે છે, પૈસો ખરચે છે, તે ત્હમને કેવું ગમે છે? ને ચંદાની પણ આંતરડી કેવી ઠરે છે ? તેમજ આપણા છોકરાને વહુની તબીયત સાચવતો જોઇ ખુશી થવું જોઇએ. વર પણ તેના ઉપર હેત હોય ત્યારેજ પૈસો ખરચે ને ? ત્યારે આપણા ઘરમાં આપણા દીકરાવહુ વચ્ચે હેત હોય, ને એક બીજા ઉપર ભાવ રાખી સંપસંપીને રૂહે, તેમાંજ આપણે-મ્હોટાંએ-તો ખુશી થવાનું કની ? ને ઘરની શોભા પણ એમાં જ છેને ? જુઓને, ચંદાનું જોડું જોઈ જેમ ત્હમારી આંખ ઠરે છે, તેમ બીહારી અને એની વહુનું જોડું સુખી જોઇ ત્હમે કાંઈ રાજી થયા વગર રહો ?

ગંગા—હા બ્હેન હા. ત્હમે એ જણીઓ કહો છો એ ખરૂં છે. આતો એમ કે અમે અમારા વખતમાં દીઠેલું નહીં, તે આ નવું દેખીએ ત્યારે લગાર એવું થઈ આવે. બાકી વહુને દવા થાય એમાં શું ખોટું ? એ સાજી હશે તો પાણીની કસલી બરવાનુંએ કહેવાશે ! ભલે, બા, બીહારીની વહુ સો વરસની થાઓ.

સમજુ—હાં ગંગામાશી, હવે બોલ્યાં એ ખરૂં. ત્હમારે તો હવે બે આંખે સરખુ જોવું. અને અમારા જેવાં જવાનીયાંને "સલાહ શાંતિમાં રૂહો" એવો આશરવાદ આપવો. લો ઠીક ત્યારે માશી જાઉછું. ગાડીનો વખત થવા આવ્યો છે, અને ભાભી વાટ જોતાં હશે. ખોટું ન લગાડશો હો ! મ્હને તો ખરૂં કહેવાની જરા ટેવ પડી ગઈ છે.

ગંગા—વારૂ બા જા, એમાં શેનું ખોટું લગાડવાનું હતું ? આવજે. રૂકમણી, તું પણ જાય છે ! આવજે.

# વર્તમાન રંગ.

**પ્રખ્યાત ગુજરાતી ગ્રંથકર્તા સાધુ નારાયણ હેમચંદ્ર:**—ગુજરાતી સાહિત્યમાં દિનપ્રતિદિન વૃદ્ધિ કરવાને અતુલિત શ્રમ લેનાર સાધુચરિત નારાયણ હેમચંદ્રના કૈલાસવાસ થવાથી ગુજરાતને મોટી ખોટ પડી છે. તેમણે પોતાનું અખિલ જીવન ગુજરાતીમાં ભાષાંતરો, અને ગ્રંથો લખવામાં ગાળીને અન્તે તેજ ગુજરાતી સાહિત્યને પોતાનો આત્મા સમર્પણ કરીને, ચાલતા થયા છે. તેઓએ ન્હાનાં મ્હોટાં આશરે બસેં પુસ્તકો રચેલાં છે, જેમાંના ઘણાંખરાં બંગાળી, અને ઇંગ્રેજી પુસ્તકોનાં ભાષાન્તરો છે. ખાસ સ્ત્રી વર્ગના હિતાર્થે પણ તેમણે ઘણાં પુસ્તકો રચેલાં છે. જેમાંના કેટલાકનાં નામ અત્રે આપવામાં આવે છે.

સ્ત્રી જાતિ વિષે વિવેચન, સ્ત્રી હિત શિક્ષા, મા અને છોકરાં, માનું કર્તવ્ય, દુર્ગેશ નન્દિની, લક્ષ્મી, મા અને દીકરી, સન્યાસી, શરતચન્દ્ર, યોગજીવન, વૈદ્યકન્યા, અશ્રુમતી, સીતાચરિત, ભરતપ્રભા, સતી સ્ત્રીઓ, સ્ત્રીઓનાં સારાં કામ. હિંદુ સ્ત્રીઓનાં યશોગાન, સદ્વર્તનશાળી સ્ત્રીઓ, પ્રખ્યાત સ્ત્રીઓનાં ગુણકીર્તન, સીતાવનવાસ, કેવીરીતે બાળકને નીતિનું તથા મનનું શિક્ષણ આપવું જોઇએ ?, જનહિતકારિણી સ્ત્રીઓ, અને વિવાહ તત્વસિન્ધુ. આ બાવિશ પુસ્તક શિવાય બીજાં પણ સ્ત્રી ઉપયોગી પુસ્તકો છે.

પ્રભુ તેમના આવા પરોપકારી, જનહિતાર્થી આત્માને નિરંતર ચિરસ્થાયી શાન્તિ આપો.

* * *

**હિન્દુ વિધવા આશ્રમ એસોસિએશન પુના:**—આપણા દેશમાં વિધવા બાલિકાની સંખ્યા દિનપ્રતિદિન વિશેષ વધતી જાય છે. દસથી વીશ વર્ષની વિધવાઓની સંખ્યા આખા હિંદુસ્તાનમાં કેટલી છે, તે નીચેના કોઠા ઉપરથી સહજ જણાશે:—

| | | | |
|---|---|---|---|
| મુંબાઇ | ઇલાકામાં | ૨૫૦૦૦ | વિધવા. |
| મદ્રાસ | ઇલાકામાં | ૪૦૦૦૦ | વિધવા. |
| બંગાળા | ઇલાકામાં | ૧૧૩૦૦૦ | વિધવા. |
| મધ્ય | પ્રાન્તોમાં | ૧૧૦૦૦ | વિધવા. |
| વાયવ્ય | પ્રાન્તોમાં | ૧૧૦૦૦ | વિધવા. |
| હૈદ્રાબાદ અને | નિઝામમાં | ૧૦૦૦ | વિધવા. |
| | | ૨૦૧૦૦૦ | કુલ વિધવાની સંખ્યા. |

આ પ્રમાણે બે લાખ, એક હજાર વિધવા બાલિકાની સંખ્યા આખા હિન્દુસ્તાનમાં છે, છતાં તેઓની સ્થિતિ કહેવી રીતે સુધારવી તે બાબત આપણા અગ્રણી સ્વદેશ હિત-

ચિંતકો સમ રીતે પ્રશ્રિમ લેતા નથી તે ઘણું ખેદકારક છે. પ્રોફેસર ઘોન્ડો કેશવ કર્વેએ દક્ષિણી વિધવાની સ્થિતિ ઘણી ખરાબ જોઇને તેમના ભલા માટે અત્યંત શ્રમ લઇ પુનાનામાં "હિંદુ વિધવા આશ્રમ" સ્થાપ્યું છે. આ આશ્રમ સને ૧૮૯૫ ના જુન માસમાં ઉઘડયું છે. પ્રોફેસર કર્વેએ દેશદેશમાં ફરી, આ આશ્રમને ચલાવવા માટે મોટું ફંન્ડ એકઠું કર્યું છે. જેમાંના રૂ ૩૦,૦૦૦) પૈકી ચૌદ હજારના બે સ્થાયી મકાન બંધાવેલાં છે, અને બાકીના રૂ. ૧૯૦૦૦, સરકારી લોન અને રોકડ મળીને છે. આ ફન્ડમાં ગમે તે માણસ છેવટે એક રૂપીઆ સુધીની રકમ દરવર્ષે મોકલે તો પણ તે ખુશીથી સ્વીકારાય છે અને તે વાર્ષિક રીપોર્ટ મોકલવામાં આવે છે.

આ આશ્રમમાં દરેક વિધવાને મફત ખોરાક, લુગડાં લત્તાં વગેરે પૂરાં પાડવામાં આવે અને તે ઉપરાંત તેની ઈચ્છાનુસાર પરિચારિકા—આયા (નર્સ) ની, સુઇયાણીની, સ્ત્રી શિક્ષકની, અથવા શાસ્ત્ર પુરાણનાં અધ્યયનની કેળવણી આપવામાં આવે છે. આમાંથી કોઈ પ્રકારનું શિક્ષણ લઈ પાંચ કે છ વર્ષ પછી જ્યારે તે વિધવા પાછી પોતાના ઘર જાય છે, ત્યારે તે પોતાની ગરીબી હાલત ઘણીજ સારી રીતે સુધારી શકે છે. આપણા દેશની ઘણીખરી વિધવાઓ ઘણી ગરીબી હાલતમાં જોવામાં આવે છે. તેઓનું પોષણ કરનાર કોઈ પુરૂષ વર્ગ નહિ હોવાથી તેમને પોતાનું અને પોતાના બાલકનું પોષણ કરવાને ઘણોજ પરિશ્રમ લેવો પડે છે. આ તેઓની ઉપર બેવડો જૂલમ થાય છે. એક તો પતિના મૃત્યુથી નિરાધાર થયેલી હોય, તેમાં જ્યારે ખાવા પીવાનાં સાંસા પડે છે ત્યારે તે બીચારીની દશા ઘણીજ દયાજનક થાય છે. આ સ્થિતિ કેટલેક અંશે દૂર કરવા માટે પ્રોફેસર કર્વેનો "વિધવા આશ્રમ" સ્થાપવાનો મુખ્ય આશય છે. તોપણ તેમાં હજી ફક્ત ત્રીસ જ વિધવા છે, અને એક સૌભાગ્યવતી પણ શિક્ષણ લેવા દાખલ થયેલી છે. આ આશ્રમમાં બધી દક્ષિણી સ્ત્રીઓ છે. એક પણ ગુજરાતી વિધવા નથી, કારણ કે તેમને ત્યાં રહેવામાં ભાષા વગેરેની ઘણી અડચણ પડતી હશે. તેટલા માટે આવાં આશ્રમો ગુજરાત અને કાઠિયાવાડના મ્હોટા મ્હોટા શહેરામાં થવાની ઘણીજ આવશ્યકતા છે. બાળલગ્નથી વિધવા થયેલી અનેક યુવાન બાલાઓની દુઃખકારક ગરીબી સ્થિતિ ઉપર દયા લાવીને શ્રીમંતો તરફથી સ્થળે સ્થળે આવાં આશ્રમો સ્થપાય તો, આપણા દેશની વિધવાની ગરિબી સ્થિતિ તો ઘણે અંશે સુધરી શકશે એ નિઃસંશય છે.

* * * * *

**મહારાજા શ્રી સયાજીરાવનું ભાષણ:**—મુંબાઇની અલેકઝાન્ડ્રિયા ગર્લ્સ સ્કુલના મેળાવડા વખતે શ્રીમંત મહારાજાએ ઘણું સારૂં અસરકારક ભાષણ આપ્યું હતું, જેનો સારાંશ નીચે પ્રમાણે છેઃ—

જો કે હાલમાં સ્ત્રીકેળવણી સારી રીતે અપાય છે. છતાં, તેની ખરી અગત્યતાંથી ઘણા લોકો અજ્ઞાત અને બીનમાહિતગાર છે. ઇંગ્રેજી ભાષાની ઉંચી કેળવણી લઇને પાસ થનારા વિદ્યાર્થીઓના ઉમદા યુરોપીય વિચારો અમલમાં મુકી શકાતા નથી તેનું મુખ્ય કારણ સ્ત્રીકેળવણીની ન્યુનતા છે. સ્ત્રીકેળવણી સારી રીતે નહિ આપવાથી હિંદુસ્તાનની સાંમાજીક રાજકીય, અને વ્યવહારિક જીવનની સ્થિતિ ઉપર અસર થવાનો ઘણો ભય રહેછે.

કોલેજમાં ભણનારા યુવકોએ ખાસ ધ્યાનમાં રાખવું જોઇએ કે, તેઓને સરકારી નોકરી મેળવવા ખાતર જ ઉંચી પરિક્ષાઓ પસાર કરવાની નથી, પરન્તુ તેમની ફરજ, તેઓએ લીધેલી કેળવણી સ્ત્રી જાતિમાં ફેલાવીને, તેમની સ્થિતિ દિનપ્રતિદિન સુધારવાની છે. યુરપ, અને અમેરિકા સાથે હિન્દુસ્તાનને સરખાવતાં આપણને માલુમ પડશે કે, તે દેશોની સ્ત્રીઓ, દરેક રાજકીય અને સામાજીક બનાવોમાં ભાગ લેનારી અને વાદ વિવાદ કરીને તેમાં પુરૂષોને અનેક પ્રકારે સહાય કરનારી છે. તે દેશોમાં સ્ત્રી કેળવણીનો ફેલાવો વિશેષ હોવાથી તે લોકોની સ્થિતિ આપણા કરતાં કેટલી બધી સુધરેલી છે? આપણા દેશની સ્ત્રીઓને જ્યાં સુધી ઉંચા પ્રકારનું શિક્ષણ અપાશે નહિ ત્યાં સુધી, તેમની શારીરિક અને માનસિક ઉન્નતિ કદીપણ બની શકવાની નથી. આપણો હિન્દુસ્તાન ઘણી ખોડ ખાંપણવાળો છે. ન્યાત જાતનું બન્ધન એટલું બધું મજબુત છે કે, આપણે એક બીજાને સાથે હળીમળીને એકત્ર થઇને, અન્યોન્ય હૃદય સમર્પી શકતા નથી, અને એક બીજાની સાથે તેથી કરીને ગાઢ સમ્બન્ધ કરી શકતા નથી. જો એ પ્રમાણે બની શકે તો આપણી સ્થિતિની સાથે આપણી સ્ત્રીઓની સ્થિતિ પણ સુધરી શકે. વળી હિન્દુ સ્ત્રીઓને, ગૃહને સુંદર તથા સ્વચ્છ રાખી સુશોભિત બનાવી સારી ઉંચા પ્રકારની વ્યવસ્થા રાખવાનું, બાળકોને સારી રીતે ઉછેરવાનું, પડોશની સ્ત્રીઓ સાથે મિલનસાર રીતે રહેવાનું, વગેરે જો ધ્યાનપૂર્વક શિખવવામાં આવે તો આપણા દેશની સ્થિતિ ઘણે દરજ્જે સુધરી શકશે. આપણી સ્ત્રીઓ પણ સ્વદેશહિતના મ્હોટા સવાલોમાં ભાગ લે, અને એક બીજા સાથે તે સમ્બન્ધમાં ઉત્સાહપૂર્વક ચર્ચા કરીને, આપણને સહાય આપી શકે તેવા ઉપાયો કરવાની ખાસ જરૂર છે. બીજું સાંસારિક પવિત્રતાનું ધોરણ બાંધવા માટે સ્ત્રીઓની સત્તાની મદદ ઘણીજ ઉપયોગી છે. સ્ત્રીઓને કેટલાએક પ્રકારની સત્તા આપ્યાથીજ યુરપ અને અમેરિકાની સ્થિતિ આટલી બધી સુધરેલી છે. આપણા અસલી રિવાજો બધા નકામા છે, અને બીન ઉપયોગી છે, તેમ તેઓ જુના હોવાથી ગણાજ કીમતી છે, એમ હું માનતો નથી. તેમાંના કેટલા રિવાજ સારા છે, અને કેટલા ખરાબ છે, તેની પક્કી ખાત્રી કરવા માટે તેની કસોટી કાઢવાની જરૂર છે, અને તેથી આપણને માલમ પડશે કે કેટલા રિવાજ અજ્ઞાન અને વ્હેમથીજ માત્ર પેસી ગયેલા છે. આ ઉપરથી આપણને એક સત્ય રસ્તો શોધી કાઢવાની જરૂર છે, કે જે માર્ગે ઉપર ચાલવાથી, યુરોપીયનોનું મુર્ખાઇથી કરાતું અનુકરણ, અને આપણા અસલી જુના રિવાજનું અંધશ્રદ્ધાથી થતું અનુસરણ, એ બે રસ્તાથી વચલો માર્ગ પકડી રાખીએ.

પારસીઓ સાંસારિક સુધારામાં આગળ પડતા હોવાથી તેમને કેટલેક દરજ્જે હું ભાગ્યશાળી માનુંછું. દરેક રાજ્યકર્તાની સામાજીક સ્થિતિનું અનુકરણ કરવાની બાબતમાં તેઓ આખા હિન્દુસ્તાનમાં પ્રથમ પંક્તિ ધરાવે છે, અને યુરોપીયન સ્થિતિ અનુસાર તેઓ પોતાની સ્થિતિ ઘણે અંશે સુધારી પણ શક્યા છે, જેનું પરિણામ આવા સારા પાયા ઉપર સ્થપાયલી સ્કુલો છે. આવી બાબતમાં તેઓનો દાખલો લઇને હિન્દુઓ, અને મુસલમાનો, એકત્ર થઇને પોતપોતાની કોમવાર ગૃહવ્યવસ્થા આદિ સ્ત્રીઓને લગતી સર્વ પ્રકારની કેળવણી આપનારી ગર્લ્સ સ્કુલો ઉઘાડે, અને તેમની દશા સુધારે એમ હું ઇચ્છું છું. પણ

હું માનું છું કે સ્ત્રીકેળવણીની વૃદ્ધિ કરી તેનો ઘણો ફેલાવો કરવા માટે દરેક ન્યાતની કોમો ઉત્સાહ અને ખંતથી પગલાં લેશે તો, આપણી આર્યભૂમિની દશા ભવિષ્યમાં ઘણીજ સારી થશે.

મહારાજાશ્રીના ભાષણમાંની કેટલીક બાબતોને હું અનુમોદન આપુછું. પરન્તુ યુરપ અને અમેરિકાના લોકોનો સંસાર, આપણા હિન્દુ સંસાર કરતાં તદ્દન નિરનિરાળો અને જુદોજ છે, અને એ બે વચ્ચે આસમાન જમીનનો તફાવત રહેલો છે. અલબત્ત હાલમાં કેટલીક ન્યાતોમાં થોડો ઘણો અદૃશ્ય સુધારો થતો જાય છે, પરન્તુ મહારાજાશ્રીની કરેલી ન્યાતજાતનું બંધન તોડી નાંખવાની ગર્ભિત સુચના અમલમાં લાવવાની વાત કાંઈ ન્હાનીસુની નથી.

હિન્દુ સ્ત્રીઓને હાલમાં જે કેળવણી કન્યાશાળા અને કોલેજોમાં અપાય છે તે કેટલી બધી ન્યૂન છે ? મહારાજાશ્રીના કહેવા પ્રમાણે ગૃહવ્યવસ્થાનું શિક્ષણ, બાળકને સારી રીતે ઉછેરવાનું કામ, વગેરે શિખવવામાં આવતું નથી, તેથીજ ઘણી ભણેલી સ્ત્રીઓ રસોઈ તથા ગૃહવ્યવસ્થા આદિ કામમાં ઘણીખરી અજ્ઞાન હોય છે. આ કામ તેઓને શિખવવાની ખરી ફરજ તેમની માતાઓની છે. અજ્ઞાની માતાઓ પોતાની ફરજ નથી બજાવતી, અને તેમની પુત્રીઓને ગૃહકાર્યની સઘળી વ્યવસ્થાનું કામ શીખવતી નથી, તેથી તેમની પુત્રીઓને સાસરામાં ઘણું સહન કરવું પડે છે, અને સાસુનણંદનાં મેણાંટુણાં વખતો વખત સાંખવા પડે છે. મહારાજાશ્રી કહે છે "આપણી સ્ત્રીઓ સ્વદેશહિતના મોટા સવાલોમાં ભાગ લે, અને એક બીજા સાથે તે સમ્બન્ધી ઉત્સાહપૂર્વક ચર્ચા કરીને તેમાં આપણને સહાય આપી શકે તેવા ઉપાયો કરવાની ખાસ જરૂર છે." એ વાત ઘણી જ સારી છે. હું પણ મહારાજાશ્રીના આ વિચારને તદ્દન મળતો આવુંછું. પરન્તુ રા. નવલરામ ભાઈ કહે છે તે અનુસાર,

"બાઇતો ભૂગોળ ને ખગોળમાં ઘુમે છે;
"બાઇનું તો ચિત્ત ચુલામાંહ્ય.
"દેશી કહોને તમે કેવું આ કજોડું કહેવાય.

* * *

"વર્તમાનની વાત એને નહિ ગોઠે,
"એની તો જુદીજ છે દુનિયાય. દેશી૦

એવું જ્યાં હોય ત્યાં શું કરવું ? પ્રથમ તો જ્યાં ખરી સ્ત્રીકેળવણી અપાતી નથી, જ્યાં સ્ત્રીઓને ફક્ત પુસ્તક વાંચવાનું પોપટિયું જ્ઞાન અપાય છે, ત્યાં બિચારી સ્ત્રીઓનો દોષ શો કાઢવો ! પતિ પોતેજ જ્યાં પોતાની પત્ની પ્રત્યે શી ફરજ છે તે જાણતા ન હોય, ને જાણતા હોય તો તે પ્રમાણે ચાલતા ન હોય, ત્યાં પછી સ્ત્રીઓની ઉન્નતિની આશા ક્યાંથીજ રાખી શકાય ? લગ્ન થયા પછી સ્ત્રીઓને સાંસારિક કેળવણી આપવાનું કાર્ય તેમનાં પતિનું જ છે. તે કાર્ય આપણામાં માના ઉપર નાંખવામાં આવવાથી સાસુ વહુનાં ઝગડા અને ઘરના ભવાડા થતા જોવામાં આવે છે. સાસુઓ અજ્ઞાન હોવાથી,

ધીમેથી, સલુકાઈથી, અને નમ્રતાથી વહુને ગૃહવ્યવસ્થાનું જ્ઞાન આપી શકતી નથી, અને જેમાં ને તેમાં વહુની ભૂલ જ કાઢ્યા કરે છે. આવી સઘળી બાબતોનો સરવાળો થઇને આપણી સ્ત્રીઓની સ્થિતિ દિનપ્રતિદિન સુધરવાને બદલે બગડતી જાય છે. માટે પતિ પોતે જ તેમની ધર્મપત્ની પાસે નવરાશની વખતે વર્તમાનપત્રો, માસિકો આદિ વાંચીને તેમના મગજમાં નવા નવા વિચારો દાખલ કરીને તે સમ્બન્ધી ચર્ચા ચલાવતાં શિખવે તો, અમુક સમય પછી તેઓ સ્વદેશહિતના સવાલોમાં ભાગ લેઇને પરસ્પર ચર્ચા ચલાવી શકશે.

યુરોપીયન પદ્ધતિનું મુર્ખાઇભરેલું અનુકરણ, અને જુના રિવાજોનું અનુસરણ—એ બે રસ્તા વચ્ચે ત્રીજો રસ્તો શોધી કાઢવાનું મહારાજા શ્રી કહે છે. આ ત્રીજો રસ્તો કયોછે? શું પારસીઓનો સંસારસુધારો છે? પારસી સ્ત્રીઓ, હિન્દુ અને મુસલમાન સ્ત્રી કરતાં પ્રમાણમાં ઉંચા પ્રકારની કેળવણી લેનારી ઘણી છે, અને નવરાશનો વખત હિન્દુ સ્ત્રીઓની માફક આળસમાં, અથવા કુથલી અને નિંદા કરવામાં ગાળવાને બદલે ભરવા ગુંથવામાં, અને પુસ્તકો વાંચવામાં કાઢે છે. એ યુરોપીયન સુધારાથી થયેલો મોટો ફાયદો છે. પરન્તુ તે સાથે તે સુધારાનું અનુકરણ સર્વ બાબતમાં હદપાર થઇ ગયેલું છે. પારસી સ્ત્રીઓમાં કપડાનું ખરચ હાલમાં ઘણુંજ વધી પડ્યું છે. યુરોપીયન ફેશન પ્રમાણે નવા નવા ડ્રેસ, પોલકા વગેરે અમુક કમ્પની પાસેજ શીવડાવવા, અને તેને આવા પ્રકારની લટકતી ઝુલ મુકાવવી, અને પાંચ કટ કે ૭ કટ ( કાપા ) નો પોલકો શિવડાવવો, વગેરેની ધૂન સુધરેલી પારસી બાનુઓમાં જોવામાં આવે છે, જે યુરોપીયન અનુકરણથી થયેલો મોટો ગેરફાયદો છે.

છેવટે ગૃહવ્યવસ્થા આદિ કેળવણી અપાતી સ્કુલો મહારાજાશ્રી તેમના પોતાના વિશાળ રાજ્યમાં સ્થળે સ્થળે ઉઘાડી પોતાના શબ્દ અનુસાર દાખલો બેસાડીને વર્તન કરશે, એમ તેમના પ્રત્યે સંપૂર્ણ આશા રાખવામાં આવે છે.

સુનન્દન, બન્ધુ સમાજ.

---

# વિદ્યા—કલા.

---

## કુદરતના જ્ઞાનની આવશ્યક્તા.

આપણે ઘણી વખત પ્રભુનું સ્તવન કરતાં બોલ્યા હઇશું અથવા સાંભળ્યું હશે કે અહો પ્રભુ! તું મહાન્ છે, તારી ગતિ અકળ છે, તને મોટા મોટા મુનિઓ પણ વિચારથી પહોંચી શક્યા નથી ઇત્યાદિ. પરંતુ તેની અદ્‌ભુત કૃતિઓ—મ્હોટા મ્હોટા પર્વતો નિરંતર ઘુઘવતો સમુદ્ર, પ્રકાશ આપનાર મોટો તેજનો ગોળો સૂર્ય—રાત્રિનું અંધારૂં, વિજળીના ચમકારા, આ સર્વ જ્યારે આપણે જોઇએ છીએ, ત્યારે પ્રભુના મહત્વનું જોભાન આપણ-

ને થાય છે તેવું કોઈ પણ કાળે થતું નથી; અને સેહેજ પણ થતું હશે તો તેના ઉપર વિચાર કરવાની આપણે કદિ તકલીફ લેતા નથી.

ઉપર કહેલી અને બીજી પરમ કૃપાળુ પરમેશ્વરની કૃતિઓ સંપૂર્ણ રીતે તો આપણાથી સમજી શકાયજ નહિ, અને એજ આપણાં આયુષ્યનું અલ્પત્વ સિદ્ધ કરે છે, તોપણ તે શું છે, કેમ થાય છે ઇત્યાદિ સંબંધે આપણાથી બનતો પ્રયાસ કરશું અથવા જીજ્ઞાસાજ રાખીશું તોપણ કોઈ દિવસ તેનું ખરું સ્વરૂપ સમજવા વખત આવશે.

કોઈ કહેશે કે એ જાણવાની શી જરૂર? જવાબમાં એટલુંજ કહેવું બસ થશે કે આપણી આસપાસ નાની નાની નજીવી બાબતો શું થાય છે, તે જોવા જાણવાની આપણને ઇચ્છા થાય છે; કોઈ ખેલાડી ખેલ કરતો હશે તો તે કૃત્રિમ ખેલ આપણે પૈસા આપીને જોવા જઇશું; હરકોઇને આપણે પૂછીએ છીએ કે કેમ બાઈ કંઈ નવીન? તો પછી આતો તેના કરતાં ઘણીજ વધારે આશ્ચર્યકારક બાબતો છે, તેની તપાસ કરી તેનાથી તો આપણે જાણીતા રહેવુંજ જોઇએ; વળી આ ખેલમાં કંઈ પૈસા પણ આપવા પડતા નથી અને વળી કુદરતી છે; જેમ જેને જોવાનો અને જાણવાનો વિચાર થાય તેમ મ્હોંએ માગ્યું મફત મળે છે, તો પછી તેવી પ્રભુની અદ્ભુત ચમત્કૃતિઓનું ચિન્તવન કરીશું, તો જ્ઞાન મળવા ઉપરાંત પરમેશ્વરે આપણને આપેલી શક્તિઓનો સદુપયોગ થયો કેહેવાશે, અને એ પણ એક પ્રકારે પ્રભુ સેવાજ ગણાય.

ઉનાળાની એક સ્વચ્છ અજવાળી રાત્રે **વિજ્ઞાન પ્રસાદ** અને તેની સ્ત્રી **બુદ્ધિમતી** પોતાના ઘરના આંગણામાં બેઠેલાં હતાં, અને તેમની આસપાસ તેમનો એકનો એક પુત્ર ઉત્સુક રમતો હતો. ઉત્સુકની વય હજી નાની હતી, પરંતુ તેનાં માબાપ કેળવાયેલાં હોવાથી તેને એવી રીતે ઉછેર્યો હતો કે નાનપણમાંથીજ તે ચોખ્ખું બોલતાં અને દરેક નવી બાબત વિષે પૂછપરછ કરતાં શીખ્યો હતો, અને કેળવાએલી નાના નાનાં છોકરાને પણ કેવું બનાવી શકે છે તેનું તે છોકરો ઉત્તમ દૃષ્ટાંત હતો.

રમતાં રમતાં તેની નજર ચંદ્રમા તરફ પડી, અને તેના મનમાં કંઇ વિચાર આવ્યો તેથી, તેણે તેના બાપને પૂછયું 'કાકા, આ ચાંદો ઉપર ચોડેલ છે, છતાં આરેક દિવસ પહેલાં તો તે ત્યાં હતો અને આજે ચાંદો આપણા માથા ઉપર આવ્યો તે એને કોઈ ચલાવતું હશે?

વિજ્ઞાન—ઉત્સુક, એ ચંદ્રમા ત્યાં ચોડેલો નથી. એ તો ત્યાં આકાશમાં અદ્ધર રહેલ છે.

ઉત્સુક—ત્યારે, આકાશ એ શું છે! એ અહિંથી કેટલે છેટે હશે?

વિજ્ઞાન—આકાશ એટલે ખાલી જગા: ખરેખરૂં કહીએ તો આપણીપાસેજ આ જે ખાલી જગા છે તે આકાશ કેહેવાય.

ઉત્સુક—ત્યારે તે આકાશનો રંગ વાદળી કેમ છે?

વિજ્ઞાન—કેમકે તે ખાલી જગા પર સૂર્ય, તારા ઇત્યાદિનું અમુક રીતે તેજ પડે છે તેથી તે તેવા રંગનું દેખાય છે. તેં જે કોઈ દિવસ ક્લાસમાં જોયું હોય તો, કાળાં પાટીયાં

પર કે નકશા પર તેજ એકસરખું પડતું નથી. વર્ગમાં અમુક ઠેકાણેથી જોઇશું તો તેના ઉપર તેજ એવી રીતે પડેલું હશે કે આપણે બીલકુલ નહિ દેખી શકીએ, કેમકે બધો ભાગ પ્રકાશમય-સફેત-થઇ જશે. તેવીજ રીતે આકાશ કે ખાલી જગા ઉપર તારા અને સૂર્યનું તેજ અમુક રીતે પડવાથી તેનો રંગ વાદળી જણાય છે. અને તે ખાલી જગા કરોડો ગાઉ સુધી આવેલી છે; તેથી જેમ સમુદ્ર બહુ ઉંડો હોવાથી વાદળી જણાય છે તેમ તે પણ વાદળી દેખાય છે. તેમજ સૂર્ય-ચંદ્ર અને તારા પણ તેટલેજ છેટે હોવાથી તેઓ તેમાં ચોડેલા હોય એમ લાગે છે.

ઉત્સુક—ત્યારે આ તારા-સૂર્ય-ચંદ્ર ઇત્યાદિ સર્વ અદ્ધર રહેલાં છે ? તે પડી કેમ નહિ જતાં હોય?

વિજ્ઞાન—તેઓ ત્યાં અદ્ધર રહેલા છે એટલુંજ નહિ, પરંતુ તેઓ ફરતાં જાય છે અને છતાં અદ્ધર રહે છે. તે કેમ થાય છે એ હું તને સમજાવીશ. મેં તને એક દિવસ લોહચુંબક દેખાડયું હતું, ખરૂં કે? એવાં મોટાં અને બહુ શક્તિવાળાં લોહચુંબકો જૂદી જૂદી દિશામાં ગખી, વચમાં એક લોઢાંનો નાનો ઘોડો રાખી, અમુક રીતે તેમને ઉંચાં કરવાથી તે ઘોડો પણ અદ્ધર રહી શકે છે, એવું પ્રયોગથી જણાયું છે. તે અદ્ધર રહેવાનું કારણ માત્ર એટલુંજ કે સર્વે લોહચુંબકો તેને પોતપોતાની તરફ ખેંચે છે, જેને પરિણામે તે અદ્ધર રહી શકે છે. સૂર્ય, ચંદ્ર, પૃથ્વી ઇત્યાદિમાં પણ તેમજ થાય છે. તેઓ પણ એકબીજાને પોતા તરફ ખેંચે છે તેથી સર્વે અદ્ધર રહી શકે છે, અને ફરતાં પણ જાય છે. આ ખેંચવાની શક્તિને આકર્ષણ શક્તિ ( ગુરૂત્વાકર્ષણ ) કહે છે. દરેક ચીજને પૃથ્વી પોતાની તરફ ખેંચે છે. આપણે કોઇ દડો ઉંચે ઉછાળિયે અને તે પાછો જમીન ઉપર પડે છે, તેનું કારણ પણ એજ છે. પૃથ્વી દડાને ખેંચે છે, અને દડો પૃથ્વીને ખેંચે છે; પણ પૃથ્વીનું જોર વધારે હોવાથી દડો પૃથ્વી તરફ ખેંચાય છે. કોઈ પણ ચીજનો આપણને ભાર લાગે છે તેનું કારણ પણ એજ છે. કેમકે તે ચીજને પૃથ્વી ખેંચતી હોવાથી તેની ગતિ તે તરફ હોય છે. તે ગતિને આપણે અટકાવીએ છીએ, તેથી આપણને ભાર લાગે છે. હલકી ચીજને થોડા જોસથી પૃથ્વી ખેંચે છે, તેથી તેનો ભાર આપણને નથી લાગતો, અને ભારેનો વધારે લાગે છે, કેમકે તેને વધારે જોસથી પૃથ્વી ખેંચે છે. આપણે એક પીછું અને પત્થર હાથમાંથી પડતું મૂકીશું, તો પત્થર તરત જમીન ઉપર પડી જશે અને પીંછું મોડું પડશે, કેમ કે પીંછાં કરતાં પત્થરને પૃથ્વી વધારે જોસથી ખેંચે છે, તેથી જ તેમાં ભાર વધારે છે, અને તેથી જ તે તરત નીચે પડે છે.

ઉત્સુક—તમે એમ કહ્યું કે દડો નાનો છે અને પૃથ્વી બહુ મોટી છે, તેથી પૃથ્વી તે ઘણા જોસથી ખેંચે છે, ત્યારે આ અદ્ધર રહેલો સૂર્ય તો નાનો છે છતાં તેને પૃથ્વી તાના તરફ કેમ નથી ખેંચતી ?

વિજ્ઞાન—ત્હારો સવાલ ઘણાઓને ઉઠતો હશે. પણ તેમાં કહેવાનું એટલું છે કે તું સૂર્યને આવો નાનો દેખે છે તે તેવો નાનો નથી, પણ પૃથ્વી કરતાં તો તે ઘણોજ મોટો છે. પૃથ્વી કરતાં તે સાડાબારલાખગણો મોટો છે. ચંદ્ર જો કે પૃથ્વીથી નાનો છે, તોપણ તું દેખે છે તેવડો નાનો નથી. આ તારાઓ દેખાય છે તે પણ નાના નથી. તેમાંના ઘણાખરા તો આ પૃથ્વી કરતાં અને સૂર્ય કરતાં પણ ઘણાજ મોટા છે.

ઉત્સુકઃ—ત્યારે એ સર્વ એવડાજ કેમ દેખાતા હશે?

વિજ્ઞાન—તું આંહિથી મોટો પતંગ ચગાવે છે તે ખુબ ઉંચે ચડે છે ત્યારે કેવડો દેખાય છે, વારુ?

ઉત્સુક—બરાબર, કાકા, હું હવે તે સમજી ગયો. આપણે પરામાં જે હોળી થાય છે તે છેટેથી જેમ એક નાના દીવા જેવી લાગે છે, તેમજ તેઓ પણ બહુ દૂર હોવાથી નાના દેખાતા હોવા જોઇએ.

વિજ્ઞાન—બરાબર; આ સૂર્ય પણ એક તારોજ છે, પરંતુ તે પૃથ્વીની નજીક (૪૭૦૦૦૦૦૦ ગાઉ) હઈ બીજા તારાઓના પ્રમાણમાં મોટો લાગે છે, બીજા તારાઓ અસંખ્ય ગાઉને છેટે છે તેથી તે નાના દેખાય છે.

ઉત્સુક—તે દિવસ તમે મને તારાઓ અને ગ્રહો વચ્ચે ફેર છે, એમ સમજાવ્યું હતું તે હું ભૂલી ગયો છું; તે મને ફરીથી કહોને!

વિજ્ઞાન—આકાશમાં જે તારાઓ દેખાય છે તેમાંથી કેટલાક પોતાની જગા બદલીને સૂર્યની આસપાસ ફરતા ફરે છે તેમને ગ્રહો કહે છે. અને જેઓ સ્થિર છે તેઓ તારા કહેવાય છે. વળી તારાઓને પોતાનું તેજ છે, અને ગ્રહો તો માત્ર તારાઓના તેજથી પ્રકાશે છે. આ પૃથ્વી એ એક ગ્રહ છે; ચંદ્ર પણ એ અર્થ પ્રમાણે ગ્રહ છે, પણ તે ગ્રહની આસપાસ ફરતો હોવાથી ઉપગ્રહ કહેવાય છે.

ઉત્સુક—ત્યારે પૃથ્વી પણ તમે જે ગ્રહો (મર્ક્યુરી, વીનસ, અર્થ, માર્સ, જ્યુપિટર, યુરેનસ, સૅટર્ન—નેપચ્યુન.) બતાવ્યા તેના જેવી ચળકતી અને નાની છે.

વિજ્ઞાન—તું ભૂલી ગયો કે શું! પૃથ્વી ચળકતી માત્ર દિવસે હોય, તે સૂર્યના તેજથી પ્રકાશે છે એ મેં તને કહ્યું છે. હવે, તું તે ગ્રહોને ચળકતા ક્યારે દેખે છે!

ઉત્સુક—રાત્રે, જ્યારે સૂર્ય નથી પ્રકાશતો ત્યારે.

વિજ્ઞાન—બરાબર તેવીજ રીતે તે ગ્રહો ઉપરથી પણ સૂર્ય ન પ્રકાશતો હોય ત્યારે જો જોયું હોય (એટલે કે ત્યાં રાત્રિ હોય ત્યારે) તો ત્યાંથી આપણી પૃથ્વી એવીજ નાની અને એવીજ ચળકતી લાગે. કેમ કે જે વખતે ત્યાં રાત હોય તે વખતે પૃથ્વીપરના જે અરધા ભાગ ઉપર દિવસ હોય, તે અર્ધો ભાગ તે ગ્રહો ઉપરથી ચળકતો લાગે.

ઉત્સુક—મને આ ઉપરથી એક પ્રશ્ન ઉઠે છે કે ત્યારે રાત્રિ દિવસ કેવી રીતે થતાં હશે! પણ વચમાં જરા હું તમને પુછી લઉં? આ સર્વ તારાઓ અને ગ્રહો દિવસે કેમ નહિ દેખાતા હોય?

વિજ્ઞાન—એતો બહુ સેહેલું છે. કાલ બપોરે તું એક કામ કરજે. તું એક દીવો લઇને તડકામાં મુકજે, અને પછી જોજે કે તે દીવાનો પ્રકાશ કેટલો પડે છે.

ઉત્સુક—તેનો પ્રકાશ તો બીલકુલ ન પડે; અગાઉથી ખબર ન હોય તો તે દીવો છેટેથી દેખાય પણ નહિ, કેમકે સૂર્યનો પ્રકાશ ઘણો તેથી તેમાં તે દેખાતો નથી.

વિજ્ઞાન—તેજ પ્રમાણે તારાઓ પણ સૂર્યના અગાધ તેજમાં અદ્રશ્ય થઇ જાય છે. તેઓ તો જ્યાં છે ત્યાંને ત્યાં છે પરંતુ સૂર્યના પ્રકાશને લઇને દિવસે દેખાતા નથી.

રાત્રિ દિવસ કેવી રીતે થાય છે તે પ્રશ્ન સમજવાને હજી તારે કેટલુંક જ્ઞાન મેળવવું પડશે, પછી તું તે સમજી શકીશ. આજે તો આપણે બંધ રાખીએ. (અપૂર્ણ.)

સાકરલાલ મોતીલાલ વછરાજાની. બી. એ.

# વાર્તાલહરી.

## કુમુદા.

### પ્રકરણ ૧ લું.

#### આણંદનું કવોરન્ટાઇન.

" બસ, તમારી પાસે પાસ હશે તોપણ ચોવીસ કલાકનો અહીં તમારે રૂહેવુંજ પડશે."

" પણ સાહેબ! મ્હારી પાસે ડાકટરનું સર્ટીફિકેટ છે તે છતાં?"

" ગમે તેમ હોય. મરકીવાળા શહેરમાંથી તમે આવો છો, તેથી સર્ટીફિકેટ હશે તો પણ ચોવીસ કલાક પહેલાં તમારાથી અહીંથી જઈ શકાશે નહિ, સમજ્યા કે?"

ત્રાસદાયક મરકી મુંબાઇમાં ફાટી નીકળેલી હોવાથી આપણી વાર્તાનો નાયક ચંદ્રશંકર મુંબાઇથી પોતાને ઘેર જવા નીકળ્યો હતો. રસ્તામાં આણંદનું કવોરન્ટાઇન છે, એમ તેને ખબર હતી, તેથી તેણે પોતાની કોલેજના ડાકટર પાસેથી પાસ મેળવ્યો હતો. પણ આ સમયે મરકી પહેલવહેલી શરૂ થઇ હોવાથી જ્યાં ત્યાં કવોરન્ટાઇનની સખ્તાઇ વિશેષ ચાલતી હતી, અને તેનો લાભ લેવા ત્યાં નીમાયલા અમલદારો ચુકતા નહોતા. ચંદ્રશંકર આ બધું જાણતો હતો, છતાં " સત્તાની પાસે શાણપણ શા કામનું?" એ કહેવતને અનુસરીને આ સમયે કંઇપિણ વધારે બોલ્યા વિના પ્લેગ ઓફીસરનો હુકમ માનીને લોકોના ટોળામાં તે ચાલવા મંડ્યો. કવોરન્ટાઇન આવ્યું. બધા લોકો પોતપોતાનો સામાન મુકીને બેઠા. ચંદ્રશંકર પણ એક સારી જગ્યા શોધી કહાડી પોતાની પેટી ઉપર હાથ અઢેલીને ચોવીશ કલાક કેવી રીતે ગાળવા તેનો વિચાર કરતો બેઠો. ત્યાં રહેલા બીજા મનુષ્યો એક બીજા સાથે નવી નવી ઓળખાણ કાઢીને ગપાટા મારતા હતા, તેમની સાથે વાત કરીને નકામો વખત ગાળવાનું તેને ગમ્યું નહિ તેથી, પેટી ઉઘાડી " હૃદયવીણા " કાઢી વાંચવા બેઠો. થોડોક વખત ગયો નહિ એટલામાં " દોડો! દોડો! કાઢો! કાઢો! મ્હારો ન્હાનો ભાઇ કુવામાં પડી ગયો!!" એવો તીવ્ર પણ કોમળ આર્તસ્વર તેના કાને આવ્યો. ચંદ્રશંકર ઝબક્યો, અને એકદમ ચોપડી મુકી દઇને દોડ્યો. સ્હામેના કુવા ઉપર એક બાળા રડતી રડતી અંદર કુવામાં જોતી હતી. ચંદ્રશંકર તેની પાસેથી રડવાનું કારણ જાણી, જલદીથી વીશીવાળા પાસેથી દોરડું લઈ આવ્યો, અને બીજા માણસને પોતાની મદદે બોલાવીને તે ઝટપટ કુવામાં ઉતરી પડ્યો. તેનું શરીર સારી રીતે કસાયલું હોવાથી કુવામાં ઉતરતાં તેને અડચણ પડી નહિ. ઝપાટાબંધ ડુબકી મારીને તેણે છોકરાને બાથમાં લીધો. કુવા ઉપર ડોકીયાં કરનારા માણસો, અને પેલી બાળા, છોકરાને નીકળેલો જોઇ ખુશી થયાં. કુવામાંથી છોકરાને લઇ જ્યારે ચંદ્રશંકર બહાર આવ્યો, ત્યારે " શાબાશ છે! શાબાશ છે!" કરી બધા લોકોએ તેને વધાવી લીધો. પેલી બાળા ઉપકારથી રડતી રડતી

ગળગળી થઇ ગઈ. તેનાથી બોલાયું નહિ. આંસુ ભરેલી દયામણી ડોકીથી પોતા ઉપર થયેલો ઉપકાર દર્શાવીને, તેણે તેના ભાઇને ચંદ્રશંકર પાસેથી લીધો, અને છાતી સરસો ચાંપીને તે રડતાં રડતાં બોલી. "વિહારી! વ્હાલા ભાઈ! આ સદ્‍ગૃહસ્થ જો ન હોતતો હું... કાકાભાઇને શું મ્હોડું બતાવત!! બાપુ!!" તેનાથી વધારે બોલાયું નહિ; અને તે મોટેથી રડી પડી. ચંદ્રશંકરે અને બીજા બધા લોકોએ તેને છાની રાખી. "તમારો ઉપકાર મ્હારાથી વળાય એમ નથી. અમારી સાથે સીતારામ હતા તે બ્હાર ગયા છે, એટલે તમને તસ્દી આપવી પડી તે માફ કરશો. મ્હારા કાકાભાઇને આ બધી હકીકત કહીશ, ને તે તમારા ઉપરકારનો બદલો વાળ્યા વિના રહેશે નહિ." તે થોડીવાર પછી બોલી.

એટલામાં સીતારામ ભૈયો આવ્યો. વિહારીને માટે ખાવાનું લેવા તે ગયો હતો. કુમુદાએ તેને બધી હકીકતથી વાકેફ કર્યો, તેથી ચંદ્રશંકર પાસે જઇને તેણે તેનો ઉપકાર માન્યો. ચંદ્રશંકરે તેને પુછ્યું "તમારા શેઠ ક્યાં રહે છે ?"

"અહમદાબાદમેં, સાહેબ! હમારા શેઠકા નામ પાર્વતીશંકર હે, ઓ બડા ન્યાયાધીસ સાહેબ હે."

"શું પાર્વતીશંકર તમારા પિતા થાય છે ?" કુમુદાની સામું જોઇ ચંદ્રશંકર બોલ્યો.

"હાજી, આપ એમને ઓળખો છો ?" ધીમેથી કુમુદા બોલી.

"શા માટે નહિ ? તેમને અને મ્હારા પિતાને સારો સમ્બન્ધ છે, અને હું પણ અમદાવાદ જાઉં છું."

એટલામાં ડાકટર સાહેબની ગાડી આવી. બધા લોકો નાડ બતાવવાને સજ્જ થઈ ગયા. આ દિવસોમાં સપ્લાઇ ઘણી ચાલતી હતી, તેથી જો જરાક શરીર ઉનું હોય તો તુરત તે માણસને છાપરીમાં લઈ જવાનો હુકમ થતો હતો. ! ! !

"છોકરી ! ત્હારૂં શરીર ઉનું છે. તને તાવ આવ્યો જણાય છે તેથી ત્હારે છાપરીમાં જવું પડશે, અને સારૂં થાય ત્યાં સુધી ત્હારે ત્યાં રહેવું પડશે."

ગરીબ બિચારી કુમુદા! વીહારી કુવામાં પડી ગયો, તેની ધાસ્તીથી તે ગભરાઈ ગયેલી હતી, અને તેના મુખની મુદ્રા જરાક મ્લાન થયેલી લાગતી હતી. ડાકટર સાહેબનાં આ વચન સાંભળી કુમુદા તો આભી બની ગઈ. ત્યાં સીતારામ ભૈયો ખળભળી ઉઠયો કે "હેં ક્યા ડાકટર સાહેબ! કુછભી તપ નહિ આયા હે"

"ક્યા ? ડાકટર સાહેબકુ સામને બોલતે હો ? ચલે જાઓ." ડાકટર સાહેબનો પટાવાળો વચમાં બોલી ઉઠ્યો.

પટાવાળાના બોલવાથી ભૈયો તો ચડી ગયો, ને તેને મારવા દોડ્યો. "ક્યા? ક્યા?" કરતા બન્ને જણું કુસ્તી કરવાનું શરૂ કરતા હતા, ત્યાં ચંદ્રશંકર અને બીજા લોકોએ વચમાં પડી તેમને શાંત કર્યા. ડાકટર સાહેબને ચંદ્રશંકરે ઇંગ્રેજીમાં વાત કરીને સમજાવ્યું કે "આ છોકરી ગભરાઇ ગયેલી છે બીજું એને કંઇ નથી". એટલે તે શાંત પડયા; ને પછી બીજા બધા લોકોની નાડ તપાસી બેત્રણ જણને છાપરીમાં મોકલાવીને પોતાની ગાડીમાં બેસીને ઉપડયા. તેમના ગયા પછી જેમને છાપરીમાં મોકલ્યા હતા તે સમ્બન્ધી લોકોમાં ચર્ચા ચાલી રહી હતી, અને પોતે સપડાઇ ગયા નહિ. તેથી પોતાની બડાશ હાંકતાં હતા.

(અપૂર્ણ.)

રૂ. હ. પંડિત, બન્ધુ સમાજ.

# સમય તરંગ.

**સ્ત્રી કેળવણીની વૃદ્ધિ**—ભરૂચ મ્યુનિસિપાલિટી તરફથી મુસલમાન છોકરીઓ માટે ઉઘાડવામાં આવેલી કન્યાશાળામાં નિશાળના ઠરાવેલા વખત પ્હેલા કુરાનનું શિક્ષણ આપવાની સરકારી કેળવણી ખાતાએ પરવાનગી આપી છે.

જુનાગઢમાં લાડડી બીબી કન્યાશાળાનું નવું મકાન ખુલ્લું મુકવાની ક્રિયા કરવાનો મેળાવડો ગઈ તા. ૧૦ મી સાંજે શાહજાદા શ્રી શેર જુમાખાનજીનાં પ્રમુખપણાં હેઠળ થયો હતો. તે વખતે વાંચવામાં આવેલા રીપોર્ટમાં જણાવ્યું હતું કે સ્ત્રીકેળવણીની બાબતમાં કાઠીયાવાડના સંસ્થાનોમાં જુનાગઢ સ્ટેટ પ્રથમ દરજ્જો ધરાવે છે. હાલ સ્ટેટમાં ૧૪ કન્યાશાળાઓ છે, અને ૧૦૩૩ કન્યાઓ ભણે છે. શાહજાદાએ સ્ત્રીકેળવણીમાં, ને તેમાં ખાસ કરીને મુસલમાન સ્ત્રીકેળવણીમાં વૃદ્ધિ થયેલી જોવાની, પોતાની તેમજ નવાબ સાવાબ સાહેબની ઘણી ખાયેશ છે, એમ લોકોને જણાવી તે તરફ વધારે ધ્યાન આપવા તેમને સૂચવ્યું હતું.

અમદાવાદના શેઠ ચુનીલાલ નગીનદાસ ચીનાઇવાળાએ પોતાનાં માતુશ્રી જડાવની યાદમાં ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને રૂ. ૫૦૦ ની રકમ તેના વ્યાજમાંથી દર વર્ષે પોતાની દશા દીશાવાળ વણિક કોમની અભ્યાસ કરતી છોકરીને ઇનામ આપવાને સોંપી છે.

**જેપાનીઝ સ્ત્રીઓનું દેશાભિમાન**—તાહાસાકી શહેરની એક સ્ત્રીના છોકરાએ થોડા વખતપર રૂશિઆ સાથેની લડાઈમાં જેપાનીઝ લશ્કરમાં દાખલ થવા ઇચ્છા બતાવી હતી, ત્યારે ત્યાંના સત્તાવાળાઓએ એવું કારણ બતાવી તેને ના પાડી હતી કે તેના એકલા ઉપરજ તેની માતાના ભરણ પોષણનો આધાર હતો. તેની માતાના જાણવામાં આ વાત આવતાં તેણે આપઘાત કર્યો હતો, અને મરતા આગાઉ તેણે એક પત્રથી જણાવ્યું હતું, કે 'મારો દીકરો લશ્કરમાં લડાઇ માટે દાખલ થઇ શકે તે માટે મેં આપઘાત કર્યો છે.

**લોર્ડ ડફરિન ફંડનો રિપોર્ટ**—જનાનામાં રહેતી તેમ બીજી હિંદુસ્થાનની સ્ત્રીઓને દાક્તરી મદદ પુરી પાડવા માટે સ્થાપવામાં આવેલા લોર્ડ ડફરિન ફંડના ઓગણીસમા વર્ષના બહાર પડેલા રિપોર્ટ પરથી જણાય છે કે, હિંદુસ્થાનમાં સ્ત્રીઓ માટેનાં દવાખાનાં અને ખાસ વોર્ડોની સંખ્યા ૨૬૦ છે, જેમાંનો મોટો ભાગ એ ફંડને હસ્તક છે. ફંડને હસ્તક જે ખાતા છે તેની એકંદર કિંમત રૂ ૩૫૪૩૦૦૦ જેટલી આંકવામાં આવે છે. રિપોર્ટવાળા વર્ષમાં ઉપલાં ખાતાંઓમાં તેમ જ લોકોને ઘેર ૧૭૯૨૫૩૭ બાઇની સારવાર કરવામાં આવી હતી. આ મંડળ તરફથી ૪૧ બાનુ દાક્તરો, ૭૮ મદદનીશ સરજનો (શસ્ત્રવૈદ્ય) અને ૨૫૬ ઑસ્પીટલ એસિસ્ટંટો ઉપરાંત સંખ્યાબંધ સુયાણીઓ અને પરિચારિકાઓ (નર્સ) રોકવામાં આવી છે. મંડળના આશ્રયથી જૂદા જૂદા પ્રાંતોની કોલેજો અને શાળાઓમાં ૪૯૦ બાઇઓ વૈદકનો અભ્યાસ કરે છે. મંડળની સ્થાપના પછી અત્યાર [illegible] તેની આવક રૂ. ૧૨૩૮૦૦૦ જેટલી થઇ છે. આ ઉપરાંત મર્હૂમ મહારાણીશ્રીના નામથી સ્કોલરશિપો સ્થાપવાના ફંડ માટે સાત લાખ રૂપિયા જૂદા મળ્યા છે.

Registered No. B 436

# સુન્દરીસુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु

( પ્રસન્ન દેવતા રૂદે, નર્યાં પામે સન્માન સુન્દરી )

સર્વ રીતે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક


પુસ્તક ૧ }
અંક ૧૧ }

પ્રકાશક,
બન્ધુસમાજ.

{ ઈસ ૧૯૦૪ જુલાઈ
{ વિસં ૧૯૬૦ અષાડ


વિષયસૂચન



વાર્ષિક લવાજમ એક રૂપિયો ટપાલ ખર્ચ ત્રણ આના

---

અમદાવાદ—યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કમ્પનિ, લિમિટેડ

# સુન્દરી સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો, "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વરૈથ થાય, શરીરે બલવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા 'શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાલકવર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધવર્ગની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઈ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર્ વિલાસોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઇ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે, અને અન્તે સ્વદેશમાં હૃદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે:—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજાવિના રાજ્ય નથી...... "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૧ લું.] ઈ. સ. ૧૯૦૪. જુલાઈ—બીજો જેઠ, અષાઢ. વિ.સં. ૧૯૬૦. [અંક ૧૧ મો.

## કાવ્યકુંજ.

૧

### ગોપિકા.

વસન્તતિલકા.

દોહી રૂપાળી મધુરી સુજં ગાવડીયું,
ને દૂધડાં મિઠલડાં ભરી તામડીયું;
ચારો નીરી, ધણમહિં મુકી ધેન, ચાલી,
જાશું ફેડાં જળ હવે જમનાંજે, આલી !

સાહેલીસાથે સરખો, ઠીક જોડ જામી,
આનન્દ ગોઠડી મિઠી પનઘટ પામી;
માંજ્યાં, સુનેરી દીપતાં શિર, બેડલાં આ,
ને પાણીડાં ભરી વળ્યાં ઘર સર્વ જાવા.

રાંધ્યું, ઉન્હું ઉન્હું ધર્યું પકવાન બાણે,
ઠાકોરથાળ પીરશી; મન મોજ માણે,—
ખાધાં પીધાં, શયન સેજ લીધાં; થઈ ત્યાં;
જવાની વેળ લઈ ગોરસ વેચવાનાં.

ઝૂલે ખિલી નવલી સુન્દર મંજરીઓ,
ડોલે પરાગ ઝરતી ફુલ પાંદડીઓ;
વૃન્દાવને ઝઝુમતી નદી તીર કુંજેઃ—
ક્યાંથી મધુર સ્વર?—શા વનભેદી ગુંજ્યો!

કોયેલ ગીતડું શમ્યું, મનવેગ કંપ્યા,
ગાયો અને હરણિયાં બરહેર થંભ્યાં;
વાયે રસીલી અમિ રેલતી વાંસળી જ્યાં,
ગોપાલ બાલ, ઉર આ સરી જાતું ત્યાં ત્યાં.

(સંસાર ઉપવનમાં ગૃહકુંજ શોભે,
કર્તવ્યધેનુ પય અમૃત શું મધુ દે;
પ્રીતિપનોતું શુભ સ્નેહી-કુટુમ્બ રાજે.—
ત્યાંયે સદા સતીહૃદે પતિવેણુ ગાજે.)

ખેલ્યાં બધાં વિવિધ રાસલીલા અનેરી,
ચન્દા ઢળી; સખીરી! વેળ વીતી ઘણેરી;
હેતું ન હોય બનતું થિર, સૂર પેલો,
ઘુમ્યાં કરે જીવન ડોલતી વાંસળીનો!

સુમન્ત.

## ૨

## હાલરડું.

પોઢોને વ્હાલા કુંવર કનૈયા ધીર,
છાનો રહેને હૈયા કેરા હીર;
ચાંદલીયો, બાઈ? ક્યમ કરી લાવું,
તું છે મારો ચાંદલીયો હો વીર. પોઢોને ૧

ચાંદલિયો તો વ્યોમે વસતો,
ત્હારે ચાંદલીયા કેરી શી પેર:
વીરા તું? ચાંદલીઓ આપણે ઘેર,
દાંચોજે દીચાવું સારી રેણ.

# વર્તમાન રંગ.

**સ્ત્રીકેળવણી:**—'કેળવણી' માસિક (વડોદરા) આ સર્વમાન્ય મહત્વના વિષય તરફ વાચકોનું લક્ષ દોરતાં જણાવે છે કે, "આપણામાં મુખ્ય કરીને હમણાં એ પ્રકારની ખામીઓ બતાવવામાં આવે છે;—સામાજિક સુધારણામાં અશક્તિ અને નૈતિક કેળવણીની ખામી. આવી ખામીઓ પૂરી પાડવાને હાલની ઉછરતી પ્રજાને યોગ્ય કેળવણી આપવાના યત્ન કરવામાં આવે છે. સામાજિક સુધારણા કરવામાં પુરૂષો કરતાં સ્ત્રીઓ મુખ્ય ભાગ બજાવી શકે એવું આપણું સામાજિક બંધન છે માટે સ્ત્રી કેળવણીની વિશેષ અગત્ય ગણવામાં આવે છે. સ્ત્રી કેળવણીની અગત્ય વિષે તો હવે મત જેવું કાંઈ જણાતું નથી. માત્ર તેમને કેળવણી કેવી આપવી તે વિચારવા જેવું છે. "શ્રીમન્ત મહારાજા ગાયકવાડના તે બાબત ઉપરના વિચાર આપતાં તે લખે છે કે, "પુરૂષો કરતાં સ્ત્રીઓ મોટી સંખ્યામાં કેળવાયલી થાય તો હાલના સંસારમાં મોટા ફેરફાર થઇ જાય, કે જે ફેરફાર પુરૂષો કેળવાયલા છતાં કરી શકતા નથી. આપણા હાલના સમાજના મોટા ભાગ તરફ દૃષ્ટિ કરતાં એવું નજરે આવે છે કે ઘર સંસારમાં બહુધા સ્ત્રીઓની માન્યતા વિશેષ હોય છે; કેટલેક ઠેકાણે તો સ્ત્રીઓનું પ્રાબલ્ય વિશેષ હોઇને પુરૂષો અકિંચિત્કર હોય છે, અને તેજ કારણથી સ્ત્રીઓ જે સુધારણા કરવા ઇચ્છતી હોય તે કરવામાં પુરૂષો કરતાં વહેલી ફતેહમંદ થવાનો સંભવ છે. સ્ત્રીકેળવણી ઉપર ખાસ ધ્યાન આપવા શા માટે અગત્ય છે તે આપણને આ ઉપરથી સમજાય છે." આગળ ચાલતાં તે પત્ર જણાવે છે કે, વિદ્યાની અને સુધારણાની અસર પુરૂષો કરતાં સ્ત્રીઓપર જેમ વહેલી થશે તેમ સામાજિક સુધારણામાં આપણે જલદી આગળ વધીશુ એમાં સંદેહ નથી. બાબુ પ્રતાપચંદ્ર મુઝુમદાર, કલકત્તા રિવ્યુના એપ્રિલના અંકમાં (બંગાળામાં સ્ત્રી કેળવણીની સ્થિતિ વિષે) લખે છે કે, સ્ત્રી કેળવણીનો વધારો ઘણોજ થયો છે, અને તેને લીધે સ્ત્રીઓ હવે ઝનાનાનો રિવાજ કમી કરતી જાય છે; કોઈ સ્ત્રી લખી વાંચી જાણતી ન હોય તો તેની યોગ્યતા કમી સમજવામાં આવે છે; હિંદુ સ્ત્રીઓની ગણના હવે દાસી જેવી થતી નથી; સમાજ તરફ પોતાના શા ધર્મ છે તેની સમજણ તેમનામાં કાંઈક આવવા લાગી છે ઇત્યાદિ."

આ વિષય ઘણો મનન કરવા લાયક છે; "કેળવણી"ના વિદ્વાન્ તન્ત્રીએ જે બે સવાલના નિરાકરણથી આપણી ખામીઓ દૂર થવાનું સંભવિત જણાવ્યું છે, તેમાં અમારા નમ્ર અભિપ્રાય પ્રમાણે કેળવણીનો સંપૂર્ણ રીતે વિજય કરી શકે તેવું એક ખાસ પ્રમુખ તત્વ આવી શકતું નથી; અને તે ધાર્મિક કેળવણી છે; એ કેળવણીના ઉપરજ નૈતિક કેળવણીનાં મૂળને દૃઢ કરવાનો ખાસ આધાર છે એ વાત પણ આપણે અહિં ભૂલી જવી જોઇતી નથી.

**નવું અને જુનું**—યુરોપીયન સુધારાને સર્વાંશે આપણામાં દાખલ કરવો, પોશાક વગેરેમાં વિદેશીઓનું અનુકરણ કરવું એ પ્રતાપચન્દ્ર મુઝુમદાર પસંદ કરતા નથી. 'કેળ-

વણી'ના તન્ત્રી લખે છે કે "અમે પણ કહીએ છીએ કે નવું તેટલું બધું સારૂં અને જૂનું તેટલું બધુંજ ખોટું, અગર જૂનું તે બધું ખોટું અને નવું તે બધું સારૂં, એવી માન્યતા તેમનામાં દાખલ ન થાય તેની સંભાળ રાખવી જોઇએ. **શ્રીમંત મહારાજા સાહેબ** પોતાના એક ભાષણમાં આવી બાબત વિષે જે જણાવે છે તે અહિં બરોબર લાગુ પડે છે. તેઓ કહે છે કે,—"યુરોપિયન રીતભાત યુરોપમાં ફતેહમંદ નીવડી છે માટે આપણે અહીં પણ તે લાગુ કરી દેવાની ઉતાવળ કરવાની હું ભલામણ નથી કરતો. હું એમ નથી માનતો કે જૂના રિવાજ બધાજ તુચ્છ છે, અને એમ પણ નથી માનતો કે તે જૂના છે માટે ઉત્તમ છે. આપણે એક કસોટીના પાષાણુની જરૂર છે કે જેના યોગથી ખરૂં સોનું કયું છે, અને અજ્ઞાનપણાના બોજવાળા વહેમ તેમાં કયા કયા ભળેલા છે તે પારખી શકીએ. આવી કસોટીનો પાષાણ તે **કેળવણી** અને તે આપણે સ્ત્રીઓને પેદા કરી આપવો જોઇએ."

**સ્ત્રીઓની ખાસ જરૂરિયાત**—'સેન્ટ્રલ હિંન્દુ કૉલેજ મૅગેઝિન' (બનારસ)માં આ વિષય તરફ લક્ષ દોરતાં સ્ત્રીઓની પ્રાચીન સ્થિતિ ત્હેમને પાછી પ્રાપ્ત થાય, ગૃહિણી, પત્ની, માતા તરીકેની પોતાની મહાન ફરજોનું ત્હેમને સત્ય જ્ઞાન થાય, તેટલા સારૂ એક અમુક પદ્ધતિસર ચલાવવામાં આવતી '**પત્ની–શાળા**'ની જરૂરિયાત છે પણ ત્હેવી કોઈ પણ સંસ્થાના અભાવે એક લેખક જણાવે છે કે, હાલ એ એ ઘણુંજ ઉપયોગનું છે કે પતિએ પત્નીને પોતે કેળવણી આપવી; કારણ કેળવાયલી પત્ની થયા શિવાય તે પોતાની પુત્રીઓને શિક્ષણ આપી શકશે નહિ. આ પ્રમાણે શિક્ષણ મળે તો તે પુત્રીઓ પોતાનાં સંતાનને કેળવી શકશે અને એમને એમ કેળવાયલી સ્ત્રીઓની પ્રજા ઉત્પન્ન થયે જશે." આ લેખની ધારણા પ્રમાણે નીચેના વિષયો પત્ની શિક્ષણ માટે આવશ્ય છે: (૧) જે ભાષામાં ધર્મશાસ્ત્રો લખાયલાં છે તે, અર્થાત્ ઝંદ, અરબ્બી, વગેરે સંસ્કૃત; (૨) દેશી ભાષા, અર્થાત્ ગુજરાતી, હિન્દી, મરાઠી, વગેરે; (૩) ભરતાં, શીવતાં, ગુથતાં; આરોગ્ય વિદ્યા; (૫) માંદાની માવજત કરતાં, (૬) ગૃહવ્યવહાર કરકસરથી ચલાવતાં; (૭) હિસાબ; (૮) રાંધતાં; (૯) ગાયન; અને (૧૦) ચિત્રકળા."—આ ગૃહશિક્ષણનાં સાધનોમાં પણ નૈતિક અને ધાર્મિક કેળવણી આપવાનાં ખાસ જરૂરનાં સાધનો દર્શાવાયલાં નથી. સંસ્કૃત અથવા ત્હેવી બીજી ભાષાઓનો અભ્યાસજ માત્ર વિદ્યાર્થીને ધર્મ શ્રદ્ધા આપી શકે એમ માનવું અમને ભૂલ ભરેલું લાગે છે. ગૃહશિક્ષણમાં એક મહત્વનો વિષય સદ્વર્તન છે. જે ઉપર નિશાળોમાં પુરતું લક્ષ આપી શકાય તેમ નથી, અને ઘેર કેળવણી આપતાં તેમ સંપૂર્ણ રીતે બની શકશે, જીવનમાં ધર્મનાં ઉંડા તત્વો ઉતારવાં, અને સદાચારમાં અભ્યાસકોને પ્રેરવાં, એ રાત દિવસ લગભગ સાથેજ રહેનારથી જેટલું બની શકે ત્હેનો એક અંશ પણ માત્ર શાળાઓમાંજ વિદ્યાર્થીઓના સહવાસમાં આવતા શિક્ષકોથી બની શકે નહિં, એ સ્વાભાવિક છે.—ઉપર જણાવેલાં સાધનોની બાબતમાં ગમે તેટલો મત હોય, તોપણ સુશિક્ષિત પતિઓએ પોતાની પત્નીઓની કેળવણીનું કામ પોતાને માથે લેવું એ મહાન ફરજ અદા કરેથી, તેઓ સર્વ રીતે પોતાનું તેમજ દેશનું કલ્યાણ કરી શકશે, એ નિર્વિવાદ છે.

# રમણીમણિમાલા.

## સ્ત્રીલેખ.

( લખનાર—કુમારી લીલા. )

### અનુકરણીય સ્ત્રીજીવનચરિત્ર.

રાજ્ય કરનાર સ્ત્રી—અહલ્યાબાઇ હોલ્કર ( ઇ. સ. ૧૭૬૬—૧૭૯૫ )

( મરાઠી ઉપરથી ભાષાન્તર. )

અહલ્યાબાઈ હોલ્કરની કીર્તિ આખા હિંદુસ્થાનમાં છે. આ સાધ્વીના નામની જેને ખબર નથી એવો પુરૂષ ક્વચિતજ જડશે. આપણી ભારત ભૂમિમાં એવો એકે ભાગ નથી જ્યાં તેની ઉદારતાનું કે ભૂતદયાનું કે ધાર્મિકતાનું એક પણ ચિન્હ નહિ હોય. દક્ષિણમાં રામેશ્વરથી તે છેક ઉત્તરે બદરીકેદારેશ્વર સુધીમાં જે જે પ્રસિદ્ધ ક્ષેત્રો તથા તથા પુણ્યસ્થાનો છે તે તે ઠેકાણે અહલ્યાબાઇનાં કાંઇપણ કૃત્યો અથવા તેણે દીધેલી જમીન છે. ક્યાંક તળાવો ઈત્યાદિ ધર્મ કૃત્યો તેણે કરેલાં છે; કોઇક ઠેકાણે તેણે અન્નક્ષેત્રો તથા સદાવતો બાંધેલા છે. કેટલેક ઠેકાણે તેણે દેવસ્થાનોને ઇનામો વિગેરે આપેલાં છે. હવે જે સ્ત્રી આટલી પ્રસિદ્ધ છે તેના ગુણોનું વર્ણન કરવું એ યોગ્યજ છે.

અહલ્યાબાઈ, મલ્હારરાવ હોલ્કરના દીકરા ખંડેરાવની અર્ધાંગના થાય. અહલ્યાબાઈ જ્યારે એકવિસ વરસની હતી ત્યારે તેના પતિ પરલોક વાસી થયા. તેને માલેરાવ નામે એક ઉદ્ધત પુત્ર હતો, તે એક પાત્રમાં થોડું દ્રવ્ય તથા વીંછી નાંખીને, લોભી તથા ગરીબ બ્રાહ્મણોને અંદરનું દ્રવ્ય લેવા કહેતો; જ્યારે તેઓ અંદર હાથ નાખતા ત્યારે વીંછી તેઓને ડંખ મારતા અને તેથી કરીને જ્યારે તેઓને વેદના થતી ત્યારે તે દુષ્ટ પુત્ર હાસ્ય કરીને તેઓની મજા કરતો. અહલ્યાબાઈ બ્રાહ્મણોને ઘણાજ પુજ્ય માનતી. તે પોતાના પુત્રને તેનાં દુષ્ટ કૃત્યો માટે રાક્ષસ કહેતી—આ પુત્ર ઘણા દીવસ રહ્યો નહિ.

એક વખત એમ બન્યું કે, રાઘોબા પેશ્વાએ માલેરાવની પત્નીને દત્તક પુત્ર આપવાની બાબતમાં અભિમાનથી વિરૂદ્ધ થઇને પોતાના દેશ ઉપર ચડી આવવાનો નિશ્ચય કર્યો છે, એમ અહલ્યાબાઇને ખબર પડી. પરંતુ તે ઘણી ધૈર્યવાન અને દૃઢ નિશ્ચયવાળી સ્ત્રી હતી. તેણે ધીરજ છોડયા વિના રાઘોબાને એમ કહી મોકલાવ્યું કે " આપ મ્હારા દેશ ઉપર ચડી આવો તે પહેલાં પુરતો વિચાર કરશો. સ્વારી કરી આપ મારો પરાભવ ક-

રશે તેથી મને કંઈ ખોટું લાગવાનું નથી, કારણ કે ગમેતેમ તોપણ હું સ્ત્રી જાત, અને સ્ત્રીનો પરાભવ કરવો એ આપના જેવા શૂર તથા પ્રતાપી સરદારને મોટું ભૂષણ છે એમ નથી. પરંતુ દૈવયોગે મ્હારી સેના આપનો પરાભવ કરશે તો માત્ર લોક શું કહેશે તેનો પુર્ણ વિચાર કરવો." આ ઉત્તર સાંભળીને રાઘોબાએ સ્વારીનો વિચાર માંડી વાળ્યો.

અહલ્યાબાઈ પોતાની પ્રજા પાસેથી કર નિયમસર લેતી તથા ગરાસીઆ કે ભાયાતોના હકનું ઘણી સંભાળથી રક્ષણ કરતી. ન્યાય ચુકવવાનું કામ ત્હેણે પંચને સોંપ્યું હતું એ વાત જો કે ખરી, તો પણ લોકોની ફરીયાદ તે પોતેજ સાંભળતી. ગમે તે વખતે હરકોઇ માણસને તેની મુલાકાત લેવાની છુટ હતી. ન્યાય કરવો એ આપણું કર્ત્તવ્ય છે, અન્યાય કરીશું તો આપણને પાપ લાગશે એમ તે બરાબર સમજતી, અને એ રીતે તે નિત્ય વર્તતી.

રાજ્યકારભારનું કામ પુરૂં કરીને જે વખત મળતો તેને તે સાધ્વી ઇશ્વર-ભજનમાં તથા પુણ્ય કર્મમાં વ્યતીત કરતી. ને વારંવાર કહેતી કે "અધિકારના બળથી જે કૃત્ય હું કરૂં છું, તેનો હિસાબ મારે પ્રભુ પાસે આપવો પડશે." કોઇ અપરાધીને દેહાન્ત શાસન કરવા માટે તેના મંત્રિઓ તેને કહેતા ત્યારે તે તેઓને ઉત્તર આપતી કે ભાઈઓ ! આપણે પોતે પણ મનુષ્ય છીએ, આપણે પણ મરવું છે, ત્યારે પરમેશ્વરે ઉત્પન્ન કરેલા પ્રાણીઓનો જીવ આપણે કેમ લઇએ ?

અહલ્યાબાઈ પ્રભાતે બે ઘટિકા રાત્રી રહે ત્યારે ઉઠીને પ્રભુનું નામ સ્મરણ કરતી. પછી સ્નાન કરીને દેવધર્મ કરતી. પછી પુરાણ સાંભળવા બેસતી. ત્યારપછી તે બ્રાહ્મણોને નિત્ય દાન તથા સિધા દેતી-આટલું પુરૂં કરીને તે ભોજન કરતી તે જો કે જાતની શુદ્ર હતી તો પણ મદ્યમાંસ ખાતી ન હતી. ભોજન કર્યા પછી થોડાંક સ્તોત્રો ગાઈને તે થોડો વખત આડું પડખું કરતી. પછી ઉઠીને પોષાક પ્હેરીને કચેરીમાં જતી. ત્યાં તે સૂર્યાસ્ત સુધી કામ-કાજ જોતી, અને રાત્રીના પ્હેલા પ્રહર પ્હેલાં સાયંપૂજા, ફરાળ, વિગેરે કામ તે પુરૂં કરી લેતી, અને પછી ફરીથી રાજકાજ તપાસવા મંડી જતી તે આશરે મધ્ય રાત્રી સુધી ત્યાં રોકાતી ત્યારપછી તે સુવા જતી. આવી રીતે તેણે ત્રીશ વર્ષ ગુજાર્યા. તે ઉપવાસ, વ્રતો મહોત્સવ ઇત્યાદી અનેક પુણ્યકર્મો કરતી. તેના દરબારમાં ગોવિંદરાવ ગાનુ નામે એક સારો, ડાહ્યો તથા પ્રમાણિક કારભારી હતો.

ઇંદુર પહેલા નાનું ગામડું હતું, તેનું અહલ્યાબાઇએ મોટું શહેર કર્યું આ શહેરપર તેની ઘણી કૃપા હતી. ત્યાંના રહીશ ઉપર તે પેટના બાળક પ્રમાણે વ્હાલ રાખતી. તે શહેરમાંનો કોઈ દેવીચંદ નામે શ્રીમાન સાહુકાર મરણ પામ્યો ત્યારે, તેની સંપત્તિનો કેટલો એક ભાગ અહલ્યાબાઇના દત્તક પુત્ર તુકોજીએ લેવાનો યત્ન કર્યો. તે સાહુકારનાં પત્નીએ મહેશ્વર જઇને આ વાત અહલ્યા બાઇને કહી, ત્યારે તેણે દયા લાવીને તુકોજીને કહી મોકલાવ્યું કે "અમારા શહેરના લોકોની દોલત ઉપર તમારે કોઈ દિવસ દુષ્ટ નજર રાખવી નહિ."

અહલ્યાબાઈ ઉપર એક ઉપર એક દુઃખના ડુંગર આવી પડ્યા તેના પતિ નાનપણમાંજ પરલોકવાસી થયા હતા. તે પછી બે વર્ષને અંતરે તેને પુત્રશોક થયો, એ વાત આગળ કહેવામાં આવી છે. તેને એક મંચાબાઈ નામે પુત્રી હતી, તેને એક પુત્ર થયા બાદ તેના પતિ પરલોકવાસી થયા, ત્યારે મંચાબાઇ સતી થવા નિકળયાં. "સતી થા નહિ" એમ તેની માતાએ તેને ઘણા આગ્રહપૂર્વક કહ્યું. પણ મંચાબાઇએ તેની અવગણના કરી, અને ચિતામાં પડી પોતાના પતિ સાથે બળી મુઇ, અને તેથી કરીને અહલ્યાબાઇને અતીશય દુઃખ થયું અહલ્યાબાઇ સાઠ વર્ષની થઇને મરણ પામી. તે ઘણી ઉંચી પણ ન હતી, તેમજ ઘણી ઠીંગણી પણ ન હતી, શરીરે તે જરા પાતળી હતી; તે વખાણવા-જોગ જોકે સુંદર ન હતી, તો પણ તેની મુખમુદ્રા ઘણી તેજઃ પુંજ દેખાતી. તે પોશાક તદ્દન સાદો પ્હેરતી. એકવાર ક્રોધાયમાન થાય તો કોઇને તેની આગળ એક શબ્દ પણ બોલવાની છાતી ચાલતી નહિ. પતિના મરણ પછી તે શ્વેત વસ્ત્રો પ્હેરતી. રંગીન વસ્ત્ર તેણે ત્યારથીજ ત્યજી દીધા હતા. તે સંસ્કૃત પુરાણો વાંચતી તથા તેનો અર્થ તે સારી રીતે સમજી શકતી. તેની કોઈ સ્તુતિ કરે તો તેને મુદ્દલ ગમતી નહિ. પ્રફુલ્લ યુવાવસ્થા, અમર્યાદ ઐશ્વર્ય, તથા સત્તાઓ અનુકુલ છતાં, અને પતિ ગત થયા છતાં પણ, તેના પાતિવ્રત્યનો તલ માત્ર પણ ભંગ થયો નહિ, એવી જે પુણ્યવતી સતી, અહલ્યાબાઈ હોલ્કર તેની જેટલી સ્તુતિ કરીએ તેટલી થોડીજ.

પ્રથમતો આ દુનિઆમાં સારા માણસો થોડાંજ નિપજે છે. તેમાં વળી રાજરજવાડામાં તો ઘણાંજ થોડા. ઇતિહાસમાં તપાસીએ તો ક્રુર, દુષ્ટ, દુરાચારી, મત્સરી તથા લોભી, પુરૂષ તથા સ્ત્રીઓના ડગલે ડગલા જોવામાં આવે છે. કાળી રેતીવાળા અગાધ પ્રદેશમાં જેવી રીતે માત્ર ચાર પાંચજ મોતીથી અનન્ય પ્રકાશ પડી રહે છે, તેવી રીતે આ પૃથ્વીમાં સારાં તથા મોટાં માણસો ક્વચિત્ દેખાય છે. તેવાઓમાંનું આ એક મોતી ઇશ્વર કૃપાથી આપણા હિંદુસ્થાનમાં પેદા થયું હતું, તથા તેના નામથી આપણા દેશનાં ઇતિહાસને શોભા આવી છે, આ જોઇને કોઇ પણ સ્વદેશાભિમાની માણસને અત્યાનંદ થયા વિના રેહેશે નહિ. છેવટે હું આશા રાખું છું કે જો કે આપણા હિંદુસ્થાનપર આપણી હિંદુ સ્ત્રીઓ હવે કોઈ દિવસ રાજ્ય કરવા પામનાર નથી, તોપણ આપણી અહલ્યાબાઈની જેવી વિદ્વાન, પુણ્યવાન, અને પતિવ્રતા સ્ત્રીઓ સ્વગૃહોમાં રાજ્ય કરશે.

# વિવિધ વિહાર.

## *ત્રિયારાજ્ય.

**પ્રિયતમ,**

એ ઘણી મઝાની ન્હાનકડી ચોપડી છે. મ્હેં તે પુરેપુરી—સાદ્યંત વાંચી છે. અને હસી હસીને પેટ દુઃખવા આવ્યું તહાં સુધી હસીછું. મેં કેટલાક વર્ષો ઉપર જોયો હતો એવો આ સ્ત્રીઓનો દેશ નથી; પરન્તુ એ તો તદ્દન જુદોજ અને ઘણો અજાયબ દેશ છે. હું આપને તે ચોપાનીયું મોકલું છું. વાંચજો અને ખુશી થજો. આપને વાંચી જવા જેવુંજ છે.

ઠીક, એ સૌથી વિચિત્ર દેશમાં રાજા, દિવાન, જડજો, ન્યાયાધિશો, વકીલો, અમલદારો, અને ખરૂં જોતાં રાજ્યનો બધો નોકરવર્ગ સ્ત્રીઓ છે. પુરૂષોને માત્ર ઘર કામ કરવાને તથા છોકરાં ઉછેરવાને માટે રાખવામાં આવે છે. પરન્તુ બાળકોને જન્મ આપવાનું અગત્યનું કામ તો સ્ત્રીઓને માટેજ રાખી મુકવામાં આવ્યું છે. વળી આપણી અહિંની કેટલીક સ્ત્રીઓની માફક પુરૂષોને પડદામાં રાખવામાં આવે છે. જનાનો સોળ સત્તર વર્ષે શરૂ થાય છે. અને પચાસ વર્ષે ત્હેનો અન્ત આવે છે. કેટલાક એ પૈસે સુખી કુટુમ્બોમાં તો સ્ત્રીઓને જ્યહારે ત્હેમના કામ ઉપર બહાર જવું હોય ત્યહારે પતિઓને લોઢાના મ્હોટા પાંજરામાં પુરી રાખવામાં આવે છે. પણ ગરીબ કુટુમ્બોમાં તો ત્હેમને સુવાના ઓરડામાં પુરી રાખીનેજ સ્ત્રીઓ સંતોષ માને છે. તેઓ કહે છે તે પ્રમાણે, પુરૂષોનું શીલ સાચવવા, તથા લાલચોમાંથી ત્હેમને બચાવવા માટે આ અસાધારણ રિવાજ પાડવામાં આવ્યો છે. પછી વળી પુરૂષોને કેળવણીના નામને છાજે એવું કાંઈ પણ શિક્ષણ આપવામાં આવતું નથી. જો કે ત્હેમનામાંના કેટલાકને બાળપણમાં, સ્ત્રીઓ શિક્ષક હોય એવી નિશાળોમાં મોકલવામાં આવે છે. એમ છતાં પણ દરેક છોકરાને સ્ત્રી પુરૂષ ધર્મનો કાયદો ભણાવવામાં આવે છે, અને તે આપણી છોકરીઓને શીખવાતા કાયદાને ઘણોખરો મળતો આવે છે.

તે વિચિત્ર શાસ્ત્ર પ્રમાણે પતિએ સ્ત્રીને પોતાનું સર્વસ્વ ગણવું જોઇએ, અને મહારાણી સાહેબને સુખ આપવું એજ ત્હેના જીવનનો મુખ્ય હેતુ હોવો જોઇએ. ત્હેણે સ્ત્રીના ભોજન કર્યા પછીજ જમવા બેસવું જોઇએ. અને વળી, માનની ખાતર કહો કે પ્રેમની ખાતર, પણ ત્હેણે ખાધું હોય એજ થાળીમાં જ્યહારે તે પાસે આવે ત્યહારે પતિએ એક પગે ઉભા રહેવું જોઇએ; ટટાર નહિ પણ વાંકા વળીને, અને આ નીતિ વચનોનો જરાએ ભંગ થાય તો બીજાઓને દાખલો બેસાડે એવી શિક્ષા કરવામાં આવે છે.

---

* Kamala's Letters to Her Husband ( કમળાએ ત્હેના પતિને લખેલા પત્રો ) માંના એક પત્ર ઉપરથી.

હવે બીજી વાત તે અજાયબ દેશમાં સ્ત્રીઓને મરજીમાં આવે એટલીવાર પરણવાની છુટ છે. પણ પુરૂષોથી તો એક બાયડી મરી જાય તોએ ફરીથી લગ્ન કરાય નહિ. *વિધુરોની મુછ મુડાવી નંખાય છે. અને જો દુર્ભાગ્યે તેઓ બંડખોર હોય તો હેમના નાકનું ટેરવું કાપી નાંખવામાં આવે છે. ગમેતેવે પ્રસંગે પણ વિધુરોના માથાના વાળ ઉતરાવતા નથી. હેનું કારણ એમ જણાય છે કે, હેમને મારતી વખત વાળનો ગુચ્છો, હાથમાં પકડાય એવો, ને સગવડ રૂપ થઇ પડે છે.

વાહ, વ્હાલા, કહો હવે એ ઘણો વિચિત્ર દેશ નથી? મ્હેં તો મ્હારા મન સાથે લગભગ પુછી જોયું છે કે, કોઈ દેવદેવીની કૃપાથી હમે બાયડીઓ હમારા ઉપર એટલીજ મ્હોટી સત્તા મેળવીએ, અને 'સ્ત્રિયારાજ્ય'માં વાપરે છે તેવીજ રીતે હમારા ગેરલાભમાં હેનો ઉપયોગ કરીએ તો, હમારી કેટલીક નિરાધાર અબળાઓ જેવી રીતે પોતાની સ્થિતિને તાબે થાય છે એટલીજ ધીરજ, પ્રભુના કામ માટે વિશ્વાસ, અને ઉદારતાથી હમારામાંના કેટલા બધા પુરૂષો એ વર્તણુક સહન કરશે? હું આશ્ચર્ય પામું છું. કેટલા બધા? અથવા કેટલા થોડા?

વ્હાલા, હું જરાયે વધારે પડતું કહું છું? ના, બીલકુલ નહિ.

જુના વિચારની મ્હારી સખી હેની ધર્મની એટલી બધી શીલસરીમય હોવા છતાં પણ, આપણી સ્ત્રીઓની હાલની સ્થિતિ જોઇ ખેદ પામે છે. અને એ ખરાબ ચાલ અને રીતોમાં જલદીથી સુધારો થવો જોઇએ એમ માને છે.

—કે—હિન—તો.

---

## સપ્તપદી.

( ચોરીમાં સાત ફેરા ફરતાં કન્યા તરફથી બોલાતી )

**सुख दुःखानि सर्वाणि त्वया सह विभज्यते ।**
**यत्र त्वं तदहं तत्र प्रथमे साऽब्रवीदिदम् ॥ १ ॥**

મારાં સર્વ સુખદુઃખનો વિભાગ તારી સાથે કરવામાં આવે છે: જ્યાં તું ત્યાં હું એવું પ્રથમ પગલે તે (કન્યા) બોલે છે.

---

* જે પુરૂષની સ્ત્રી મરી ગઈ હોય હેને વિધુર કહે છે.

कुटुम्बं रक्षयिष्या बालवृद्धकादिदम् ।
अस्ति नास्तीति पश्यामि द्वितीये साऽब्रवीदिदम् ॥२॥

બાલકથી તે વૃદ્ધ સુધી આ તારા કુટુંબનું રક્ષણ કરીશ. જે છે અને જે નથી તેને જોઇશ. (અર્થાત્ આગળ પાછળની તપાસ રાખીશ.?) એવું બીજે પગલે તે બોલે છે.

भर्तृभक्तिरता नित्यं सदैव प्रियभाषिणी ।
भविष्यामि पदे चैव तृतीये साऽब्रवीदिदम् ॥ ३ ॥

ભરથારની ભક્તિ કરવામાં નિરંતર પ્રીતિમતી થઇશઃ પ્રિય બોલનારી થઇશઃ એવું ત્રીજે પગલે તે બોલે છે.

आर्ते आर्ता भविष्यामि सुखदुःखसमभागिनी ।
तवाज्ञां पालयिष्यामि कन्या तुर्यपदेऽब्रवीत् ॥ ४ ॥

તારે દુઃખે હું પણ દુઃખી, સુખદુઃખની સમભાગિની થઇશ. તારી આજ્ઞાનું પાલન કરીશ. એમ ચોથે પગલે બોલે છે.

ऋतुकाले शुचिस्नाता क्रीडयिष्यामि त्वया सह ।
नाहं परतरं गच्छेः कन्या पञ्चपदेऽब्रवीत् ॥ ५ ॥

ઋતુકાળે સ્નાન કરી પવિત્ર થઇ તારી સાથ ક્રીડા કરીશ. હું બીજા નરની પાસે કદી પણ જાઉંશ નહીં. એવું પાંચમે પગલે બોલે છે.

इहाथ साक्षि नो विष्णु स्त्वयाहं नैव वञ्चिता ।
उभयोः प्रीतिः संभूता कन्या षष्ठपदेऽब्रवीत् ॥ ६ ॥

આ સ્થાનમાં આપણા બન્નેના સાક્ષી વ્યાપક પરમાત્મા છે. આપણી બન્નેની પ્રીતિ થઈ ચૂકી છે. તેં મને છેતરી નથીજ. એવું છઠ્ઠે પગલે બોલે છે.

होमयज्ञादि कार्येषु भवामि च सहायिनी ।
धर्मार्थकामकार्येषु कन्या सप्तपदेऽब्रवीत् ॥ ७ ॥

હોમયજ્ઞાદિ કાર્યોમાં તારી સહાયતા કરીશ. તેમજ બીજા ધર્મકૃત્યોમાં અને ગૃહ કાર્યોમાં પણ સહાયિની થઇશ. એવું સાતમે પગલે બોલે છે.

કેશવલાલ જે. ધોળકિયા.

## ૨. 'સખી પ્રત્યે શીખામણ.'

( મઝલ. )

( ગીરધારીરે, વાત કહું તે વિચારો–) એ રાગ.

પ્રિય બેનીરે, સુણો શીખામણ સારી, હું કહું તમને વિસ્તારી;
આ ભવમાંરે, સારી રીતિથી ચાલો, નવ આળસમાં દિન ગાળો.

છે જન્મ મરણ જન માથેરે;
સારાં કૃત્ય આવે છે સાથેરે;
પુણ્યદાન કર્યું જે હાથેરે.

તેથી કરજોરે, ઇચ્છા સફળ તમારી. હું કહું. ૧

નવ ધરજોરે, ક્રોધ ચિત્તની માંહિ, જેથી ક્લેશ થાય કદી નાહીં:

બેનભાઇ હેતે બોલાવેરે,
કોઇ રીસ કદી ન ચઢાવેરે,
સઉ સારાં સારાં કહાવેરે.

આચરજોરે, નીતિ પ્રીતે ઉર ધારી. હું કહું. ૨

દુર્જનનીરે, સાથ વાત નવ કરવી, પરનિંદા મન નવ ધરવી;

લજ્જાને નવ દુર કરજોરે,
ખોટી આળ થકી પણ ડરજોરે,
સારાં વચન મુખે ઉચરજોરે,

જેથી પ્રસરેરે, કીર્તિ લોકમાં ભારી. હું કહું. ૩

પતિસંગેરે, રોષ કરી નવ વદવું, કશું સંમતિવિણ નવ કરવું;

જેથી સુખ અતિશય આપેરે,
નવ સાસુ કદી સંતાપેરે,
કહી શાણાં ઘરમાં સ્થાપેરે,

નણંદીને રે, બેન તમે તો ધારી. હું કહું. ૪

વિદ્યાનેરે, માન ઘણેરૂં આપો, સદ્દપુસ્તક ચિત્તે સ્થાપો:

વિદ્યાથી વૃદ્ધિ જાણોરે,
વિદ્યાવાળીને ચિત્તે વખાણોરે,
ઊંચી ઉમેદ મનમાં આણોરે,

જેથી કુળનીરે કીર્તિ વાધે ન્યારી. હું કહું. ૫

લક્ષ્મીપર રે, મોહ તમે નવ લાવો, કદી ધનપતિપત્નિ કહાવો,
લક્ષ્મીને અસ્થિર જાણીરે,
કરો દાન સુપાત્રને આણીરે,
જ્યમ પાય તૃષાર્તને પાણીરે,
તમે વરતોરે, ઉદારતા દિલ ધારી. હું કહું. ૬

નવ વિસરોરે, પતિ-પ્રભુને મનથી, નિત સેવન કરજો તનથી.
અંતે મોક્ષ જ થાય તમારોરે,
જન્મ થાય જગતમાં સારોરે,
ભવદુઃખનો આવે આરોરે,
છેવટનીરે, આ શીખ જાણો સારી, હું કહું. ૭

---

## છોકરાંઓની માવજત.

આપણામાં માતા થવાની હોંસ સર્વ નારીઓને અતિ ઘણી હોય છે. એટલે સુધી કે વીશ એકવીશ વર્ષની ઉમર થતાં સુધી, જો બાળકપ્રસવનો પ્રસંગ ન આવે તો તે સ્ત્રી પોતાને કમનસીબ માને છેઃ પોતાની જીંદગી નકામી અને પોતાનું ભાગ્ય બહુ ભુંડું માની હમેશાં ઘણી દીલગીર રહે છે. અને આખરે મંતરજંતર દોરાધાગા કરાવતાં પણ ભુલતી નથી. આ જોતાં આપણને સહજ લાગશે કે છોકરા માટે સ્ત્રીઓ આટલી બધી ઉત્કંઠા રાખે છે તો પછી તેને ઉછેરવા સંબંધે પણ બહુ દરકારવાળી તે હશે. પરંતુ ઘણા શોચ સાથે જણાવવું પડે છે કે તેવું કાંઈ નથી. બાળકની માતા થતાં જે ભારે જવાબદારી માથે આવી પડે છે તેનો વિચાર ભાગ્યે જ કોઇને થાય છે. સ્ત્રીઓ તો જાણે છોકરાં જણી ઘર ભરે એટલે તેઓનું કર્તવ્ય પુરૂં કર્યું એમ સમજે છે. જ્યાં સુધી છોકરાં ન થયાં હોય ત્યાં સુધીમાં છોકરાંની દરકાર કેમ રાખવી, તેમને કેવી રીતે ઉછેરવાં, છોકરાંઓનાં નાનાં મગજની શક્તિ કેવી હોય છે, છોકરાં મોટાં કરવાની મહાભારે ફરજ કેવી રીતે અદા કરવી એનો તો જાણે કોઈ વિચાર સરખો પણ કરતી નથી તેટલું જ નહિં, પણ મને ખાતરી છે કે જો કોઈ સ્ત્રી આ લેખ વાંચશે તો તે વિષે તેને એમ જ લાગશે કે એમાં લખવાપણું શું છે? આટઆટલા સમય થયાં છોકરાં મોટાં થયે જાય છે. દુનિયા ચાલી જ જાય છે અને તેથી તેમાં વિચાર શો કરવાનો રહે છે? પરંતુ મારે તે બાઇઓને વિનવવું જોઇએ કે, ભલી બાઇઓ! છોકરાં પર તો આખી દુનિયાનો આધાર છે,

ઘા. આ સમજાવતાં મને એવી નિરાશા ઉત્પન્ન થાય છે કે આપણી સ્ત્રીઓને પોતાનાં નાનકડાં ઘર, પોતાની સાથે બેસનાર ઉઠનાર, તથા ટપ્પાટોળા કરી વખત ગાળી કાઢનાર, બીજી બેનપણીઓ તથા કોઈના વિવાહ કે મરણના પ્રસંગમાંથી છિદ્ર ખોળી કાઢી, તેની ટીકા સિવાય બીજી કશાનીય દરકાર રહેતી નથી. 'આવી બાઈઓને પોથાંપોથાંનાં પાનાં ફેરવવાં એ નકામું લાગે છે. તેમાં તેઓને કશો રસ આવતો નથી. પણ તમોને શુરૂ તરીકે કે ગોર તરીકે આમ કરવું જ, તેમ કરવું એમ કહેવામાં જ આ સુબોધ ' ની ફરજ સંપૂર્ણ થતી નથી. જો તમે વાંચશો તો તેમાંથી જરા તમને દુનિયાદારીમાં મળતા આનંદો પણ આપવામાં આવશે. માટે આ ' સુબોધ ' ના નામપરથી ખંચાશ ન જવા વિનતિ છે. ને વખતે વખતે તેમાંથી મળતી મજા અનુભવશો તો કૃતાર્થ થશો, અને કરશો. માટે બાઈઓ. જરા સાંભળો તો ખરાં. ચાલો આપણે છોકરાંની માવજત વિષે જરા વાતો કરીએ.

નાનું છોકરૂં નરત શીખે છે તે તો તમે જાણો છો. કેટલાકનું કહેવું એમ છે કે એ તે નાનું શીગલું શું સમજે? પણ ઉંડો વિચાર કરશો તો સમજશો કે એ બાળક તો વગર કહે ને વગર સમજાવે બધું જાણી જાય છે. ત્યારે તેને કહેવાની તો વાત એક કોરે રહી. પણ તે હોય ત્યારે કેમ વર્તવું એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે.

છોકરૂં ચાલતાં તથા બોલતાં બીજાનું દેખીને જ શીખે છે. એ કાંઈ કોઈને સમજાવવું પડે તેવું નથી. લગભગ એક દોઢ વર્ષમાં તો બાળા સંપૂર્ણ રીતે બોલતાં શીખી જાય છે. હવે વિચારો, કે આપણે જોઈએ છીએ તેમ મોટા મોટા છોકરા માત સાત વરસે પણ અંગ્રેજી સારૂં શીખી શકતા નથી: તો પછી તે છોકરા કરતાં છોકરીઓની બુદ્ધિ યાદદાસ્ત અને સમજશક્તિ કેટલી વધારે હોવી જોઈએ.

# વાર્તાલહરી.

## કુમુદા.

( અનુસન્ધાન પૃષ્ઠ ૨૩૯ થી.

### પ્રકરણ ૩ જું.

### ઉપસંહાર.

"બાઈ હું મંદિરે દર્શન કરવા જાઉં ?"

"હું બ્હેન! અત્યારે ! રાત ઘણી ગઈ છે. નવ વાગવા આવ્યા છે. "

"આ શ્યામકુંવર જાય છે, તેની સાથે જાઉંછું."

"ઠીક જા. કુમુદા ! તમારે એ જવું હોય તો જાઓ" ચંદ્રશંકરે જરા ટકોરમાં કહ્યું.

"ના, મ્હારી ઇચ્છા નથી. તમે જાણોછો તો ખરા કે હું ભાગ્યેજ દર્શન કરવા જાઉંછું."

"અરેરે ! શુશિલા ! " તેણીના ગયા પછી થોડાક વખત અતિશય ગમગીન થઈને ચંદ્રશંકર બોલ્યો " શું ત્હારૂં ભાગ્ય તદ્દન નષ્ટજ થઈ ગયું ? કુમુદા ! આપણો હિંદુસંસાર આવો છે તે તમે જુઓ છો કે ? જ્યારે જ્યારે શુશિલાને હું જોઉંછું, ત્યારે મારા હૃદયમાં શોકનો મોટો શંકુ ઉત્પન્ન થાય છે, અને હૃદયને વીંધી નાંખે છે ! ! અરેરે ! ગરીબ બિચારી બાલિકા હજુ પોતાના દુર્ભાગ્ય બાબત તદ્દન અજ્ઞાન છે. સોળમું વર્ષ બેઠું છે છતાં સંસારની તેને કંઈ ખબર નથી. એની બાબત મ્હારે શું કરવું તે ચિંતાથી મ્હારૂં હૃદય હમેશાં ચિંતાતુર રહ્યા કરે છે."

"વ્હાલા ! તમારી ચિંતા યોગ્ય સ્થાને છે. પણ હવે ચિંતા કરવાથી શો લાભ છે ? જે થવાનું હતું તે થઈ ગયું. બાળલગ્ન ન કરવા માટે તમે ઘણી હઠ લીધી હતી ત્યારે તેર વરસની ઉમ્મરે તેમને પરણાવ્યાં છતાં, તેમના નસીબમાં વૈધવ્ય દશા હતી તે કંઈ મિથ્યા થઈ નહિ."

"અરે વ્હાલી ! અનંત કાળથી આમનેઆમ વિધવાઓની દશા ચાલી આવેલી છે. પહેલાં તો દંપતીઓનો અરસપરસ અતુલિત પ્રેમ હતો, તેથી પતિ પછવાડે પત્ની સતી

થતી હતી. પછી એ પ્રેમ નષ્ટ થઇને રિવાજ થઇ પડ્યો. ઘણીક મુદત પછી હજારોને લાખો બાળાઓ શીરજોરીથી જીવતી બાળી નાંખવામાં આવ્યા પછી દયાળુ ઇંગ્રેજ સરકારના કાયદાથી જ એ ચાલ બંધ પડયો છે. હવેના વખતમાં વિધવાઓને તેમના વડીલો તેમનું અખિલ જીવન પોતાની પાસે રાખીને પૂરૂં કરાવે છે."

"પણ વ્હાલા! કોઈ કોઇ વખત તો તેવી વિધવાઓ તેમના માબાપના ઘરમાં રહીને ઘણીજ ઉફાન થયેલી દેખાય છે."

"હા. તેનું કારણ એટલુંજ છે કે માબાપ પોતપોતાનાં ધંધામાં પડી જઇને પોતાની વિધવા બાલિકાની બિલકુલ સંભાળ રાખતાંજ નથી. તેની સ્થિતિ ઉપર દયા લાવીને તેમને જરા પણ કંઈ કહેતાં નથી, એટલે પછી તેઓ સ્વેચ્છાથી વર્તવાનું શીખે છે. વળી કેટલાક ગૃહમાં તો ગૃહનો સઘળો કાર્યભાર વિધવા બાલિકા ઉપરજ નાંખી દીધેલો જોવામાં આવે છે; અને બ્હેન જેમ કરે તેમ માબાપ થવા દે છેઃ અને તેના કાર્યમાં હાથ નાંખતા નથી. અને તેથી.—"

"પણ વ્હાલા! પિતાશ્રીનો વિચાર તો જૂદોજ હતો."

"હા, તદ્દન નિરનિરાળો જ હતો. તેઓ તો વિધવાનું દુઃખ દૂર કરવાને માટે માટે ઘણોજ શ્રમ લેતા હતા. હમ્મેશાં તેમના મિત્રવર્ગોને તે બાબત તેમના અતિ ઉચ્ચ વિચારો દર્શાવતા હતા અને ગરીબ વિધવાઓને દાણા-લુગડાં આપવાંઅપાવવાનું સર્વ પ્રકારનું કામ તેઓ જાતે કરતા હતા. મને વારંવાર તેઓ કહેતા હતા " આપણે હિંદુઓ ઘણાજ સ્વાર્થી છીએ; એટલા બધા સ્વાર્થશીલ છીએ કે આપણને પોતાને સુખ મળ્યું એટલે બધું થઈ રહ્યું, ગંગા નાહ્યા. પછી બીજાનું ગમે તે થતું હોય તોપણ શું? છોકરી કે બ્હેન વિધવા થઈ તે દિવસે ખૂબ રડવું, કુટવું ને પછી ધીમે ધીમે તે દુઃખ વિસરી જઇને સંસારના અનેક સુખો ભોગવવાંઃ અને વખતે તે વિધવા દીકરીની માને પુત્ર ન હોય, અથવા તો તે માતા ગુજરી જાય તો ખાસી રીતે તેનો બાપ ફરીને લગ્ન કરે!!! આવી રીતે હાલના લોકો કરે છે. પોતાના પતિ ગુજરી ગયા પછી વિધવાને આ સંસાર સ્મશાન જેવો જ લાગે છે. કદાચ પુત્ર વા પુત્રી હોય તો લોકો કંઇક સારૂં ધારે છે, પણ હું તો એમ કહું છું કે તેથી પણ પોતાના પતિની હયાતીમાં જે સુખ મળતું હતું તે કદી તેમને મળી શકવાનું છે?"

"નહીજ" કુમુદા રડતાં રડતાં બોલી.

"તે વળી એમ પણ કહેતા હતા કે 'માબાપો પોતાની વિધવા બાલિકા વા બ્હેનો પાસે મર્યાદાથી વર્તે, વા તેઓ પોતેજ પોતાનો સંસાર ઘણોજ ઓછો કરી નાંખે, અને અત્યંત સાધુપણાથી મર્યાદા તથા ધર્મથી, નીતિપુરઃસર વર્તીને તેમની વિધવા બાલિકાના હૃદય ઉપર નીતિની અને ધર્મની સજ્જડ છાપ બેસાડવાનો યત્ન કરે, તો જ ઘણે અંશે વિધવાઓની સ્થિતિ સુધરી શકે એમ છે. નહિ તો નહિજ. દીનપ્રતિદીન વિધવાઓની

સ્થિતિ ઘણીજ ખરાબ થતી જાય છે, છતાં તે બાબત સાંગોપાંગ સ્વાર્થ તજીને કોઈ પણ પ્રયત્ન કરતા જણાતા નથી; સુધારાવાળાઓ યુરોપિયન કેળવણી અનુસાર પુનર્લગ્ન કરવા માટે ધામધુમો કર્યા કરે છે. પણ અત્યારસુધીમાં કેટલાં પુનર્લગ્ન થયાં ? અને તેવા કેટલા પુનર્લગ્નવાળાઓને પાછા તેમની ન્યાતમાં લીધા? વળી કેટલીક વખત તો એમ બને છે કે પુનર્લગ્ન કર્યા પછી દુર્ભાગ્યથી તે પતિ પણ જ્યારે ગુજરી જાય છે, ત્યારે તે બાલિકાની સ્થિતિ ઘણી જ દયાજનક થાય છે. તેમના માબાપો તો જાણે તેણે મોટામાં મોટું પાપ કર્યું હોય નહિ તેમ તેને બોલાવતા નથી એટલું જ નહિ, પણ તેની સામે દૃષ્ટિ સરખી પણ ફેંકતા નથી. એ બિચારી જ્યાં રહેવા જાય ત્યાં "જો બાઈ! આણે તો પુનર્લગ્ન કરેલું છે" એમ બિચારીની તરફ આંગળી બતાવે છે. ત્યારે તેને પછી શું કરવું ? કેટલાક અસલી વિચારવાળાઓ પુનર્લગ્નને "નાતરૂં" કહે છે. કેટલેક અંશે તે ખરૂં હશે, પણ મ્હારૂં કહેવાનું તો એમ છે કે ગરીબ વિધવાએ એવો તે શો મ્હોટો ગુનો કર્યો કે તેને આમ રીબીરીબીને મારીજ નાંખવી ? પુનર્લગ્ન કર્યું તેમાં તેણે બીજું તો મ્હોટું પાપ કર્યું નથી ને ?

"પણ વ્હાલા ! માબાપો પોતે જ જ્યાં સદ્વર્તનશાળી ન હોય ત્યાં પછી છોકરીઓની સારી ચાલ ક્યાંથી જ હોય ? અને તેવાં માબાપો આવા વિચાર કેવી રીતે આપી શકે ?"

"ખરૂં કહો છો, પિતાશ્રી પણ એમજ કહેતા હતા. અને મ્હારૂં પણ તેમજ માનવું . પણ ત્યારે આપણી શુશિલાનું શું કરવું ?"

"તેમનાં પુનર્લગ્ન કરવાનો વિચાર થાય છે ? તુરતજ ટ્રેનનો ...જા ...

"અહો વિચાર તો ઘણો જ થાય છે ...ાઅગિયાર વાગતે અમદાવાદ ઉતય. છે.
ત્યારથી તેનું પુનર્લગ્ન આપણે કર્યું કે ત્યા ...નમાં ધુંટાયા કરતા હતા. " કેમ ! કુમુદી.
ાઈ છૂપું છૂપું ગમે તેટલું દુષ્ટ કૃત્ય કરતું " અમદાવાદ આવ્યું. વખતે માતુશ્રી......
પાતિલાઓ ધરતા નથી. પણ જો નહેવાથી રહી જવાયું.
ર્યું હોય તો, તુરત તેને ન્યાતબ્હાર મૂ ...તા થાય છે. મંદવાડ તો ઘણા દિવસથી છે."
...ખ્યા ઘણી નથી જે, તેથી ઉદાસ થાં
ીબ પુનર્લગ્ન કરેલીઓના પરિવાર તોડવા ચુકીશ નહિ. તેઓએ મને પોતાની પુત્રી સમાન
અન્ય નીચી ન્યાતમાં બળવાનો મને . શો એમનો મ્હારા ઉપર ભાવ ! "

"ખરૂં કહોછો. પુનર્લગ્નનો ઝૂંડોતી ઉતર્યા. ઘરમાં પેસતાંજ એ જણુને ઉંચે સ્વરે બોલતાં
રવાઓનું પુનર્લગ્ન નહિ કરાવતા હોય કોણ લડે છે ! કોણ, રમણ બોલે છે ? પણ કોની
ાઈ સ્ત્રી છે ! હં, હં, તેની પત્ની સાથેજ જરા તકરાર
ત્યારે બીજું શું? તેઓમાંના
ારાના અગ્રેસર ગણાવા માટેજ પુ
વનાયદાસ જેવા તો ઘણા જ યોગ ... કુમુદાને તેણે અંદર મોકલી, ને પોતે સાંભળવ
ગ્રખલો બેસાડીને પછી જ તે કામ

" નહિ, નહિ, એમ હવેથી નહિ ચાલે. " ઓરડીની અંદરથી સ્વર આવ્યો " રાતના અગિયાર અગિયાર વાગતે ઘેરથી આવવું !! કંઈ લાજ શરમ છે કે નહિ ? બા માંદા છે તેની કંઈ ખબર છે ? આ વખતે તમે એની ચાકરી નહિ કરો તો કોણ કરશે? કુમુદા એ નથી. "

" જોઈ હવે કુમુદા ! એ વખતે વખતે આવે છે ત્યારે એ તો જાણે મોટાં શેઠાણીની પેઠે કંઈ કામ કરતાં નથી. બધું ઘરનું કામ હુંજ કરૂંછું ને ! ને આતો બહેનનું માથું દુઃખતું હતું તેથી ચોપડાં ને શાક કરવા રહી હતી, એટલે જરા મોડું થઇ ગયું તેમાં વળી શું થઈ ગયું તે " મોડી આવી, મોડી આવી " કર્યા કરો છો જે. "

" અરરર ! ! " ચંદ્રશંકર મનમાં બોલ્યો. " આવી સ્ત્રી ! ! રમણ !! રમણ !! સ્ત્રીની બાબતમાં તને સુખ નથી જણાતું ભાઈ ! "

" કેમ ! આજ રોફ આટલો બધો વધી પડ્યો છે ! બહુ ચબરાક થયાં છો કેમ ! " રમણ મોટેથી બોલ્યો.

" રોફ વળી શાનો હોય ? આ રોફ તો કોટપાટલુન પહેરીને તમે મારો છો; હવે ક્યાં સુધી ઓશીઆળો રોટલો ખાવો ? મ્હારાથી આ આવી સ્થિતિમાં જરાએ રહી શકાતું નથી. ! !

એમ ! આટલું બધું બોલે છે કે ? " એમ કહી તડ લઇને રમણે એક લપડાક ખેંચી દીધી, ત્યાંતો વિજ્યા જોસથી રડવા લાગી.

" બસ ! ચુપ રહે છે કે નહિ ! બા માંદા છે તે જાણતી નથી ? નાહકનું તડતડ સામું બોલવા મંડી છે ? "

ચંદ્રશંકરથી હવે રહેવાયું નહિ. જોસથી પગ અફાળીને ચાલતો ચાલતો ઓરડા પાસેથી આવીને " કેમ ભાઈ રમણલાલ ! ખુશીમાંતો છો કેની ? " એમ કહીને બારણું ઉઘાડીને તે અંદર પેઠો.

" ઓહો ! કોણ ? મોટાભાઇ ! તમે તુરત ! તુરતજ આવ્યા ! " લથડતા અવાજે ગભરાતો ગભરાતો રમણ બોલ્યો.

વિજ્યા તો ચંદ્રશંકરને જોઇને રડતી બંધ રહી એટલુંજ નહિ, પણ ત્યાંથી ઉતાવળી ઉતાવળી પગ કરી ગઈ. ! ! !

" પિતાશ્રીનો તાર પહોંચ્યો કે તુરતજ ટ્રેનની સગવડ હોવાથી અમે બંને જણા નિકળ્યા. ચાલો આપણે બા પાસે જઇએ કેમ છે બાને ! "

" હા...ઠીક છે. દાકતર કહેતા હતા કે મંદવાડે ઘર કર્યું છે, તેથી બચવાની...

"હેં શું ? એમ છે?"

એમ કહી ચંદ્રશંકર તુરતાતુરત રમણ સાથે તેની માને જોવા અધીરો થઇને દોડયો.

ડોશીમાની તબીયત પહેલેથી જ સારી રહેતી નહોતી. તેમાં ઝાડાનો વ્યાધિ થવાથી દીનપ્રતિદિન બગડતી ચાલી. કુમુદા આવી કે તુરત જ ડોસીએ "આવ મા, આવ બેટા કુમુદ! હાશ! હવે તું મ્હારી ચાકરી સારી રીતે કરશે. ત્હારા વિના કોઈ મને પાણીએ પાતું નહોતું."

ડોસીમા બિચારાં ખરૂં બોલતાં હતાં. ઘરના કામને અંગે વખતોવખત તેઓ કુમુદાને ખીજતાં, ધમકાવતાં, પણ અંદરખાનેથી વિજયા કરતાં કુમુદા ઉપર તેમનો સ્નેહ વિશેષ હતો. કારણકે કુમુદા બધું સાંખી રહેતી હતી, અને ગમે તેટલું ડોસી વઢયાં હોય તો પણ, તેમાંનો એક શબ્દ પણ તેના પતિને કોઈ દિવસ કહેતી નહિ. તે જાણતી હતી કે તેના પતિનું સુખ માબાપની સેવામાં જ રહેલું છે, અને એમને જો દુભાવિશ તો મ્હારી ઉપર તેઓ ગુસ્સે થશે, એમ જાણીને બધું મુંગે મોઢે સહન કરતી હતી. પણ વિજયા તો જરાક ડોસી બોલ્યાં તો ફડફડાટ કરતી, ને સામું બોલતી. એક દિવસ તો તે ઘરની બ્હાર આવીને ઓટલા ઉપર પોકેપોક મૂકી મોટેથી રડવા લાગી." ઓરે મને મારી નાંખી. મ્હારાથી હવે આંહી કેમ રહેવાય? જ્યારે ત્યારે મનેજ વઢે છે. મારોજ કેડો લીધો છે ને ઘડીએ ઘડીએ મને ખીજ્યા કરે છે. અને પેલી એમની માનીતીને કંઈ કહેતાં પણ નથી." આ સાંભળી આડોસીપાડોસી એકઠાં થઈ ગયાં. હો હો થઈ રહ્યું. પોળમાં છોકરાંઓ રમતા હતા તે ત્યાં આવ્યા; ને તેમણે શોરબકોર કરી મુક્યો. એટલામાં રમણ આવ્યો, તેણે આ બધું ધાંધલ મચેલું જોઇને વિજયાને એકદમ ઘરની અંદર જવાનું ફરમાવ્યું, છોકરાંઓને મારીને કાઢી મુકયાં ને આડોશીપાડોસીને ધમકી દઇને વીખેરી દીધાં. અને પછી ઘરમાં જઇને વિજયાની સારી રીતે પુષ્પાંજલી કરી.

ડોસીએ કુમુદાના માથા ઉપર હાથ ફેરવીને આશીશ આપ્યા પછી કુમુદા તેના પગ ચાંપવા બેઠી. એટલામાં વિજયા આવી. તેણે ડોસીનાં વચનો સાંભળ્યાં હતાં તેથી, આ વખતે પણ ઉદ્ધતાઈથી તે બોલી ઉઠી!! "ના તમે તરશે મરી ગયાં હશો? અમે બધાં ચારે પગે ઉભાં રહીએ છીએ તોપણ ઘડીએ ને પલકે "મ્હારી કુમુદા મ્હારી ચાકરી કરશે" એમ કહ્યા કરોછો! આજ મારી—"

એટલામાં રમણને ચંદ્રશંકર આવ્યા તેથી તે બોલતી બંધ પડી ને શરમાઈ ગઈ. રમણનો મીજાસ હાથમાં રહ્યો નહિ, પણ ચંદ્રશંકરે તેનો હાથ દબાવ્યો એટલે ધીમો પડયો.

"કેમ મા, કેમ છે તમારા શરીરે?"

"કોણ બેટા ચંદ્રશંકર! તું સારો છે કે? ઓ બેટા? હું ત્હારા વિના તો સુની પડી ગઇછું. હાશ! હવે હું સુખેથી મરીશ મ્હારા ચંદ્રશંકર અને રમણ મારી પાસે હોય ત્યારે મને કેવું સારૂં લાગે છે? આવ બેટા, આમ આવ. મ્હારી પાસે બેસ, રમણ તું પણ અહીં આવ! મ્હારી દવા તુંજ કરજે હો કે બેટા!

ડોશીમા ગળગળાં થઇ ગયાં. ચંદ્રશંકરના માથા ઉપર હાથ ફેરવીને પોતાના મંદવાડની બધી વાત કહેવા લાગ્યાં.

ચંદ્રશંકરના આવવાથી ડોસીમાને આરામ થવા લાગ્યો. પણ દસેક દિવસ પછી ઝાડા ખૂબ થવા મંડયો ને છેક નાકોવત થઈ જવાથી મૃત્યુ પામ્યાં.

ચંદ્રશંકરને ઘણો જ ખેદ થયો. તેના પિતાને આથી ઘણુંજ લાગશે એમ ધારીને તે તેમની પાસેને પાસેજ રહેતો હતો. બધાને ગમગીની સચોટ લાગી હતી, પણ વિજ્યા તો ઘણી જ ખુશી થઇ હતી. જૂદા થવા માટે રમણના કાન હમેશાં ભંભેરતી હતી. અંતે બારમા તેરમાના દિવસો આવ્યા ત્યારે વિજ્યા હઠ લઇને બેઠી કે બસ મારે તો જુદા થવું જ છે. રમણથી એક અક્ષર પણ પોતાના પિતા પાસે બોલાઇ શકાતો નહોતો, તેથી તે બીચારાને ઘણીજ ચિંતા થતી હતી. આ તરફ માતાનું મૃત્યુ અને આ તરફ કર્કશાના કઠોર વચનો બન્ને પ્રકારની ચિંતાથી તેનું હૃદય બળીને ખાખ થઇ જતું હતું. એક દિવસ તો તેનાથી રહેવાયું નહિ એટલે તેણે ચંદ્રશંકરની પાસે રડતાં રડતાં બધી હકીકત ખરેખરી કહી દીધી, ચંદ્રશંકરને તેની દયામણી સ્થિતિ જોઇને બહુ લાગી આવ્યું; તેણે તેને આશ્વાસન આપ્યું ને તે વાત પિતાને કહેવાને વચન આપ્યું.

ચંદ્રશંકરે પછી તેના પિતાને સારી રીતે સમજાવ્યા ને રમણને ભાગ પાડી આપવાનું ઠરાવ્યું. બીજે દિવસે ભાગ પાડ્યા પછી ચંદ્રશંકરે રમણને કહ્યું" ભાઈ રમણ! તું મ્હારો ન્હાનો ભાઈ થાય છે ને ?"

"હા ભાઈ ! તમે મ્હારા મ્હોટા ભાઇ છો."

"જ્યારે હું ત્હારો મ્હોટો ભાઈછું, અને માબાપની કૃપાથી અત્યારે ડાકટર થયોછું, તેથી હું તને-મારા ન્હાના ભાઇને આ મારો બધો ભાગ તેમાંથી કંઈ પણ લીધા વિના-રાજીખુશીથી આપી દઉંછું."

આ સાંભળી ડોસા કકળી ઉઠયા, ને ચંદ્રશંકર ઉપર ખુબ ગુસ્સે થઇ ગયા; પણ ધીમે ધીમે સમજાવીને તેણે ડોસાને શાંત પાડયા.

ચંદ્રશંકરના અહાવા ઉદાર વર્તનથી તેની આખી ન્યાત તેને ધન્યવાદ આપતી હતી, અને તે દિવસથી ચંદ્રશંકર ન્યાતમાં મ્હોટું માણસ થઈ પડયો હતો.

ચંદ્રશંકર ડોસાને લઇને પછી મુંબાઇ ગયો. પોતાના ભાગનું ઘર પણ રમણને દસ્તાવેજ કરીને સોંપી દીધું. રમણે ઘણું ઘણું કહ્યું પણ ચંદ્રશંકર બોલ્યો "ભાઈ આ સર્વ ત્હારી જ મિલ્કત છે. તેમાંથી એક રતિભાર પણ ચિજ મ્હારે શિવનિર્માલ્ય છે."

ડોસાને લઇને ચંદ્રશંકર પાછો સુરત ગયો. શુશિલાને કુમુદ ઉપર ઘણોજ પ્રેમ હતો તેથી તે પણ તેમની સાથે સુરત આવી હતી. ચંદ્રશંકરે તેનું લગ્ન એક સારા વિદ્વાન એમ. એ. માં પાસ પડેલા પ્રતિષ્ઠિત ઘરના છોકરા સાથે કરયું હતું, પરન્તુ ફક્ત એકજ

વર્ષમાં તે ક્ષયના રોગથી મૃત્યુ પામ્યો ને તે સાથે શુશિલાના સૌભાગ્યનો દિવો સદાકાળને માટે ઓલવી નાંખી ચાલતો થયો.

દિકરીનું આવું દુઃખ ડોસા ન જોઈ શકવાથી, ઝૂરી ઝૂરીને તેઓ બે મહીનામાં જ મૃત્યુ પામ્યા, ને ગરીબ બિચારી શુશિલાને ચંદ્રશંકરના હાથમાં સોંપતા ગયા. ચંદ્રશંકર શુશિલાની બાબતમાં તેટલા માટે જ હમ્મેશાં ચિંતા કરતો હતો. પણ તેને કોઇ પણ રસ્તો સૂઝતો નહોતો. આખરે કુમુદા પાસે તેણે પોતાના બધા વિચારનો ઉભરો કાઢ્યો અને પ્રકરણની શરૂઆતની વાતચિતથી તેનું મન કંઇક શાંત થયું એમ તેને લાગ્યું. બીજા જ દિવસથી ચંદ્રશંકરના કહેવાથી શુશિલાને સંસ્કૃત ભણાવવા માટે નિર્મળા આવવા મંડી. ૭ મહીનામાં તો શુશિલા માર્ગોપદેશિકા શીખી ગઈ ને બીજો ભાગ તૈયાર કરવા માંડી. તેની સાથે રામરક્ષા, મહિમ્ન, આદિત્યહૃદય, ભગવદ્‌ગીતા વિગેરેના પાઠ ગોખવા ચાલુ રાખ્યા હતા.

હાલમાં રમણની બદલી પણ સુરતમાં કલેકટરની ઓફીસમાં હેડકલાર્કની જગ્યા ઉપર થવાથી તે વિજયા સાથે ત્યાં આવ્યો હતો. વિજયા તો તેવીને તેવી જ હતી. પણ ચંદ્રશંકરે તેના પતિને બધો ભાગ આપ્યો તેથી કુમુદા તરફ સ્નેહ રાખતી થઈ હતી. ચાર માસ ઉપર સુરતમાં પ્લેગ પુષ્કળ ચાલતો હતો, તેના ઝપાટામાં વિજયા આવી જવાથી ચન્દ્રશંકરની સાથેજ રમણ રહેવા લાગ્યો.

શુશિલા હાલમાં બધાં શાસ્ત્રોનો અભ્યાસ કરી રહી છે, અને પડોશમાં રહેલી વિધવાઓને પોતે બોધ આપે છે, અને તેમને સારી કરવાને પ્રયત્ન કરે છે. ચંદ્રશંકર પણ ગરીબ વિધવાઓને દાણા, લુગડાં, વગેરેની ખાંનગી મદદ કરતો રહે છે, અને પોતાના મિત્રોની અંદર વિધવાની સ્થિતિ સુધારવાનો સવાલ સારી રીતે ચર્ચાવીને "વિધવા-ફંડ" ઉભું કરે છે. જેમાં મ્હોટા મ્હોટા શેઠીયાઓને ત્યાં જઈ તેમની પાસે રૂપિયા ભરાવીને પોતે જાતે દરેક વિધવાઓની હાલત તપાસી તે ફંડના ભંડોળમાંથી તેમને મદદ કરે છે.

પ્લેગ શાંત થયો હતો. માણસો બ્હારથી પાછાં આવતાં હતાં. એક દિવસ મુંબાઈથી આવતાં વિહારી પોતાની બ્હેનને ત્યાં ઉતર્યો. ચંદ્રશંકરને તેને જોઈને "આંણન્દનું કવોરનટાઇન" સાંભરી આવ્યું. "કેમ વિહારીલાલ! કુવામાં પડી ગયા હતા તેજ તમે કે?"

આ સાંભળી કુમુદા નીચું જોઇ હસી, ને ચંદ્રશંકરના કાનમાં બોલી. "વ્હાલા! આંણન્દના કવોરનટાઇને તો મારૂં એવું સારૂં કર્યું છે કે, તે માટે પ્રભુનો ઉપકાર હું અહર્નિશ માન્યા કરૂંછું."

કૃ. હ. પણ્ડિત; બન્ધુસમાજ.

[ સમ્પૂર્ણ. ]

# સમય તરંગ.

---

**બાળલગ્ન નિષેધ**—શ્રી દ્વારિકા તીર્થક્ષેત્રના અધિષ્ઠાતા જગદ્દગુરૂ શ્રીશંકરાચાર્ય માધવતીર્થે એક પત્રના જવાબમાં બાળલગ્ન કરવાં અઘટિત છે એમ ખુલ્લેખુલ્લું જણાવ્યું છે. "સાર્વજનિક-સમ્મત રૂપે અરજી આવે" તો તે સંબંધમાં પોતે યોગ્ય આજ્ઞા આપવાને પણ ખુશી છે, એવો પોતાનો સુવિચાર તેઓએ પ્રદર્શિત કર્યો છે.

**સંગીતજ્ઞાન માટે ઇનામ**—ભરૂચના રહીશ મિ. નવરોજજી અરદેશર કારા ગાંધી તરફથી મૃત્યુ પામેલા પુત્ર સોરાબજીની પાછળ પુણ્યનિમિત્તે રૂ. ૫૦૦ ની રકમ પારસી પંચાયતના ટ્રસ્ટીઓને એવી શરતથી ઓપી છે કે **પીટીટ** કન્યાશાળાની બાલિકાઓની વાર્ષિક પરીક્ષામાં સંગીતવિદ્યામાં પ્રથમપદે આવનારને તે રકમના વ્યાજમાં એક ચાંદીનો પ્યાલો ઇનામ તરીકે આપવો. આ સરત મુજબ ગયા માસમાં ભરૂચની **પીટીટ** કન્યાશાળાની મીસ **દીનબાઈ હોરમસજી** વખારીયાને તે ઇનામ આપવામાં આવ્યું હતું.

**પુનર્લગ્ન**—મુંબાઇમાં ગીરગામમાં આવેલા મી. **ભગવાનદાસ માધવદાસના** પુનર્વિવાહ હોલમાં **ભાણીબાઈ** નામની ૨૨ વર્ષની વિધવાબાઈનું જાફરાબાદના તેજ જ્ઞાતિના ૨૬ વર્ષના મી. જુઠાભાઈ વિશરામ નામના એક યુવક સાથે લગ્ન થયું હતું. મિ. જુઠાભાઈનું આ પ્રથમ લગ્ન હતું. ભાણીબાઈનું પ્રથમ લગ્ન એક વૃદ્ધ ગૃહસ્થ સાથે ૧૨ વર્ષની ઉમ્મરે થયું હતું અને પરણ્યા પછી ૬ વર્ષે વિધવા થઈ હતી.

**અપવાસ કરવા વિષે**—ગઇ તા. ૧૯ ની રાતે મુંબાઇમાં માધવબાગના હોલમાં "**વર્ણાશ્રમ**" વિષે બોલતાં જગદ્દગુરૂ શ્રી **માધવતીર્થ** શંકરાચાર્યે જણાવ્યું હતું કે અપવાસ આદિ વ્રતો વિરક્ત પુરૂષે કરવાનાં છે. ગૃહસ્થે તો ઘણાં ઓછાં કરવાનાં છે. જે સ્ત્રી, પતિની હયાતીમાં, અપવાસ આદિ વ્રત કરે છે તે, અપવાસના પ્રમાણમાં પતિનું આયુષ્ય ઓછું કરે છે, અને નરકે જાય છે.

Registered No. B 43

# સુન્દરીસુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता: । मनु

( પ્રસન્ન દૈવત રૂદે, જ્યાં પામે સન્માન સુન્દરી )

નવી રીતે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક.


પુસ્તક ૨. અંક ૧

પ્રકાશક, બન્ધુસમાજ.

ઈસ. ૧૯૦૪ સપ્ટેમ્બર
વિ.સં. ૧૯૬૦ ભાદ્રપદ


વિષયસૂચન



વાર્ષિક લવાજમ સવા રૂપિયો ટપાલ ખર્ચ સાથે.

અમદાવાદ—યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કમ્પની, લિમિટેડ

# ગ્રાહકોને વિનંતિ.



**નું પુસ્તક:**—અમારા પ્રથમ વર્ષના લવાજમ ભરનાર ગ્રાહકો પૈકી ટપાલ ખર્ચનો એક આનો મોકલનારને '**યોગિની**' નું પુસ્તક અમે મોકલી દીધું છે; ના પ્હોચ્યું હોય ત્હેમણે સત્વર જણાવવા કૃપા કરવી. અને પ્રથમ વર્ષના તે પૈકી બાકીના ગ્રાહકોને સદરહૂ ભેટની ચોપડીનું ટપાલ ખર્ચ વેળાસર મોકલી તે મંગાવી લેવા વિનંતિ છે; કારણ ટપાલ ખર્ચ મોકલ્યાવિના જેઓ અમને ભેટ મોકલવા બાબત વિનાકારણ કાગળો લખે છે ત્હેમને જણાવવાની અમે રજા લઈએ છીએ કે તેમ કર્યા શિવાય કોઈ પણ ગ્રાહકને અમારાથી '**યોગિની**' મોકલી શકાશે નહિ. ભેટના પુસ્તકની રાહ જોઇ લવાજમ ન ભરનાર ગ્રાહકોને હવે તે સત્વર મોકલી દેવા વિનંતિ છે. આશા છે કે અમારા જુના તેમજ નવા ગ્રાહકો બીજા વર્ષનું લવાજમ પણ, પ્રથમની પેઠેજ, તાકીદે મોકલી આપવા કૃપા કરશે.

**ાનિક સૂચના:**—આ પત્રનાં આ માસથી શરૂ થતાં વર્ષથી અત્રેના સ્થાનિક ગ્રાહકો પાસેથી પણ ટપાલ ખર્ચ લેવાના અમારા વિચારથી કેટલાક ગ્રાહક મહાશયોએ વિરૂદ્ધ મત દર્શાવેલો; જે ઉપરથી ફરીથી એ બાબત વિચાર કરી જોતાં તથા ગ્રાહક બન્ધુઓના અભિપ્રાય લેતાં અમારો પ્રથમનો વિચાર કાયમ રાખવાના નિશ્ચય ઉપર આવ્યા વિના છુટકો નથી, એમ અમને જણાયું છે. પત્ર પ્હોંચવામાં ઘણીજ અનિયમિતા થાય છે તે તથા દર વખત કોઈ કોઈ ગ્રાહકોને તો અંક પ્હોંચતા નથી તે વગેરે હરકતો દૂર કરવાને માટે જ આ ઉપાય લેવો પડયો છે અને એ ઘણાક સ્થાનિક ગ્રાહકોની વારંવાર આવ્યે જતી ફરિયાદો તથા સૂચનાઓના નિકાલ માટે તથા પરિણામ રૂપે જ છે. પત્રના લવાજમમાં ટપાલ ખર્ચ માત્ર વધાર્યું છે એ જોતાં ખાત્રી થશે કે પ્રકાશકોને ત્હેવી યોજનામાં—અત્રેના ગ્રાહકોને વધારે સંતોષ આપવો—એ શિવાય બીજું કાંઇ પણ અંગત કારણ નથી જ.

# સુન્દરીસુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઇના શબ્દોમાં કહીએ તો, "સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બલવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા 'શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાલકવર્ગને ; પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધવર્ગની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઈ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર્ વિલાસોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ મેળવી દઇ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે, અને અન્તે સ્વદેશમાં હૃદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે:—એજ આર્યે સુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજાવિના રાજ્ય નથી...... "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૨ જું. ] ઈ. સ. ૧૯૦૪. સપ્ટેમ્બર—ભાદરવો, વિ.સં. ૧૯૬૦. [ અંક ૧ લો.

## સુધારક બન્ધુઓને વિજ્ઞપ્તિ.

---

સન્માનપાત્ર મહાશયો !

હિન્દુસંસારસુધારાની અભિવૃદ્ધિમાં આધેગમાં ઓછિળભસી અને સ્ત્રીઓની ઉન્નતિ અર્થે પ્રયાસ કરવા એ બંને મુખ્ય છે. આ પત્રે તેજ માર્ગમાં રહી સમસ્ત જનસમાજ-ની તથા હેની સાથે ખાસ રીતે આપના સુધારક મંડળની સેવા કરવી શરૂ કરી છે; છતાં તે મંડળ તરફથી કાંઈ ખાસ સહાય મેળવવા હજુ સુધી પ્રકાશકો ભાગ્યશાળી થયા નથી. ગૂજરાત-કાઠિયાવાડમાં 'સુધારકોની સંખ્યા ન્હાની નથી, અને તેથી જો પ્રત્યેક મહાશય માત્ર અક્કેકી નકલ લઇ તથા પોતાના મિત્ર—સંબન્ધી મંડળમાં ઓછામાં ઓછી અક્કેકી નકલ ખપાવી, 'સુન્દરીસુબોધ' પત્રને મદદ કરશે તો, નિઃસંશય હેમની તે પ્રવૃત્તિ લોકોપયોગિ અને માનનીય ગણાયા વિના રહેશે નહિંજ. અમને આશા છે કે અમારા સુધારક બન્ધુઓ આ વિનંતિ ધ્યાનમાં લેશે.

# કાવ્ય-કુંજ.



## સુખ.

સુખદેવિ! જીવનરાણી! જગમન્દિર વિષેય વિરાજતી,
આનન્દ, શાન્તિ, પ્રેમનાં રમણીય વસ્ત્રો ધારતી;
ઉલ્લાસ અર્પતી અપ્સરા! મનદૃષ્ટિ સમીપ સદા રહે,
સહીએ જીવન, જેના વડે, આ મંત્રી યમને ભેટીએ.

રમતી અતિ સમીપે સદા, અરિ દૂર, તોયે, ન્હાસતી!
દીસે વિપુલ કો વિબુધને, સહુ મૂર્ખને નહિં ભાસતી!
એ દિવ્ય બીજની વેલિ! જે પૃથ્વી પરે આવી ચ્હડી,
કહે કોઈ મર્ત્ય ભૂમિ વિષે ઉગવા તણી જ કૃપા કરી?!

શું રાજ્યના દંડે વીંટાઈ? ઝળકતા સિંહાસને?
શું ઝળકતી મણિખાણનાં રત્નો સહે પ્રસરીને?
પ્રકૃતિના સોનેરી પાકની સાથ ખીલી રહીજ શું?
કે કાવ્યયશમન્દિરતણી માળા મહીં ગુંથાઈ શું?

ક્યાં તું ઉગે, ક્યાં ના ઉગે?! અમ શોધ જો નિષ્ફળ બને,
તો દોષ શોધકનો ખરે, ના દોષ કો ભૂમિમાં રહે.
હા! સત્ય સુખ કદિ ના જડાઈ પ્રદેશ એક વિષે વસે,
દીસે નહીં કોઈ સ્થળે; સર્વત્ર, કિંવા, તે દીસે!

વિક્રય થકી નહીં ગ્રાહ્ય, પણ, છે સર્વ ગ્રાહ્ય, હવા સમી;
વર્ણાય નેતિ નેતિ પણ, અસ્તિત્વ નિશ્ચે ધારતી;
ના ભૂપના વૈભવ–પ્રભાવે, કદિ અધિન થઈ જતી,
ના જ્ઞાનીના ગર્વે; છતાં સંતોષીની સ્નેહી થતી!

બળ, દ્રવ્ય, વિદ્યા, રાજ્ય–ને તું મોકલે કંઈ અવનવી,
આશા નિરાશાના ભભકતા રંગ કાચાની છબી;
પણ પ્રિય સુહૃદ સંતોષને જાતે મળી સહચરી થતી,
નિજ શાન્તિમય, સાદા, વિનમ્ર-સ્વરૂપથી આલિંગતી!

પાન્થ, બન્ધુસમાજ.

# ગૃહ-ધર્મ.

[ 'વહુને શિખામણ' જેવા સ્ત્રીઓને ખાસ ઉપયોગી પુસ્તકના લેખક, **માંગરોળ**-વાળા સુપ્રસિદ્ધ સ્વદેશપ્રેમી ડાક્તર રવિશંકર ગણેશજી અંજારીયાએ પોતાનાં સ્વર્ગસ્થ પત્નીના સ્મરણાર્થે રાજકોટ બાર્ટન ફિમેલ ટ્રેનિંગ કોલેજની ત્રીજા વર્ષની સ્ત્રીવિદ્યાર્થીઓ પાસે દર વર્ષે સ્ત્રી-ઉપયોગી જૂદા જૂદા વિષયો ઉપર નિબંધો લખાવી, ત્હેમાંથી ઉત્તમ નિબંધ લખનારને સ્ત્રીઓના મેળાવડામાં દસ રૂપિયાનું ઇનામ સ્ત્રીપ્રમુખના હાથથી અપાવવાની ગોઠવણ રાખી છે. તે નિબંધોમાંના જે બે અમારા ઉપર મોકલવામાં આવેલા છે ત્હેમાંથી એક, બ્હેન **નર્મદાકુંવરે** લખેલો, 'વહુના ધર્મ વિષે નિબંધ' આ પત્રના પ્રથમ વર્ષમાં પ્રકટ કરવામાં આવ્યો છે; અને રા. રા. રવિશંકરે આરંભેલા આવા પ્રકારના વિશિષ્ટ સત્કાર્યની તથા તે પ્રસિદ્ધ થયેલા નિબંધની ઉપયોગિતા બાબત સર્વ તરફથી સર્વાનુમતિ થઈ જોવામાં આવે છે, એ આનન્દની વાત છે. '**અભણ માતાથી** છોકરાં ઉપર **થતી** અમર'—એ નામનો બીજો નિબંધ, આ અંકથી શરૂ કરવામાં આવ્યો છે. ]

---

## અભણ માતાથી છોકરાં પર થતી અસર

મા તેવાં છોકરાં.

જેવી મા હોય તેવાં છોકરાં નીવડે છે. કારણકે, છોકરાં ઘણો વખત મા પાસે રહે છે. જેવી માની ચાલચલગત તેવી તેનાં છોકરાંની થાય છે. જેવી માની વર્તણુંક હોય તેવું છોકરાં શીખે છે. કહેવત છે કે '**દેખે તેવું શીખે.**' જો મા સારી કેળવણી પામેલી હોય તો તેનાં છોકરાંને તે સારી રીતે કેળવે છે, તથા બોધ આપી શકે છે. ભણેલી મા પોતાનો દાખલો આપી પોતે કરી દેખાડે છે, એટલે બાળકો પણ તેમ કરે છે. માટે જેવી માની ચાલચલગત તેવી જ તેનાં છોકરાંની થાય છે જુઓ સિદ્ધરાજની માએ રૂડી રીતે રાજકારભાર કર્યો અને લોકો ઉપયોગી કામો કર્યાં તેની અસર સિદ્ધરાજના મનમાં નાનપણથી જ ઉતરવાથી તે રૂડો રાજકર્તા નીવડ્યો. મા સારી હોવાથી છોકરાં સારા નીવડે છે. તેના અનેક દાખલા ઇતિહાસ પરથી મળે છે. હવે છોકરાં સુધારવાને માતાઓ કેળવણી પામેલી હોવી જોઇએ, કેમકે તે વિના પ્રજાનો સુધારો કદી થાય જ નહિ. માટે સ્ત્રીકેળવણીનો પ્રસાર થવો જોઇએ.

સ્ત્રીકેળવણીની અગત્યતા.

સ્ત્રીકેળવણી એટલે સ્ત્રી જાતમાં જન્મથી બુદ્ધિ—મનની શક્તિઓનાં અંકુર હોય તેને ઉપયોગી જ્ઞાન આપી સુધારવા તેનું નામ સ્ત્રીકેળવણી. સંસારમાં પોતપોતાનાં કામ કરવાને કેળવણીની બધાને જરૂર છે. પુરૂષ કરતાં સ્ત્રીને કાંઈ એનો ખપ ઓછો નથી. જે લોક સ્ત્રીકેળવણીને નકામી ગણે છે તે લોક કેળવણીનો અર્થ જ સમજતા નથી. સ્ત્રીએ ઘરમાં પ્રધા-

નવટાનું કામ ચલાવવું જોઇએ તેમ તે કરી શકતી નથી પણ એક ગુલામડીના જેવું વૈતરૂં કરી જાણે છે. એથી પુરૂષને ઘરની અને બહારની બેઉ તરફની ચિંતા રાખવી પડે છે. ગૃહસ્થાશ્રમની ખરી વહેંચણ તો એ છે કે, પુરૂષે બહારથી કમાઈ લાવવું, અને સ્ત્રીએ ઘર ચલાવવું. ધણીધણીયાણીની કેળવણીમાં ફેર હોવાથી તેઓને બનતું નથી. ધણી સભામાં જઈ ભાષણો સાંભળે ને વહેમખંડન કરવાના વિચારો ચલાવે ત્યારે ઘરમાં પેલી પાડોશણો ભેગી કરી નકામા કુથલા કરીને વહેમની વાતો ચલાવતી હોય. પેલો ઘરેણા કરાવવાની ના કહે, ત્યારે પેલી હઠ પકડે. પેલો ઇતિહાસ કે ભૂગોળ કે પ્રાચીન શાસ્ત્રોની વાત કહે, ત્યારે પેલી કહે કે મને સાસુએ આવું કામ સોંપ્યું, નણંદે આમ મેણું માર્યું, વગેરે ધણીની પાસે કહે છે. મતલબ કે, ધણીધણીયાણી કજોડ બળદનું ગાડું થઈ પડે છે. અને તેવી સ્થિતિમાં કેળવાયેલા ભર્તાને અને બિનકેળવણી પામેલી ભાર્યાને દંપત્તિનો વ્યવહાર સંસારમાં સદા સુખરૂપે નિભાવવો મુશ્કેલ થઇ પડે છે. અને નિભ્યો તો સદા ક્લેશકારી થાય છે. કેટલાક અજ્ઞાન માણસો કહે છે કે, સ્ત્રીને ભણીને ક્યાં કમાવા જવું છે? પરંતુ, ઘરમાં કેટલો ખર્ચ થયો તેનો હિસાબ રાખવો: ઘરમાં શું શું લાવ્યા, લૂગડાં ખોરાક વગેરેમાં જે ખર્ચ થાય છે તેનું નામું લખવું એવગેરે કામો કાંઇ બિનકેળવાએલી સ્ત્રીથી થતાં નથી. વળી ભણેલી સ્ત્રી સારી રીતે વર્તતી નથી એમ મૂર્ખ માણસો કહે છે. એટલે તેથી તે સ્ત્રીઓને ભણાવતા નથી. ફક્ત પુરૂષો જ ભણે એમ નથી: સ્ત્રી અને પુરૂષ બંનેને કેળવણીની સરખી જરૂર છે.

વળી, આપણા દેશમાં આગળની સ્ત્રીઓ કેળવણી પામેલી હતી. સીતા, દ્રૌપદી, તારા, વગેરે સતીઓ થઈ ગઈ છે. તેઓ પણ કેળવણી પામેલી હતી, તેથી તેઓ પોતાના ઘરનો વ્યવહાર સારી રીતે ચલાવી શકતી હતી. માટે સ્ત્રીઓને કેળવણી આપવી જોઇએ. જો સ્ત્રી કેળવણી પામેલી હોય તો જ દેશની ચડતી થવા આશા રાખી શકાય. નેપોલીઅન બોનાપાર્ટ કહે છે કેઃ—

દોહરો.

કહે નેપોલીઅન દેશને, કરવા આબાદાન;
સરસ રીત છે એ જ કે, દ્યો માતાને જ્ઞાન.

નેપોલીઅન બોનાપાર્ટ કહે છે કે, જો દેશને આબાદ કરવો હોય તો પ્રથમ માતાઓને સુધારો. જો માતાઓ સુધરે તો જ દેશ આબાદ થાય, પણ આબાદ શી રીતે થાય? સ્ત્રીકેળવણીનો પ્રસાર દેશમાં થવો જોઇએ. જો માતાઓ અભણ હોય તો પ્રજાનો સુધારો કદી થાય જ નહિ. કેમકે, અભણ માતાઓનાં છોકરાં કેમ ઉછેરવા તેનું ભાન અભણ માતાઓને હોતું નથી. અને તેથી બધી પ્રજા બગડે છે. અને ઘણાં નીચે પ્રમાણે નુકસાન થાય છે,

બાળકોના મનનું વલણ ઓળખવું તથા તેના સ્વતંત્ર વિચારોને ઉત્તેજન આપવું, સુનીતિ શીખવવી, ધર્મનો બોધ કરવો, અને પ્રેમપૂર્વક સદ્દગુણી બનાવવાં. સુનીતિ શીખવવાનો આરંભ બાલ્યાવસ્થામાં થવો જોઇએ. કેમકે નાનપણથી બાળકોના મગજમાં જે વાત કરીએ તે ઝટ ઠસી જાય છે. નાનપણમાં છોકરાં જો સારે રસ્તે ચડે તો પછી મોટાં થયાં પછી નીતિવાન થાય છે, કારણ કે કુમળું ઝાડ જેમ નમાવીએ તેમ નમે, પણ મોટાં થયાં પછી તે નમી શકતું નથી. તેમ નાનપણમાં જો તેનામાં અનીતિ પેશી જાય તો તે કદી પણ જાય જ નહિ. કારણ કે, બાળકની નાની વયમાં જે કહીએ તે કદી પણ જતું નથી. તે વિષે કહેવત છે કે,—

અભણ માતા બાળકોને નીતિ શીખવી શકતી નથી.

" કાચા ઘટમાં કાંકરો જો કદી પેશી જાય
નીકળતાં નહિ નીકળે કરતાં કોટી ઉપાય. "

એનો અર્થ એવો થાય છે કે, પકવ્યા વિનાના ઘડામાં કાંકરો પેશી જાય તો કરોડો ઉપાય કરીશું તો પણ તે નીકળશે નહિ, મતલબ કે, નાની ઉમ્મરમાં છોકરાંને જે ટેવ પડી જાય તે કદી પણ જતી નથી. પણ અજ્ઞાન માતાઓ એવી સારી ટેવ પાડી શકતી નથી. કારણકે, તે નીતિ શીખવી શકતી નથી. સારી કેળવણી પામેલી માતા પોતાનાં છોકરાંને સત્યતાના ફાયદાની, જૂઠના ગેરફાયદાની, નાની નાની રમુજી વાતો કહે છે. ભૂંડી ગાળો દેવા દેતી નથી. અને પોતે પોતાનો દાખલો આપીને શીખવે છે. કેળવણી પામેલી માતા જ્યારે પોતાનાં છોકરાંને નીતિવાન, સ્વદેશની ભક્તિવાળો, પરોપકારી, શૂરો, સ્વતંત્ર વિચારનો, ને હિમ્મતવાન કરે છે, ત્યારે મૂર્ખ માતા પોતાના બાળકને મતલબી, સ્વાર્થી, કાયર, પરતંત્ર વિચારનો, અને જનાની બનાવી મૂકે છે. વળી જો કેળવણી લીધેલી માતા પોતાને ઘેર કોઈ ગરીબ કે ભીખારી માગવા આવે તો તેને બાળકને હાથે પુણ્ય કરાવે છે કે, જેથી કરીને તે બાળકમાં દયા પણ આવે. મૂર્ખ માતા ભીખારીને ભાળે કે તુરત તેને મારીને કહાડી મૂકે છે. તેનાં છોકરાં પર તેની અસર થાય છે, જેથી તે છોકરાં જ્યારે મોટાં થાય ત્યારે તે પોતાની માની પેઠે જ કરવા લાગે છે. મતલબ કે નાનપણમાં માનું જેવું દેખે તેવું તેઓ શીખે છે.

---

## મંદવાડમાંથી તરતજ ઉઠેલાં બાલકો માટે રોગનિવારક ગૃહ.

મનુષ્ય માંદગીની સ્થિતિમાં હોય છે તે વખતે દવા, ખોરાક, હવાપાણી વિગેરે બા બતોથી તેની સંભાળ લેવાની અને સારવાર કરવાની જરૂર છે, એવું કેળવાયલી પ્રજાઓ માનતી આવી છે. પરંતુ આ પ્રકારની તજવીજની જરૂર જેટલી માંદગીના વખતમાં છે, તેટલી,—કેટલીક બાબતમાં તેથી પણ વધારે—મંદવાડથી તરત ઉઠયા પછીની સ્થિતિમાં શા-

ખવાની છે, એ વાત ઉપર જોકે આપણા દેશના લોકોનું પુરતું લક્ષ નથી, પરંતુ પશ્ચિમના દેશો તેને માટે ઘણી કાળજી રાખે છે. યુરોપ દેશમાં માંદગીની વખતે સારવાર કરવાને દર્દીઓને માટે જેમ જુદાં જુદાં દવાખાનાં વગેરે હોય છે, તેમ તેમાંથી ઉઠયા પછીની અશકત સ્થિતિમાં તજવીજ રાખવા માટે ખાસ જુદાં જુદાં સ્થાનો રાખવામાં આવે છે; આવાં સ્થાનોને " રોગનિવારક સ્થાન " ( convalescent Institutions ) કહે છે. ઇંગ્લાંડ દેશમાં સામાન્ય રીતે સર્વ લોકો માટે આવાં સ્થાનો ઘણાં છે; પરંતુ ખાસ કરીને બાળકો માટેજ નિર્માણ કરેલું ઘણું ઉત્તમ અને પ્રખ્યાત રોગનિવારક સ્થાન ' યરોગૃહ ' ( Yarrow Home) નામનું એકજ છે.

યરો નામના એક પરોપકારી ગૃહસ્થે ઘણી ઉદારતાથી તે સ્થાપન કર્યું હતું, અને તેથી તેનું નામ તેની સાથે જોડાયલું છે. આ ગૃહસ્થ બાળકોનો ખાસ શોખી હોવાથી, અને તેમને ખાતર કાંઇપણ કરવાને ઘણો આતુર હોવાથી, તેણે મધ્ય વર્ગનાં મનુષ્ય તરફ એકવાર નજર ફેરવી. તેને લાગ્યું કે ટુંકાં સાધનોવાળાં એવાં ઘણાં મનુષ્યો છે કે જે પોતાની તંગી હાલત બીજાને જણાવવા દેતાં નથી, અને આપત્તિ વખતે ઘણું દુઃખ વેઠે છે. આવાં મનુષ્યો હલકી આવકવાળા પાદરી ( આપણામાં બ્રાહ્મણ ), વેપારી, વકીલ, કારકુન કે કારીગર વર્ગમાંના, મહામહેનતે ગુજરાન નિભાવનારા, હોય છે. આ બધા લોકોને પોતાના વર્ગના પ્રમાણમાં બ્હારના દેખાવ રાખવા પડે છે, છતાં ઘરનાં મનુષ્યોની માંદગી વખતે ખર્ચવાને થોડું, અને મંદવાડમાંથી તાજા ઉઠયા પછીની સ્થિતિને માટેની જરૂરીઆતો પુરી પાડવાને તેથી પણ થોડું, તેમનાથી બની શકે છે. આવાં તીવ્ર લાગણીવાળાં અને જાતઅભિમાની લોકોનાં બાળકો ઘણીવાર પુરતી સંભાળની ખામીને લીધે દુઃખી હાલત ભોગવે છે, અને તેથી તેમને કાંઇપણ મદદ કરવી એવો મી. યરોએ નિશ્ચય કર્યો. તે હેતુથી તેમનાં સ્વાભાવિક નબળાં શરીરનાં તથા મંદવાડમાંથી તાજા ઉઠેલાં બાળકોને વાસ્તે એક ' રોગનિવારક ગૃહ ' બાંધવા ધાર્યું; દરિયાની સામેજ દક્ષિણ દિશા તરફ ૧૧ વીઘાં જમીન ઉપર એક મ્હોટું સુંદર મકાન બાંધવામાં આવ્યું; અને તેમાં ૫૦ છોકરા અને ૫૦ છોકરીઓ, તથા દાકતરો, માવજત કરનાર સ્ત્રીઓ (nurses) અને નોકરોને માટે પુરતી જગા રાખવામાં આવી.

**મકાનની સગવડો.**

આ મકાનમાં ન્હાની મ્હોટી દરેક રીતની સગવડો કરવા ઘણીજ અસાધારણ કાળજી રાખેલી હોવાથી, તેના ખર્ચ સામું જોવામાં આવ્યું નથી. તે અગ્નિમાં બળે નહિ એવું બનાવવામાં આવ્યું છે: તેમાં સર્વ રીતની આરોગ્યકર ગોઠવણો રાખી છે, તેના બધા ભાગમાં ઉનાપાણીથી ગરમાવો રાખવામાં આવે છે, બગડેલી હવા બહાર કહાડી નાંખવાના નળી જેવા રસ્તા તેમાં ગોઠવવામાં આવ્યા છે, તથા હવા અને પ્રકાશ માટેની રચના એવી કરવામાં આવી છે, કે ગૃહની બધી ઓરડીઓમાંની હવા દર બબ્બે કલાકે બદલાઈ નવી આવતી જાય છે. સુવાના ઓરડા મ્હોટા તથા ઉંચા છે. જમવા બેસવાના પણ તેવાજ મ્હોટા છે. મકાન બ્હાર રમવાની વિશાળ જગા છે, પરંતુ રમવાને વખતે બ્હારની હવા

જોઇએ તેવી સારી, શરીરને સુખકર, નહોય તેવે વખતે બાલકોને રમવાને માટે ઘણા વિશાળ ઓરડા અને છજાં બનાવ્યાં છે, અને તેમની આસપાસ જ્યારે જરૂર પડે ત્યારે ઉઘાડી અને બંધ કરી શકાય એવા કાચના પડદા ગોઠવવામાં આવ્યા છે. મકાન બાંધવામાં તથા તેમાં જોઇતી વસ્તુઓ પુરી પાડવામાં ત્રીસ લાખ રૂપીયા ખર્ચાયા છે, અને છતાં એમાં ખાસ ખુબી એ છે કે આ ખર્ચ ખાતે કોઇપણ પાસેથી ભેટ માગવામાં આવી નથી, તેમ આપવામાં આવતાં તે સ્વીકારાઇ પણ નથી.

**રમતનાં સાધનો.** ગૃહની અંદર તેમજ બ્હાર, છબીઓ, ચિત્રો, પૂતળાં વગેરે કળાનાં કામ એવાં સુન્દર મનોહર, રંગબેરંગી આકાર અને દેખાવવાળાં ગોઠવવામાં આવ્યાં છે કે બાળકો રાત દિવસ તે જોઇ આનન્દમાં જ રહે; ન્હાનાં બાળકોને માટે જાત જાતનાં આનન્દજનક રમકડાં—અને તેમાંનાં ઘણાંક તો બહુ ભારે કિંમતનાં—પણ રાખવામાં આવ્યાં છે. છોકરાઓ અને છોકરીઓ મકાનની બે જુદી જુદી બાજુએ રહે છે. છોકરીઓના વાસ તરફ એક સુન્દર મ્હોટો પીયાનો ( વાજું ) રાખવામાં આવ્યો છે. છોકરાઓ માટે ઘરમાં અંદર રમવાની જાતજાતની ગમતથી ભરેલી રમતોની ગોઠવણ કરી છે, તેમ ખુલ્લી હવામાં શારીરિક કસરત માટે ક્રીકેટ અને ફૂટબોલનાં સાધનો પણ પુરાં પાડ્યાં છે. વળી, હરી ફરી શકે નહિ એવાં માંદાં બાળકો માટે વિવિધ પ્રકારની ગાડીઓ તથા ખસતી-પૈડાંવાળી-ખુરશીઓ, તેમ ન્હાનાં ટટુની બગીઓ રાખી છે; તેમાં નાજુક તંદુરસ્તીવાળાંને બેસાડી એક વડીલ સ્ત્રી ગામ બ્હાર આમ તેમ ફેરવે છે, અને તેમાં તે બાળકોને ઘણોજ આનન્દ પડે છે. અહિયાં બાળકોને, સ્હેજ તંદુરસ્તીમાં આવ્યા છતાં, પુસ્તકોના પાઠ આપી કંટાળવામાં આવતાં નથી; આ ગૃહમાં તેમનું જીવન તહેવારની લાંબી રજા ભોગવતાં હોય એવું, દરેક ચિન્તાથી મુક્ત, હમેશાં આનન્દમાંજ, ગાળવામાં આવે છે. દરિયાકાંઠે કે ગામડાંમાં આમ તેમ હરવા ફરવામાં, રેતી ઉપર અથવા [1]ક્રીડાભૂમિ ઉપર રમવામાં, તેમના દિવસો [2]વ્યતીત થાય છે, અને એમ દરેક જાતની રમત ગમતમાં તેઓ એવાં મચ્યાં રહે છે, કે જેથી તેમના શરીરનાં દુઃખ અથવા નબળાઇની વિચાર કે લાગણી ભાગ્યેજ તેમના મનમાં ઉત્પન્ન થાય છે.

**વૈદક સંભાળ.** અહિયાં ખોરાક સૌ સૌને માફક આવે તેવો અને ઉંચીજ જાતનો વપરાય છે; હલકા અને તંદુરસ્તીને હાનિ કરે એવા પદાર્થ કદી પણ ખરીદવામાં આવતા નથી, તેમ જેજે ખોરાકની વસ્તુઓ અમુક બચ્ચાંઓને ન આપવા જેવી હોય તે તેમને બતાવવામાં જ આવતી નથી. આ " રોગનિવારક ગૃહ " ની દેખરેખ રાખનાર ઉપરી વડીલ સ્ત્રી મિસ પાવર નામની છે; પ્હેલાં તે બાળકોના એક બીજા દવાખાનાના ઉપરી તરીકે રહી હતી ત્યાં તે બાળકો તરફ કાળજીવાળી અને માયાળુ નીવડી હતી, અને તેથી આ ગૃહની ભારે જવાબદારીવાળી જગા સાચવવાને તે પુરતી રીતે લાયક છે. જ્યાં ઘણાં, સંખ્યાબંધ બાળકો,–અને તે પણ તરતજ વેઠેલી માંદગીને લીધે કે

* ૧ રમત રમવાની જગ્યા. ૨ જાય છે.

મૂળ જાતિ નબળાઇને લીધે ઘણાં અશક્ત થઇ ગયેલાં—બાળકો એકત્ર થતાં હોય, ત્યાં સ્વાભાવિક રીતે જ કોઇ વિશેષ વૈદક જ્ઞાનવાળા માણસની ઘણી જરૂર રહે છે; તેટલા માટે એક ખાસ અનુભવી દાકતર દરરોજ ત્યાં આવી બાળકોને તપાસી જાય એવી વ્યવસ્થા રાખી છે. વળી, બીજાંને નુકશાન કરે એવા રોગવાળાં બાળકોને આ ગૃહમાં દાખલ કરી કાંઇ જોખમ ન વ્હોરવા ખાસ કાળજી રાખવામાં આવે છે; એટલે કે ત્યાં રહેવા આવનાર, -કોઇપણ જાતના ચેપી કે ઉડતા રોગથી હેરાન થઇ તાજાંજ ઉઠેલાં, અથવા તેવા કોઈ રોગવાળા સ્થાન કે ઘરથી આવેલાં,—બાળકોને, જ્યાંસુધી આવા રોગ મટયા પછી વૈદક મત પ્રમાણે ઠરાવેલી અમુક મુદત વીતી ગઇ ન હોય ત્યાંસુધી, આ ગૃહમાં દાખલ કરવામાં આવતાં નથી. તેમ તદ્દન અસાધ્ય રોગો ભોગવતાં બાળકોને પણ આ ગૃહનો લાભ આપવા ધાર્યું નથી. આ ગૃહ ખરૂં જોતાં ફક્ત એવાંજ બાળકોને વાસ્તે નિર્માણ થયેલું છે કે જેમનાં રોગથી નબળાં પડી ગયેલાં શરીરને યોગ્ય પુષ્ટિ મળવા માટે, તેમનું બંધારણ ફરીથી બંધાઇ દૃઢ અને બળવાન કરવાને માટે, અને ઘણીકવાર બ્હારથી રોગ મટયો દેખાતા છતાં અંદર ઘર કરી રહે છે, અથવા ફરી ફરીને ઉથલા ખવરાવે છે એવું બનતા સુધી ન થવા દેવાને માટે, સારી રીતની સારવાર તથા દેખરેખની જરૂર છે. ત્યાં રહેતા દરમીયાન કાંઈ સ્હેજ માંદગી થઇ આવે, તો તેને માટે ગૃહની જમણી બાજુએ એક ઉત્તમ " આરોગ્યવર્ધક સ્થાન " (Sanitarium) રાખવામાં આવ્યું છે; અને શળેકમ કે એવું બીજું કાંઇ ઉથલો ખવરાવનારૂં દરદ થઇ આવે, કે તરત તેને આ સ્થાને લઈ જઈ ખાસ તેવાં દરદોમાં કેળવાયલી નર્સોની સંભાળમાં તેમને રાખવામાં આવે છે. આ ગૃહ અમુક દેશનાં કે અમુક જાતિનાં બાળકો માટે નહિ, પણ સર્વ બાળકો માટે સ્થાપન કરવામાં આવ્યું છે; તેમાં છોકરાઓ ૪ થી ૧૪ વર્ષ સુધીના, અને છોકરીઓ ૪ થી ૧૬ વર્ષ સુધીની, રાખવામાં આવે છે.

આ ગૃહમાં પોતાના બાળકને દાખલ કરવા ઇચ્છનાર મનુષ્ય પાસેથી લેવાની રકમ દર અઠવાડીએ ફક્ત પાંચ શીલીંગ (લગભગ ત્રણ રૂપીઆ) જેટલીજ રાખી છે, જોકે દરેક બાળક પાછળ થતા ખરેખરા ખર્ચનો તે માત્ર ચોથોજ ભાગ છે. દરેક બાળકને અહિંયાં રહેવાનો વખત સાધારણ રીતે ત્રણ અઠવાડીયાંનો રાખ્યો છે; છતાં જ્યાં જરૂર જણાય ત્યાં તે મુદતમાં વધારો કરવામાં આવે છે. માબાપ કે મિત્રમંડળ અઠવાડીયામાં એક વખત બાળકોને મળવા, અથવા ગૃહની સામાન્ય વ્યવસ્થા જોવા આવી શકે છે. અને તે નીહાળવાની ઇચ્છા રાખનાર બીજા ગૃહસ્થો પાંચ શીલીંગ આપવાથી એક ખાસ ટીકીટ લઈ અંદર આવી શકે છે. આથી વારંવાર જે ને તે આવવાથી છોકરાંને થતી ગરબડ અટકે છે.

* * * *

આપણા દેશના પુરૂષો, અને ખાસ કરીને સ્ત્રીઓ, જેટલાં પોતાને સંતતિ હોવાને માટે આતુર અને કાળજીવાળાં હોય છે, તેથી પા દરજ્જે પણ તેમની કેળવણી, ઉછેર

અને શરીર સંભાળ માટે હોતાં નથી એ આપણા લોકોમાં સર્વગત લક્ષણ છે. આમ જ્યારે પોતાનીજ પ્રજા માટે જોઇએ તેટલી કાળજી રાખવામાં આપણા લોકો પાછળ છે; ત્યારે પોતાના જાતિભાઇઓનાં,-સ્વદેશીઓનાં બાલકોની સ્થિતિ સુધારવામે એકત્ર પ્રયત્ન કરવાની આશા તો ક્યાંથી જ રખાય! હાલનાં બાલકો એજ ભવિષ્યનાં મહાન પુરૂષો થવાનાં હોવાથી તેમની સારી સ્થિતિ ઉપર જ દેશના ભવિષ્યનો ખરો આધાર છે, એમ સમજી જે દેશમાં સ્વદેશીઓનાં બાલકો માટે ઉપર વર્ણવ્યો તેવો વખાણવા લાયક અને ઉત્તમ પ્રયત્ન થાય, તે દેશને કેટલો ધન્યવાદ ઘટે છે?! ગરીબ ગુજરાતનાં, મહા મહેનતે સંસાર નિભાવનારાં માતપિતાનાં ઉછરતાં, ખીલતાં કેટલાં બધાં બાળકો. યોગ્ય સારવારની ખામીને લીધે, અનેક અનેક વ્યાધિઓના કીડાથી કોલાઇ, સોસાઇ, ખરી પડે છે? તો પછી આપણે અહિંયાં પણ તેવા સ્વાર્થે, પરાર્થે એજ પરમાર્થે. સર્વ સાચવતા પ્રયાસો કરી સ્વદેશીઓની હાલની તેમજ ભવિષ્યની દશા સુધારવાનાં કાર્યો ધીમે ધીમે પણ ખંત અને ઉત્સાહ ઉપાડવાની જરૂર નથી એમ કોણ કહેશે? ઉપર જ જણાવેલું રોગનિવારક ગૃહ એક બીજી વાત તરફ આપણું ધ્યાન ખેંચે છે, તે એ કે તેના જેવું અતિશય ખર્ચાળ કામ એક જ મહાત્માએ પરમ ઉદારતાથી ઉપાડી લીધું છે, દિવસે દિવસે નિર્ધન થયે જતા આપણા દેશમાં પણ થોડા ઘણા તો એવા પુરૂષો મળી આવે ખરા કે આવું કામ ઘણા નાના પાયા ઉપર પણ, ધારે તો કરી શકે. પણ આપણું દુર્ભાગ્ય એ છે કે ધન ઉત્તમ રીતે અને યોગ્ય રીતે પ્રાપ્ત કરવામાં જોઇતી બુદ્ધિ અને ચતુરાઈ જેમ આપણામાંથી ઘટી ગઈ છે, તેમ મેળવેલું કે રહેલું દ્રવ્ય કેવા યોગ્ય, ઉત્તમ અને સત્ય માર્ગે વાપરવું એ બુદ્ધિ પણ નષ્ટ જ થઇ છે. અયોગ્ય ખર્ચો દેશમાં કાંઈ ઓછાં થતાં નથી; પરંતુ યોગ્ય અયોગ્ય ખર્ચનો વિવેક નથી, અથવા તે વિવેક પોતાની વિવિધ ફરજોના અજ્ઞાન ને વશ થઇ રહેલો છે.

# સૂવાવડ.

( સૂયાણીને શિક્ષણ અને પ્રસૂતિને પ્રાણદાન. )

લખનારઃ—સ્વર્ગસ્થ અ. સૌ. માણેક બ્હેન ફત્તેહચંદ.

( પાત્રો અથવા વિષયના સંબંધનાં માણસો. )

| | |
|---|---|
| **લક્ષ્મી.** | સારી શીખેલી સૂયાણી અથવા દાઈ. |
| **મોતી.** | ગર્ભિણી અથવા દહાડાવાળી કે ભારેવાઈ સ્ત્રી. |
| **વખત.** | મોતીની મા. |
| **હરિયો.** | ચાકર. |

## પ્રથમ ભાગ.

### પ્રકરણ ૧ લું.

**ગર્ભિણીની માવજત.**

(લક્ષ્મી અને વખત.)

વખત—અલી બેન, તમે સાંભળ્યું છે કેની, કે અમારી મોતીને દહાડા છે.

લક્ષ્મી—એમ કે ? ભલે ભલે ! ભગવાન કરે ને એને બાળિયો આવે.

વ.—અરે બેન, એ તો કાંઈ આપણા હાથમાં નથી. પણ અત્યારે મને કહી દેખાડો જોઇએ, કે તેને કેવા નિયમથી રાખવી–તેની કેવી માવજત કરવી જોઇએ !

લ.—નિયમ બિયમ બીજું કંઇએ નથી. માત્ર એને જરા સાવધાનીથી રાખશો એટલે બસ છે.

વ.—એ વાત ખરી, પણ સાવધાનીથી એટલે કેવી રીતે, તે જ મને કહી દેખાડોને.

લ.—હા, તે કહું છું. મોતી ઘણી શાન્ત અને શાણી છોકરી છે, એટલે એને સાવધાનીથી રાખવી કાંઈ કઠણ નથી. તો પણ હું એ સંબંધી નિયમો છે તે એક એક કહી જાઉં છું;-ને તે તમે લક્ષમાં રાખજો.

**૧. દરરોજ ગર્ભિણીને બરાબર સાફ-ખુલાસાથી ઝાડો ઉતરતો રહે તેમ કરવું. તેને કોઠાની કબજીયત રહે તે સારૂં નથી. જે ભારેવાઈ બાઇડીનો કોઠો હમેશાં કબજીઅતવાળો રહે છે એટલે જેને ખુલાસાથી સાફ ઝાડો ઉતરતો નથી, તે પ્રસવ વખતે હેરાન થાય છે. બાળકનું માથું જલદી બહાર આવી શકતું નથી.**

વ.—કેમ ? ગર્ભિણીને કોઠાની કબજીઅત હોવાથી છોકરાનું માથું બહાર આવતાં અડચણ પડે તે શા કારણથી ?

લ.—મળ એટલે ઝાડાનો કચરો જમી (ભરાઈ) રહ્યાથી, જે રસ્તે થઈને છોકરાનું માથું બહાર આવવાનું, તે રસ્તો પૂરાઈ અથવા રોકાઈ ન રહે ?

વ.—ઓ મા ! એમ થાય તો ખરૂં.

લ.—એમ જ્યારે થાય ત્યારે પછી એવા પૂરાએલા કે રોકાએલા રસ્તેથી માથું બહાર શી રીતે આવી શકે ?

વ.—તમે ખરૂં કહો છો, બેન ! આવી ચોખ્ખી વાત પણ અત્યાર સુધી મારા સમજ્યામાં નહોતી. હવે બરાબર સમજી. ત્યારેતો ગર્ભિણીના કોઠાની કબજીઅત સારી નથી. એમ દેખાય છે.

લ.—સારી નથી જ તો. તે સિવાય કોઠાની કબજીઅત હોવાથી દહાડાવાળી સ્ત્રીના શરીરમાં જોર રહેતું નથી, તેને સારી ભુખ લાગતી નથી, અને અનેક પ્રકારનું અસુખ થાય છે. વળી પ્રસવ થયા પછી પેટની પીડા પણ થાય છે.

વ.—ઓ મા ! એમ છે ત્યારે તો કહોને, બેન ! કોઠાની કબજીઅત હોય તો શું કરવું ?

લ.—કોઠાની કબજીઅત હોય તો અધોળેક દિવેલ પાઈ દેવું. એના શિવાય બીજો કોઈ પણ જુલાબ આપવો નહિં. જેથી વધારે દસ્ત એટલે ઝાડા થાય તેવો જુલાબ આપ્યાથી બહુ ભારે બિગાડ—નુકસાન—થાય છે.

વ.—વધારે દસ્ત થયાથી શું નુકસાન થાય વારૂ?

લ.—ઝાડા વધારે થયાથી ગર્ભપાત એટલે કસુવાવડ થવાનો સંભવ રહે છે.

વ.—ઓ બાપ! ત્યારે તો જુલાબ બુલાબ બહુ જ વિચાર કરીને આપવો જોઇએ. વારું, એ તો ઠીક, પણ આપણામાં એમ કહેવાય છે કે, દહાડાવાળી સ્ત્રીને ઓસડવેસડ ખવરાવવું નહિ, એ વાત કેવી હશે?

લ.—એ આપણી ભૂલ છે. તમે એમ ધારો છો કે ઓસડ ખવડાવ્યાથી જ જાણે ગર્ભપાત થાય છે, પણ તેમ કાંઈ નથી. જેનાથી ગર્ભપાત થાય તેવું ઓસડ વગેરે આપવું નહિં; તે સિવાયના ઓસડ વેસડથી શું નુકસાન છે? અરેરે! આપણા લોકો હિંમતભેર ઓસડ આપી શકતા નથી તેથી કેટલી ગર્ભવાળી સ્ત્રીઓ મારી જાય છે! ભારેવાઈ સ્ત્રીને કંઈ રોગભોગ થાય તો તેને ઓસડ આપીને પહેલા આરામ કરવો જોઇએ, નહિં તો એકને લીધે બેના જીવ જાય! કેમ સમજ્યામાં આવે છે કેની?

વ.—હા, તમે કહો છો તેમ જ થાય છે. ખરેખર, એ આપણી મોટી ભૂલ છે. આજથી હવે એવી વાત કોઈ કરે તો કાને પણ ના ધરવી. પણ વારું, તમે જે દિવેલ પાવાનું કહ્યું, તે ગર્ભવાળી સ્ત્રી શી રીતે પી શકે?

લ.—કેમ?

વ.—એ તો કાંઈ પી શકાય નહિં ભાઈ, એની વાસથી ઊબકો આવે—બકારી થાય. વળી ચીકણું ચીકણું પણ લાગે.

લ.—પાશેર કે દોઢ પાશેર ગરમ દૂધની સાથે ભેળવીને પીધાથી પછી એવી ગંધ કે વાસ કંઈ માલમ પડતી નથી અને સારી રીતે પી શકાય છે.

વ.—ગરમ દૂધને લીધે વખતે એની ગંધ માલમ પડતી નહિં હોય ખરી; અને એવા દૂધની સાથે ભેળવ્યાથી એટલી ચીકાશ પણ નહિ રહેતી હોય.

લ.—હા, તમે ખરું કહો છો.

વ.—એમ છે ત્યારે બીજું શું જોઇએ—એતો ઘણું જ સારું. એ તો બહુ સહેલો ઉપાય છે, શીખી રાખવો પડે તેમ કાંઈ નથી. વારું, ત્યારે એકાદ દિવસ ઝાડાની કબજીઅત રહ્યાથી તો જાણે દિવેલનો જુલાબ આપીને એ કબજીઅત મટાડાય. પણ જે ગુર્ભવંતી સ્ત્રીને હંમેશની એવી કબજીઅત હોય, તેનો ઉપાય શો કરવો? રોજને રોજ તો કાંઈ તેને જુલાબ આપી શકાય નહિં?

લ.—એ તો ખરું છે. તમે એ બહુ સારી વાત કાઢી. એવી ભારેવાઈ સ્ત્રીને સારૂ તો ઇલાયદી ગોઠવણ કરવી જોઇએ.

વ.—ત્યારે એ ગોઠવણ શી તે કહોને.

લ.—ઓસડ વેસડ નહિં ખવડાવતાં, બીજા કોઈ ઉપાયથી એવી સ્ત્રીના ઝાડાની કબજીઆત મટાડી શકાય તો સારું થાય.

વ.—ત્યારે એનો શો ઉપાય કરશો તે કહેશો? ઓસડના તો નામથીજ ગર્ભવાળી સ્ત્રીઓ બ્હી મરે છે.

લ.—જે ગર્ભવાળી સ્ત્રીને હંમેશની કબજીઅત હોય, તેને નાસ્તાની સાથે બરાબર નિયમ રાખીને રોજ સારાં પાકાં બપૈયાં ખાવાને આપવાં, તેનાથી તેની ઝાડાની કબજીઅત મટી જશે.

વ.—શું કહો છો?! પપૈયું એટલે જેને ત્રિકોરું પણ કહે છે તે ખાધાથી ઝાડાની કબજીઅત મટી જાય? એનો એવો ગુણ છે?! આ વાત તો હું જાણતી જ નહોતી, એમ છે ત્યારે તો એના કરતાં વધારે સારી સગવડ બીજી શી હોઈ શકે? જે ફળનો આવો ગુણ છે તે ફળ પાછું બારે માસ મળી પણ શકે છે, અને એક વરસમાં એનું ઝાડ ફળે છે. એવો ગુણ બીજા કોઈ પણ ફળમાં છે કે નહિં?

લ.—ના, બેન! એવું ફળ બીજું નથી. પરંતુ હજી પણ એનો જેવો જોઇએ તેવો આદર ભાવ પૂછાતો નથી.

વ.—હવે ભાવ પૂછાશે. ગુણ જાણી શક્યા વિના કોઈ પણ જણસનો આદર અથવા ઉપયોગ કોઇએ કરે કે?

લ.—પાકાં પપૈયાં ખાધાથી કેવળ ઝાડાની કબજીઅત મટે છે, એટલું જ નથી, પણ એનાથી શરીર પણ સારું પુષ્ટ થાય છે, અને લોહી પણ ચોખ્ખું થાય છે.

વ.—હવે વધારે કહેવાની કશી જરૂર નથી. એના જે બધા ગુણ તમે કહ્યા, તેનાથી જ સઘળા ઘરબારી માણસ હવેથી પોત પોતાના ઘર આગળ એ પપૈયાનાં ઝાડ રોપશે ને ઉછેરશે. કોઠાની કબજીઅત ના હોય તો પણ શરીર પુષ્ટ થાય અને લોહી ચોખ્ખું થાય; તેને લીધે જ ઘણી ગર્ભવાળી સ્ત્રીઓ ચાહી ચાહીને એ ફળ ખાશે. ઠીક વારુ, ત્યાર પછી બીજા કયા કયા નિયમ જાણવા જેવા છે?

**લ.-૨. ગર્ભવાળી સ્ત્રીને રોજ ખુલાસાથી સારૂ ઝાડો ઉતરવાની જેમ**

**જરૂર છે, તેમજ રોજ છૂટથી પેસાબ થવાની પણ જરૂર છે. જે ભારેવાઈ સ્ત્રીને હંમેશાં ઝાડા અને પેસાબનો સારો ખુલાસો હોય, તેને પ્રસવની વેળાએ કેઇપણ વિપત કે હરકત પડે નહિ.**

**વ.**—ત્યારે તો સઘળી ભારેવાઈ સ્ત્રીઓના ઝાડા પેસાબની બરાબર ખબર રાખતા રહેવું જોઇએ, નહિ વારું?

**લ.**—ખબર તો રાખવી જ જોઇએ તો. એમ ના હોય તો આટલું ફાડી તોડીને કહું શા સારું?

**વ.**—વારું, પેસાબ કમી થાય તો તેથી ગર્ભવાળી સ્ત્રીને કાંઈ નુકસાન થઈ શકે ખરું કે?

**લ.**—ઓ બાપરે! પેસાબ કમી થવા એ તો બહુ મોટો દોષ છે. ઝાડાની કબજીઅતના કરતાં પણ પેસાબ કમતી થાય એ વધારે દોષવાળું છે. જે ખાધાથી શરીર પુષ્ટ થાય, અંગમાં જોર આવે* તેનાથી એક જાતનું ઝેર ઉત્પન્ન થાય છે. એ ઝેર પેસાબ અને પરસેવાની સાથે શરીરમાંથી બહાર નીકળી જાય છે. તેમાં પણ ઘણો ભાગ પેસાબ વાટે જ નીકળે છે. એટલે પેસાબ જો કમી થાય તો એ ઝેર બધું બહાર નીકળી જઈ શકે નહિં, શરીરની અંદર જ રહી જાય. પછી છેવટે પૂરા દહાડે પ્રસવ વેદના શરુ થયા પહેલાં, કે વેદના શરૂ થતાં જ, કોઈ ઠેકાણે કશુંએ ના હોય ત્યાં આગળ એકાએક ગર્ભિણીને એક જાતનો વ્યાધિ અથવા પીડા થઈ આવે છે. અને મૃગી (ભીરગી) અથવા વાઈવાળા રોગીને જેમ તાણ થાય છે, તેમ ગર્ભવાળી સ્ત્રીને પણ તાણ ખેંચ થઈ આવે છે.

**વ.**—ઓ બાપરે! સત્યાનાશની જ પાટી તો! પેસાબ કમી થયાથી ગર્ભવાળી સ્ત્રીને છેવટે એવી વિપત પડે છે! વારું ત્યારે અમારા આ ફળિયામાંના ભટજીની સ્ત્રીને શું એવું જ દરદ થયું હશે? તેને પણ વેદના શરૂ થતાં જ વાઈવાળા રોગીની તાણના જેવી જ તાણખેંચ થઈ હતી. ત્યારે તેને પણ શું પેસાબ કમી થતો હશે તેથી એવી તાણ ખેંચ થઈ હશે?

**લ.**—તેથી જ, એમાં કાંઈ ભૂલ નથી.

**વ.**—અમારા ગામનાં સર્વ સ્ત્રી પુરુષો તો એમ કેમ કહે છે જે તેને ભૂત વળગ્યું હતું; અને તેથી ભૂવાને બોલાવીને ઉજણી નંખાવી હતી અને ધૂપધુમાડા કર્યા હતા.

**લ.**—એ ભટાણીને તો ભૂત બૂત કાંઈ વળગ્યું નહિ હોય, પણ જેણે ભૂવાને તેડી આણ્યો હશે તેમને કદાપિ ભૂત વળગ્યું હોય તો કોણ જાણે ભૂત પણ આપણા લોકને વાત

* માછલાં માંસ, વગેરે અન્ય જાતિઓના ઉપયોગમાં આવતા પદાર્થો તથા બીજા પણ.

વાતમાં વળગી પડે છે તો! વાવાઝોટા સાથના મારમારના વરસાદની પેઠે એકાએક કોઇ સખ્ત-ભારે-રોગ થઈ આવ્યાથી, આપણે તરત જ એમ બોલી ઉઠીએ છીએ કે "એને તો ભૂત વળગ્યું છે. ભૂવા જતી વગર એનો બીજો કાંઇ ઉપાય નથી." ભૂત વળગ્યું છે એવા ભ્રમથી તો આપણા ગામડા ગામમાં એવી રીતના ભારે રોગનું કશું ઓસડ વેસડ પણ થતું નથી.

વ.—એ વાત તો હું ખરી માનું છું. કારણ કે, ભૂત વળગ્યું છે એમ માનીને અમારે અહિંનાં એવી રીતના ભારે રોગવાળાંઓના ધંતર મંતર ને ધુપ ધુમાડાના ઇલાજ કરવામાં આવ્યા છે, તેમાંનું એક પણ બચ્યું નથી.

લ.—તેઓ બચે તે શી રીતે? જેવા રોગ થયો હોય તેવું ઓસડ ના થાય તો શું રોગ મટી શકે ખરો કે? ખેર, એ વાતને હમણાં પડતી મૂકો. પછીથી કોઇવાર સારી રીતે એ સંબંધી બધું કહીશ.

વ.—હા, એમજ કરો. વારું ત્યારે ગર્ભવાળી સ્ત્રીનેપેસાબ કમી થવો એ જ્યારે એટલું બધું નુકસાન કરનારૂં છે, ત્યારે તો તેનો કોઇ એક સારો ઇલાજ જાણી રાખવાની ખરેખરી જરૂર છે.

લ.—તેવી જરૂર છે જ તો. જ્યારે રોગ જાણવામાં આવ્યો, ત્યારે તેનો ઇલાજ પણ જાણવો જોઇએ. નહિ તો માત્ર એકલો રોગ જાણી રાખ્યાથી ફળ શું?

વ.—તે ખરૂંજ છે તો. વારૂ ત્યારે, ગર્ભવાળી સ્ત્રીને પેસાબ ઓછો થાય, તેનુ શું કાંઇ કારણ હશે?

લ.—કારણ તો છેજ. ગર્ભ રહ્યા બાદ જેમ જેમ દિવસ જતા જાય છે, પેટ જેમ જેમ મોટું થાય છે, અને છોકરું જેમ જેમ વધે છે, તેમ તેમ પેટની અંદરના જે સઘળાં યંત્રો છે, તે બધાના ઉપર તેટલો ભાર-બોજો પડે છે. જે ભાગમાં પેસાબ ઉત્પન્ન થાય છે, ત્યાં પણ એવી રીતનો ભાર પડે છે; અને તેથી કરીને જ ભારેવાઇ બાયડીને પેસાબ ઓછો ઉતરે છે.

વ.—ખરી વાત! હવે હું સમજી. દહાડાવાળી બાયડીને ઝાડાની કબજીઅત પણ શું ત્યારે તેથી કરીનેજ થતી હશે કે?

લ.—હા, ઝાડાની કબજીઅત પણ બરાબર એજ કારણથી થાય છે. આંતરડાંના ઉપર બાળકનો ભાર પડે છે, તેથીજ ખુલાસાથી ઝાડો થતો નથી.

વ.—ત્યારે ઝાડાની કબજીઅત મટાડવાને સારૂ જેમ તમે સહેલોસટ ઉપાય બતાવી દીધો, તેમ પેસાબ સહજ એટલે છૂટથી ને ખુલાસાથી થાય તેનો પણ એવો કોઇ સતરો ઉપાય કહી દોને.

લ.—બરફ નાખીને ખૂબ ઠંડું કરેલું પાણી રોજ ત્રણ ચાર ગ્લાસ અથવા પવાલાં જેટલું પીધાથી પેસાબ ખુલાસાથી થાય છે.

વ.—બરાબર, એ ઉપાય તો બહુ સહેલો અને સતરો ખરો. પરંતુ ગાગડા ગામમાં બરફ ક્યાંથી મળે બેન? ગામડાના લોક તો બરફ કદી નજરે પણ દેખતા નથી. વારૂ ઠીક છે, પણ પોસ માહા મહિનામાં તો સઘળું પાણી જ જાણે બરફ નાંખીને ઠંડું કરેલું હોય. તેવું બહુ ટાઢું થઈ જાય છે, તેવે વખતે પણ શું બરફ નાંખેલું પાણી પીવું જોઇએ?

લ.—ના, ત્યારે તો માત્ર એકલું તેવું ઠંડુ પાણી પીધાથી પણ કામ ચાલે છે. જે ઠેકાણે બરફ વેચાતો મળી શકે, તે ઠેકાણે ઉનાળામાં બરફ નાંખીને ટાઢું કરેલું પાણી રોજ ત્રણ ચાર પવાલાં જેટલું પીવું. પણ જ્યાં બરફ વેચાતો મળી શકતો નથી, ત્યાં બીજો કોઈ ઉપાય કરવો જોઇએ. તેમજ બરફ વેચાતો લાવવાની જેમની શક્તિ ના હોય, તેમણે પણ એવા બીજી રીતના ઉપાયથી કામ ચલાવવું જોઇએ.

વ.—તે ઉપાય તે શો?

લ.—કાચું એટલે ગરમ કર્યા વિનાનું દૂધ અને પાણી સરખે ભાગે મેળવીને રોજ સવારે અને સાંજે એક વાડકીપૂર પીવું, એનાથી પેસાબ બેશ ખુલાસાથી અને સહેલાઈથી થાય છે.

વ.—શું કહો છો! ત્યારે તો એ પણ બહુ સહેલો ઉપાય દેખાય છે. વારૂ, ત્યાર પછી હવે જે કહેવાનું હોય તે કહો.

( અપૂર્ણ. )

# વર્તમાન રંગ.

**સ્ત્રીઓએ આપેલી રામાયણ અને ભારતની પરિક્ષા:**—ગોકળદાસ તેજપાળ હાઈસ્કુલમાં ગયા માસમાં મિસિસ એની બિસેન્ટકૃત રામાયણ અને મહાભારતનાં પુસ્તકોમાંથી સ્ત્રીઓની પરિક્ષા લેવાઇ હતી. જેમાં ગુજરાતી અને દક્ષિણી સ્ત્રીઓ પરિક્ષા આપવા આવી હતી. અને અમને લખતાં આનન્દ થાય છે કે તેમાંથી દશ સ્ત્રીઓ પસાર થયેલી છે, જેમને ઇનામ અને સ્કોલરશીપો આપવામાં આવ્યાં હતાં.

આવી ધર્મસંમ્બન્ધીં પરિક્ષા ગુજરાતમાં મ્હોટામ્હોટા શહેરમાં દાખલ થાય, અને કન્યાશાળાઓમાં પણ આવી ધાર્મિક કેળવણી અપાવવામાં આવે તો ધર્મનું જ્ઞાન સ્ત્રીઓ સારી રીતે સંપાદન કરી શકે. કન્યાશાળામાં સાધારણ જ્ઞાન અપાય છે, ધર્મ સંમ્બન્ધી બિલકુલ પણ શિક્ષણ અપાતું જ નથી, ને તેથી આપણી કન્યાઓ ધર્મની તેમ સંસારની કેટલીએક બાબતોથી તદ્દન અજ્ઞાત રહે છે. આપણા ધર્મની કેળવણી એવી છે કે, જે આપ્યાથી સંસારિક કેળવણીનું પણ જ્ઞાન મળી શકે છે. તેથી કન્યાશાળાઓમાં સીતા, દ્રૌપદી, અનસૂયા, કુન્તા, દમયન્તી, આદિ મહાન સતીઓનાં ચરિત્રો, શિખવવામાં આવે તો આપણી કન્યાઓની સ્થિતિ ઘણે અંશે સુધરવાનો સમ્ભવ છે.

**એકત્રીસ ઊપવાસ કરનાર એક દક્ષિણી સ્ત્રી:**—સ્ત્રીઓમાં ઉપવાસ કરવાનો ચાલ હમણાં ઘણો જ વધી પડ્યો છે. ગરીબ બિચારી અજ્ઞાન સ્ત્રીઓને ધર્મસમ્બન્ધી શિક્ષણ સારા પ્રકારે ન મળવાથી તથા કથા વાંચનાર પુરાણીઓ પાસેથી ઉપલક કથા સાંભળીને ઉપવાસ કરવામાં મ્હોટું પુન્ય થાય છે, અને તેથી ઘણું સુખ મળે છે એમ સમજી વારંવાર ઉપવાસઉપર ઉપવાસ કરવા મંડી જાય છે. જૂદાજૂદા ધર્મમાં ઉપવાસનું ફળ જૂદી જૂદી રીતે દર્શાવેલ હશે, પરંતુ પતિની સમ્મતિ લીધા વિના, અથવા પતિની ઈચ્છા ન હોય તોપણ આગ્રહથી ઉપવાસ કરવા જ—એવું કોઈ પણ ધર્મમાં ફરમાવેલું નહિ હોય. "સૌભાગ્યવતી સ્ત્રીઓ ઉપવાસ કરવાથી પોતાના પતિનું આયુષ્ય ઓછું કરે છે." એમ **શ્રીમંત શંકરાચાર્ય** પોતાના ભાષણમાં કહે છે. સ્ત્રીઓ જ્યારે વ્રત ઉપવાસ કરે છે ત્યારે તે ભૂખથી અશક્તિવાન બને છે, અને તેથી પતિ પ્રત્યેની પોતાની ફરજો બજાવવામાં તેને ઘણી મુસ્કેલી નડે છે; ગૃહકાર્યભાર બરાબર થતો નથી, ત્યારે પતિનું હૃદય દુભાય છે, જેથી તેનું આયુષ્ય ઓછું થાય છે. આવી રીતે હરહમ્મેશાં જો સ્ત્રીઓ પતિની ઈચ્છાવિરૂદ્ધ અપવાસ કરે તો તે બિચારાનું વહેલું મૃત્યુ થાય એમાં શક નથી. સ્ત્રીઓ જ્યારે ઉપવાસ કરે છે ત્યારે કંઇ મહાન યજ્ઞયાગ રચ્યો હોય નહિ તેમ તેમના મનમાં તેઓ ધારે છે; ને તેથી "હું આજ ભૂખી છું, મને કોઇ બોલાવશો નહિ, નહિ તો હું ખીજાઈ જઇશ" એમ ઘડીએને પળે પતિને તથા મુરબ્બી જનોને છણકાલપકા કરે છે તથા બાળકોને મારે છે. ઉપવાસ કરવાથી આવી દુઃખદાયક સ્થિતિ જે સ્ત્રીઓની થતી હોય તેમણે તો ઉપવાસ કરવો જ નહિ એજ બેહતર છે. કારણ કે તેવા પ્રકારના ઉપવાસથી પાપનો વિશેષ વધારો થાય છે.

સૌભાગ્ય સ્ત્રીઓને માટેજ આ બધું છે. વિધવા સ્ત્રીઓએ ઉપવાસ આદિ વ્રતો વિશેષ કરવાં જ જોઇએ. પરન્તુ તેમણે પણ ઉપવાસના દિવસોમાં મૌની અને અક્રોધી રહેવાનો નિયમ રાખવો જોઇએ. મુમ્બાઈમાં દક્ષિણી બાઈ સોનાબાઇએ એકત્રીસ દિવસ સુધી અવિચ્છિન્ન ઉપવાસ કર્યા છે તે ઠીક છે. પરન્તુ તેમનો દાખલો સૌભાગ્યવતી સ્ત્રીઓએ લેવા લાયક તો નથી જ.

સ્ત્રીઓને શિક્ષણ આપવામાં આવ્યાથી, તેઓ ભારતવર્ષની સત્ય આર્ય પુત્રીઓ બની શકતી નથી. સુધારકો પાશ્ચાત્ય વિદ્યાના પ્રતાપથી બધા જુના વિચારો અને રિવાજોનો તિરસ્કાર કરે છે; અને ધર્મચુસ્ત જનો તે રિવાજો દૂર કરવાને ઘણા નારાજ છે. આપણી જન સંસ્થામાં આર્યસ્ત્રી એક મહત્વનું રૂપ ધારણ કરે છે. તેઓ જનમંડળની પવિત્ર માતાઓ છે. જો તેમની બિલકુલ દરકાર રાખવામાં ન આવે તો તેથી આખા દેશને ઘણું જ નુકસાન ખમવું પડે છે."

કેટલાક મનુષ્યો એમ માનતા હતા ને માને છે કે જો સ્ત્રીઓને ભણવવામાં આવે તો, તેઓ કેળવણીનો દુરપયોગ કરે છે, અને અનીતિવાન થાય છે. આ ધારવું ઘણું જ ભૂલ ભરેલું છે. પાશ્ચાત્ય કેળવણી ઘણી ખામીવાળી છે તેથી તે ખામી દૂર કરે તેવી નવી નિશાળો સ્થાપીને તેમાં કન્યાઓને ભણાવવી જોઇએ. મી. ગંગોત્રીપ્રસાદ કહે છે કે તે ઘણે અંશે સત્ય છે. હાલમાં કન્યાઓને અપાતી કેળવણીમાં ઘણી જ ખામી છે. ગૃહ વ્યવસ્થાનું, અને સ્ત્રી ધર્મનું યત્ કિંચિત્ પણ જ્ઞાન અપાતું જ નથી. સ્ત્રીઓની ફરજો શી શી છે બાબત જરા પણ લક્ષ આપવામાં આવતું નથી.

તેમના લેખના અન્તે સ્ત્રીઓને નીચેની દસ બાબતમાં પરિપૂર્ણ જ્ઞાન આપવાની આવશ્યક્તા તેઓ બતાવે છે.

(૧) હિન્દી, મરાઠી, ગુજરાતી વગેરે પોતપોતાની ભાષાનું જ્ઞાન. (૨) સંપૂર્ણ રીતે ધર્મશાસ્ત્રોનું જ્ઞાન. (૩) શિવણ, ગુંથણ, અને ભરત કામ. (૪) આરોગ્યજ્ઞાન. (૫) માંદાની માવજતનું કાર્ય. (૬) કૌટુંબિક કરકસર, (૭) હિસાબ. (૮) રસોઈ. (૯) ગાયનકળા. (૧૦) ચિત્રકળા. આ બધા દરેકે દરેક વિષય ઉપર ગ્રન્થો રચીને પ્રસિદ્ધ કરવામાં આવે અને પછી સ્ત્રીઓ માટે આવી ખાસ સ્કુલો સ્થાપીને તે વિષયો તેમને શિખવવામાં આવે તો ધીમે ધીમે આર્ય સ્ત્રીઓનું વર્તન ઉદાર અને અતિ પવિત્ર બનવાનો સારો સમ્ભવ છે.

સુનન્દનઃ—બન્ધુસમાજ.

## સ્વીકાર.

નીચેનાં નવાં પત્રો માસિકો તથા પુસ્તકો અમે ઉપકાર સાથે સ્વીકારીએ છીએ.

(૩૭) કોરોનેશન એડવરટાઇઝર. (૩૮) કળાકુસુમ. (૩૯) જૈન હિતેચ્છુ, (૪૦) ભક્ત (૪૧) કાઠીઆવાડ સમાચાર, (૪૨) હિતેચ્છુ.

આનન્દરત્નાવળી—પ્રકાશક, જૈનધર્મ વિદ્યા સારક વર્ગ.
શ્રી ભાવનગર જૈન ધર્મ પ્રસારક સભાનો ૨૩ મો વાર્ષીક રીપોર્ટ.

# વાર્તાલહરી.

## અનિલા.

'લખું કે નહિ. મ્હારૂ માનશે?' આમ મનની અંદર ગડભાંગ કરતો ઘડીમાં લખતો ને ઘડીમાં કાગળ ફાડતો એક યુવાન પોતાના સુવાના ઓરડામાં વીચાર કરતો ખુરસી ઉપર બેઠો હતો. આખરે પત્ર પુરો કર્યો ને કપડાં પ્હેરી લાકડી લઈ બ્હાર જવા નિકળ્યો. ચન્દ્રશંકરને પાંચ વર્ષનો મૂકી ત્હેની મા ગુજરી ગઈ હતી અને ત્યાર પછી બે વર્ષે દુર્ભાગ્યે ત્હેનો પિતા પણ ગુજરી ગયો. ઇશ્વરકૃપાએ ચન્દ્રશંકરના પિતા પાસે બે પૈસાની મૂડી હતી. એણે મરતી વેળા પોતાના ભાઈ નવલશંકરને પૈસો સોંપી ચંદ્રશંકરને યોગ્ય કેળવણી આપી ઉમર લાયક થયે પૈસો સોંપવા સૂચના કરી હતી. માબાપની ગેરહાજરીમાં જરાક આકરા સ્વભાવનાં કાકાકાકીની ધાકથી ચન્દ્રશંકરનો સ્વભાવ રાંક થયો હતો. સંધ્યાકાળ પછીનો ગમે એવું કામ હોય તો પણ ત્હેનાથી બ્હાર રહેવાતું જ નહિ. અરાઢે વર્ષે મેટ્રીકયુલેશન પરીક્ષામાં પસાર થયો ને તેજ વર્ષે એક પૈસાદાર સદ્‌ગૃહસ્થની કેળવાયેલી કન્યા સાથે ત્હેનું લગ્ન થયું. નવલશંકરનો છોકરો પ્રસન્નમુખશંકર પણ પરીક્ષામાં બેઠો હતો પણ નપાસ પડયો. ચન્દ્રશંકર પ્હેલે જ વર્ષે પાસ પડયો, અને સાથે લાગી અનિલા જેવી વહુ મળી તેથી નવલશંકર, કાકા અને ત્હેમની વહુને ખમાયું નહિ. અનિલા સ્વભાવે શાન્ત હતી એટલું જ નહિ પણ ત્હેની મુખમુદ્રા હમેશાં હસમુખી જ હતી. અનિલાની મા ગુજરી જવાથી પીયરમાં વિધવા ફોઇનું ચલણ પૂર જોરમાં હતું.

આપણી વાર્તા શરૂ થાય છે તે વેળા અનિલા સાસરે આવતી જતી હતી, પણ હાલમાં પીયર હતી. ચંદ્રશંકરની કાકીએ અનિલાને બે ચાર વેળા તેડવા મોકલ્યું હતું પણ ફોઇએ સાસરે મોકલવા સારૂ ના પાડી હતી. ગરીબ બીચારી અનિલા સાસરે જવા તલપાપડ થઈ રહી હતી પણ ફોઈની ધાક એવી જબરી હતી કે બોલી શકતી નહી. ફોઇની બીક જુદી હતી. થોડા દિવસ ઉપર અનિલાની ફોઇએ પોતાના છોકરા સારૂ અનિલાની કાકીજીના ભાઇની છોકરીનું માગુ કાકીજી પાસે કર્યું હતું પણ ના પાડવામાં આવી હતી. અનિલાએ એકાદ વખત તો આડીરીતે ફોઇને કહ્યું ત્યાં તો ફોઈ તડકી ઉઠયા. "અરિ અનિલા! આ શું. આવી વરઘેલછા શી? બે દીવસ સાસરે ન ગયા તો શું થઈ ગયું! આજકાલની છોકરીઓથી તો તોબા. ભણાવી કે વરઘેલી જ થાય છે. તમારે જ વર હશે? અમે તો મહીનાને મહીના સુધી પીયર રહેતાં. કાંઈ જતું નથી." પતિપરાયણ ગરીબ અનિલા આ જવાબથી તો શેહજ ખાઈ ગઈ. શું કરવું તે સુઝયું નહિ. ઓરડીમાં જઈ પુષ્કળ રોઈ. ગમગીન બની વીચારમાં ને વીચારમાં આરામ ખુરશી ઉપર પડી રહી, એટલામાં નોકરે ત્હેના નામનો કાગળ હાથમાં મૂકયો. કાગળ ઉપરના અક્ષર ઓળખ્યા ને ફાડતાં ફાડતાં હૈયુ, સ્નેહ-હર્ષ-શોકની વૃત્તિઓથી ધડકવા લાગ્યું. પત્ર ફાડયો તે વાંચવો શરૂ કર્યો.

સૌ. વ્હાલી અનિલા.

મા. કાશીએ કેટલીવાર તમને તેડવા મોકલ્યુ પણ તમારાં કોઇ અંદરઅંદરની તકરારને લીધે મોકલવા ના પાડે છે. ત્હમારી શી ઇચ્છા હશે તે હું કહી શકતો નથી. પણ એમની તકરાર આપણને નડે છે. વિશેષમાં કાકી મ્હારા ઉપર ચડભડ્યાં છે. 'હવે તારા બાપનું કાંઈ હમારી પાસે નથી' એમ બોલે છે ને મ્હારે ઘર છોડવાની ફરજ પડશે એમ લાગે છે. આજ જ જુદી ઓરડી ખોલી છે ત્હેની અંદર ચાર ચોપડીઓ વિગેરે સામાન મૂકી બે ત્રણ દીવસમાં મુંબાઈ જવા વિચાર રાખુ છું. મ્હારી સાથે આવવાની મરજી હોય તો તૈયાર થજો. રવીવારે મેલમાં જઇશું. કમને ન આવશો. નહિ આવો તો વ્હીલવાનો નથી. આવવાનાં હો તો થોડાંક લુગડાં લેજો ને કોઇને ખબર કરજો. જો હોય તે નકી કરી ઉત્તર તરત જ લખજો.

લી. ત્હારો જ.

ચંદ્ર.

કાગળ વાંચી અનિલાએ વિચાર્યું કે, પીયરનુ સુખ વૈભવ શાં કામનાં છે. ચંદ્રની સાથે જવાની. કોઈ ભલે ચીડાતાં. મ્હારા ચંદ્રની સાથે જઇશ ત્હેના કરતાં અહીં રહીશ તો લોકો ટીકા કરશે. આમ વિચારી ટુંકાણમાં જ નીચે પ્રમાણે પત્ર લખ્યો.

વ્હાલા ચંદ્ર.

ત્હમારો પત્ર મળ્યો હું આવવા ખુશી છું જ્યાં ચંદ્ર ત્યાં અનિલા. હું અહીંથી કાંઈ લેવાની નથી તેમ કહ્યા વિના નહીં આવું. રવીવારે સાંજરે બ્હાર આવીશ. ત્હમે ચીન્તા ન કરશો. હું રાજી ખુશીથી આવીશ.

લી. ત્હમારી જ,

સા. અનિલા.

રવીવારે બપોર પ્હેલાં અનિલા તૈયાર થઈ ગઈ. સાંજરે જતી વેળા હેઠળ ઉતરી કોઇને કહ્યું-"કોઈ જાઉ છું—પાછળ મ્હારી વાત ન કરશો હું રાજી ખુશીથી જાઉં છું." "અત્યારે ક્યાં જાય છે નથી જવું" ના હવે ત્હમારૂં માનવાની નથી! એમ કહી ચાલી નિકળી.

૭ વાગ્યા હતા ને ગાડીનો વખત થવા આવ્યો હતો. ચંદ્રશંકર ઘડીયે ઘડીયે બારીયે જોતો હતો ને 'કેમ ન આવી' કોઇએ ના તો નહિ પાડી હોય, 'એની જ આવવાની મરજી નહિ હોય, ના ના એમ જુઠું લખે એવી નથી' એમ તર્કવિતર્ક કરતો હતો ત્યાં દાદરો ખખડ્યો ને અનિલાને જોઈ. બન્નેની દ્રષ્ટી મળતાં જ બન્નેનાં હૃદય ધબક્યાં ને તરત જ શાન્ત થયાં. ચન્દ્રશંકર તો તૈયાર જ હતો. ગાડીમાં સામાન મૂકાવી બન્ને સ્ટેશન ઉપર ગયાં. બન્ને એક જ ગાડીમાં બેઠાં. ચન્દ્રશંકરે અગાઉથી મુંબાઇમાં પોતાના એક મિત્રને ઓરડી ભાડે રાખવા લખી રાખ્યું હતું. સદ્દભાગ્યે જે કમ્પાર્ટમેન્ટમાં ચન્દ્રશંકર

અને અનિલા બેઠાં, તેમાં હેમના શીવાય કોઈ જ નહોતું. અમદાવાદ મૂક્યું. પૂર્ણીમાનો દિવસ હોવાથી ગાડીમાં અજવાળું પડતું હતું. ચન્દ્રશંકર અનિલાના આગ્રહે હેના ખોળામાં માથુ રાખી સુતો. પવિત્ર સ્નેહભરી અનિલા પૂર્ણીમાના તેજમાં પોતાના ખોળામાં પ્રિય પતિનું મુખ વખતો વખત નિહાળતી હતી આખરે ધીરે રહી હેના કપાલ ઉપર અનિલાએ સ્નેહદાન દીધું. આમ થતા એકએકના કપોલ અડક્યાં ને ચન્દ્રશંકર અર્ધ ઉંઘમાંથી ચમક્યો 'વ્હાલા. ચમકશો નહિં. હું છું.' ચન્દ્રશંકર બોલ્યો "હજી તું ઉંઘી નથી? આખી રાત્યનો ઉજાગરો પડશે માટે સુઈ જા." "હા સુઈ જાઉં છું હમે હમારે સુઈ જાઓ એમ કહી ચન્દ્રશંકરને સુવાડયો. સ્હવારમાં ગ્રાન્ટરોડનું સ્ટેશન આવતાં અનિલાએ ચંદ્રશંકરને જગાડયો અને જણા ઉતરી બ્હાર નિકળ્યા. ભૂલેશ્વર ભણી ભાડે રાખેલી ઓરડી તરફ વિક્ટોરિઆ લઈ ગયાં. ઓરડીમાં સામાન મૂક્યો કે તરત જ અનિલાએ ચાહની તૈયારી કરી ચન્દ્રશંકરે બજારમાંથી જોઇતો સામાન આણ્યો. ગઈ રાત્યનો ઉજાગરો હોવાથી બન્ને વ્હેલાં સુઇ ગયાં.

બીજે દીવસે ચન્દ્રશંકરે બહાર જઇ આવી કહ્યું કે ઇશ્વર કૃપાએ મ્હારા કાગળને લીધે મ્હને દસ દસના બે ટયુશન મળ્યાં છે એટલે હમણા હરકત નહિ આવે. બીજા દિવસથી ચંદ્રશંકરે કોલેજમાં જવા માંડયું તે દરમિયાન અનિલા ચાલીમાં આવતા ફેરીયા પાસેથી રૂમાલ-ટોપી મોજાં ભરવાનો સામાન લેઇ ભરી વેચવા માંડયો. આવી રીતે ભેગા કરેલા રૂપીઆ ચંદ્રશંકરને આપવા માંડયા પણ ચંદ્રશંકરે લીધા નહિ ને અનિલાને નામે બેંકમાં મૂક્યા. અનિલા ઘરકામ પોતાને હાથે જ કરતી. માત્ર પાણી આઘેથી ભરવાનું હોવાથી ચંદ્રશંકરના આગ્રહને લીધે ઘાટી પાસે પાણી ભરાવતી.

ત્રીસ રૂપીયાના ટયુશન ઉપર જ ઘરનું ને કોલેજનું ખર્ચ નિભાવવાનું હતું. પૈસાની બહુ તાણ પડતી. ચંદ્રશંકર બહુ મુઝાતો પણ અનિલા દીલગીર થશે એ બ્હીકથી હેને કહેતો નહિ. આમને આમ કેટલા દિવસ ગયા. એક દિવસ જમી પરવારી બન્ને બેઠાં હતાં ત્યાં ચંદ્રશંકરે પુછયું-અનિલા! હમે મારી સાથે રાજી ખુશીથી આવ્યાં છો કેમ? અનિલા બોલી-વ્હાલા-એમ કહેવાય છે કે જે બહુ વ્હાલું હોય હેને તું કહીને બોલાવાય છે. દાખલા તરીકે ઇશ્વરને અને માને તું જ કહેવાય છે, તો એમ લાગે છે કે હું હમને વ્હાલી નથી. આનો ઉત્તર આપો પછી હું હમારા સવાલનો જવાબ આપીશ. ચંદ્રશંકરે કહ્યું વ્હાલી અનિલા હેં વ્હાલરૂપી સાંકળે તો બાંધ્યો છે ત્યાં આ સવાલથી વિશેષ બાંધે છે. ચાલ આજથી હને તું કહીને બોલાવીશ પછી? અનિલા બોલી." વ્હાલા ત્યારે હમારા સવાલનો જવાબ સાંભળો. વ્હાલા હું જો ત્યાં રહી હત તો આટલી સુખી ન થાત. મ્હને અહીં કોઇ પણ તરેહનું દુઃખ નથી. દુઃખ શું હોય તે સમજતી નથી. હમારી સાથે રહી સુકા ઝાડ તળે રોટલો ખાવો એ પીયરના વૈભવ કરતાં હજાર દરજ્જે સારૂં ગણું છું. જ્યાં હમે ત્યાં હું. હમારે સુખે સુખી ને તમારે દુઃખે દુઃખી'! ચન્દ્રશંકરને આ ઉત્તર સાંભળી હર્ષ ને ઇશ્વરના ઉપકાર વૃત્તિથી આંસુ આવ્યાં અને ઇશ્વરનો પાડ માની સ્નેહભીનું દંપતી સુઇ ગયું.

કેટલાક મહીના પછી એક રહાંઝે જે ચંદ્રશંકર બ્હારથી આવ્યો. અનિલા રસોઇ કરી બેશી રહી હતી. ચંદ્રશંકરે કહ્યું મારે જમવું નથી, ભૂખ નથી 'સ્હવારે બરાબર જમ્યાં નથી ને ભૂખ કેમ નથી' એ અનિલાએ પુછેલા સવાલનો જવાબ ચંદ્રશંકરે કહ્યું. મ્હારે શરીરે

ઠીક નથી. શરીરે ઠીક નથી સાંભળી આ પ્રેમાળ પત્ની રસોડામાં જઇ ચાહની તૈયારી કરી બ્હાર આવી તે વેળા ચંદ્રશંકર પેપર વાંચતો વાંચતો વીચારમાં પડી ગયો હતો. અનિલા બોલી વ્હાલા કહો ન કહો ત્હમે ઉદાસ બહુ છો. ન કહો તો મ્હારા સમ. ચંદ્રશંકરે કહ્યું 'કાંઇ જ નથી. અમસ્તુ જ.'

આખરે અનિલાના બહુ જ આગ્રહથી ચંદ્રશંકરે કહ્યું, વ્હાલી હવે પરીક્ષાનો વખત પાસે આવતો જાય છે તેથી એક ઠેકાણેથી બણાવવાનું મૂકી દેવું પડશે તો ઘર ખર્ચ તેમ જ પરીક્ષામાં ભરવા પૈસા જોઇશે તે ક્યાંથી લાવવા એના વીચારમાં ઉદાસ છું. વ્હાલી એવો દીલગીર છું, પણ પરમેશ્વરનો પાડ માનું છું કે ત્હારા જેવી વ્હાલસોઈ સ્ત્રી આવી અવસ્થામાં ઇશ્વિરે આપી છે. અનિલા બોલી, ઓહો આટલા માટે ગભરાઓ છો કે–મ્હેં ટોપીયો વીગેરેના પૈસા સંઘરી મૂકી બેંકમાં મૂક્યા છે તે ત્હમારા જ છે. એ પૈસા ત્હમને કામ નહિ આવે ત્યારે આવશે કોને? આટલુ કહી અનિલાએ ઇસ્કોતરામાંથી પોતાના નામની બેંકની ચોપડી કહાડી ચંદ્રશંકરના હાથમાં આપી. ચંદ્રશંકરે જોયું તો અનિલાને નામે રૂ. ૮૦૦ આઠસો હતા. પણ અનિલાના પૈસા વાપરવા અચકાતો હતો. અનિલા બોલી ઉઠી."વ્હાલા, ત્હમારા મનમાં એમ થાય છે કે એ પૈસા કેમ ખરચું. વ્હાલા આટલી જુદાઈ રાખતા હશો તે નહોતી જાણતી. વ્હાલા ચંદ્ર એ પૈસા મ્હારૂં ઘરેણું સર્વ ત્હમારૂં છે. ત્હમારે માટે એ કામ નહિ આવે ત્યારે કામ આવશે ક્યારે. ત્હમારા વિના એ પૈસા ઘરેણા સર્વ નકામાં છે. માટે વ્હાલા એ પૈસાનો કરારે ઉપયોગ કરો મ્હારા એ ત્હમારાજ છે." ચંદ્રશંકર અનિલાને છાતી સરસી લઈ બોલ્યો. વ્હાલી મારી પાસે પૈસે નથી છતાં તું મારી તરફ આટલું વ્હાલ રાખે છે એ નવાઈ જેવું મ્હને લાગે છે. છે

Registered No. B 436

# સુન્દરીસુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु

( પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી )

સર્વ રીતે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક

પુસ્તક ૨. અંક ૨

પ્રકાશક, બન્ધુસમાજ.

ઈ.સ. ૧૯૦૪ ઑક્ટોબર
વિ.સં. ૧૯૬૦ આશ્વિન

વિષયસૂચન



વાર્ષિક લવાજમ સવા રૂપિયો ટપાલ ખર્ચ સહિત.

# સુન્દરીસુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઈના શબ્દોમાં કહીએ તો, "સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બલવતી, રોગહીન અને "સુંદર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત–સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાલકવર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધવર્ગની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઈ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર વિલાસોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઇ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં, હૃદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે:—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રી"ની ઉન્નતિવિના દેશની ઉન્નતિઅશક્ય છે."

[ વર્ષ ૨ જું.] ઈ. સ. ૧૯૦૪. અક્ટોબર—આસો, વિ. સં. ૧૯૬૦. [અંક ૨ જો.

## કાવ્યકુંજ.

### માબાપને નમન.

સુગુણ એ બ્રહ્મસમાં સાકાર
નમું મુજ માત તાતને પાય!—ધ્રુવ.
જનની જનકનાં ચરણ શરણથી જનમ–મરણ–ભય જાય.—નમું. ૧.

અમી ભરી એ વત્સલતાનાં સ્નાનપાન કરતાંય
સ્મિતમય મધુરાં દુધમલ બાલક વાલપનાં ગીત ગાય.—નમું. ૨.

વ્હાલ તણા વિનિમયના બળથી સરજ થાય સંસાર!
એ સુખ સાધનની સેવાનું ભુલાય ક્યમ એ ભાગ્ય?—નમું. ૩.

—લલિત.

## હૈયાંનું હેત.

( પહાડીની ગજલ. )

સ્વજનના શુદ્ધ સાચા હેતની તો વાત જૂદી !
પરસ્પર પ્રેમના આધારની તો રીત જૂદી !

સોઽહં-સોઽહં સતી રટે ! સાઽહં-સાઽહં કંથ !
સેવે એક બીજાં સદા, એ સહચાર અનંત !

વિરહ સહવાસની જાદુઈ બલિહારીજ જૂદી !
અજબ આકર્ષણે ખેંચાય સાંકળ એ જ જૂદી !

અબોલ આંખે સમઝતાં વ્હાલપની કંઈ રીત !
અર્મીમય હૈયાં ઉમળકે થાય પરસ્પર લીન !

—લલિત.



## ' વ્હેની ! કેમ કહો કરશો ? '

વ્હેની !

વિશ્વ-વાટિકા આપણુ ચાલ્યાં,
સદ્‌ગુણ દુર્ગુણ ફુલડાં મ્હાલ્યાં,
કણ્ટક* વાટલડીમાં ભાળ્યા,
કેમ કહો કરશો ?

સદ્‌ગુણ ફુલડાં લ્હેજત આપે,
ભ્રમણ-વમળમાં દુર્ગુણ નાંખે,
અડવા લીડે કણ્ટક વાગે,+
કેમ કહો કરશો ?

—વસન્તવિનોદી, ( શિશુમણ

# ગૃહધર્મ.

---

## ૧.

## હિંદુ સ્ત્રીઓનું જીવન.

### ૧.

### પુત્રી.

પુત્રી થતાં ને ઘણી થાય ચિન્તા.
થશે સુપુત્રી? સુખી કે દુઃખી વા?
હશે શું કેના વર યોગ્ય આના.

× × × × × × × ×

જે દેશમાં **સીતા–દ્રૌપદી–દમયંતી–સાવિત્રી** જેવી જગવંદનીય સ્ત્રીઓ થઈ હતી, તે જ દેશમાં હાલ સ્ત્રીઓ હલકી–નિર્માલ્ય–નિસ્તેજ થઈ ગયેલી છે ત્હેનું કારણ શું? આ વિશે પૂર્ણ વિચાર કરતાં જણાશે કે જ્યારે જૂના સમયમાં પુત્રીઓને પણ ઉત્સાહ ભરી–કેળવાયલી. રાખવામાં આવતી, ત્યારે હાલમાં તેમને જન્મથી જ નિરૂત્સાહી–નિર્વીય બનાવવાના પ્રયત્ન થાય છે. કુટુમ્બમાં પુત્રીનો જન્મ થયો ત્યારથી જ 'રાંડ', 'પથરો', એ શબ્દો તે અજ્ઞાન બાલકના કાનમાં પડે છે. આવા શબ્દ સાંભળવાની ટેવ પડી ગયેલી હોવાથી જન્મ આપનાર માતાને પુત્રી આવી છે એમ ખબર પડતાં જ બીચારી શોકગ્રસ્ત થાય છે પુત્ર આવ્યો હોત તો જે માન મળત ત્હેની સર્વ આશા લુપ્ત થાય છે એટલું જ નહિ પણ સામાન્ય બુદ્ધિનાં સાસરીયામાં ને બીચારીને હમેશને માટે મ્હેણાં ટુણાં ખાવાના રહે છે.

હિંદુ સંસારમાં 'પુત્રી જન્મ' આટલો બધો હલકો ગણાવાનાં કારણો છે. પ્રથમ તો એમ માનવામાં આવે છે કે પુત્રથી જ આપણી સદ્‌ગતી થશે. પુત્ર હશે તો વૃદ્ધાવસ્થામાં આપણી સેવા બજાવશે. પુત્રથી જ નામ રહેશે. આ વિચારો એવા સજ્જડ બેઠા છે કે તે સ્હેલાઇથી નિકળી શકે એમ નથી છતાં આ વિચાર તદ્દન ભૂલ ભરેલા છે. જનકરાજાને પુત્ર હતો વા નહી પણ ત્હેમનું નામ–ત્હેમની અમર કીર્તિ **સીતાજી**ના પિતા તરીકે વધારે પ્રસરી છે. લંપટ–વ્યસની ને સર્વ દુર્ગુણથી પરીપૂર્ણ એવા પુત્ર કરતાં સુશીલ પતિવ્રતા પવિત્ર પુત્રીના પિતાને સદ્‌ગતિ મળવા–ત્હેનું નામ રહેવા વધારે સંભવ છે. પુત્રી હલકી ગણાવાનું બીજું કારણ એ છે કે હાલના સમયમાં સ્ત્રીઓને યોગ્ય એવી છુટ ન આપતાં સ્ત્રી ઘરની ગુલામડી લેખાય છે એટલે સાસરે આવ્યા પછી સારો–કેળવાયેલો પતિ ન હોય તો પિયરની સાથેનો સંબંધ તદ્દન ઓછો કરી નાંખવો પડે છે. આમ હોવાથી પુત્રી છતાં કોઈ

પણ સંતાન નથી એમ માબાપને માનવું પડે છે તેમ જ સાસરીયામાં વિશેષમાં અયોગ્ય કનડગત હોય–જમાઈ દુરાચરણી હોય–છોકરીને દુઃખ દેતો હોય ને ત્હેમાં છોકરી સમજુ હોય તો માબાપને જીવનપર્યંત પુત્રીનું દુઃખ જોઈ બળ્યા કરવું પડે છે અને 'પુત્રી ન હોત તો સારૂં' એમ વખતો વખત ઉદ્ગાર તેઓ કહાડે છે. (૩) દૈવેચ્છાએ સર્વ અનુકૂળતા હોય અને પુત્રી સુખમાં હોય અને ભાગ્યવશાત્ પુત્રીને વૈધવ્ય પ્રાપ્ત થાય તો પછી માબાપના દુઃખની અવધી! આવાં આવાં કારણોથી પુત્રીનો જન્મ હિંદુ સંસારમાં હલકો લેખાય છે.

આગળ કહ્યું તેમ જન્મથી જ 'રાંડ' શબ્દ પુત્રીના સંબન્ધમાં સામાન્ય રીતે વપરાય છે. જ્યારે પુત્રને જે માગે તે મળે છે, ત્હેનાં મન તથા શરીર કેળવવા સર્વ પ્રયાસ થાય છે ત્યારે પુત્રીને ત્હેમાંનું કાંઈ જ હોતું નથી. ઇંગ્રેજી સરકારના રાજ્યમાં દુધપીતી કરવાનો ચાલ બંધ પાડવામાં આવ્યો છે. અને મારી નાખવામાં આપણામાં પાપ મનાય છે નહિં તો, પુત્રીનો જન્મ થતાં જ કેટલેક સ્થળે મારી નાંખવામાં આવે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. યુરોપીઅન વા પારસી સ્ત્રીઓમાં એકલાં જવાની હિંમત–હુંશીયારી હોય છે તેમ જ ત્હેમનાં શરીર અને મન પ્રફુલ દેખાય છે ત્યારે તેટલી જ વયની હિંદુ છોકરીયો બ્હીકણ–રીસ્રી જણાય છે તેનું કારણ એટલું જ છે કે યુરોપીઅન વર્ગમાં નાનપણથી જ પુત્રીને પુત્રની માફક જ ઉછેરવામાં આવે છે. બાલ્યાવસ્થામાંથી જ–પોતાની જાત હલકી છે એમ માનતી હિંદુ પુત્રીઓમાં હિંમતને શારીરીક બલ સંભવે જ ક્યાંથી? fear and weakness can not afford to be magnanimous.* એ ફ્રાઉડનું કહેવું અક્ષરશઃ ખરૂં છે.

પાંચ સાત વર્ષની વય થતાં અન્ય કોમમાં લગ્ન કરી દેવામાં આવે છે ત્યારે ઉચ્ચ કોમમાં માત્ર વિવાહ જ કરી રાખવામાં આવે છે. વિવાહ કરવામાં–લગ્ન કરવામાં માતાપિતા પોતાનો જ સ્વાર્થ જોઈ તેમ જ ન્યાતની ચાલતી આવેલી રૂઢીઓને અવલમ્બી ગામને ગામમાં જ અથવા વિદેશમાં-વર કેળવાયેલો- સમજુ—સદ્ગુણી છે કે નહિ તે જોયા વિના સાસરીયાં સારાં છે કે નહિ અને પૈસો છે કે નહિ, એટલું જ જોઇ પોતાની પુત્રી આપી, પોતાનું કર્તવ્ય થયું એમ માને છે. પછી વર વયમાં ઘણો મોટો હોય, દુર્ગુણી હોય, નાનો હોય કે પછી ગમે તેવો હોય તો પણ—

'તાતે કહ્યું "તુજ કાન્ત આ, બહુ ભાવ એ પર રાખજે;
"પ્રિયપતિ ગણી એ સાથ ત્હારો જીવ જોડી રાખજે."

આમ કરવું પડે છે, આપણી આર્ય સ્ત્રીઓ કેટલી સહનશીલ છે કે ગમે તેવી સ્થિતેમાં આનંદથી નિભાવ કરે છે તે સર્વ વિસ્તારથી–'**પત્ની**' ના વિભાગમાં જોઇશું.

---

* ભીતિ અને અશક્તિનું પરિણામ સારૂં હોઈ શકેજ નહિં.

હાલના સમયમાં નિશાળમાં છોકરીઓને મોકલી એટલે માબાપનું કેળવણીના સંબંધમાં કર્તવ્ય થઈ રહ્યું એમ સમજવામાં આવે છે. પરન્તુ ઘર એ જ કેળવણીનું ઉત્તમ સાધન છે. નાનપણથી જ વિવાહીતા થવાથી વાતોમાં–રમતાં–'વર', 'સાસુ', 'સાસરૂં', વિગેરે શબ્દો પુત્રીના કાનમાં પડે છે એટલું જ નહિ પણ 'સાસુ માથાની મળી છે!' 'વર તો માવડીયો છે!' વિગેરે સાસરીયાં અને મુખ્યત્વે ફરી વરને વિશે ભાવ ઉત્પન્ન કરાવવાને બદલે હેના દેખતાં જ હેના વિશે જરા ઘસાતુ બોલી અજાણપણે અને અજ્ઞાનતાથી જ અભાવ ઉત્પન્ન કરાવવામાં આવે છે. આવી રીતે તે સમયમાં સારા વિચાર ઉદ્‌ભવે એમ પ્રયાસ કરવાનો તેમાં આવી રીતે પુત્રીઓનાં ભવિષ્યજીવન બગાડવા માબાપ કારણભૂત થઈ પડે છે. પાંચ સાત વર્ષની છોકરી ઓઢણું–ચણીયો પ્હેરી મ્હોટી વયને યોગ્ય એવી વાતો કરે તો "મેર રાંડ બાયલી!" એમ કહેતાં જઈ પણ મનમાં રાજી થઈ એવી વાતો કરવાને ઉશ્કેરણી આપી પુત્રીઓમાં અપરિપક્વ વયમાં જ યુવાવસ્થાના વિકારો ઉત્પન્ન કરે છે. આવા વિચારોના વાતાવરણમાં ઉછરે–અને શરીર કેળવવા ખુલ્લી હવામાં હરવા ફરવા દેવામાં ન આવે–મનમાં ઉત્પન્ન થતી સ્વાભાવિક શંકા અને યોગ્ય સ્વતંત્ર વૃત્તિને જડમૂળથી જ દબાવી દેવામાં આવે, ત્યારે ફીક્કા મ્હેરાવાળી, તાણ વિગેરે રોગવાળી, શોકગ્રસ્ત મ્હેરાવાળી, સ્ત્રીયો થાય એમાં શું આશ્ચર્ય? મ્હોટાં શહેરોમાં–મ્હોટાં કુટુંબોમાં–દવાશાળામાં, આજકાલની છોકરીયો જોશો તો જણાશે કે–કાલીદાસ–ભવભૂતીએ વર્ણવેલાં સૌંદર્યવાળી સ્ત્રીયો ક્યાં છે? ધોળી, લોહી વિનાની ચામડી–રોગ પુષ્કળ–નિરંતર શરીરની અશક્તિની ફરીયાદવાળી નાજુકાઈ–શરીરને શ્રમ ન આપાય એવી સ્થિતિ–એમાં જ ખુબસુરતી આવી ગઈ છે! ક્યાં ગયું સ્વાભાવિક સૌંદર્ય? ક્યાં ગઈ મુખની ચંદ્ર જેવી આકર્ષણીયશક્તિ? ક્યાં ગયો ઉત્સાહ–ક્યાં ગઈ મુખની લાલી, ક્યાં છે રોગરહીત બાંધ્યા ઘાટનું શરીર? આ સર્વ ભૂતકાળના ભણકારા જ રહ્યા છે! આર્યાવર્તની સુંદરતા લુપ્ત થઈ છે ને હોય એમાં નવાઈ શી? બાળક-માતાઓ થઈ–પુત્રી–સ્ત્રી હલકી લેખાઈ–હેમનાં શરીર મન કેળવવાં એ અયોગ્ય મનાયું, પછી સારૂં પરિણામ ક્યાંથી હોય?

જેવી શારીરિક સ્થિતિ છે. તેવી જ માનસિક સ્થિતિ છે. 'સ્ત્રીયોને ક્યાં નોકરી કરવી છે, ભણવાથી બગડી જાય છે,' એવા વિચારે પુત્રીઓને યોગ્ય એવી કેળવણી અપાતી જ નથી. છોકરા વા છોકરીને કેળવવાની જવાબદારીનું કામ માત્ર નિશાળના શિક્ષકો ઉપર જ નાંખી દેવામાં આવે છે. ટુંકા પગારના અશિક્ષિત શિક્ષકો શું કરી શકે? છોકરાઓને તો જરા પણ કેળવવા પ્રયાસ ઘર આગળ થાય છે, પણ છોકરીઓને તો જરા પણ નહિ. નિશાળનાં લેસન કરવાં–નાનો ભાઇ કે બ્હેન હોય હેને રમાડવાં–ઘરનું કામ કરવું, બધું સાથે! અમારૂં એમ કહેવું નથી કે ઘરનું કામ ન કરાવવું પણ જરા નિયમિત રહી સર્વ અનુકુળ વખતે થતું હોય તો સર્વ કામ સારાં થવા સંભવ છે. નિશાળનાં લેસન વાંચી રહ્યા બાદ સ્નેહથી–મમતાથી શીખવવામાં આવે તો હેની અસર સારી થાય. 'સાસરે જશો ત્યારે ખબરો પડશે'–'રાંડ ઓળખ્યો થઇ પણ અકલ નથી!' એવા શબ્દ પ્રહારની સાથે ઘરસંસારની કેળવણી હિંદુકુટુમ્બોમાં અપાય છે. આવી કેળવણીનું પરીણામ–ક્રોધી સ્વભાવ–જાસા કરવાની–બુમો પાડી વાત કરવાની ટેવ અને કુટુમ્બમાં શાન્તિને બદલે વાક્યુદ્ધ–એ થાય છે.

જ્ઞાન માતા ઘરની આસપાસ કચરો, ગંદવાડ, ભેજ, અને દુર્ગંધ રાખે છે. ઘરમાં પણ એટલી બધી ગંદકી રાખે છે કે, તેથી છોકરાંનાં શરીર રોગીષ્ટ થઈ જાય છે. ગંદવાડ એ મંદવાડનું મૂળ છે. એ રોગ ઉત્પન્ન કરનાર મોટી ઉપાધીઓ છે. અણસુધરેલપણાનાં ચિન્હ છે. વળી ઘરની આસપાસ કચરો વગેરે કોહતી જણસો હોવાથી માંકડ, ચાંચડ, વગેરે જીવડાં થાય છે. તેથી છોકરાંને ચટકા ભરે છે. તેથી તેમનું શરીર સુણી જાય છે. વળી અભણ માતાઓ કસરતમાં પણ સમજતી નથી. તેથી તે પોતાનાં છોકરાંને કસરત પણ શીખવતી નથી. તેથી કરીને તેનાં છોકરાં ઘણી વાર માંદાં પડે છે. વળી, સવારમાં ટાઢો ઉતરી ગએલો વગેરે નુકશાનકારક ખોરાક ખવરાવે છે. તેથી પણ છોકરાં માંદા પડે છે. તેમને ખુલ્લી હવામાં ફરવા દેતી નથી. તથા ઘરમાં પણ બારી બારણાં બંધ રાખે છે. તેથી બિચારાં બાળકો નાનપણથીજ તે નઠારી હવામાં રહીને પછી તે આખી જીંદગી સુધી દુઃખ ભોગવે છે. પણ જો માતા કેળવણી પામેલી હોય તો તે બાળકોને ઉપર કહ્યાં તેટલાં વાનાં કરીને સુધારે અને તેટલાં નુકશાનો દુર કરી શકે. કારણ કે, તે આરોગ્યતાના નિયમો જાણતી હોય એટલે તે તે પ્રમાણે ચાલે તેથી તેનાં છોકરાં નિરોગી રહે.

સ્વચ્છતા રખાવી શકતી નથી.

અભણ સ્ત્રી પોતાનાં છોકરાંનાં શરીર પણ નિર્મળ રાખી શકતી નથી છોકરાંનાં શરીર મેલાં રાખે છે, લૂગડાં ધોતી નથી. છોકરાંને નવડાવતી પણ નથી. આખા શરીરપર ઘણો મેલ હોય છે અને એ મેલને લીધે ઘણીવાર છોકરાંને ખસ, ગુમડાં, વગેરે રોગ થાય છે. પણ પહેલેથી તે સાવચેતી રાખી શકતી નથી. એવી રીતે અભણ માતા પોતાનાં છોકરાંને બહુ અસ્વચ્છ રાખે છે. પણ જો માતા કેળવણી લીધેલી હોય તો તે પોતાનાં છોકરાંને સર્વ પ્રકારે સ્વચ્છ રાખે છે. હમેશાં સાબુથી નવડાવે છે. રૂતુ પ્રમાણે યોગ્ય વસ્ત્રો પહેરાવે છે. અને એવી રીતે તે સ્વચ્છતાના લાભો પોતાનાં છોકરાંને સમજાવે છે. તે જાણે છે કે, સ્વચ્છતાથી રહેવામાં ઘણા લાભ છે. તથા સ્વચ્છતા એ આચારનો પહેલો નિયમ છે અને તેજ આચારનું પ્રથમ અંગ છે માટે સ્વચ્છતા બહુ અગત્યની છે. **आचारः परमोधर्मः** એ નીતિના નિયમ પ્રમાણે પોતાનો ધર્મ બરાબર પાળવાની ઇચ્છા રાખનારે પ્રથમ પોતાનો આચાર બરાબર રીતે સંભાળવો જોઇએ. દરેક માણસે જાતે જેમ સ્વચ્છતાથી રહેવું એ અતિ જરૂરનું છે. તન અને મનનો ઘણો નિકટ સંબંધ છે. તન મન નિર્મળ રાખવાથી આરોગ્યતા જળવાઇ રહે છે.

દરેક માણસે જાતે નિરોગી રહેવા માટે પ્રથમ પોતાનું શરીર સારી રીતે જાળવવું જોઇએ. કોઈ પણ નાની અથવા મોટી વસ્તુ સુઘરતાથી જેટલી શોભી રહે છે, તેટલી બીજા કશાથી મનોહર લાગતી નથી. આપણે અનુભવથી જાણી શકીએ છીએ કે, જેનું શરીર નબળું હોય તેનું મન પણ ઘણે ભાગે નબળુંજ હોય છે. મનને સારી સ્થિતિમાં રાખવાં એ પ્રત્યેક માણસનું પહેલું અને અગત્યનું કર્ત્તવ્ય છે.

મનની વિચિત્રતા વિષે કહ્યું છે કે તે યથાર્થ છે.

દોહરો.

મન ઢોંગી મન ધૂર્ત છે મન મેગળ મસ્તાન,
મન સુધરે તો મિત્ર છે નહિતો શત્રુ સમાન.

એનો અર્થ એવો છે કે, માણસોનું મન ઢોંગી છે—ધૂતારૂં છે. જો તે સુધરે તો મિત્રની પેઠે લાભ કરે પરંતુ તે નહિ સુધરે તો તે દુષ્મનની પેઠે નુકશાન કરે છે. માટે પ્રથમ મનને સુધારવું જોઇએ. તોજ શરીર સુધરે. માટે મન સ્વચ્છ રાખવું ને શરીર સ્વચ્છ રાખવું તેને વાસ્તે બાળકોને રતુને માફક આવે તેવાં ઝીણાં જાડાં ગરમ વસ્ત્રો પહેરાવી બાળકોનું રક્ષણ કરવું.

દોહરો.

બાળકનું રક્ષણ કરે વિશ્વનું રક્ષણ થાય,
માટે બાળક રક્ષવા લેવા સરસ ઇલાજ;
બાળક વયમાં આવશે જે ઉત્તમ આચાર,
તેવા સંસ્કારો વડે સ્થાઇ થશે સંસાર;
બાળકને સંભાળવાં સુધારવાં દઈ જ્ઞાન,
માતાનો એ ધર્મ છે તેનું કરૂં બયાન.

છોકરાંઓને વહેમી બનાવે છે.

જો બાળકોનું રક્ષણ કરે તો દુનિયાનું રક્ષણ થાય, માટે બાળકોનું રક્ષણ કરવા માટે સારા ઈલાજ લેવા. વળી બાળપણામાં જો સારો આચાર આવશે તો તેને લીધે તેનો સંસાર સુધરશે. બાળકોને સુધારવાં તથા જ્ઞાન આપવું એ માતાઓનો ધર્મ છે. માટે ઉપર કહ્યું તેટલું જો માતાઓને કેળવણી મળતી હોય તોજ તે પોતાની ફરજ શું છે તે સમજે, અને તે પોતાનાં બાળકનું સારી રીતે રક્ષણ કરે. પરંતુ મૂર્ખ માતા એવી રીતે બાળકોનું પૂર્ણ રીતે રક્ષણ કરી શક્તિ નથી. અને તેથી કરીને બાળકો આખી જીંદગી નબળાં રહે છે. વળી આપણા દેશની સ્ત્રીઓ, અભણ રહેવાથી તેઓ ઘણી વહેમી થઈ જાય છે. તેથી ઘણું નુકશાન થાય છે. ઘરમાં કોઈ માંદુ થાય ત્યારે કહેશે કે "અરે બાઈ ઘરમાં કોઈ પિત નડે છે. જુઓ કેવી મૂર્ખતા છે? જેને બાળીને રાખ કરી નાંખ્યું તે ક્યાં નડવા આવે? ફલાણાને લાકણ વળગી છે. તેથી થાળી ગોળી બેસારો." પછી અજ્ઞાન સ્ત્રીઓ ભૂવાને બોલાવે અને ધુણાવે. એવી રીતે મૂર્ખ સ્ત્રીઓ નકામો ખર્ચ કરે છે. વળી અજ્ઞાન માતા જ્યારે પોતાનાં છોકરાં માંદા પડે ત્યારે કહેશે કે, "મારૂં છોકરૂં રૂપાળું તેથી ફલાણીની નજર લાગી. મારૂં છોકરૂં ખાતું હતું, ત્યારે ફલાણી પાડોશણ આવી, તેથી તેની નજર લાગી, તેથી મારૂં છોકરૂં મોંમાં

કોઇ ઘાલતું નથી. " તેથી તે અજ્ઞાન માતા નજર બાંધે છે. વળી દૂધપાક, અથાણાં, વગેરે ચીજો બગડે છે, ત્યારે પણ નજર લાગ્યાનું બહાનું કહાડે છે. પરંતુ તે પોતાની ભૂલ શું છે તે સમજતી નથી. વળી પોતાનાં છોકરાંને તાવ આવે છે ત્યારે દોરા, ચિઠ્ઠી વગેરે વહેમ ઘાલી નકામા પૈસા ખર્ચે છે પરંતુ એ પૈસા દવામાં નાખ્યા હોય તો કેટલો બધો ફાયદો થાય છે ? વળી કહેશે કે ફલાણી સ્ત્રીએ તેના ધણીને વશીકરણ કર્યું છે. ફલાણાને કોઇએ મૂઠ મારી છે. વળી ફલાણે ઠેકાણે ભૂત થાય છે, ફલાણો અવગતિઓ થયો છે, ફલાણે ઠેકાણે ભડકા થાય છે, એવી એવી અજ્ઞાન સ્ત્રીઓ વાતો કરે છે. તેથી તેનાં છોકરાં પણ તે વાતો સાંભળે છે. તેથી તેઓ પણ બીકણ તથા વહેમી થાય છે. પરંતુ જો માતાઓ કેળવણી પામેલી હોય તો તે સમજે કે એ બધું ખોટું છે. કારણ કે તેણે પુસ્તકો વાંચેલાં હોય કે તેથી તે સમજે છે કે એતો વહેમ તદન ખોટા છે. એવી રીતે કેળવણી પામેલી સ્ત્રી પોતાનાં છોકરાંને બોધ કરે છે કે વશીકરણ એ વાત ખોટી છે. વળી દોરા, ચીઠ્ઠી, જાદુ, મંત્ર એ બધું ખરૂં નથી. એથી કરીને કેળવણી પામેલી સ્ત્રીનાં છોકરાં તેની મા જેવાં વહેમી બને છે મૂર્ખ માતાઓ જ્યારે ગામ જાય છે ત્યારે શુકન જુએ છે. અને કહે છે કે આ કામ સુધર્યું નહિ માટે નઠારાં શુકન થયાં હશે. કેળવણી પામેલી માતા શુકન અપશુકનમાં સમજતી નથી. વળી અજ્ઞાન સ્ત્રીઓ જ્યારે પોતાને માથે દુખ આવે છે, ત્યારે દેવને માનતા માને છે કે, મારૂં ફલાણું દુઃખ મટશે તો હું ફલાણા દેવને આટલું વાપરીશ એવી રીતે પીર, હનુમાન, મહાદેવ, દેવી, વગેરે દેવને માનતા માને છે.

શીતળાનો અનાદર કરે છે.

કેળવણી પામેલી માતા બાધા રાખતી નથી. તેથી તેનાં છોકરાં પણ તેવાંજ થાય છે. કેટલીક અજ્ઞાન માતાઓ પોતાનાં બાળકોને શીળી કઢાવવા દેતી નથી. અને જ્યારે શીળી કઢાવવાવાળા તપાસ કરવા આવે છે, ત્યારે અજ્ઞાન માતા પોતાનાં બાળકને સંતાડી દે છે. અને કહે છે કે ભાઇ અહિંતો છોકરૂં નથી. એવું ખોટું બોલી પોતાના બાળકનો જીવ જોખમમાં નાંખે છે. પણ તેનાં કડવાં ફળ મૂર્ખ માતાઓ જ્યારે ચાખે છે, તો પણ તેમને લાજ વળી જતી નથી. કેટલીક વહેમી માતા તો બળીયાકાકાની માનતા માની મોંમાં ખાસડું લઇને કે બળતી સઘડી લઇને તેમને પારે જાય છે અને બાળકને ત્યાં પગે લગાડી ફદીયાં, મૂઠીયાં, વગેરે મૂકે છે. પરંતુ કેળવણી પામેલી માતાઓ પોતાનાં છોકરાંને શીળી કઢાવે છે. અને બળીયાકાકાને એવી બાધા કરતી નથી.

છોકરાંને ઘરેણાં ઘાલી જીવ જોખમમાં નાખે છે,

આપણા દેશમાં નાનાં બાળકને ઘરેણાં પહેરાવવાનો ચાલ ઘણો ચાલે છે. કેમકે, આપણા દેશની માતાઓ મૂર્ખ તથા અજ્ઞાન છે. તેથી તે છોકરૂં જન્મ્યું કે તુરત તેને ઘરેણાં ઘડાવવા ધણીને સંતાપે છે. પણ પોતાના ધણીની કમાણી તથા ઘરની તપાસ કરતી નથી. " ગમે તેમ કરો પણ મારાં છોકરાંને ઘરેણાં જોશે " એવી રીતે નકામી હઠ કરે છે. અને ઘરેણાં પહેરાવીને છોકરાંના જીવનું નુકશાન કરાવે છે. અને ઘરેણાંને વાસ્તે ઘરમાંના ચાકર, કોઈ લુચ્ચા, કોઈ ભીખારીઓ, છોકરાંને ઘરેણાંની

લાલચે મારી નાંખે છે. વળી બાળક કાંઇપણ સમજતું ન હોય, ચાલવા કે બેસવા શીખ્યું ન હોય, ત્યાંતો અજ્ઞાન માતાઓ તેને હાથે, પગે, કોટે, વગેરે ઠેકાણે ઠેકાણે દાગીના લટકાવી દે છે. અજ્ઞાન માતાઓ એમ સમજે છે કે દાગીના પહેરાવવાથી છોકરાં રૂડાં લાગે છે પણ એથી કરીને બેવડું નુકશાન થાય છે. ઘરેણાં ઘડાવવાથી વ્યાજખાદ પડે છે. અને ઘરેણા પહેરાવવાથી છોકરાંને હાથે પગે વગેરે વગેરે ઠેકાણે મેલ વળગે છે. તેથી છોકરાંને ગુમડાં થાય છે. તથા નાનાં બાળકોના હાથ, પગ વગેરે સુઝી જાય છે. ઘરેણાં એકલાં પહેરાવવાથી શોભા વધતી નથી, પણ ઉલટી ઘટે છે કેમકે, એવા લોકો બાળકની સફાઈ પર પૂરતું લક્ષ આપતાં નથી. તેથી શરીરમાં મેલ ભરાવાથી ખરાબ થાય છે. સારા શેઠિયાના છોકરાપર પાંચસો રૂપિયાનું ઘરેણું હોય પણ ભાગ્યે એક રૂપિયાનાં સ્વચ્છ લૂગડાં હોય છે. પણ જે માતાઓ કેળવણી પામેલી હોય તો એવી ખોટી શોભા કરેજ નહિ. તે ઘરેણાં ઉપર મન નહિ રાખતાં પોતાના બાળકની શોભા વધારવા માટે ન્હવરાવી ધોવરાવી તેમને ઉત્તમ વસ્ત્રો પહેરાવે છે. જૂઓ ઇંગ્રેજ તથા પારસી લોકોનાં છોકરાં કેવાં દેખાવડાં અને પ્રિય લાગે છે ? તેમને હાથે પગે કે બીજે કોઇપણ ઠેકાણે ઘરેણાં પહેરાવતાં નથી. છતાં તેઓ શરીરની તથા લૂગડાંની સફાઇથી કેવાં સુંદર લાગે છે, એ એવાં લાગે છે તેનું કારણ તેમની માતાઓ કેળવાયેલી તેથી તે પોતાનાં છોકરાંને ઘરેણાની શોભા નહિ કરતાં તે રૂતુ પ્રમાણે જાત જાતનાં લૂગડાં પહેરાવે છે.

**છોકરાંના શરીરમાં ટાપટીપ કરે છે.**

એક ચાલ આપણામાં ઘણો વધી ગયો છે. આપણી અજ્ઞાન માતાઓ છોકરાંના કાન, નાક, વીંધાવીને કેવાં દુખી કરે છે ! નાનાં બાળકોનાં નાક, કાન, વીંધાવે છે, તે પછી પાકે છે અને સણકા નાંખે છે, ત્યારે છોકરાં બૂમો પાડે છે, અને ઘણાં દુખી થાય છે. મોતીની કે સોનાની વાળી, કાંટા, પાંદડાં, કે ચોકડાં ઘાલી થોડી શોભા દેખાડવા સારૂ એવું કરે છે. પણ એ કરતાં એ ઘણી ભૂંડી ચાલ આપણા બૈરાંમાં છે જે તે પ્રમાણે કરતાં કેટલીકના જીવ પણ ગયા છે. એ જંગલી ચાલ છે. અને તે નીચ જાતિનાં બૈરાંમાં ઘણો જોવામાં આવે છે.

(અપૂર્ણ)

# વાર્તાલહરી.

## એક ખુશકારક ભૂલવણી.

યાદદાસ્તના પુરાણા મંડપમા લટકાવવાનુ વળી બીજું ખુશકારક ચિત્ર—અને એવાં એવાં મનોહર ચિત્રો જેમ જેમ વધારે તેમ તેમ વધારે સારૂં!

એક ગરીબ કવિ—ગરીબ એટલે પૈસાની બાબતમાં, બુદ્ધિમાં તો નહિંજ!—કારણ ત્હેની કવિતા વાંચીને તો એક યુવાન ખુબસુરત વિધવા ત્હેની સાથે પ્યારમાં પડી, લગ્ન કરવાને આતુર બની ગઈ હતી! આ યુવાન સુન્દરી કવિને પોતે ચ્હાતી હતી એટલુંજ નહિં પણ ત્હેની ઉપર પોતાનો પ્રેમ અસત છે એમ ત્હેને જાણવા પણ દેતી હતી.

હવે આપણા કવિને લગ્નની ધોંસરી પોતાની ખાધ ઉપર મૂકવાનું કાંઈ જ કારણ નહિં હતું; તે ગરીબ હતો, અને ત્હેની ચોપડીઓના વેચાણમાંથી ઉપજતા પૈસા ત્હેનું પોતાનું પોષણ કરવાને પણ પુરતા ન્હોતા તો પછી ત્હેની સ્ત્રીનુ ગુજરાન તો ત્હેમાથી ચાલવાનું જ ક્યાંથી? પરન્તુ તે પણ આ મોહિનીને ખરા દિલથી ચ્હાતો હતો અને ત્હેની સાથે લગ્ન નહિં કરૂં તો મ્હારાથી હવે વધારે લાંબો વખત જીવી શકાશે જ નહિં એમ તે માનતો હતો.

"વ્હાલી!" ત્હેણે કહ્યું. "હુ જાણુંછુ ત્હને મ્હારી સાથે લગ્ન કરવાનુ પૂછવાનો મ્હને બિલકુલ હક નથી કારણ મ્હારી હાલત તુ જાણે છે. મ્હારે ગામમાં ઘર નથી, શીમમાં ખેતર નથી, અને ગજવામા ફૂટી બદામ પણ નથી!—તેમ મ્હને કોઇની પાસેથી આવક કે વારસો મળે તેમ નથી. પણ હુ ત્હને તન અને મનથી ખરા જિગરથી ચ્હાઈશ, ત્હારી સાથે વફાદારીથી ચાલીશ; અને જ્યાસુધી હુ જીવતો હોઇશ ને મ્હારૂં શરીર ચાલશે ત્યાં સુધી ગમે તો હું ત્હારે માટે મજૂરી કરીશ પણ—જેમ તેમ કરીને—ગમે તેમ કરીને પણ, જેટલુ મળી આવશે તેટલાથી આપણે સંપસંપી આપણુ ગાડ ચલાવીશું. મ્હારા પ્રાણ! જો ખરેખરો એક નેકી અને એક નિષ્ઠા ભર્યો પ્યાર ત્હને સુખી કરી શકશે તો ખરેખર આખી જીંદગીભરમા મ્હારી સાથે ત્હારૂ પાનુ પડ્યા માટે ત્હારે કદિપણ દિલગીર થવું પડશે નહિં જ, એટલુ ખાત્રીથી માનજે, અને આપણે આસમાનનાં બુલબુલ અને જંગલના હરણિયાંની પેઠે રાત અને દિવસ આનન્દ—આનન્દ, ખુશબખ્તી અને દિલલગીની મોજમઝાઓમાં જ ગાળીશું."

"મ્હારા પ્રિય જિગર!" તે યુવતીએ જવાબ દીધોઃ મ્હારી પાસે પણ મ્હારા પોતાના થોડાક પૈસા છે–આશરે ત્રણસોએક રૂપિઆની વર્ષે દહાડે આવક થાય એમ છે; એટલે એ અને તમે પેદા કરશો તે બંને મળીને–ન્હાનકડું ઘર, થોડુંએક ખરચ એટલું રાખી શકીશું અને અમનચમનમાં રહી આપણે કલ્લોલમાં જીંદગાની ગાળીશું."

"અરે: એટલું તો બહુએ છે. એટલા પૈસામાં તો આપણે નવાબી ભોગવીશું. થયું ત્યારે નક્કિ! વ્હાલી!"

"જીવનહાર!"

"મ્હારી પ્રાણ!"

આ રીતે રૂસ્તમ અને તેહેમિનાનું લગ્ન થયું: અને એમના કરતાં વધારે સુખી સ્ત્રી પુરૂષનું કોઇ પણ યુગલ ભાગ્યે જ જોવામાં આવ્યું હશે. એક મહિનો પસાર થઇ ગયો જેમાં તેઓ રાત દિવસ એક બીજાની સાથે જ ગેલ કરતાં–પણ એમની અરસપરસની પસંદગીમાં રજપણ ખોડખાંપણ જણાઈ આવી નહિં. આપણો કવિ પોતાનાં જીવનની પ્રત્યેક પળ પોતાની પત્નીની સુખશાન્તિ માટે જ ગાળતો હોય એમ જણાતું અને તે યુવતી પણ ત્હેનાં પ્રત્યે ત્હેવીજ પ્રકારના માયાભાવથી વર્તતી હતી. તેઓ એક બીજાની સાથે એવાં તો અનુપમ માયાળુતા, પ્રીતિ, નમ્રતા, અને વફાદારીથી ચાલતાં હતાં કે તેઓ ભોગવતાં હતાં ત્હેનાં કરતાં વધારે સુખની સ્વપ્નમાં કે સ્વર્ગમાં પણ ત્હેમને ઇચ્છા રહેતી ન્હોતી.

એક મહિનાની આખર તારીખે રૂસ્તમજી પોતાની ચોપડીઓ વેચનારની દુકાનેથી પેર આવ્યો તે વખત ત્હેનું મ્હોં ઉતરી ગયેલું જણાતું હતું અને તે ઉંડા વિચારમાં પડી ગયેલો હોય એમ લાગતું હતું.

"શું છે, વ્હાલા?–આજ તમે ગમગીન કેમ જણાઓછો?" તેહેમિનાએ પાસે આવી પ્રેમભરી મૃદુ વાણીથી ત્હેને પૂછ્યું.

"પ્રિય તેહેમિ! મ્હેં ત્હને આવતે મહિને મ્યાગુ લઈ જવાનું કહ્યું'તું,—ત્યાંથી આપણે પ્રાચીન ગુફાઓ, જૂનાં તળાવો, પુરાણાં દેવાલયો, ઐતિહાસિક ટેકરીઓમાં ફરવા જવાનાં હતાં,—આહા! ત્યાં કેવી ગમ્મત પડત!—પણ પેલું મ્હારાવાળુ છેલ્લું કાવ્ય—તું જાણે છેસ્તો, આપણે ત્હેને કેવું મઝેદાર અને સુન્દર ધારતાં હતાં તે-હજુસુધી બીલકૂલ ખપતુંજ નથી; બેકદર વાંચનારા હજુ ત્હેની કદર સમજ્યા જ નથી અને તેથી કોઇ તે લેતું નથી! એટલી તો મ્હારી ખાત્રીજ છે કે એ આખરે તો વખણાય ને વેચાયા વગર રહેવાનું જ નથી; પણ હાલ તો આપણા પબ્લિશર (પ્રકાશક)ને ત્હેની છપામણી જેટલું પણ ઉપજેલું નથી."

ત્હેણે તેહેમિનાનો હાથ ખેંચી પોતાની છાતી સરસી દાબી, ત્હેના કપોલ ઉપર એક

મધુર, પ્રીતિભર્યું ચુંબન કર્યું અને કહ્યું: "વ્હાલી! મ્હેં ત્હને છેતરી ફસાવી કે ત્હારી સાથે કંગાલ કરી એમ તો તું નહિં ધારેને? મ્હેં ત્હને કહ્યુંતું કે મ્હારાં લખાણમાંથી સારી પેદાશ થશે-પણ પણ"-

"મ્હારા પ્રિય પ્રાણ, રૂસ્તમ!" પત્નીએ પતિની પાસેથી દૂર ખસવા પ્રયત્ન કરતાં કહ્યું, "છટ્! એવું ના બોલો. તમે તો બીલકુલ ખોટું કહ્યું જ નથી. તમે તો જે હતું તે સાચેસાચું પ્હેલેથી જ કહી દીધું હતું. પણ, વ્હાલા! મ્હેં મ્હેં-તમને ખરેખર છે-તરી જ છે!"

"હેં! મ્હારા જિગર!-એમ બને જ નહિં."

"હા, મ્હેં જ! વ્હાલા, મ્હેં તમને કહ્યુંતું કે વર્ષે ત્રણસોએકની ઉપજ થાય ત્યાં મ્હારી પાસે છે; એમ મ્હેં તમને ફરેબ દેવા કહ્યું હતું, જ્યારે હું જાણતીતી કે

"મ્હારી વાત એકવાર સાંભળો તો ખરા," પત્નીની દ્રઢતાની અસર પતિ ઉપર થયા વિના રહી નહિ. કવિવરનું ગાયન બંધ પડયું.

"મ્હેં ત્હમને કહ્યું હતું કે મ્હારી પાસે ત્રણસો એકની વાર્ષિક આવક થાય એટલું છે: પણ તે વખત મ્હેં ત્હમને ખોટું કહી છેતર્યા હતા. આ–કાગલ લ્યો. એ વાંચીને મ્હારી ઠગાઈ–ફરેબી કેટલી હતી તે વિચાર કરો."

તેહેમિનાએ રૂસ્તમના હાથમાં એક સાદું કવર મૂકયું અને પછી દૂર એક ખૂણાની બારીએ જઈને પતિ તરફ માડી આંખે જોવા લાગી. તે પરબીડીયાના મથાળા ઉપર "—ની બેંક." એ શબ્દો છાપેલા હતા અને તે તેહેમિનાના શિરનામે આવેલું હતું.

રૂસ્તમે તે કવર જે ઉઘાડેલું જ હતું ત્હેમાંથી કાગળ બ્હાર ક્હાડવા જતાં એક ન્હાનો કાગળનો કડકો એવડો વાળેલો નીચે પડયો. આવી જાણીતી, પૈસાવાળી બેંકને મ્હોટા કાગળે મળતો નથી એમ વિચાર કરતાં ત્હેણે તે ઉઘાડયો તો તે બેંકનો મથાળે સિક્કો હતો અને તે નીચે ઉતાવળથી લખાયલા, છૂટા પણ મરોડદાર અક્ષરોથી નીચેના ગેબી શબ્દો આલેખાયલા ત્હેની નજરે પડયા:

મિસિસ. તેહેમિના. રૂ. કામા,—

"ત્હમારા લગ્નને માટે મુબારકબાદી આપતાં ત્હમને જણાવવાની રજા લઇએ છીએ કે, અમે ત્હમારી સૂચના પ્રમાણે ત્હમારો હીસાબ ત્હમારે નવે નામે ચ્હડાવ્યો છે. આ કાગળની નીચે હાલ અમારે ત્યાં ત્હમારી જે કુલ રકમ જમે છે ત્હેના અહ્‌સટ્ટાનો આંકડો મૂકેલો છે, જેમાંથી ત્હમારી મરજીમાં આવે ત્યારે ત્હમે ગમે તેટલી રકમ ઉપાડી શકશો. અને ત્હમારૂં બીજું ફરમાન થતાં સુધી ત્હમારા હુકમ મુજબ શેઠ રૂસ્તમજી. ન. કામાનો પણ સદરહૂમાંથી કોઇપણ રકમ માટેનો ચેક કબૂલ કરીશું.

હું છું, નમનતાઈ ભર્યો આપનો,
"જે. એસ—, કેશિઅર.

"આજ તા. ૧ લી જુન. ૧૯—ના રોજ સુધીમાં ત્હમારી અમારે ત્યાં જમે રકમ રૂ. ૧૦૦૦૦૦ છે."

"જે. એસ."

ત્હેણે આ કાગળ વાંચ્યો પણ કાંઈ સઝ પડી નહિ. તે આંખો ચોળવા લાગ્યો અને ત્હેણે તે ફરીથી વાંચી જોયો.

"તેહેમી! હેં! આ શું લાખ રૂપિયા છે? ત્હારી પાસે લાખ રૂપિયા છે?"

"હેં! ત્હમે–ત્હમે–કવિ–લેખક–વિદ્વાન્ થઇને ત્હમારાથી આટલો કાગળ પણ વાંચી

સમજી શકાતો નથી ?—કે પછી મ્હારે આવીને સમજાવવું પડશે ? ” પત્નીએ હસતે મ્હોંયે પાસે આવતા કહ્યું: “ આટલુંયે વાંચતાં આવડતું નથી તો કવિતાઓ અને પુસ્તકો શી રીતે લખતા હશો ? ”

“ પણ, મ્હારી મધુરી, વ્હાલી ! ”

“ હા, હા, વ્હાલા ! એ કાગળનો અર્થ એજ થાય છે કે મ્હારે નામે બેંકમાં એક લાખ રૂપિયા છે તે મ્હેં એવી રીતે જમે કરાવ્યા કે હવે આપણા બનેમાંથી ગમે તે જઇને ઉપાડી શકે. કહો પ્રિય! હવે આપણે આબુ જઇ શકીશું, ખરૂ કની ?—ત્યાં જઇશું, અને—અને...પણ, હા. હું ભૂલી ગઈ! આ મ્હારી ઠગાઈ તમે ભૂલી જશો ?—મને માફી આપો. ”

રૂસ્તમે તેહેને શી સજા કરી તેનો જાણવામાં આવ્યું નથી; પણ લેખકે તો તે યુગલને ખુશાલીના બ્હારમાં, હસતે ચ્હેરે, ઉમગ ભર્યા દિલથી, સ્વર્ગસુખની સોનેરી પળ અનુભવતું જોઈ ત્યાંથી રૂખસદ જ લીધી

---

# વર્તમાન રંગ.

---

**જાપાનનાં સ્ત્રી અને પુરુષની કેળવણી:**—પૃથ્વીની આગળ વધતી પ્રજાઓમાં જાપાનના લોકો પણ છે એટલુ હવે નિર્વિવાદ સિદ્ધ થઈ ચૂક્યુ છે, અને આપણા બ્રિટિશ રાજ્યકર્તાઓ જેવા બળવાન મહારાજ્યના અધિપતિઓએ તેહેમની સાથે અરસ્પરસ સહાયના કોલકરાર કર્યા તથા જાપાન જે ત્રીસચાળીસ વર્ષ ઉપર ચીનના કરતા પણ વધારે અજ્ઞાનતા અને અંધાધુની ભરેલી હાલતમાં હતુ તેહેની હાલ દુનિયામા શ્રેષ્ઠ ગણાતી શાળાઓમા કેળવણી લેવાને દરવર્ષે ચાર લશ્કરી યુરોપિયન અમલદારો મોકલવા અને ત્યાં બે વર્ષ સુધી તેહેમને શિક્ષણ લેવા દેવુ, એવો ઠરાવ કરવાની ઉપયોગિતા જોઈ છે. એટલું જ ત્યાંની પ્રજાની સબળ ઉચ્ચતા સાબીત કરવાને બસ છે. જેમનાં સ્ત્રી બાળકો સારી કેળવણી પામી શકતા હોય તેહેવા લોકો જ આગળ વધતી પ્રજાઓમા પોતાની ગણના કરાવી શકે છે અને એ હવે જગ મશહૂર થઈ ગયેલ છે કે જાપાની સ્ત્રીઓનો સ્વદેશ પ્રેમ તથા આત્મત્યાગ આપણા દેશની વખણાયલી રજપૂતાણીઓ કરતા કોઈ રીતે ઉતરે તેમ નથી. જાપાની બેરન સુજેમત્સુ ધારે છે કે તેહેના દેશની ઉન્નતિનો મુખ્ય પાયો બાળ કેળવણીની ઉત્તમ રીતિ ઉપર ચણવામા આવ્યાને લીધે જ જાપાન આટલું ઐક્યબળ અને ઉન્નતિબળ દાખવી શક્યુ છે. ઈ. સ. ૧૮૯૦ મા જે બાદશાહી હુકમ શિક્ષકોના ઉપર

કહાડવામાં આવ્યો હતો ત્હેનાં શરૂઆતનાં કેટલાંક વાક્યો નીચે પ્રમાણે સૂચવે છે; " એ અમારી ઇચ્છા છે કે તમે, અમારી પ્રજા, ત્હમારાં માબાપ તરફ આજ્ઞાંકિતપણું રાખો અને ત્હમારાં ભાઈ બ્હેન તરફ પ્રીતિ રાખો. પતિ અને પત્ની એ અરસપરસ સંપસંપીને રહેવું અને મિત્રોએ એક બીજાને સહાય કરવી. આત્મસંયમ રાખો. ત્હમારા દરેક કામમાં પ્રમાણિક થાઓ. દયા રાખો. વિજ્ઞાનશાસ્ત્રોનો પ્રચાર કરો. નિયમિતતાને ચ્હાઓ. ત્હમારી માનસિક શક્તિઓને ખીલાવો અને જીંદગીને ઉપયોગી સર્વ સદ્દગુણોમાં ઉત્તમપણું મેળવો. સઘળા લોકોનું ભલું કરવા પ્રયત્ન કરો અને બીજાઓના ઉપર ઉપકાર કરીને પ્રાર્થીવી ભાવનાઓમાં પ્રકાશ રેલાવો. આપણું પ્રાચીન પ્રજા-બંધારણ દૃઢતાથી સંભાળો અને કાયદા પાળો. જ્યારે જ્યારે રાજ્ય ઉપર ભય આવી પડે ત્યારે ત્યારે ત્હમારે આત્મ ત્યાગી થવું; અને સામાજિક ભલાને માટે ત્હમારે ત્હમારી મેળે અન્તઃકરણ પૂર્વક સામા થવું: આ પ્રમાણે કરવાથી આપણા મહારાજ્યની અભિવૃદ્ધિ ત્હમે ત્હમારા સંપૂર્ણ પરિબળથી કરી શકશો, જેથી તે પૃથ્વી અને સ્વર્ગ રહેશે ત્યાંસુધી ટકી શકશે. "

* * *

**જાપાનનું બાળશિક્ષણ:**—ઈ. સ. ૧૯૦૦ ના બાદશાહી હુકમમાં ખાસ કરીને નીતિ અને સામાજિક કેળવણીનાં મૂળતત્વોનું સૂચન કર્યા પછી પ્રાથમિક શાળાઓમાં બાળકોને અપાતી કેળવણી સંબન્ધી નીચે પ્રમાણે જણાવવામાં આવ્યું છે:—" પ્હેલાં, બાળકોને તેઓ સ્હેલાઇથી સમજી અને વર્તી શકે એવા વિચાર, જેવા કે—માબાપ ઉપર પ્રેમ, ભાઈ બ્હેનની સાથે પ્રીતિ, મિત્રતા, નીતિભર્યું વર્તન, સત્યતા, આત્મસંયમ, વીરતા, અને ત્હેમના જેવા બીજા સદ્દગુણો—શીખવવામાં આવે છે અને પછી રાજ્યના નાગરિક તથા પ્રજામંડળના સભાસદ તરીકેના ધર્મમાં ત્હેમનો ધીમે ધીમે પ્રવેશ કરાવવામાં આવે છે. આ પ્રમાણે બાળકો જ્ઞાનની ઉંચી ઉંચી પાયરીએ ચ્હડતાં જાય છે, ત્હેમનું મન કેળવાય છે, અને સ્વદેશ સેવા કરવાની પ્રબળ, આગ્રહી ઉત્સુકતા—પ્રજા મંડળને શોભાવે એવા સદ્દગુણો તરફ સન્માન વૃત્તિ—તથા સ્વદેશ પ્રેમ અને રાજ્યભક્તિનું અનન્ય સંમીલન ત્હેમનાં અન્તઃકરણમાં થઈ, એક પ્રકારની અપૂર્વ હરિફાઈ ત્હેમનામાં જાગ્રત થાય છે. પ્રાથમિક અને પછીની કેળવણી, બંનેની શાળાઓમાં શિક્ષણનો પ્રકાર એકજ હોય છે; ફક્ત શિક્ષણની ઢબમાં જ સ્હેજસાજ ફેરફાર કરવામાં આવે છે અને પ્રાથમિક કરતાં પછીની કેળવણીમાં વિષય શિક્ષણમાં અભ્યાસકોને વધારે ઉંડા ઉતારવામાં આવે છે. બીજા વિષયો જેવા કે ઇતિહાસ, ભૂગોળવિદ્યા, વિજ્ઞાનશાસ્ત્રો, અને ચિત્રકળા તથા સંગીતશાસ્ત્રનું જ્ઞાન આપતી વખત પણ શિક્ષકે એ ભૂલી જવાનું નથી કે ત્હેનો મુખ્ય આશય નીતિના સિદ્ધાન્તોનું શિક્ષણ આપવું એ જ છે: દાખલા તરીકે, વિજ્ઞાનશાસ્ત્ર શીખવતી વખત ત્હેણે કુદરતી વસ્તુઓ અને ચમત્કારનું પ્રાથમિક જ્ઞાન આપવાનું છે એટલું જ નહિં પણ તે બાળકોમાં ખાસ કુદરત ઉપરનો પ્રેમ ઉત્પન્ન કરવાનો તથા વિકાસ પમાડવાનો છે, એ ત્હેણે ધ્યાનમાં રાખવાનું છે. "

**સ્ત્રીઓ ગૃહિણી તથા કલાકાર તરીકે:**—આ માસના " સમયતરંગ " તરફ દૃષ્ટિ નાંખતાં જણાશે કે યુનાઇટેડ સ્ટેટ્સ (અમેરિકા) જેવા પ્રવૃત્તિપંથ ઉપર બહુ આ-

પોતાની માતાની ઇચ્છાનુસાર ક્ષમા કરી શાન્ત થયો. ગ્રેકાઇ ભાઇઓની માતા કોર્નેલીઆએ પોતાના દેશના સંરક્ષણને માટે ગ્રેકાઇને યુદ્ધ કરવા જતાં ન જોયા ત્યારે આ રોમન માતા આવા બાયલા છોકરાની માતા થવા માટે દેશને પોતાની જાતને ધિક્કારવા લાગી હતી. જે છોકરા પોતાના દેશને માટે લઢે તેની માતા થવામાં પોતે માન માનતી અને અભિમાન રાખતી.

પૂર્વ દીશાના પાસિફિક મહાસાગરના એક ખુણામાં ઉગતા પણ પૂર્ણ પ્રકાશવાળા જાપાન જેવું રાજ્ય પણ પ્રજા ઉન્નતિનો આધાર-પાયો માતા જ છે એમ પૂરવાર કરે છે. જે જાપાન અત્યાર સુધી અંધારામાં હતું તે જ જાપાને હાલમાં લડાઇમાં દર્શાવેલી અદ્દભૂત શક્તિથી ત્હેના સત્વ વિશે અવનવા જ વિચાર ઉત્પન્ન કર્યા છે. જાપાનીઓ એક ખરેખર શૂરવીર પ્રજા છે એમ માનીયે તો ત્હેની સાથે જાપાની સ્ત્રીઓ વીરાંગનાઓ છે એમ માન્યા વિના પણ ચાલે તેમ નથી. હમણાં જ જાપાનમાં એક દાખલો બન્યો છે. જાપાનની અંદર દૂરના ગામડામાં એક વૃદ્ધ જાપાની સ્ત્રી અને પુત્ર રહેતાં હતાં તે વૃદ્ધ સ્ત્રીએ પોતાના છોકરાને લડાઇમાં જઇ દેશને માટે લડવા જવા કહ્યું. માતૃવત્સલ પુત્રે પોતાની વૃદ્ધ માતાને આવા એકાંત સ્થળમાં નિરાધાર મૂકી લડવા જવા આનાકાની કરી. આ જાપાની માતા રોમન માતાને હઠાવે તેવી હતી. તેણે એકદમ ત્યાંથી જવાનો નિશ્ચય કર્યો અને " હવે નિરાંતે જા અને ત્હારા દેશની સેવા બજાવ્ય " એમ કહી પોતે દેહ ત્યાગ કર્યો.

દરેક ગતિ નિયમિત કરેલા ધોરણે જ બરોબર થયા કરે છે દૈવ-ભાગ્ય ઉપર કદી પણ વિશ્વાસ ન રાખો, એક પ્રજા હોય વા વ્યક્તિ હોય પણ યોગ્ય હોય તો ત્હેને કીર્તિ મળવાની જ, હાલની સ્થિતિ જોતાં આપણે હજી લાયક નથી એમ કહ્યા વિના ચાલે તેમ નથી. આપણી પ્રજાનું અર્ધું અંગ હજી પક્ષઘાતથી ચૈતન વિનાનું છે. માતાઓ વીરો-મહાન્ પુરૂષો ઉત્પન્ન કરી શકે છે પણ તે કહીને નહિ પણ વર્તન કરીને બનાવી શકે છે. માતાઓનું સામ્રાજ્ય મગજના કરતાં અંતઃકરણ ઉપર વધારે ચાલે છે. પવિત્રતા-માનસિક-બલ બક્તિમાં જ ત્હેમની આકર્ષણશક્તિ રહેલી છે. આટલા માટે ઉત્તમ માતાઓ, હોવી એ જરૂરનું છે. આ કેટલું અગત્યનું મહાભારત કાર્ય છે તે સહેલાઇથી સમજાઇ શકાય એમ છે. કેળવણી એ પ્રથમ પગલું છે. પરન્તુ પિતા અને પતિની અંતઃકરણ પૂર્વકની સાહાય્ય વિના કેળવણીનું કાર્ય પૂર્ણ થાય એમ નથી. આપણી છોકરીઓને ઉપરચોટીયું જ્ઞાન આપવા સ્થળે સ્થળે યત્નો થવા લાગ્યા છે. એકંદર રીતે બહુ સારૂં પરિણામ આવ્યું જણાયું નથી. કેળવણી એકલી કેળવણી એ સર્વ તરેહનું સુખ નથી. કેળવણી માત્ર ચારિત્ર્યને સુધારનાર અને મનને ઉન્નત બનાવનાર સાધન તરીકે જ લેખવી જોઇએ. નહિં તો તે શાપિત થઇ પડે છે. આ ઉપરાંત માત્ર મગજમાં ભરવું-મગજને ખોરાક આપવો એટલું જ જરૂરનું નથી. સ્ત્રીનું હૃદય ત્હેની સર્વ શક્તિનો ભંડાર છે અને જે કેળવણીમાં આ સત્ય ધ્યાનમાં રાખવામાં આવતું નથી તેને કેળવણી કહેવામાં ભૂલ છે. સારી માતાઓ એક ઉત્તમ પ્રજાને ઉત્પન્ન કરનાર શક્તિ છે. આપણા આર્યાવર્તને બચાવનારી આવી આર્ય માતાઓ દેશને ઉન્નત કરે એવો સમય ઇશ્વર વેળાસર આપે.

સંપાદકઃ સુબન્ધુ.

# પતિવ્રતાનો પ્રતાપ.

## એક અદ્‌ભૂત ચિત્ર.



ઉદ્ધવ—અરે નાથ! આ શું? આપ આટલી બધી ઉતાવળથી ક્યાં પધારવાની તૈયારી કરો છો?

વૈકુંઠનાથ—ઉદ્ધવ! અત્યારે જરાપણ વાત કરવાનો વખત નથી. તું આવ્યો તે ઠીક થયું છે.—(આકાશમાં) "આ ..આવ્યો, સતિ આ આવ્યો, રોઇશ નહિ બેટા! શાંત થઈ જા!—" (ઉદ્ધવને) ઉદ્ધવ! ચાલ હું તને, દિવ્યપ્રેમથી અંકિત થયેલી એક અદ્‌ભૂત તપવાળી સંસારી યોગિનીનાં દર્શન કરાવું છું.

ઉદ્ધવ—મહારાજ! એવા પ્રેમવાળી સતીઓનાં દર્શન કરવાને તો હું હમ્મેશાં તૈયારજ છું.

( ઉદ્ધવ અને વિષ્ણુ આકાશ ગમન કરે છે. )

ઉદ્ધવ— મ્હારાજ! એ કઇ સાધ્વીનાં દર્શન આપ મને કરાવવાના છો?

વૈકુંઠનાથ—ઉદ્ધવ! એક ગરીબ કુટુમ્બની અત્યંત દુઃખમાં ઉછરેલી આ સતી છે. તેનો પતિ આજકાલ કરતાં બે વરસથી ક્ષયના રોગથી પિડાય છે. તેની આસનાવાસના ને સેવા ચાકરી કરવામાં તે એટલી બધી તલ્લીન થઈ ગઈ છે કે, તેને પોતાના શરીરનું પણ ભાન રહ્યું નથી. આખો દિવસ ને રાત, તે પોતાના પતિની પથારી પાસે ને પાસે જ બેસી રહે છે બિલકુલ ખાતી પણ નથી અને પોતાના પતિને કેહવી રીતે આરામ થાય તેના ઉપાયો અહર્નિશ કર્યાજ કરે છે: પોતે સુકાઇને શળી જેવી થઈ ગઈ છે છતાં તેની જરાપણ દરકાર કરતી જ નથી જેણે પોતાનું તન, મન, અને ધન સર્વસ્વ પતિનેજ અર્પણ કરેલું છે અને જે અહોનિશ પતિનાં સુખનાં સાધનોમાં મચી રહીને અનેક પ્રકારનાં કષ્ટો સહન કર્યાજ કરે છે. જો આ તેનું ઘર આવ્યું.

ઉદ્ધવ—અહો! શું સુંદર આ ન્હાનું મજાનું ઘર છે! મ્હારાજ! આટલું ઝુંપડી જેવું ન્હાનું છે, છતાં ચારે તરફ કેહવા શુશોભિત સુગંધી ફુલોના વેલાઓથી તે આચ્છાદિત થઇ ગયેલું છે! અહા! આ ન્હાની વાડીમાં રંગબેરંગી રમણીય પુષ્પવૃક્ષો કેહવા ઝુકી રહેલા છે! જાણે પૃથ્વી ઉપર આ ન્હાનું સરખું નંદનવન હોય નહિ એમ મને લાગે છે!

વૈકુંઠનાથ—તે તો ઠીક. તું અંદર દષ્ટિ કર્ય. પૃથ્વી ઉપરના નંદનવનમાં, ને સ્વર્ગના નંદનવનમાં આકાશ અને જમીનનો તફાવત છે! સ્વર્ગમાં કેવળ સુખ જ છે, અને

પૃથ્વી ઉપર તો દુઃખજ માત્ર છે. છતાં મનુષ્યો સુખ મેળવવા મિથ્યા ફાંફાં માર્યાજ કરે છે તું અંદર તો જો, એ સતી કહેવી અંતઃકરણ ચીરી નાંખે એવી પ્રાર્થના કરે છે. તું લક્ષ દઇને સાંભળ: એવી પ્રાર્થના તો ત્હારે તેની પાસેથી હજી શીખવાની બાકી છે!

ઉદ્ધવ—હા મહારાજ! હું સાંભળું છું.

લક્ષ્મી—(મઢુલીની એક બાજુએ ઘુંટણીએ બેસીને દંડવત કરતી. ચોધારા આંસુએ રડતી) ઓ ત્રિલોકાધિપતિ પરમાત્મા! હવે આ રંક દાસી ઉપર કંઈ કૃપા કરો. હવે મ્હારાથી એમનું દુઃખ સહન થતું નથી. મ્હારી ઉપર આપ ગમે તે દુઃખ નાંખો, મને આપ ગમે તે રોગ આપો, મને મારી નાંખો પણ મ્હારા પ્રાણને બચાવો, ઓ પ્રભુ! હવે મ્હારૂં શું થશે? આમ સ્થિતિ દીનપ્રતિદીન બગડતી ચાલી જાય છે, અહિંયા મ્હારૂં કોઈ નથી. મ્હારાં માબાપ પણ ગુજરી ગયાં, હાય હાય! કોઈ પણ મ્હારૂં છેજ નહિ. શ્વસુર! અરેરે! તે પણ પ્હોર જતા રહ્યા. ઓ પ્રભુ! આમને જો કંઈ થયું તો!! એ બધા હોત તો કોઈ સારા ડાક્ટરને બોલાવી શકત!! પ્રભુ હું કેવળ નિરાધાર બની ગઇ છું. મને કંઈ સૂઝતું નથી. મ્હારૂં એમના શિવાય કોઇપણ આ દુનિયામાં નથી. અને એમને આ રોગ તો ઘર કરીને બેઠો છે! ઘડી ઘડીમાં બેભાન થઇ જાય છે. સારા ડાક્ટરની ખાસ જરૂર છે, પણ હું સ્ત્રીજાતિ ક્યાંથી લાવી શકું? ઓ પરમાત્મા, ઓ દુઃખભંજન પ્રભુ! હવે હું ઘણી મુંઝાઈ જાઉં છું. મને એકે રસ્તો સૂઝતો નથી. મ્હારાથી બન્યા એટલા ઉપાયો મેં એમને સારૂ કરવા માટે કર્યા, પણ કાંઈ ટિકી લાગતીજ નથી! અરેરે! એમને શાથી જલ્દી આરામ થઈ જાય! પ્રભુ! તું ગરીબનો બેલી છે!—ત્યારે મેં તે શા અઘોર પાપો કર્યાં છે કે મ્હારી સામું જરાપણ તું જોતો જ નથી, મ્હારી વિનંતિ બિલકુલ લક્ષમાં લેતોજ નથી! ઓ પ્રભુ! મ્હારી મને જરાપણ ચિંતા છેજ નહિ. એમને તું જલ્દી આરામ કરી નાંખ અને મને આ રોગ આપ! ઓ જગન્નિયંતા! અમારી પરિક્ષા આપે ઘણી લીધી. હવે માફ રાખો. અમને દુઃખ દેવામાં આપે કંઈ ખામી રાખી નથી, અને એ બધું દુઃખ હું ચિરંજથી સહન કરતી આવી છું, અને કરૂં છું પણ ઓ પ્રભુ! આ મ્હારા સ્વામીનું-મ્હારા નેત્રમણીનું-મ્હારા હૃદયાધારનું દુઃખ મ્હારાથી જોવાઈ શકાતું નથી. બીજાં બધાંએ દુઃખો હું સારી રીતે સહન કરતાં શીખી છું. ઘણા દુઃખો સહન કરવાથી હું અબળા છતાં કંઇક દરજ્જે સબળા પણ થઈ છું, પણ આ...આ અસહ્ય દુઃખઃ...ઓ પ્રભુ......મ્હારાથી તેનો વિચાર પણ કરી શકાતો નથી......હં...હં...હં...હં...અરેરે! પ્રભુ! ત્યારે આપને શું મ્હારી ગરીબડી, નિરાધાર અબળાની દયા નહિજ આવે કે? મને આવા...અત્યંત દુઃખમાંથી છોડવવા માટે આપ કૃપા નહિજ કરો કે? પ્રભુ! આ મ્હારી સ્થિતિ કહેવી થતી જાય છે તે તો જુઓ! આ મ્હારૂં સર્વસ્વ આપ હરણ કરી લ્યો છો. આ મ્હારૂં નિર્ધનનું બાકી રહેલું, ઘણીજ સંભાળથી સાચવી રાખેલું ધન હરી લ્યો છો! પ્રભુ! આ મ્હારૂં રત્ન છે. આ મ્હારૂં તન, મન ને ધન,—મ્હારૂં જે કંઇ આ સંસારમાં કહી શકું તે આજ છે! ઓ પ્રભુ!......હં...હં...હં...આપતો દીનદયાળ

છો; દીનાનાથ છો; ગરીબની હમેશાં વ્હારે ધાઓ છો અને તેમને દુઃખમાંથી છોડવો છો! દિનાનાથ! મગરના જડબામાં પકડાયેલા હાથીનો છુટકારો કરવા આપ પોતે જાતેજ પધાર્યા છો! આપે પ્રહલાદ, સુધન્વા વિગેરેને ખરા દુઃખની વખતે પધારીને દુઃખથી મુક્ત કર્યા છે. સતી દ્રોપદીના નવસેંનવાણું ચીર પૂર્યાં છે. અનેક અનેક દુઃખી સ્ત્રીઓને દુઃખમાંથી છોડાવી છે, ત્યારે ઓ મ્હારા પ્રભુ! મ્હારી દયા શું તમને આવતી જ નથી! હું હજી તેમની જેવી સાધ્વી નહિ હોઉં, તેથીજ આપ મ્હારા દુઃખનું નિવારણ કરતા નથી. ઓ જગતનાથ! હું આપને શું કહું? મ્હારૂં દુઃખ આપને મ્હારાથી કહેવાઈ શકાતુંજ નથી. અરેરે! થઈ રહ્યું...હં...હરિ...હ...રિ... હવે અરેરે! પ્રભુ શું આમજ કરશો? શું...શું...મ્હારા રંકનું રતન લઇ જ લેવા બેઠા છો? શું...મ્હને...હંહં...હં...ઓ પ્રભુ! નહિ...નહિ...ક્ષમા કરો પ્રભુ!! નહિ, નહિ, એટલા બધા હાડે જતા નહિ. મ્હારા નાથને લઈ લેતા નહિ. ઓ પ્રભુ! તમારે તેમનું શું કામ છે? મ્હારા નાથનું કામ તો મ્હારેજ છે. જુઓ, મ્હારી પાસે તેઓ હોય તો તેઓ મને કહેવા આનંદથી મઝાનું સુખ આપે છે, અને તેમની સેવા કરવાથી મને કહેવા પ્રકારનું સુખ મળે છે! મ્હારા નાથ તો મ્હારાજ છે. નહિ તમારે તેનું કંઇ કામ નથી. હું એમને મ્હારાથી કદી પણ વિખૂટા પડવા દેવાની નથી...હં...નથી...તે નથીજ. આપ ગમે તે કરશો...અરર...છેલ્લામાં છેલ્લું દુઃખ આપશો, તો પણ હું તેમનાથી વિખૂટી કોઈ દિવસ પડવાની નથીજ. હાય હાય!!! ...આપ શું...હં...હં...હં...આ હૃદય કેમ કપાઇ જતું નથી? મ્હારા પ્રાણને–મ્હારા નાથને આટલું બધું દુઃખ થાય છે, અને મને કેમ એવું દુઃખ થતું નથી! મને ક્ષય રોગ કેમ થતો નથી? અરેરે!! મ્હારાથી એહેવાં તે શાં પાપ થયાં હશે કે મ્હારે માથે આટલું બધું મહાભારત દુઃખ તુટી પડે છે......હં...હં...હં... ઓ રામ......ઓ પ્રભુ...આપ કેમ કૃપા કરતા નથી! અરેરે! છેવટ નિર્દયજ થવાના કે?......થયું...આપની આશા માત્ર હું રાખીને બેઠી હતી, તેમાં પણ નિરાશા? ત્યારે હવે તો બસ મરણીયા જ થવું, ને ગમે તેટલું દુઃખ પડે તોપણ સહન કરીને મ્હારા નાથને બચાવું તોજ હું ખરી...હં...બસ...પ્રભુ...ત્યારે તું પણ...પૃથ્વીના માણસો તો આવાં સ્વાર્થી ને નીચ છે, ને તેઓએ તો તેમનો ભાવ સારી રીતે બજાવ્યો, પણ તું પણ...આખરે એવો થઇશ, એમ કદી પણ હું ધારતી જ નથી... ના ના પ્રભુ...તું એવો નથી. હજી પણ મ્હારી વિનંતિ લક્ષમાં લે ખરો...તેં દીનાનાથ પદ ધાર્યું તે, તેથી તું છેવટે મ્હારી વ્હારે ચઢયા વિના રહિશ નહિજ અને મ્હારી મદદે આવીને મ્હારૂં દુઃખ દૂર કરીશજ, એવી મને પક્કી ખાત્રી છે... હં...હં...હં...હં.........આ પ્રમાણે ઇશ્વિરની સ્તુતિ કરતાં કરતાં લક્ષ્મીથી જરાક જોરથી રડી પડાય છે. તે તેણીના પતિના સાંભળવામાં આવે છે.

કૃષ્ણ—લક્ષ્મી......!

લક્ષ્મી—(એકદમ આંસુ લ્હોતી લ્હોતી આવીને) હે વ્હાલા! આ આવી; તમને કેમ છે?

કૃષ્ણ—સારૂં છે. ઘણું જ સારૂં છે ( લક્ષ્મીની સામે જોતાં તેની સુજેલી આંખો જોઇને ) તમે વ્હાલી ! શા માટે રડયા કરો છો ? પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી અને તમારા પવિત્ર, વિશુદ્ધ સ્નેહથી મને કંઇપણ અનિષ્ટ થવાનું નથી જ, એ તમે પક્કી ખાત્રી રાખજો.

લક્ષ્મી—ના, ના, એ તો કાંઈ નહિ. તમારે માટે જરાક ગરમ દૂધ લાવું ?

કૃષ્ણ—હા...લાવો...થોડુંક. પણ તમે કંઈ જમતાં કેમ નથી ? જુઓ તમે નહિ ખાઓ તો માંદા પડશો. કામ થઈ શકશે નહિ. અને છેક નાકોવત થઇ જશો.

લક્ષ્મી—( દૂધ લાવીને ) લ્યો નાથ, પીઓ. ( અપૂર્ણ. )

—सुनन्दन.

# સમયતરંગ.

**ગૃહિણી થવા માટેનું શિક્ષણ:**—અમેરિકાના ફિલાડેલ્ફિયા નામના શહેરમાં સ્ત્રીઓને કેવી રીતે નમુનેદાર અને ઉપયોગી થઇ પડે ત્હેવી પત્ની બનવું ત્હેનું શિક્ષણ આપવા માટે એક કૉલેજ ( વિદ્યાલય ) ચલાવવામાં આવે છે. ત્હેમાં પસાર થનાર બાનુઓને "મોડેલ હેલ્પમેઇટ" ( નમુનેદાર ગૃહિણી ) ની ડિગ્રી આપવામાં આવે છે. આ કૉલેજમાં કુમારિકાઓને ખુશમિજાજમાં રહેવાનું, શાન્ત, શીલ સ્વભાવની થવાનું, ઉત્તમ પ્રકારના પાકશાસ્ત્રનું, નોકરો સાથે સલુકાઇથી વર્તવાનું, કરકસર અને ડહાપણથી ઘર ચલાવવાનું તથા મકાન સ્વચ્છ અને મનપસંદ રાખવાનું, વગેરે બાબતનું સારૂં જ્ઞાન આપવામાં આવે છે. ત્હેમને, તે ઉપરાંત વળી, પતિને ઘરસંસારની ખટપટોમાંથી મુક્ત રાખતાં, ત્હેની વૃત્તિઓને અનુકૂળ થતાં, મિત્રો અને સ્નેહીસંબન્ધીઓના મેળાવડામાં પ્રીતિપૂર્વક સામેલ થતાં, પરોણાઓનો યોગ્ય આદરસત્કાર કરતાં, બાળકો ઉછેરતાં તથા ત્હેમને કેળવણી આપતાં, વગેરે શીખવી ઘરધણિયાણી તરીકેનું સર્વ દેશી શિક્ષણ આપવામાં આવે છે. એ કૉલેજમાં શીખેલી બાળાઓ ખરેખરી સુભાગી ગૃહિણીઓ જ નીવડતી હોવી જોઇએ એમ માનવામાં કાંઇ ખોટું નથી. "જો કે નમુનેદાર અને સુશીલ સંપન્ન ગૃહિણી થવું એ આપ ઉકેલની વાત છે," છતાં તે સંબન્ધી કુમારિકાઓને કેળવણી આપવાની જરૂરિયાત કોઇ પણ પ્રકારે ઓછી છે એમ ભાગ્યે જ માનવામાં આવશે.

**પ્રદર્શનમાં સ્ત્રી વિભાગ:**—મુંબાઇમાં ડિસેમ્બર મહિનાના અંતમાં કોન્ગ્રેસની સાથે ભરાનાર "વિદ્યાહુન્નર અને ખેતીવાડી" ના પ્રદર્શનના વ્યવસ્થાપક મંડળે આ વખત પોતાની યોજનામાં વધારો કરી બાનુઓની એક શાખા ઉઘાડવાનો ઠરાવ કર્યો છે; જેમાં હિન્દી ( હિન્દુસ્થાનમાં વસનારી કોઇ પણ કોમની ) સ્ત્રીઓને હાથે બનાવવામાં આવેલાં અથવા તેઓ બનાવી શકે ત્હેવાં કામના નમુના અથવા ત્હેમના શોખને અનુસરતો થઇ

પડે ત્હેવા નમુનાઓનો સંગ્રહ કરવાનો ઇરાદો રાખ્યો છે. બાનુંઓની આ શાખાનો વહીવટ સ્ત્રીઓના એક મંડળને સોંપવામાં આવ્યોછે. પ્રદર્શનના આ સ્ત્રી વિભાગમાં ચૌદ ઉપ-વિભાગ રાખવામાં આવ્યા છેઃ-૧. ચિત્રકળા, કોતરકામ; ૨. દરેક જાતનું ભરતકામ અને સોયનું કામ; ૩. પોશાક બનાવવાનું તથા ત્હેને લગતી વસ્તુઓનું કામ; ૪. સ્ત્રીઓનાં વસ્ત્ર; ૫. લેસ ( લુગડાં ઉપર મૂકવાની પટીઓ ), શાલ, મોજાં, વગેરે, તથા હાથ અથવા સંચાથી કરેલું ગુંથણ કામ; ૬. શેત્રંજી ગુંથવાનું, વણવાનું, રેશમી તથા સોનેરી ભરતનું વણતર, તથા મીલો અથવા હાથના વણાટના ઉદ્યોગને લગતું કાપડ વણવાનું કામ; ૭. રંગવાનું-રેશમી તથા સુતરાઉ છાપકામ, કાશ્મીર અને કરાંચીનું છાપકામ, વગેરે; ૮. માટીનાં વાસણ બનાવવાનું કામ; ૯. બાલોધાનને લગતાં છોકરાં માટેનાં રમકડાં; ૧૦. ગાર્યન; ૧૧. વચલા વર્ગના અને ગરીબ લોકોના ઉદ્યોગ-ધોવાનું કામ, સાબુ બનાવવાનું, ટોપલી વણવાનું, નેતર અને વાંસનું કામ, દાણાના પડદા, ઘાસના ગુંથેલા દાણાવાળા પડદા, બરૂના પડદા, દોરડાંના વણાટનું કામ, લેસ, બટન, કસ્તી, તથા ખાદીનાં કપડાં બનાવવાનું કામ; ૧૨. અસલી વખતના બાનુઓના હાથથી બનેલા નમુના; ૧૩. મીઠાઇ, મુરબ્બા અને લાંબા વખત સુધી બગડ્યા વિના રહી શકે ત્હેવી ખાવાની ચીજો; તથા ૧૪. ઉપર નહિં જણાવાયલી બીજી કોઇ પણ સ્ત્રીઓએ બનાવેલી વસ્તુઓ.

**સ્ત્રી કેળવણીમાં થયે જતો ઘટાડો:**—હિંદી કેળવણીના સંબન્ધમાં હાલ થોડા વખત ઉપર ઈ. સ. ૧૮૯૭ થી ૧૯૦૨ સુધીનાં કેળવણીનાં પત્રકોનું જે પુસ્તક પ્રગટ કરવામાં આવ્યું છે ત્હેના ઉપરથી સ્ત્રી કેળવણીની સંખ્યામાં દિનપરદિન ઘટાડો થયે જાય છે એમ માલમ પડે છે; શાળાઓમાં કેળવણી લેતી ૧૮૮૭–૮૮ થી ૧૮૯૧-૯૨ સુધીમાં ત્હેમણે તે ફન્ડમાં હાલ બીજા રૂ. ૧૦૦૦૦ ભેટ આપ્યા છે. સ્ત્રીઓની સંખ્યા ૬૫૮૨૦ હતી; ૧૮૯૨–૯૩ થી ૧૮૯૬–૯૭ સુધીમાં ૫૨૬૧૮ હતી; અને ૧૮૯૭–૯૮થી ૧૯૦૧–૦૨ સુધીમાં ૩૩૧૬૨ હતી! અમને આશા છે કે આ મહત્વના સવાલ ઉપર હિન્દી સ્ત્રીઓની હાલત સુધારવા પ્રયત્ન કરનાર મનુષ્યો તથા મંડળોનું લક્ષ ખેંચાશે.

**સ્ત્રીઓ માટે નવું દવાખાનું:**—અત્રે સ્વર્ગસ્થ રા. બા. રણછોડલાલનું સ્તુતિપાત્ર અનુકરણ કરી દરિયાપર લુણસાવાડમાં શેઠ મંગળદાસ ગિરધરદાસે સ્ત્રીઓ માટે એક દવાખાનું ઉઘાડ્યું છે અને તે દાક્તરની પરીક્ષામાં પાસ થયેલાં ડૉક્ટર મિસ. ધનબાઈ વાડિયાના હસ્તકમાં સોંપવામાં આવ્યું છે. ફી માત્ર નામનીજ, એટલે સ્ત્રીઓ માટે એક આનો અને બાળકો માટે અર્ધો આનો રાખવામાં આવી છે. અત્યાર સુધીમાં સ્ત્રીઓ માટે એકજ દવાખાનું હોવાથી દરિયાપર જેવા છેટે દૂરના લત્તાની સ્ત્રીઓને પડતી અગવડ શેઠ મંગળદાસે દૂર કરી છે; આશા છે કે બીજા ધનાઢ્યો પણ ત્હેમને પગલે ચાલી, આવા પ્રકારના પ્રસંશનીય અને સર્વોપયોગી પરોપકારમાં વૃત્તિ લગાડશે.

**જાપાની કુમારિકાઓ માટે કાયદો:**—જાપાન દેશમાં અમુક વય સુધીમાં કુમારિકા લગ્ન કરીને ગૃહિણી ( પત્ની ) ન બને તો ત્હેને પછી કોઈ પણ પુરૂષ સાથે પરણવાની ફરજ પાડવામાં આવે છે.

**વિધવાઓને સહાય:**—કલકત્તામાં રામચન્દ્ર નામના સદ્‌ગૃહસ્થ જેમણે પાંચ વર્ષ ઉપર "હિન્દુ વિધવા સહાયક ફન્ડ" સ્થાપ્યું હતું.

Registered No. B 436

# સુન્દરીસુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु

( પ્રસન્ન દેવતા રૂહે, ત્યાં પામે સન્માન સુન્દરી )

સર્વ રીતે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક.

પુસ્તક. ૨. અંક. ૩.

પ્રકાશક,
બન્ધુસમાજ.

ઈ. સ. ૧૯૦૪: નવેમ્બર
વિ. સ. ૧૯૬૧ કાર્તિક.

વિષયસૂચન.



વાર્ષિક લવાજમ સવા રૂપિયો. ટપાલ ખર્ચ સહિત.

---

અમદાવાદ—યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કમ્પનિ, લિમિટેડમાં મોતીલાલ શાંમળદાસે છાપ્યું.

# સુન્દરીસુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઈના શબ્દોમાં કહીએ તો, "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બલવતો, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને ક્લેશોમાથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાલકવર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધવર્ગની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઈ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર વિલાસોની ઊર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઇ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાખે અને અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યના તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે:—એજ આય સુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રી"ની ઉન્નતિવિના દેશની ઉન્નતિઅશક્ય છે."

વર્ષ ૨ જું.] ઈ. સ. ૧૯૦૪. નવેમ્બર—કાર્તિક, વિ.સં. ૧૯૬૧. [અંક ૩ જો.

# કાવ્યકુંજ.

## રજની—ચંદ્ર.

(રાગ ખમાચ તાલ—એક તાલ)

(ઓ સખી! શ્રી કૃષ્ણ મને મારગમાં મળ્યા—એ રાહ)

આજની શોભા છે રળિયામણી,
  સૃષ્ટિ મંડળે,
    તરંતાં ચંદ્ર બિંબની—
      આજની શોભા છે રળિયામણી—

પસરિ રહ્યાં ચંદ્રબિંબ સર્વ આ સ્થળે
  યુવતી દીસતી
    રજનિ સુન્દરી હસે.
      આજની શોભા છે રળિયામણી—

શ્વેત વસ્ત્ર ધરી રજનિ વિલસતી રહી
પ્રેમ ઘેલીએ
બની ચંન્દુમાં બળી.
આજની શોભા છે રળિયામણી. ૨

રજનિશું વિહાર ચંદ્ર પ્રેમથી કરે
નિરખી તેહને
હૃદય-હર્ષ ઊભરે.
આજની શોભા છે રળિયામણી. ૩

રજનિચંદ્રસમાં આર્ય દંપતી બને
વિમળ પ્રેમથી
વિભુ ! એજ માગિયે.
આજની શોભા છે રળિયામણી. ૪

—અરણ્યરુદિત.

---

## પ્હેલાં પગલાં:

### ( બાલ કાવ્ય. )

ન્હાની પગલીઓ ભરજો, વીર !
ધીરે ધીરે સંચરજો, વીર !
હજી ન્હાનાં છે નયણાં, વીર !
હજી પગ તો છે પોયણાં, વીર !

તમ કંકુની પાની, વીર !
તમ મીઠડી બાની, વીર !
પગલાં કંકુનાં માંડજો, વીર !
બોલ મીઠડા પાડજો, વીર !

ભરજો ન્હાની પગલીઓ, વીર !
કુદજો ન્હાની ઢગલીઓ, વીર !
નથી બે દિનનું મ્હાલવું, વીર !
જીંદગી ભરનું ચાલવું, વીર !

—પ્રેમભક્તિ.

# વર્તમાન રંગ.

**આસ્કા સ્ત્રીસમાજ**—મદ્રાસ ઇલાકાની આસ્કા સ્ત્રીસમાજના બીજા વાર્ષિક રિપોર્ટ ઉપરથી જણાય છે કે આ સમાજની સ્થાપના તા. ૧૮ મી સપ્ટેમ્બર સન ૧૯૦૨ ને દિવસે થઈ હતી. સમાજમાં સર્વે હિન્દુ સ્ત્રી મેમ્બરો છે. મિસિસ બિ. બંગરામ સભાનાં સેક્રેટરી છે. પ્રથમ વર્ષમાં સભાની ૧૩ મીટિંગો મળી હતી. આ મીટિંગોમાં ઉપયોગી નિબંધ અને પુસ્તક વાંચવામાં આવ્યાં હતાં. બીજા વર્ષમાં ૩૬ મીટિંગો મળી હતી અને દરેક મીટિંગમાં સરાસરી ૨૨ સ્ત્રીઓની હાજરી રહેતી. કોઈ કોઈ વખતે ૫૦ સ્ત્રીઓ પણ હાજર રહેતી. સભાનાં સેક્રેટરી અને બીજાં મેમ્બરો તરફથી સ્ત્રીકેળવણી, બાળલગ્ન, ઘરેણાં, ચરિત્ર, ભૂગોળ, હિંદુવિધિ વગેરે વિષયોપર નિબંધ વાંચવામાં આવ્યા હતા. વાચન વર્ગ પણ ચાલુ રાખવામાં આવ્યા હતા. કેટલીક મીટિંગોમાં સંગીત સાથે વીણાના પ્રયોગ પણ થયા હતા. મંડળને લગતી એક લાયબ્રેરી પણ છે. મંડળમાં ધનવાન અને કેળવાયલા કુટુમ્બની સ્ત્રીઓ હોવાથી તેની નાણાં સંબન્ધી સ્થિતિ ઘણી સંતોષકારક છે અને રિપોર્ટોમાં જોવામાં આવતી નાણાંની મદદ માટે કરવામાં આવતી વિનંતિ આ સભાના રિપોર્ટમાં જોવામાં આવતી નથી. આ મંડળ પોતાના ખર્ચથી એક ગાડી રાખે છે. આ ગાડી છોકરીઓને ઘેરથી તેમને નિશાળે લઈ આવે છે અને નિશાળ બંધ થતાં તેમને પાછી ઘેર મૂકી આવે છે. જો કે શરૂઆતમાં આ સભામાં મેમ્બર થવા માટે શહેરની સ્ત્રીઓ આનાકાની કરતી, પરંતુ સભાનાં કામકાજથી તેની ઉપયોગિતા જેમ જેમ બહાર પડતી ગઈ તેમ તેમ આ સમાજ લોકપ્રિય થવા લાગી.

આસ્કા સ્ત્રીસમાજ સારૂં કામ કરે છે એ તેના રિપોર્ટપરથી સ્પષ્ટ જણાય છે. આ શહેરમાં પણ 'લેડિઝ કલબ' એ નામનું એક સ્ત્રી મંડળ છે પરન્તુ શહેરના યા પ્રાન્તના સામાન્ય સ્ત્રીવર્ગને લાભકારક થઈ પડે તેવી હીલચાલનો આરંભ હજુસુધી તે મંડળ તરફથી થયો નથી એ ખિન્ન થવા જેવું છે. જ્યારે જ્યારે ગુજરાત-કાઠિયાવાડની ઉન્નતિનો સવાલ અમારી આગળ રજુ થાય છે ત્યારે અ. સૌ. વિદ્યાગૌરી બિ. એ, અ. સૌ. શારદાગૌરી બિ. એ., અને મિસિસ યશોદાબાઈ ઠાકૂર જેવી સન્નારીઓ તથા તેમની 'જવાબદારી' એ વિષય તરફ અમારૂં લક્ષ જાય છે. આસ્કા સ્ત્રીસમાજ યા કલકત્તા વિક્ટોરિયા ઇન્સ્ટિટયુટ જેવાં બીજાં મંડળોની બધી હીલચાલ નહિ તો તેમાંની સર્વથી સહેલી છતાં ઉપયોગી—ભાષણો દ્વારા જરૂરી જ્ઞાન આપવાની—હીલચાલ, કેળવણી પામેલી સ્ત્રીઓ, પોતે જ્યાં હોય ત્યાં, એક સ્ત્રીસમાજ સ્થાપી શરૂ કરે તો તેથી ઘણો લાભ થવાનો સંભવ છે. આવી સ્ત્રીસમાજે બે અગત્યની બાબતો ધ્યાનમાં રાખવાની છે. એક તો શહેરનો કોઈ મધ્યભાગ જ્યાં કેળવાયલી તેમ વગર કેળવાયલી સર્વ સ્ત્રીઓ આવી શકે તેવે સ્થળે ભાષણ આપવાની ગોઠવણ કરવી, અને બીજું, તેમાં સર્વ કેળવાયલી સ્ત્રીઓ—અંગ્રેજી ગુજરાતી કેળવણી પામેલી સ્ત્રીઓ, સ્ત્રીશિક્ષકો ( મહેતીજીઓ ) શાળાઓમાં અભ્યાસ કરતી મોટી

ઉમ્મરની છોકરીઓ, તેમજ વગર કેળવાયલી, પોતાની પડોશની ઓળખીતી યા સગીવ્હાલી સ્ત્રીઓ ભાષણ વખતે હાજર રહે તેવી તજવીજ કરવી. આમ કરવાથી સ્ત્રીઓને પરસ્પર સમાગમનો લાભ થઈ, સ્નેહનો વધારો થશે એટલુંજ નહિ પણ પોતાના આચાર વિચારમાં શી ખામીઓ છે, સમયને અનુકૂળ પોતાનાં કર્તવ્ય શાં શાં છે તે જણાઈ આવશે અને પરિણામે સદ્વિચાર અને સદાચાર તરફ તેમનું વલણ થઇ તેમનું જીવન જનસમાજને ઘણું ઉપયોગી થઇ પડશે એમાં બિલકૂલ શક નથી.

* * * *

**ખર્ચાળ સ્ત્રીઓ**—ઈંગ્લાંડના એક આગેવાન પત્રમાં અર્વાચીન સમયની સ્ત્રીઓના ખર્ચાળપણા વિષે એક લેખક તરફથી વિવેચન કરવામાં આવ્યું છે. તેના લેખનું તાત્પર્ય એ છે કે ઈંગ્લાંડની હાલની સ્ત્રીઓ પતિની કમાણી અને મગજપર વધારે બોજો નાંખતી જાય છે. પોતાની આડોશીપડોશી સ્ત્રીઓ કોઈ બાબતમાં ખર્ચ કરે છે તેના કરતાં વધારે ખર્ચ કરવાને તેમને ઇચ્છા થઈ આવે છે. તે ખર્ચ કરવા જેટલી પતિની સ્થિતિ સારી હોય કે ન હોય તેનો તેમને વિચાર રહેતો નથી. નવા નવા પોશાક અને શણગાર માટે તે હમેશાં માગણી કર્યા કરે છે અને ઘણે ભાગે, ગમે તે ખર્ચ કરીને પતિનું મન દુખવીને પણ તે લે છે. આનું પરિણામ છેવટે સ્ત્રીપુરૂષ—પતિ પત્ની—બન્નેને હાનિકારક નીવડે છે. સ્ત્રીના લખલૂટ ખર્ચને પહોંચી વળવાને માટે પતિને ચિંતામાં ને ચિંતામાં દિવસ નિર્ગમન કરવા પડે છે અને તેની ખરાબ અસર તેની તંદુરસ્તી તથા મગજપર થાય છે. પ્રાચીનકાળની સ્ત્રીઓ કરતાં હાલની સ્ત્રીઓની માગણી હદ બહાર હોય છે. આ કારણથી સંસારનું નાવ ચલવવું ઘણું મુશ્કેલ થઈ પડે છે.

ઉપર દર્શાવેલા વિચાર આપણા ગૃહસંસારને પણ લાગુ પડે છે. અનેક સ્ત્રીઓ, પોતાની, પોતાના પતિની શક્તિ ઉપરાંત વસ્ત્રાલંકાર આદિ બાબતમાં ખર્ચ કરે છે અને પોતાના પતિની કમાણીમાંથી ભવિષ્યનાં ખર્ચ માટે, આપત્તિ કાલ માટે બચાવ કરવાની તેમ પોતાના પતિની સ્થિતિ પ્રમાણે ખર્ચ કરવાની વાત તો બાજુપર રહી પરંતુ પોતાના મોજશોખને ખાતર પતિને દેવાના ખાડામાં ઉતારવાને આંચકો ખાતી નથી. પરિણામ આખરે એ આવે છે કે પોતાનાં જરૂરી ખર્ચ જેટલા પૈસા પણ તેમની પાસે રહી શકતા નથી, અને દરિદ્રતા અને ચિન્તામાં સ્ત્રીપુરૂષ બન્નેને પોતાનું જીવન પૂરૂં કરવું પડે છે. પૈસો પેદા કરવાનું કામ આપણા સંસારમાં પુરૂષનું છે, પણ રીતસર જરૂર જેટલોજ ખર્ચ કરી તેનો બચાવ કરવા—સંગ્રહ કરવા તરફ નજર રાખવી એ સ્ત્રીની ફરજ છે અને તે ફરજ પુરૂષ કરતાં સ્ત્રી વધારે સારી રીતે બજાવી શકે એમ છે. સ્ત્રી ગૃહરાજ્યનો મંત્રી છે. ઘરનાં ઘણાં કામ, ઘણાં ખર્ચ, તેની સલાહથી તેના કહેવા પ્રમાણે તેમ તેને હાથે થાય છે. માત્ર જરૂરનું ખર્ચ કરવું એવી તેનાજ તરફથી સૂચના થશે અને તે પોતે જ પોતાના ઘરની સ્થિતિ પ્રમાણે રહી કરકસરથી ખર્ચ કરશે તો ઘરની નાણાં સંબંધી સ્થિતિ નિઃસંશય સુધરશે, અને તે પોતે તેનો પતિ અને તેનાં સન્તાન સર્વદા સુખશાન્તિમાં દિવસ નિર્ગમન કરી શકશે.

**દંપતી ધર્મઃ**—દ્વારિકાના શારદામઠના શંકરાચાર્ય શ્રીમન્માધવતીર્થ સ્વામી મહારાજની ગયા સપ્ટેમ્બર માસમાં મુંબાઇવાળા કપોળ જ્ઞાતિના ગૃહસ્થ મિ. જમનાદાસ લલ્લુભાઇના વાલકેશ્વરના બંગલામાં પધરામણી થઈ હતી તે વખતે તેઓએ દંપતીધર્મ વિષે કેટલોક ઉત્તમ ઉપદેશ આપ્યો હતો. તેઓએ જણાવ્યું હતું કેઃ—" દંપતીધર્મમાં ફક્ત સ્ત્રીધર્મનો નહિ પરંતુ સ્ત્રીપુરૂષ બન્નેના ધર્મનો સમાવેશ થાય છે. આધુનિક કાળમાં પશ્ચિમ તરફના દેશોમાં લગ્નને એક કરાર તરીકે ગણવામાં આવે છે તેથી જ તે દેશોમાં છુટાછેડાનો રિવાજ છે. પરંતુ એ સભ્યતા—વ્યવહારનું ચલણ નથી. આપણામાં વિવાહ, કરાર યા કામાગ્નિ સંતોષવા માટે નથી પરંતુ ધર્માનુષ્ઠાન માટે છે. અંગઅંગથી મન મનથી શરીર શરીરથી સ્ત્રીપુરૂષ લગ્નથી જોડાય છે. લગ્નના અડતાળીશ સંસ્કાર છે. તેમાં સહધર્મચારિણીયોગ પ્રથમ છે. સ્ત્રીનો પતિવ્રત ધર્મ પ્રથમ છે. પતિ જીવતો છતાં ચાંદ્રાયણાદિ વ્રતો પાખંડરૂપ છે. બીજાં વ્રતોથી પતિનું આયુષ્ય ઘટે છે અને સ્ત્રી નરકે જાય છે. સ્ત્રીએ પતિની સહપૂજા યજ્ઞ કરવો. તેણે ઉપાસનાદિ પતિથી પૃથક્ કરવાનાં નથી. પુરૂષે પણ સ્ત્રીની માફક પત્નીવ્રત પાળવાનું છે. ધર્મ, અર્થ, કામમાં પરસ્ત્રીની કદી વાંછના કરવી નહિ. પોતાની સ્ત્રીથી કાંઈ પણ ગુહ્ય ન રાખવું. સ્ત્રીએ પતિ પહેલાં ઉઠવું; સ્નાનાદિ કરી પતિ ઉઠતાં તેના મુખનું દર્શન કરવું અને તેના મનોનુકૂલ દંતધાવન વગેરે તૈયાર કરવું. મનોનુકૂલ, જે સ્ત્રી પતિની સેવા બજાવે છે તે ઉત્તમ સ્ત્રી છે. પુરૂષ કહે તે પ્રમાણે કરે તે સ્ત્રીમધ્યમ છે અને જે સ્ત્રીપતિ કહે તે પ્રમાણે ન કરે તે સ્ત્રી અધમ છે. જે સ્ત્રી વિવાદ કરે, ઘરમાંથી ચોરી કરે, પરને અનુકૂળ વર્તે, પરપુરૂષથી મિત્રાચારી રાખે, ને પતિ ગયા છે તે કયારે એ આવશે કરી પતિ પહેલાં જમી લે તેવી સ્ત્રીને શાસ્ત્રમાં ત્યાગ કરવી કહી છે.'

અર્વાચીન કાળને અનુસરી ભિન્ન ભિન્ન મતના શ્રોતાઓ આગળ કોઈ પણ જૂના વિચારના ધર્મગુરૂએ જાહેર વ્યાખ્યાનો આપવાની હીલચાલ કરી હોય તો તેમાં શંકરાચાર્ય શ્રીમન્માધવતીર્થ સ્વામી પ્રથમ છે. મુંબાઇમાં તેમની પધરામણી થવા બાદ જૂદા જૂદા વિષયોપર તેમણે ઘણાં જાહેર વ્યાખ્યાન આપ્યાં છે. તે ઉપરાંત કોઈ ગૃહસ્થને ત્યાં તેઓની પધરામણી થતાં પણ તેઓએ ધાર્મિક અને સાંસારિક બાબતો વિષે બોધ આપેલો છે, તેમજ આપતા રહે છે. વિવિધ વિષયો સંબંધના તેમના મત સર્વ લોકોને માન્ય નહિ હોય છતાં હિંદુઓની આધ્યાત્મિક ઉન્નતિ સાથે તેઓની સાંસારિક ઉન્નતિને માટે પણ તેઓ ઉત્સુક છે એ સર્વ હિન્દુ ભાઇઓએ ખુશી થવા જેવું છે.

* * * *

**સ્ત્રીઓને હુન્નરકળાની કેળવણીની જરૂરઃ**—મુંબાઇમાં કોન્ગ્રેસ તરફથી ભરાનાર હુન્નર ઉદ્યોગ અને ખેતીવાડીને લગતા પ્રદર્શનના બાનુઓના વિભાગની બાનુઓની કમિટી કેટલાક વખતપર " તાતા પૅલેસ "માં મિ. દિનશાહ એદલજી વાચ્છાના પ્રમુખપણા નીચે મળી હતી કમિટીમાં નાણાંની મદદની જરૂર વિષે બોલતાં કમિટીનાં એક સેક્રેટરી મિસ શિરીન માણેકજી ખરશેદજીએ સ્ત્રીઓને હુન્નર ઉદ્યોગમાં પડવાની જરૂર વિષે કેટલાક ઉત્તમ વિચાર દર્શાવ્યા હતા. તેઓએ જણાવ્યું હતું કે " કેટલાક આ પ્રદર્શનને મદદ નહિ કરવાનો એવો

સબબ આપે છે કે એ કાંઈ ધર્મનું કામ નથી કે તેને અમે મદદ કરીએ. પણ એવું બોલનારાઓ સખાવતનો ભૂલ ભરેલો અર્થ કરે છે. સખાવત, ફક્ત જેઓ આપણી આગળ આવી હાથ ધરે તેઓને આપવામાં જ સમાયલી નથી. તેમ કરવાથી તો સખાવત મેળવનાર સામું આળસુ તથા એશઆરામી બને છે. જેઓને કામ ધંધો મળી શકતો ન હોય તેઓને હુન્નર ઉદ્યોગમાં પડવાનું ઉત્તેજન આપવાનું કામ ખરૂં સખાવત ભરેલું છે. આવું કામ હાલમાં આપણા તરફથી ભરવામાં આવનાર હુન્નર ઉદ્યોગનું પ્રદર્શન સારી રીતે બજાવી શકશે. હાલમાં વધ્યાં જતાં ખર્ચને લીધે ઘણાં કુટુમ્બોને પોતાની દીકરીઓનો નિભાવ કરવામાં મુસ્કેલી માલમ પડે છે. ઘણી વિધવાઓ એવી હોય છે કે જેઓને પોતાનાં બચ્ચાંનું પેટ ભરવાને માટે મોટી મુસ્કેલી વેહવી પડે છે. આજ સો કુટુમ્બમાં પચીસ ધણીઆણીઓ પોતાના ગુજરાનની ફિકરચિંતાથી મોકળી રહેતી હશે. બાકીના પંચોતેર ટકાને પોતાના કુટુંબના નિભાવ માટે સખ્ત હાડમારી ભોગવવી પડે છે. આથી એવી સ્ત્રીઓને હુન્નર ઉદ્યોગમાં નાંખવાની કોશેસ કરવાનું અગત્યનું ગણાશે. સ્ત્રીજાતિની અડચણો જેમ બને તેમ ઓછી કરવી એ મોટું પુણ્યનું કામ છે. એવું કામ કરવા માગનારાઓને આપણે આપણા તરફથી મદદનો પુરતો હિસ્સો આપવો જોઇએ છીએ. હાલના હુન્નર ઉદ્યોગને લગતા પ્રદર્શનના કામમાં બાનુઓ ભાગ લે છે તેના સંબંધમાં ઘણાઓ તરફથી એવી ટીકા કરવામાં આવે છે કે એ કામમાં બાનુઓ શા માટે પડતાં હશે. જ્યારે ભરથારો પોતે કામ ધંધો કરી પોતાની ધણીઆણીનું તથા આખા કુટુંબનું ગુજરાન કરે છે ત્યારે બાનુઓએ ભરથારોને માથે જ એવું બધું કામે શા માટે નાંખવું જોઇતું નથી? આ ખરેખર ભૂલ ભરેલો વિચાર છે. સઘળો બોજો કુટુંબના પાળનાર ઉપર નાંખી બાનુઓએ પોતે એશઆરામી થઈ બેશી રહેવું ઇચ્છવા જોગ નથી."

હાલના વખતમાં જીવનની જરૂરીયાતો અને ખર્ચ વધી પડવાથી આદમીને એક નાના કુટુમ્બનું ભરણપોષણ કરવું મુસ્કેલ થઈ પડે છે, તો ૮-૧૦ યા વધારે માણસોવાળા કુટુમ્બનું ભરણપોષણ કરવું તો અશક્ય જ થઈ પડે અને કુટુમ્બ દરિદ્રતા અને લાચારીમાં આવી પડે એમાં બિલકુલ શક નથી. આવાં કુટુમ્બોની સ્ત્રીઓ શીવવાનો, ભરવા ગુંથવાનો અથવા ઘરમાં દરરોજ વપરાતી ચીજો બનાવવાનો કાંઈ હુન્નર જાણતી હોય તો પોતાને જરૂરની તેવી ચીજ માટે પૈસો ખર્ચવો ન પડે એટલું જ નહિ પણ તેવી ચીજોના વેચાણથી કુટુંબની આવકમાં વધારો થઈ બહોળા કુટુમ્બના ભરપોષણનું કામ સહેલું થવાનો સંભવ છે. સેંકડે પંચોતેર કુટુમ્બની સ્ત્રીઓને કુટુંબના નિભાવ માટે સખ્ત હાડમારી ભોગવવી પડે છે એવા મિસ શિરીન માણેકજી ખરશેદજીના અભિપ્રાયમાં ઘણું સત્ય રહેલું છે. [illegible]બનાં વડિલોએ આ બિના ધ્યાનમાં લઈ સ્ત્રીવર્ગને બાળપણથી જ ઘેર બેઠે કાંઇક આ[illegible] થઈ શકે એવા હુન્નરનું શિક્ષણ આપવાની તજવીજ કરવી જોઇએ છીએ.

—નિર્ગુણ.

# ગૃહધર્મ.

## અભણ માતાથી છોકરાંપર થતી અસર—સ્ત્રી લેખ.

(લખનારઃ—બહેન જીવીબાઈ નાનજી)—(ગયા અંકથી ચાલુ)

શરીરના કુમળા ભાગપર, જેમકે ગાલ કે હોઠપર, છુંદણા પડાવે છે. વળી હાથે પગે આંગળે છાતીએ સોયની અણીઓ વડે મેશને બીયાનું ટીપું મૂકીને છુંદે છે. તેથી લીલા રંગના ટપકાં પડી રહે છે. તેને છુંદણાં કહે છે. જૂઓ, એ પડાવવાથી કેટલી વેદના ભોગવવી પડે છે? કોઇનો ગાલ સુજી જાય છે, હોઠ પાકી જાય છે, અને કેટલાએક ઘણા છુંદણા પડાવવાથી મરણ પામે છે. માટે આવો દુઃખ દેનારો ચાલ શા વાસ્તે જોઇએ? જો એવી શોભાની જરૂર હોત તો પરમેશ્વર શા વાસ્તે ન આપત? શું તેને ત્યાં ખોટ છે? પરંતુ અભણ માતાને મનતો જાણે એથી ઘણી શોભા લાગે છે. એટલું દુઃખ વેઠવું પડે છે, તો પણ તે ગાડરીયા પ્રવાહની પેઠે એક બીજીઓ કર્યા જ કરે છે. પણ જો માતાઓ કેળવણી પામેલી હોય તો, તે પોતાનાં છોકરાંને કાંઈ પણ ઇશ્વરના કરેલા કુદરતી નીયમમાં વધારો ઘટારો કરતી નથી. તેથી સુધરેલી માતાનાં છોકરાં પણ એવું સમજે છે કે પરમેશ્વરે કરેલા અવયવોમાં કાંઈ ફેરફાર કરવો એથી તે પરમેશ્વરનો ગુનેગાર થાય છે. કારણ કે, તેણે જે જે કર્યું હશે તે વિચારીને જ કર્યું હશે. તેમાં આપણે કાંઈ ફેરફાર કરવાની જરૂર નથી. વળી કેટલીક અભણ સ્ત્રીઓ પરમેશ્વર કરતાં ડાહી થઇને ધોળા દાંતને લાલ રંગાવે છે. તેથી તેનાં છોકરાં પણ રૂપાળાં થવા સારૂ ટાપટીપ કરે છે. પરંતુ એવી ખોટી શોભાને સારૂ કેટલું દુઃખ ખમવું પડે છે તે વિચારતાં નથી.

**છોકરીઓને રડતાં કૂટતાં શીખવે છે.**

એ રીત હીંદુઓની સઘળી નાતોમાં તેમ મુસલમાનોમાં પણ ચાલે છે. કોઈ સગું સંબંધી મરણ પામતાં તેની આજુ બાજુબેઠેલા સ્ત્રીપુરૂષો કકળાણ કરી મૂકે છે. અને બિચારા મરણ પથારીએ પડેલાને ગભરાવી દેઇને તેનો જીવ શાન્તપણે નીકળવા દેતાં નથી. મૂવા પછી શમશાન સુધીમાં જેટલા ચકલા આવે ત્યાં બઇરાંઓ કૂટે છે. એથી કાંઈ મરણ પામનાર પાછું આવતું નથી. અલબત સગપણ તેટલી રાડ હોય એટલે સગા પ્રમાણે માઠું લાગે, પણ મનમાં સમજવું કે આપણે પણ તે જ રસ્તે જવું છે, પરંતુ રડવું કૂટવું નહિ. એ ખરાબ રિવાજથી ઘણાં નુકસાન થાય છે. બઇરાંની છાતી લાલચોળ થઇને તેમને મોટા રોગ થઈ આવે છે. અને કોઇ કોઇ તો માથાં કૂટી કૂટીને પોતાની જીંદગી પર્યંતનું દુઃખ વહોરી લે છે. પરંતુ એ મોટી ભૂલ છે કારણ કે, તેથી કરીને આપણે દુઃખી થઇએ છીએ, અને વળી મરનારના કુટુંબીઓ જે આંસુ વગેરે પાડે છે તે મરનારને ખાવાં પડે છે, માટે જો સ્ત્રીઓ ભણેલી હોય તો મરનારની પાછળ રૂદન કરતી

નથી. પણ ઉલટી યથાશક્તિ પ્રમાણે ઉત્તર ક્રિયા કરે છે. વળી, મોટી મોટી બાઇડીઓ એવું કરે છે, તેથી એ ખરાબ રિવાજની અસર નાનપણથી જ છોકરાંને થાય છે. નાની નાની છોકરીઓ તહેવારોમાં નદી કે તળાવો પર જઈ કૂટતાં શીખે છે. અને એક બીજા રડતાં કૂટતાં શીખે છે. તેઓ સમજે છે કે, અમારે રડતાં કૂટતાં શીખવું જ જોઇએ, નહિ તો ફજેતી થાય. કારણ કે, જ્યારે કોઈ મરણું થયું હોય, ત્યારે ઘણી બાઇડીઓ ભેગી થાય છે. તે પછી કોઇને કૂટતાં ન આવડતું હોય તો તેને ફજેત કરે છે. અરે બાઈ આવડી મોટીને રડતાં કૂટતાં નથી આવડતું. જુઓની એની માએ કૂટતાં પણ નથી શીખવ્યું. પરંતુ જો કેળવણી પામેલી માતા હોય તો તે છોકરાંને નાનપણથી જ એવો રિવાજ તેના મનમાં ઠસવા દેતી નથી. વળી, અભણ સ્ત્રીઓ પોતાની
છોકરીઓને નાનપણથી જ છા...
ણાવવાની વખતે ના કહે છે. અ...
લીધેલી માતા પો...
માટે તે ન કરવે ...
ફટાણાં એ
પોતાની છોકર
ઓને ફટાણાં ગાતાં
છોકરાઓને
ભૂંડું બોલતાં અટકા
વતી નથી.
ન બોલાય તેવાં વર
વખતે તેમના ઘૂમટા
નાની નાની બાઇડીઓને
કહે છે. અને એથી બાક

કમળાગૌરી ઇતિહાસ વાંચે છે. તેવામાં કંચન, ચંદા ને કુ...

ચંદાગૌરી—કેમ કમળા! શું કરે છે?

કમળાગૌરી—ચંદા બ્હેન! આ ભરતખંડનો ઇતિહાસ વાંચું છું.

ચંદાગૌરી—બ્હેન! હું પણ છઠ્ઠી ચોપડી ભણી હોત તો એ શીખત. ઘણી મરજી હતી, છતાં મ્હારાં માબાપે પાંચ ચોપડી ભણાવી નિ...

કમળાગૌરી—ચંદા બ્હેન! તમે નિશાળેથી ઉઠી ગયાં છો, તોપણ નવ... ચોપડી વાંચશો તો આનંદ થશે તેમાં ઘણી સરસ વાતો આ...

કુમુદ—કમળા બ્હેન! તેમાંથી એક દહાડો મ્હારા મણિભાઇએ રામ... હતી. તે સાંભળતાં મ્હને બહુ મજા પડી હતી.

કમળાગૌરી—કંચન બ્હેન! તમે કેમ કંઈ બોલતાં નથી?

કંચનગૌરી—તમારી પાસે શું બોલું? તમે બધી ભણેલીઓ અને ... ન આવડે.

પતિને પૂજ્યાથી ત્રિવિધ તાપ ટળતાં, ત્રિભુવનનાં સુખ ક્ષણુ માંહી મળતાં,
સ્વામિ સેવાથી સતિ શ્રી હરિ રીઝાવે, સતિના સત્યે હરિ ઘર શોધી આવે;
અડસઠ તિર્થ ચર્ણુ ભરથારરે, ચરણુ સેવ્યાથી મોક્ષ મળનાર. સતિને૦

મન વાણી કર્મે સતિ પતિ સાધે, પતિ મણિ સતિ રતિ ઉર પર બાંધે,
પતિ ગૃહ રહીને સતિ ધર્મ પાળે, મોક્ષ સત્ર શીખે સંસાર ગાળે;
ગૃહસ્થાશ્રમથી કરે શુભ સંસારરે, પતિ પદ પામી પ્રણમે વારવાર. સતિને૦

**ત્રિવેદી રણછોડલાલ મહાસુખરામ કવિ.**

---

# સ્વાગત મંદિર.



**નિક્કારટર**: એક પ્રખ્યાત ડિટેક્ટિવ. લેખકઃ પંડિત કૃષ્ણુ હરગોવિન્દ, બન્ધુસમાજ. ( મૂલ્યઃ રૂ. ૦–૧૨–૦ )

અમારા સભાસદ–બન્ધુએ કરેલું, 'આલ્લાઈન કંપની ' તરફથી ઈંગ્રેજીમાં પ્રસિદ્ધ થતી ' ગુપ્તચર વાર્તામાળા ' (ડિટેક્ટિવ વાર્તાઓ) માંના એક પુસ્તકનું, આ રસીલું ભાષાન્તર છે; દુનિયાંમાં જેમ જેમ વિદ્યાનો વિસ્તાર થતો જાય છે તેમ તેમ પ્રપંચ, છલ, લુચ્ચાઇ, હરામખોરી વગેરે વિદ્યાનો દુરુપયોગ કરનારી પ્રવૃત્તિઓ પણ વૃદ્ધિ પામ્યાંજ કરે છે; તેથી હેમનું વધ્યે જનું બળ તોડવાને જેજે પરાયુક્તિઓ અમલમાં મૂકવી પડે છે, કાયદાનાં શાસનો તોડી પાપ અને ગુન્હા કરનાર મનુષ્યોને ન્યાયના કોઠામાં પાછા સપડાવી કરેલાં નુકશાનનો બદલો અને કરેલાં કૃત્યની શિક્ષા કેવી રીતે આપવામાં આવે છે,– એ સર્વ ખરૂં જોતાં મનુષ્ય જીવનનો, માનવ હૃદયનો ઇતિહાસજ છે અને તેથી હેનું અધ્યયન, મનન પણ સર્વદા લાભકારકજ હોવું જોઇએ. આ વાર્તા પણ હેવાજ પ્રકારનું પુસ્તક છે અને ભાષાન્તર કર્તાએ હેમાં અસલની ખુબીઓ સારી રીતે જાળવી રાખી છે. ભાષા '.સરલ અને મનોહર છે તથા વાર્તાની ગુંથણી ઘણી રસમય છે. અમને આશા છે કે રા. રા. કૃષ્ણુલાલ પોતાના આવા પ્રયાસ હમ્મેશાં વધાર્યા કરશે.

**ગૃહવ્યવસ્થા**: રચનાર, દાકતર નીલકંઠરાય ડાહ્યાભાઇ, (એલ. એમ. એન્ડ એસ.) તથા છત્રપતિ હરિપ્રસાદ ડાહ્યાભાઇ ( બી. એ. )–મળવાનું ઠેકાણું: મેસર્સ. સાકરલાલ બુલાખીદાસ અને કું; અમદાવાદ. મૂલ્ય: રૂ. ૦–૬–૦

સ્ત્રીઓને ખાસ ઉપયોગી આ પુસ્તક એક ઇંગ્રેજી ગ્રન્થનું અનુકરણ છે; અને હેમાં– રહેઠાણ, હવા, પાણી, કચરો; ઓરડા, ઘરનો સામાન, પોષાક, ખોરાક, ફસલ, રસોઈ,

દીવોદેવતા, ચોખવટ, ધોવાનું કામ, તન્દુરસ્તી અને બીમારી; પૈસા; આવક, ખર્ચ, બજાર, બચત; તથા ઘરની વ્યવસ્થા; વગેરે વિષયોનો સમાવેશ થયેલો છે. આવી તરેહનાં પુસ્તકો ગૃહિણીઓને ખાસ ઉપયોગી છે અને હેના લેખકો ખરેખરી પ્રજાસેવા બજાવે છે એ નિઃસંશય છે. ભાષા સ્ત્રીઓથી સારી રીતે સમજાય હેવી, સાદી, અને ઘરગથુ છે; અને શરીરનાં યન્ત્રોનાં કેટલાક ચિત્ર પુસ્તકમાંના કેટલાક આરોગ્યતા વગેરેના વિષયો સમજવામાં બહુ ઉપયોગી થઈ પડે હેવાં છે. અનુકરણ પણ એવી સારી રીતે કરવામાં આવ્યું છે કે હેમાંથી ભાષાન્તરોમાં જોવામાં આવતા ઘણા દોષ અદૃશ્ય થઈ ગયા છે. પુસ્તકની કિમ્મત વધારે નથી અને હેમાં ઘણી મહત્વની પરન્તુ દરરોજના ઉપયોગની બાબતોનો સમાવેશ થયેલો હોવાથી અમે તે અમારા વાચકોના અને હેમાં પણ અમારા સ્ત્રીવાચકોના ખાસ ધ્યાન ઉપર તે લાવવાની રજા લઇએ છીએ. ડાકતર નીલકંઠરાય આવા પ્રકારનાં લોકોપયોગી લખાણ માટે જાણીતા છે અને અમે આશા રાખીએ છીએ કે તેઓ તથા રા. રા. હરિપ્રસાદ બીજા પણ સ્ત્રીઓને ઉપયોગી લેખથી ભાષાસાહિત્યમાં વધારો કર્યે જશે.

Thoughts on Vegetarianism. ( અન્નાહાર વિશે વિચાર ):—

લખનાર, એમા. સી. એલિસન.

પ્રાણિહિંસા વિરુદ્ધ મહાપ્રયાસ કરનાર રા. રા. લાભશંકર લક્ષ્મીશંકરે ઇ. સ. ૧૯૦૨ માં બંગાળામાંથી કેટલાક પૈસા અહિંસાની અભિવૃદ્ધિ માટે એકઠા કર્યા હતા; હેમાંથી ૧૯૦૩ ના જાન્યુઆરીમાં વિદ્વાન્ સ્ત્રી-વૈદ્ય ડાકટર. એના. કિંગ્સફર્ડ ( એમ. ડી. ( કૃત 'ઉત્તમ ખોરાક' Perfect Way in Diet એ નામના પુસ્તક ઉપરથી ઇનામી નિબંધ માગવામાં આવેલા હતા. ' અન્નાહાર વિશે વિચાર ' એ લેખ પ્રથમ પંક્તિનો હોઈ હેને ઇનામયોગ્ય ગણવામાં આવ્યો હતો અને તે ' થિઓસોફિક ગ્લિનર ' નામના માસિક પત્રમાં પ્રકાશિત થયો હતો. આ લેખનાં લખનાર એક વિદુષી ઇંગ્રેજી સન્નારી છે; હેમણે માંસાહાર અને અન્નાહાર બંનેનો અનુભવ કરી જાતી અનુભવપરથી તથા શાસ્ત્રીય અને બીજાં અનેક કારણોનું પ્રતિપાદન કરીને અન્નાહારની તરફેણમાં પોતાનો અભિપ્રાય આપ્યો છે. ભાષા બહુ ઉત્તમ પ્રતિની અને મોહક છે અને વિષયનું આ લેખન એવી સારી રીતે કરવામાં આવેલું છે કે કોઇપણ વાચકને હેમાં રસ પડ્યા વિના રૂહે નહિં. ટૂંકામાં, આ બાનુનો પ્રયત્ન ખરેખર સ્તુતિપાત્ર છે.

# વિદ્યાકળા.

## કુદરતના વિવિધ ચમત્કાર.

### રાત્રિ દિવસ.

વિજ્ઞાન—ઉત્સુક, અત્યાર સુધી જે મેં તને કહ્યું તે તું સારી રીતે સમજ્યો હોઇશ, તો હવે રાત્રિ દિવસ કેમ થાય છે, તે અને પૃથ્વી ઉપરના જૂદા જૂદા પ્રદેશો ઉપર રાત્રિ દિવસો લાંબાં ટુકાં કેમ થાય છે તે તું સમજી શકશે.

ઉત્સુક—ત્યારે જૂદા જૂદા દેશોમાં રાત્રિ દિવસોમાં ફેર હશે!

વિજ્ઞાન—હાજી, તો. તારી નિશાળમાં જે પૃથ્વીનો ગોળો છે તેને એક અંધારી કોટડીની અંદર મૂકી, તેની સામે સૂર્યને બદલે એક મોટો દીવો રાખીને તું જો તો પ્રકાશ કેટલા ભાગ ઉપર પડે ?

ઉત્સુક—દીવાની સામેના અરધ ભાગ ઉપર પ્રકાશ પડે અને તેની પેલી તરફના ભાગ પર અંધારૂં હોય.

વિજ્ઞાન—બરાબર આવીજ રીતે સૂર્ય સામે આવેલા પૃથ્વીના અરધા ભાગ ઉપર પ્રકાશ–દિવસ હોય છે ત્યારે બીજી મેર અંધારૂં–રાત્રિ હોય છે. હવે જો પૃથ્વી આમને આમ સ્થિર રહે તો શું થાય !

ઉત્સુક—તો તો બીજી તરફની પૃથ્વીને કોઈ દિવસ દિવસ ન થાય અને સૂર્ય તરફનાને કોઈ દિવસ રાત્રિ ન થાય.

વિજ્ઞાન—ત્યારે પૃથ્વી ફરે છે એ વાત તો નક્કી, ખરૂં કે નહિ!

ઉત્સુક—એમ શા ઉપરથી જાણવું.

વિજ્ઞાન—તેં કોઈ જંકશને ( બે ગાડીઓ ભેગી થતી હોય ત્યાં ) જોયું હશે કે કેટલીક વખત જોડે જોડે ઉભેલી બે ગાડીઓમાંની આપણે બેઠા હોઇએ છીએ તે ચાલે છે કે બીજી તે આપણને થોડીવાર માલૂમ પડતું નથી. પણ જો કોઈ સ્થિર ચીજ જેવી કે સ્ટેશનના બાગનું કોઈ ઝાડ–કે સ્ટેશનનોજ કોઈ ભાગની સામે નજર રાખીશું તો આપણી ગાડી ચાલતી હશે તો આપણને માલૂમ પડશે. આવીજ રીતે બધા સ્થિર તારાઓમાં બીજા ગ્રહો ફરે છે એમ તપાસ કરતાં જણાય છે અને પૃથ્વી પણ એક ગ્રહ છે તેથી તે પણ ફરતીજ હોવી જોઇએ અને તે પશ્ચિમમાંથી પૂર્વ તરફ ફરે છે.

ઉત્સુક—એ કેમ જણાય, વારૂ ?

વિજ્ઞાન—તું ગાડીમાં બેઠો હોય ત્યારે જોયું હશે કે આપણે જતા હોઇએ તેની સામી બાજુમાં ઝાડ ફરતાં–જતાં જણાય છે. તેવીજ રીતે સૂર્ય જે સ્થિર છે તે પૂર્વથી

પશ્ચિમમાં જતો જણાય છે તે ખરૂં નથી પણ પૃથ્વી પશ્ચિમથી પૂર્વમાં જાય છે અને તેને લઇને પૂર્વમાં આવેલ પ્રદેશોમાં સવાર સાંજ વહેલાં પડે છે. કલકત્તામાં સૂર્ય ઉગે તેના કરતાં કરાંચીમાં સૂર્ય ઘણો મોડો ઉગે છે. આ વાત તું પૃથ્વીનો ગોળો ફેરવીશ તો તને બરાબર સમજાશે.

ઉત્સુક—એ તો સમજાયું. પરંતુ દિવસો લાંબા ટુંકા થવાનું શું કારણ ?

વિજ્ઞાન—એ સમજવું જરા કઠણ છે. એનું કારણ પૃથ્વીની ધરી આડી રહે છે એમ જે કહ્યું તે છે. પૃથ્વી ઉપરના મધ્યમાં આવેલા પ્રદેશો ઉપર તો બારે માસ ઘણું કરીને રાત્રિ દિવસ સરખાંજ હોય છે. જેમ જેમ ઉત્તર અથવા દક્ષિણ તરફ જતા જઇએ તેમ તેમ ફેર પડતો જાય છે; અને આ ફેર વધતો જાય છે ત્યાં ત્યાં ૠતુઓના ફેરફાર પણ તેના પ્રમાણમાં થાય છે. દિવસ લાંબો હોય ત્યારે ઘણું ખરૂં ઉનાળો હોય છે અને રાત્રિ લાંબી હોય ત્યારે શિયાળો હોય છે.

---

## પૃથ્વીનું સ્વરૂપ.

એક દિવસ ચોમાસામાં ઉત્સુક તેનાં માબાપ સાથે ઘરમાં સગડી પાસે બેઠો બેઠો તાપતો હતો તેવામાં તેને એક વાત સાંભરી આવી. તેણે પોતાના બાપને પૂછ્યું કે કાકા, તે દિવસ પેલો સાધુ કેહેતો હતો કે પૃથ્વીની અંદર એટલી બધી ગરમી છે કે અમે લોકો ઉંડો ખાડો ખોદી તેમાં લોટામાં ખીચડી પકાવી શકીએ છીએ એ વાત ખરી હશે ?

વિજ્ઞાન—હા, એ ખરૂં છે. પૃથ્વીના અંદરના ભાગમાં હજુ ઘણીજ ગરમી છે-બળે છે. અને એક વખતે પૃથ્વીનો આ ઉપરનો ભાગ પણ બળતોજ હતો.

ઉત્સુક—તે કોણે ઠારી નાખ્યો હશે !

વિજ્ઞાન—તું આ કોયલા જોય છે ? તેના ઉપર જોકે રાખ વળી ગઈ છે પણ તું ફુંક મારશે તો તેમાંથી બળતો કોયલો માલૂમ પડશે. તેવીજ રીતે પૃથ્વીમાં પણ થયું છે, એવું માલૂમ પડયું છે કે પૃથ્વી મૂળ સૂર્યનો ભાગ છે; સૂર્યમાંથી છૂટો પડી ગએલ કકડો છે. તેથી તે પ્રથમ તો બળતીજ હતી પણ ધીમે ધીમે ઠંડી પડીને ઉપરનું પડ ઠંડું થઈ ગયું પણ હજુ અંદર બળતીજ છે જેની સાબીતીમાં જ્વાળામુખી પર્વતો આપી શકાય. એવી ગણત્રી કરવામાં આવી છે કે બે માઇલ નીચે ખોદીએ તો ત્યાંની ગરમી ઉકળતા પાણીની ગરમીની બરાબર છે.

ઉત્સુક—પૃથ્વીમાંથી તો ઘણા ઘણા પદાર્થો નીકળે છે; જો તે સૂર્યનો ભાગ હોય તો તેમ કેમ બને ?

વિજ્ઞાન—સૂર્યની અંદર તે સર્વે પદાર્થો બળતા રહેલા છે એવું જોવામાં આવ્યું છે અને સિદ્ધ થયું છે. ( અપૂર્ણ. )

**સાકરલાલ મોતિલાલ વછરાજાની.**

# વાર્તાલહરી.

## ન્હાનકડો મહારાજ કુમાર.

**શ્યામસુન્દર ટાગોર** મહારાજા ટાગોરનો બીજો પુત્ર હતો. તે બ્રાહ્મ સમાજમાં ભળ્યો હતો, એટલુંજ નહિં પણ એક ગરીબ ધર્મપ્રચારકની પુત્રીની સાથે ત્હેણે લગ્ન પણ કર્યું. મહારાજા ટાગોરે ત્હેને લખી મોકલ્યું કે "ત્હારી મરજીમાં આવે ત્યાં રહે ને ત્હારી ઇચ્છામાં આવે તેમ ચાલ; હવે ત્હારે મ્હારે કાંઈ લેવા દેવા કે કોઇપણ જાતનો સંબન્ધ નથી. તું જ્યારથી ધર્મભ્રષ્ટ થયો ત્યારથી મ્હેં તો ત્હારું સ્નાનજ કરેલું છે." પરિણામ એ આવ્યું કે:-**શ્યામસુન્દર** ટાગોરે પત્ની સાથે કલકત્તામાંજ રહેવા માંડ્યું.

આ યુગલનો એકનો એક પુત્ર કુમાર સાત આઠ વર્ષનો હતો ત્હેવામાં **શ્યામસુન્દરને** સખ્ત તાવ લાગુ પડ્યો; ધીમે ધીમે તે એવો તો માંદો થઈ ગયો કે કુમારને ત્હેને મોસાળ મોકલી દેવામાં આવ્યો, જ્યાં તે કેટલોક વખત રહ્યો. જ્યારે ત્હેને પાછો ઘેર આણ્યો ત્યારે પોતાની માતાને કાળું વસ્ત્ર પ્હેરતી, સુકાઈ ગયેલી, અને ગમગીન ચ્હેરા વાળી જોઈ.

"મધુરી!" **શ્યામસુન્દર** પોતાની પત્ની સરલાદેવીને હમ્મેશાં 'મધુરી' કહીનેજ બોલાવતો હતો જે ઉપરથી કુમાર પણ ત્હેનું એ નામજ દેતો: "મધુરી! પિતાજીને હવે ઠીક છે? એમની તબિયત તો સારી છે ને?"

"હા, મ્હારા બ્હાલા; એમને સારૂં છે, ઘણું સારૂં છે. પણ હવે આપણે એને બીજું કોઇ રહ્યું નથી, હો. બીજું કાંઈજ રહ્યું નથી."

કુમાર બાળક હતો તોપણ ત્હેને ધીમે ધીમે સમજણ પડી કે હવે પિતાજી પાછા આવવાના નથી.

એક દહાડો મહારાજા ટાગોરનો મુનીમ કાલીચરણ સરલાદેવીને મળવા આવ્યો. કુમારને તે ટાગોરનગર લઇ જવા આવ્યો હતો.

"સરલાદેવી! મ્હારે હમને જણાવવું પડે છે,-જેને માટે હું ઘણોજ દિલગીર છું,-કે મહારાજા સાહેબને હમારી તરફ બહુ પ્રીતિભાવ નથી. હેમની મરજી એમ છે કે પોતાના પૌત્રને ટાગોરનગરમાંજ, પોતાની પાસે રાખવો. એમના બંગલાથી થોડે દૂર એક મઝેનું ન્હાનું સરખું મકાન છે તે હમારા રહેઠાણને માટે હમને આપવામાં આવશે; હમારા ખર્ચખૂટણને માટે પણ તેઓ સાહેબ એક સારી રકમ આપવાનું જણાવે છે. હેમની એક ખાસ શરત એટલી છે કે, હમારા પુત્રને હમારે ત્યાં આવવા જવાની તો તેઓ રજા આપશે પરન્તુ હમારે કદિપણ મહારાજા સાહેબને બંગલે આવવું નહિં—હું નથી ધારતો કે હમને આ શરતો બહુજ ભારે થઇ પડે."

"મ્હારા પ્રિયપતિને ટાગોરનગરમાં રહેવું ઘણુંજ પસંદ હતું; અને તેથી મ્હારા બાલક પુત્રને પણ ત્યાંજ રહેવાનું બનતું હોય તો હું કોઇપણ અંગત કારણને લીધે હેમાં વિક્ષેપ નાંખવા ખુશી નથી. મ્હારાથી એને દરરોજ મળી શકાતું હશે તો પછી મ્હને બીજા કાંઇની જરા પણ દરકાર નથી."

એવામાં કુમાર ઘરમાં આવ્યો અને આવતાં વાંતજ પોતાની મા તરફ દોડી જઈ ત્હેને બેટી પડયો.

" આપણો ન્હાનકડો મહારાજ કુમાર તે આ કે ? "

મુનીમના ગયા પછી સરલાદેવીએ કુમારને એક ઘણીજ નવાઈ ભરેલી વાત કહી; કુમારનો દાદો ટાગોરનગરનો મહારાજા ટાગોર જે આખા બંગાળાનાં સઘળાં શ્રીમાન ટાગોર કુટુંબોમાં પણ મુખ્ય ગણાતો હતો તે હતો; અને ત્હેના પછી, ત્હેનો મ્હોટો પુત્ર શશિશેખર જે ઘોડા ઉપરથી પડી મૃત્યુ પામ્યો તે જીવતો હોત તો મહારાજા ટાગોર થાત: અને ત્હેના પછી જો કુમારનો બાપ હયાત હોત તો તે થાત. પણ તે બંને ગુજરી ગયેલા હોવાથી, મહારાજા ટાગોરના મૃત્યુ પછી કુમાર મહારાજા થવાનો; અને હાલનો ત્હેનો ખિતાબ મહારાજ કુમાર હતો.

ન્હાનકડો મહારાજ કુમાર સ્હવારમાં પોતાનો વૃદ્ધ મિત્ર મધુરામ, જે કુમારના રહેવાના માળામાં નીચે ઓટલા ઉપર ગાંધીવાટાની પરચુરણ દુકાન માંડતો હતો, ત્હેને મળવા ગયો.

" સાહેબજી, કુમાર ! તબિયત કેમ છે ? "

" ઘણી સારી; સાહેબજી ! ત્હમારે શરીરે પણ ઠીક છે ને ?—કહો મધુબાબુ, કાલે આપણે શી વાત કરી'તી તે યાદ છે ? "

" હેં, કાલે ?–મ્હને લાગે છે કે આપણે રાજા રજવાડા વિશે વાત કરતા'તા: કેમ, ખરૂં કની, કુમાર ? "

" હા. એજ. ત્હમે કહેતા'તા કે મ્હોટા ગમે ત્હેવો ' ધનંતર-બડેજાવં ' શંગન મહારાજા હોય તો ત્હેને પણ ત્હમે દુકાનમાં પેસવા દો નહિ. "

" હા. હા. કુમાર; હું તો હજી પણ કહું છું. ગમે ત્હેવો મહારાજા હોયની, પણ મ્હારી દુકાનની અંદર આવે તો !–પછી હું છું ને એ છે: દેખાડી આપું દેખાડી ! "

" મધુબાબુ, ત્હમને ખબર છે, એક મહારાજા દુકાનની અંદર આવી ત્હમારી મગફળીઓની ગુણ ઉપર બેઠો છે તે ? "

" હેં, શું લવે છે ? "

" હા. હા. એક મહારાજા. હું મહારાજા છું કે હવે પછી થવાનો છું. "

" માથું બાથું દુખે છે કે ચિત્તભ્રમ થયો છે ?–તબિયત કેમ છે ? "

" મઝાની. હું કહું છું તે ખરૂંજ છે. "

" મ્હને લાગે છે કે આપણા બેમાંથી એકનું મગજ ઠેકાણે નથી. " " ના ના. એમ કાંઈ નથી. ટાગોરનગરથી અમારો મુનીમ આવ્યો, તે કહેતો'તો. મ્હારા દાદાએ એને મોકલ્યો છે. "

" વળી ત્હારો દાદો કોણ છે ? "

" ત્હમને ખબર નથી ?–મહારાજા ટાગોર. "

" પણ કુમાર, તેથી ત્હને શું લાભ ? ત્હારૂં નામ કાંઈ બદલાવાનું હતું ? "

" મુનીમ કહેતો'તો કે, હું મહારાજ કુમાર છું. "

" હેં, મુનીમ ત્હને મહારાજકુમાર કહેતો'તો ! "

" હા. હા. મ્હને જોયો કે તરત એણે કહ્યું: ' આપણો ન્હાનકડો મહારાજ કુમાર તે આ કે ?' "

"ભલા ભગવાન! હેં કુમાર, તું વળી મ્હોટો મહારાજા ?"

કુમારે કાલીચરણને પૂછ્યું : "મુનીમજી, મહારાજાએટલે શું તે મ્હને ખબર નથી."

"ત્હમે નથી જાણતા ?"

"ના. મ્હારા દાદા મહારાજા શી રીતે થયા તે મ્હને કહેશો ?"

"મહારાજાની પદવી પ્હેલી ત્હમારા કુટુંબમાં દોઢસો વર્ષ ઉપર મળી હતી."

"હેં ત્હેને તો બહુ વખત થઈ ગયો ! મહારાજાની પદવી મળે પછી તે શું કરતા હશે ?"

"કેટલાક મહારાજા બહાદુર હોય છે, વિદ્વાન્ હોય છે,–"

"એમ કે ? ત્યારે પિતાજી બહાદુર તો હતા જ : એક દિવસ ત્હેમણે બે ઘોડા બગી લઈ ન્હાશી જતા'તા તે ઘણી મહેનતે અટકાવી, અંદર બે ત્રણ છોકરાં બેઠાં હતાં ત્હેમનો જીવ બચાવ્યો'તો એમ આ માળામાં બધાં વાતો કરે છે. અને મધુરી કહે છે કે એ બહુ વિદ્વાન્ હતા એટલુંજ નહિં પણ સરસ સરસ કવિતાએ બનાવતા."

"ઘણા મહારાજા પૈસાવાળા હોય છે–"

"હેં ! ત્યારે તો બહુ સારૂં. મ્હારી પાસે ઘણો પૈસો હોતને તો કેવી મઝા પડત?"

"ત્હમે એટલા બધા પૈસાને શું કરત ?"

"મધુરી કહે છે કે પૈસો હોય તો ઘણાં સારાં કામ થઈ શકે. જો હું પૈસાદાર હોતને તો મધુરીને જાત જાતની સારી સારી ચીજો લઈ આપત; અને વળી શંભુને–શંભુ ચોપડીઓ વેચે છે, બહુ મઝાનો છોકરો છે, મ્હારે ને એને તો ઘણા ઘણા લાંબા વખતથી ભાઈબંધી છે."

"એમ કે ?–પણ ત્હમે પૈસાદાર હોત તો એને શું કરત ?"

"મંગાથી એને છૂટો કરત."

"મંગો કોણ છે ?"

"મંગળ શંભુનો ભાગિયો છે; પણ ચોખ્ખો નથી."

"હેં ચોખ્ખો નથી ?"

"ના. એ પૈસા ખાઈ જાય છે ને તેથી શંભુ એવો તો ચ્હીડાય છે !-હેં બાપુ ! ત્હમે આખો દહાડો ચોપડીઓ વેચવાને બધા શહેરમાં ટાંટિયાતોડ કરો ને ત્હમારો ભાગિયો ત્હેમાંથી તફડાવી જાય તો ત્હમે પણ ના ચ્હીડાઓ ?"

"અલબત્ત, મ્હને પણ ગુસ્સો આવેજ. પણ ત્હમે ત્હમારે પોતાને માટે શું લો, જો ત્હમે પૈસાદાર હોતો ?"

"બધું ઘણુંયે ! પણ હું પ્હેલવ્હેલો ફુલમણીને થોડા પૈસા આપું."

"ફુલમણી કોણ છે ?"

"મ્હારી ખાસ દોસ્તદાર છે. એને બિચારીને સાત છોકરાં છે ને એનો વર માંદો રહે છે તેથી એ બધાં બહુ ખરાબ હાલતમાં છે."

"આવો વિચિત્ર છોકરો મ્હેં કદિ પણ જોયો ન્હોતો; સરલાદેવી, ઘણું સારૂં થયું કે ત્હમે આવી પ્હોંચ્યાં. હું ટાગોરનગરથી નીકળ્યો ત્યારે મહારાજા બહાદુરે મ્હને ફરમાવ્યું'તું કે: 'મ્હારા પૌત્રના મન ઉપર એટલું ઠસાવવું જરૂરનું છે કે એને હવે કોઈપણ ચીજ જોઈશે તે મળી શકશે.'"

અને આથી, આપણો ન્હાનકડો મહારાજ કુમાર પોતાના બાપદાદાઓના રહેઠાણ તરફ જવાને નીકળ્યો તે પ્હેલાં ફુલમણી અને શંભુને હવેથી પૈસાની તંગી કે મુસીબત ન પડે એટલું તે આપી શક્યો.

આગગાડી ઉપડતી હતી એવામાં શ્વાસભર્યો શંભુ દોડતો દોડતો સ્ટેશન ઉપર આવી પ્હોચ્યો : " કુમાર, ત્હને મળવાને હું માંડમાંડજ આવી શક્યો છું, હેં ! લે આ લાલ રૂમાલ–પેલો મ્હોરાવાળો, ત્હારા દાદાને ત્યાં પ્હોચે ત્યારે હાથમાં રાખજે કે એ બધાયે પણ જાણે ! અલ્યા, આતો ઘંટ પણ વાગ્યો !–ઠીક ત્યારે, સાહેબજી, કુમાર. " ત્હેણે સરલાદેવી તરફ જોઇને પ્રણામ કર્યા : " દેવી ! આવજો, હેં ! "

" હા. શંભુ, આવજે; કાગળપત્ર લખજે : મધુબાબુ, ફુલમણીના,–ત્હારા, બધાના સમાચાર લખજે ! " સરલાદેવીએ કહ્યું. અને ગાડી ચાલવા માંડી.

શંભુ સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર આગળ આગળ દોડયો, પણ એટલામાં તો ગાડી ત્હેની આગળ નીકળી ચાલતી થઈ. પરન્તુ એક બાલકના ભર્યો, મધુરો સ્વર ત્હેને કાને પડયોજ જતો હતો : " શંભુ, આવજે–આવજે હેં ! "

કુમારે ટાગોરનગરમાંની પ્હેલી રાત પોતાની મા સાથે ગાળી.

" મુનીમજી, મહારાજાને એટલું કહેશો કે મ્હારે એ પૈસા નહિં જોઇએ. "

" પૈસા ?–સરલાદેવી, મહારાજા સાહેબ આપને જે સાલિયાણું આપવા માગે છે તે?"

" હા. કારણ જો હું એ લઉં તો પછી મ્હારા મનમાં એમજ થયાં કરશે કે મ્હેં છોકરાને વેચ્યો છે. હું મહારાજાની માગણી પ્રમાણે એને સોંપું છું ત્હેનું કારણ તો એટલુંજ કે એના ભલાને ખાતર મ્હારે મ્હારી સ્વાર્થી લાગણીઓ દાબી દેવી જોઇએ. અને વળી–એના પિતાજી જો જીવતા હોત તો ત્હેમનો પણ એવોજ અભિપ્રાય થાત તેથી "

" બહુ સારૂં; હું ત્હમારી મરજી મુજબ મહારાજા સાહેબને જણાવીશ. "

કાલીચરણ બંગલે ગયો ત્યારે મહારાજા ટાગોર વાના દર્દથી પીડાતો હતો; ત્હેનો એક પગ રહી ગયો હતો અને તેથી તે માંડમાંડ ઉભો થઈ આવજા કરી શકતો હતો.

" કેમ કાલીચરણ, આવ્યો ? છોકરો કેવો છે ? "

" એ કહેવું જરા મુશ્કેલ થઈ પડે એમ છે, સાહેબ. "

" હં...એમ કે?—અક્કલ વિનાનો ને બેડોળ ! "

" ના જી. એવો તો મ્હને નથી લાગતો. પણ સાહેબ, આપણાં જમીનદારનાં બાળક કરતાં એ જરા જૂદી તરેહનો તો જણાય છે જ. "

" હા. હા. એમજ–એમજ ગમે તેટલું હોયે ભિખારાંનું છોકરૂં ને ! વળી પાછું કલકત્તામાં ઉછર્યું !–ત્યાંવાળા જેને ચપળ અને હુંશિયાર કહે છે ત્હેને હું તો ખરેખર બેપરવા ને દોઢડાહ્યાં જ સમજું છું. "

"સરલાદેવી કહેતાં હતાં કે એમના ખર્ચપૂરણ માટે આપે જે રકમ આપવા ધારી છે તે લેવા એમની ખુશી નથી—"

" હેં, એમકે !–એ જાણતી હશે કે એમ કર્યેથી હું વધારે આપી શકે મ્હારા ઘરમાં બોલાવીને રાખીશ. પણ તું ધારે છે કે હું કદિ એને મ્હારે ઓટલે પણ પગ મૂકવા દઈશ ? ભિખારણ !–એમ કરવાથી તો હું ઉલટો કાંઈ આપતો હોઇશ તે પણ નહિં આપું."

" પણ સાહેબ, એમનો એવો કાંઈ પણ ઇરાદો હોય એમ મ્હને તો લાગતું નથી.

આપની પાસેથી કાંઈ પણ ચીજ એ માગતાં નથી અને આપની તરફથી જે આપવામાં આવે છે તે લેવા ના કહે છે."

" અરે! તું શું સમજે? કાલીચરણ; એતો જાણે તેજ જાણે!"

" સરલાદેવીએ એક બીજું આપને કહેવાનું મ્હને કહ્યું છેઃ એમની એ ખાસ વિનંતિ છે કે જે કારણસર મહારાજકુમારને એમનાથી જૂદા રાખવાની ગોઠવણ કરવામાં છે તે કારણ એમના પુત્રને જણાવવું નહિ."

" એટલે તું એમ સમજાવવા માગે છે કે અત્યાર સુધીમાં ક્યારનુંયે એ બધું એણે છોકરાને કહી દીધું નથી?"

" ના. સાહેબ, એક શબ્દ પણ નહિ."

" ભલે ત્હારે એમ માનવું હોય તો માન; પણ મ્હને તો ખાત્રીજ છે કે, એણે મ્હારા વિશે ખરી ખોટી વાતો કહીને ક્યારનોયે એ છોકરાના મનમાં મ્હારા ઉપર દ્વેષ ઉત્પન્ન કર્યો છે."

" ના. સાહેબ, ના. મ્હારૂં કહ્યું માનો: આપના મનમાં એ બાઈ વિશે તદન ખોટો અભિપ્રાય ભરાઈ ગયો છે."

" આલોને એમ તો એમ! પણ એ છોકરો એની માને પાંચ સાત દ્હાડામાં ભૂલી જશે. તું જોજે તો ખરો; એને વરસ તો સાત-આઠજ થયાં છે ને."

" હા જી. પણ સાહેબ; એણે એ બધાંયે વરસ પોતાની માની પાસે જ ગાળ્યાં છે. અને મ્હારા ધારવા પ્રમાણે તો સરલાદેવી ઉપર એનો ઘણોજ પ્રેમ છે."

એક સુન્દર પણ સાદા પોશાકમાં કુમાર અંદર આવ્યો; ત્હેના સોનેરી વાળની લટો ન્હાની ટોપીમાંથી કોટ ઉપર ઝૂલતી હતી; અને ગળામાં એ ત્રણ સેરની સોનાની કંઠીમાં એક મઝેદાર લોકેટ ત્હેણે ધારણ કરેલું હતું. ત્હેનો દેખાવ આ વખત ઘણોજ બાલકતા ભર્યો, ખુબસુરત અને મનોહર હતો. મહારાજા ટાગોર એકલા એક આરામખુરશી ઉપર આસાએશ લેતા હતા.

" ત્હમેજ મહારાજા કે?" તે મ્હોં મલકાવી બોલ્યોઃ " ત્હમે જાણો છો ને, હું ત્હમારો પૌત્ર થાઉં. ત્હમારી તબિયત તો ઠીક છે ને. દાદાજી, હું ત્હમને પ્રણામ કરૂં છું." ત્હેણે મહારાજા ટાગોર પાસે જઈને માથું નમાવ્યું.

" કલ્યાણ થાઓ! બેટા. માર્કંડ આયુષ રૂહો!" મહારાજા ટાગોરને પણ આ છોકરાની નવીનતાએ ચોંકાવ્યો.

" દાદાજી, મ્હારા મનમાં એમ થતુંતું, હો, કે ત્હમે પિતાજીના જેવા હશો કે કેમ. એ ગુજરી ગયા ત્યારે તો હું ઘણોજ-ઘણોજ ન્હાનો હતો તેથી મ્હને એ કેવા હતા તે બરોબર યાદ નથી; પણ ઘણું કરીને ત્હમે એમના જેવા તો દેખાતા નથી."

" હં...એમ કે! ત્યારે તો ત્હને મ્હારા ઉપર હેત નહિં આવે, ખરૂં કની?"

" ના. ના. દાદાજી, ત્હમે જાણો છોને કે, આપણે ભાઈ, આપણો ચ્હેરો કાંઈ બદલી શકીએ?...ત્હમારા દાદાજી ત્હમારા પિતાજીના જેવા ન હોય તોયે ત્હમને એમના ઉપર વ્હાલ ના આવતે?—ત્હેમાંયે ત્હમારા જેવા દયાળુ ઉપર?"

" હં, હું દયાળુ છું! ત્હેં કેવી રીતે જાણ્યું?"

આ બંગલામાં એમની જરૂર છે; મ્હારી તબિયતની હકીકત ક્હેજે અને હું પણ નથી જઇ શકતો ત્હેનું કારણ સમજાવજે; મ્હારી તરફથી એમને કહેજે કે આ બંગલો હમારો છે, માટે ત્હમે અહિં આવીને અમારી બંનેની સાથેજ રહો. કાલીચરણ, આ બાલકને જો; કેવો નિર્દોષ શાન્તિમાં એ સૂતો છે? કાલીચરણ, મ્હારી નકામી ગયેલી આખી જીંદગીમાં મ્હેં જાણ્યું છે ત્હેના કરતાં પણ વધારે આ બાલકે એક ઘડીમાં મ્હને શીખવ્યું છે. કેવો ઉદાર, વ્હાલસોયો મધુર છોકરો છે? ઇશ્વર એનું કલ્યાણ કરો!"

—ફકીર.

---

# સમયતરંગ.

**જૈન સંઘમાં સુધારો**—ભાવનગરના જૈન સંઘે, મુનિશ્રી મણિવિજયના પ્રયાસથી, પોતાની જ્ઞાતિમાં સ્ત્રીઓમાં રડવા કુટવાનો રીવાજ જે ઘણોજ વધી ગયો છે, તેને કાંઈક હદમાં લાવવાનો ઠરાવ કર્યો છે. વળી તેજ મુનિશ્રીના પ્રયાસથી તે સંઘે બીજો એવો ઠરાવ કર્યો છે કે મરણ પછીનાં કારજ કરવાની ફરજ કાઢી નાંખવી. શ્રીમંતને દ્રવ્યખર્ચ કરવુંજ હોય તો મૃત્યુના એક મહિના પછી ધાર્મિક ક્રિયાઓ કરવામાં કરે.

**કચ્છી દશા ઓશવાળ જ્ઞાતિમાં સુધારા**—મુંબાઇની કચ્છી દશા ઓશવાળ જૈન જ્ઞાતિએ ૧૮૯૮ થી ૧૯૦૩ સુધીમાં જે સુધારાઓ કર્યા છે તેનો હેવાલ હાલ બહાર પડયો છે, તે જોતાં મુખ્ય સુધારા નીચે પ્રમાણે જણાય છે. (૧) પાંચ વર્ષથી ઓછી ઉમ્મરે બાળકોનું સગપણ કરવું નહીં. (૨) ૧૧ વર્ષથી ન્હાની કન્યા અને ૧૩ વર્ષથી ન્હાના છોકરાનું લગ્ન કરવું નહીં. (૩) ૪૫ વર્ષની ઉમ્મર પછી મહાજનની રજા વગર પુરૂષે લગ્ન કરવું નહીં. (૪) મરણ પાછળ જમણવાર કરવાં નહીં.

**પુનર્લગ્ન**—અમદાવાદના વિધવાવિવાહઉત્તેજક મંડળ તરફથી **નર્મદા** નામની (૧૬ વર્ષે વિધવા થયેલી) વીસ વર્ષની વીસનગરા નાગર જ્ઞાતિની સ્ત્રીનું ગવરીશંકર નામના ૩૫ વર્ષના ખેડાવાળ બ્રાહ્મણ સાથે પુનર્લગ્ન થયું હતું.

**સ્ત્રીકેળવણી**—જામનગર ખાતે જૈન કન્યાશાળામાં ૫૦ કન્યાઓ ભણે છે. કન્યાશાળા માટે મકાન દોશી નથુ ચાંપશીનાં વિધવા બાઈ પાર્વતી તરફથી ધર્મશાળાના એક ભાગ ઉપર બંધાવી આપ્યું છે. આ બાઈ કન્યાકેળવણી માટે ઘણો ઉમંગ રાખે છે, તેમણે તે ખાતે એક રકમ જુદીજ કહાડેલી છે, તેમાંથી તે શાળાની શિક્ષકના પગાર વગેરેનો ખર્ચ નીકળે છે. પોતે તથા સ્ત્રીશિક્ષક સંતોકબાઈ, બે શ્રાવિકા છે અને તેમનો અભ્યાસ સારો કહેવાય છે, તે બંનેની ખાસ દેખરેખથી અભ્યાસ સારો ચાલે છે વખત ૧ થી ૩ નો છે, અને શિક્ષણ ખાસ કરીને ધર્મનું અપાય છે. મુની મહારાજે કન્યાઓની પરીક્ષા લેતાં તેમના જ્ઞાનથી તેઓ પ્રસન્ન થયા હતા.

# લવાજમની પ્હોંચ.

૬૪ (નં ૩૫૬) રા રા રંગીલદાસ નરભેરામ વકીલ (વ. ૨) મુંબાઈ. ૧-૪-૦
૬૫ (નં. ૨૦૯) રા. રા. હરસુખરાય ઈચ્છારામ. (વ ૨) કરાચી. ૧-૪-૦
૬૬ (નં. ૬૪) ગ રા. હરીદાસ લાલજી લક્ષ્મીદાસ. (વ ૨) ,, ૧-૪-૦
૬૭ (નં. ૧૪૯) રા. રા. રવજી ધરમશી રૂખા (વ. ૧) માંડવીકચ્છ ૧-૪-૦
૬૮ (નં. ૧૬૦) રા ગ જેઠાભાઈ મુળજીભાઈ (વ ૨) મુંબાઈ. ૧-૪-૦
૬૯ (નં. ૭૭) ડાકટર રવિશંકર ગણેશજી અંજારીઆ. (વ. ૨) માંગરોળ ૧-૦-૦

---

## અમારા એજંટો.

રાજકોટ—રા. રા. મહેન્દ્રરાય વિઠુલરાય બી એ, એલ. એલ. બી ઠે. સદર.
કરાંચી—રા. રા. રઘુનાથ દામોદર. ઠે. પોર્ટટ્રસ્ટ ઓફીસ
મુંબાઈ—રા રા બળદેવજી લાલજીભાઈ બી એ, એલ એલ બી. હાઈકોર્ટ વકીલ ઠે. ગ્રાન્ટરોડ, ચુનાભઠ્ઠી લેન. [ દુકાન, ૫ માગલી.
રા. રા. પુરૂષોતમ નાથુરામ પરેન. ઠે શેઠ ગોકળદાસ દોલતરામની
વડોદરા—રા. રા. પુન્યવંતરાય રણછોડરાય. દિવટિયા. ઠે બાજવાડા.

---

# વહુને શિખામણ.

(બીજી આવૃત્તિ કિંમત રૂ. ૧)

સ્ત્રીઓને ખાસ વાચવા લાયક પહેલી આવૃત્તિની ૧૫૦૦ પ્રત ખપી જવાથી બીજી આવૃત્તિ બહાર પડી છે.

મળવાનું ઠેકાણું—રવિશંકર ગણેશજી અંજારિયા, ચીફ મેડિકલ ઓફીસર, માંગરોળ, (કાઠીયાવાડ)

---

### ઘણી થોડી નકલો રહી છે.

## સદ્‌ગુણી હેમંતકુમારી.

શ્રીમંત ગાયકવાડ સરકારના કેળવણી ખાતાએ નિશાળોમાં ઇનામ વ્હેંચવા મંજુર કરી છે. વિદ્વાન લેખક પ્રો. મા નાનુજીભાણી બી. એ. લખે છે કે "સ્ત્રીઓને માટે આ અમૃતનો પ્યાલો છે" મૂલ્ય બાર આના વી. પી. પોસ્ટેજ બે આના.

બાળ-સદબોધ રત્ન—બે આના

હિરાલાલ વિઘારામ રાવળ
લુણાવાડા-રેવાકાંઠા

# સુન્દરીસુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઈના શબ્દોમાં કહીએ તો, "સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વૈરેય થાય, શરીરે બલવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાલકવર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધવર્ગની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઈ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર વિલાસોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઇ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાંખે અને અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે:—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૨ જું.] ઈ. સ. ૧૯૦૪. ડીસેમ્બર—માર્ગશીર્ષ, વિ. સં. ૧૯૬૧. [અંક ૯ મો.

## કાવ્યકુંજ.

### બ્હેની મ્હારી!

(વસંતતિલકા.)

મિઠાં, કુંળાં વચન બોલ્યના બ્હેની મ્હારી
દીપાવ્ય મન્દ હસીને સુખકાન્તિ ત્હારી;
ને નિર્મળાં નયન નેહભરેલ ધારી,
દે દોહ્યલાં જગતઝેર બધાં ઉતારી;

ક્રોધે ઝઝૂમીં કરચોળીં લચે કપાળ,
આંખ્યો ઝરે અગનના ભભુકાની ઝાળ,
ને અંતરે ઝુલતીં ઝેરીલીં કંઇ કટાર,—
જાયે ઉડી, જહિં રમે તુજ નેનધાર.

દુઃખો શરીર મનનાં અકથ્યાં, ઉંડેરાં,
બાળે બધું જીવનનું હીર; ત્રાસયેયાં
જ્યાં આત્મઘાત કરતાં મનુબાલકોયે
ઠંડાં બને, તુજ અમીભર એક હાસ્યે.

પાપે ભર્યા, જીવિતકજ્જલભાર વ્હે જે,
આશાહીણાં મનુ, ન ભૂતભવિષ્ય જેને,
અન્ધારપિંજર પુર્યા, જડ ચેતનો તે,—
ત્હેવાંય ચિત્ત તુજ વાણિસુગન્ધ ચીરે.

પુત્રી પ્રીતિમધુરી થા, મિઠી બ્હેની વ્હાલી !
પત્ની પવિત્ર, મૃદુ ને સુખદા, રસાળી;
થા પુણ્યશીળી જનનિ, ઉર જ્યોતિ ધારી;
તે દૃષ્ટિ, હાસ્ય, સ્વર, ગુંથ્યની બ્હેની મ્હારાં !

સુમન્ત.

---

# વર્તમાન રંગ.

**હિન્દી સંસારસુધારાસમાજ:**—આપણાં ગૃહરાજ્ય સુધારવાં, સ્ત્રીઓની હાલત વધારે સારી કરવી, અને મન્દ પડી ગયેલી સાંસારિક સ્થિતિમાં જાગ્રતિની જાદુઈ ફૂંક મારવી એવા એવા કંઇક, દરવર્ષે મળતી આપણી હિન્દી સંસારસુધારાસમાજના, મુખ્ય હેતુ છે. રાજકીય હીલચાલો ચલાવતી હિન્દી પ્રજાસમાજ ( નૅશનલ કૉન્ગ્રેસ ) ની સાથે જ અને પ્રજાસમાજના મંડપમાં જ તે મળે છે; અને આ વર્ષે તે બંને મહામંડળો મુંબાઇમાં, એટલે આપણી સમીપમાં જ—આપણા અતિથિ રૂપે જ મળવાનાં છે. સંસારસુધારાસમાજના કેટલાક હેતુઓની બાબતમાં, હિન્દી પ્રજાના મ્હોટા ભાગને તે સમાજની સાથે હમ્મેશાં મતભેદ જ રહેવાનો,—એમ કબૂલ કરતાં પણ ' અમારે અહિં જણાવવું જરૂરનું છે કે ત્હેના ઘણા હેતુઓ મનન કરવા—અનુસરવા યોગ્ય છે; અને તે સમાજ ચાલતા સમયમાં હિન્દનો ઉદય કરવા પ્રયાસ કરતી મહાન્ પ્રવૃત્તિઓમાંની એક છે. આ-

પણ જ્યારે રાજ્યબંધારણમાં સુધારો કરાવવાના પ્રમુખ સાધન તરીકે રાજકીય હીલચાલ–પ્રજાસમાજ–ને સહાય આપીએ છીએ, દેશની ગરીબાઈ દૂર કરવા મથી રહેલી વ્યાપાર ઉદ્યોગ વધારનારી મંડળીઓને તથા વિદ્યા હુન્નરકળા અને ખેતીવાડીનો ઉત્કર્ષ કરતાં પ્રદર્શનોને મદદ કરીએ છીએ, આપણી ધર્મ તથા નીતિ સંબંધી કેળવણીમાં વધારો કરવાને પ્રયત્ન કરનારાં થિયોસોફિકલ સોસાયટી (બ્રહ્મજ્ઞાન મંડળ), સનાતન ધર્મ મહામંડળ, આર્ય સમાજ, વગેરે મંડળોને સબળ કરવાને હેમાં શ્રદ્ધા, ખંત અને ધૈર્યથી ભાગ લઇએ છીએ,—હેવા જાગ્રતિના સમયમાં જો આપણે આપણાં ગૃહકુટુંબો વિસરી જઈ, હેમની અવગણના કરીશું તો નિ:સંશય તે આપણને ઘણું જ નુકશાનકારક નીવડ્યા વિના રૂહેવાનું નહિં. રાજકીય પ્રવૃત્તિ એ પ્રજાનું મસ્તક છે, કેળવણી હેની વાણી છે, વ્યાપારાદિ હેના હાથ છે, અને ખેતી હેના પગ છે; પણ ગૃહરાજ્યની હીલચાલ હેનું હૃદય છે. કબૂલ છે કે, દુનિયાં શરીરનો ઉત્તમ ભાગ મસ્તકને ગણે છે અને કેટલેક અંશે તે ખરૂં પણ છે, કારણ આપણા વિચાર વડે જ આપણે ખરો વિજય મેળવી શકીએ છીએ અને તે વિચારનું રહેઠાણ આપણું મસ્તક છે; દુનિયાંના અરસપરસના વ્યવહારમાં આપણા વિચાર, આપણી બુદ્ધિ ખિલાવવામાં કેળવણીનો મહાન્ ઉપયોગ છે; તથા પ્રજાતત્વના રક્ષણ માટે અને આપણી ગરીબ પ્રજાના જીવનપ્રયાણ (નિર્વાહ) માટે વ્યાપાર ઉદ્યોગ હુન્નર અને ખેતી સર્વેની ખાસ જરૂર છે; પરન્તુ એ બધું હોય,–ઉપર જણાવેલાં પ્રજાશરીરનાં સઘળાં અંગ કેળવાયલાં, સુન્દર હોય, તો પણ જો તે પ્રજાનું ગૃહકુટુંબરૂપી હૃદય સડી ગયેલું હોય, અવ્યવસ્થિત હોય તો પછી તે પ્રજાના મહામન્દિરનો પાયો રેતીમાં નહિં ત્યારે બીજું શું?–દુનિયાંની મ્હોટામાં મ્હોટી પ્રજાઓ હેમની ઘણી ચ્હડતીના સમયમાં એકાએક નાશ પામ્યાના દાખલા આપણી નજરે પડે છે: હેનું કારણ શું? કારણ એ જ–ખુલ્લું જ છે કે, તે લોકો પોતાનાં ગૃહ અને કુટુંબમાં પેઠેલા સદાથી અજ્ઞાન રહ્યા અને તે અજ્ઞાનનો, અંધકારનો, અનીતિનો, કુસંપનો કીડો ધીમે ધીમે હેમનાં મૂળ નાશ કરવા લાગ્યો! પરિણામ એ આવ્યું કે, બ્હારથી અતિશય મનોહર, બળકર્યા, વિશાળ, પરન્તુ અંદરથી ખવાઈ ગયેલા મહાન્ વૃક્ષની પેઠે તેઓ પડ્યા! એટલે થઈ રહ્યું!–હમ્મેશાં આગળ વધ્યે જતી દુનિયાંએ હેમના ઉપર થઈ ચાલતાં હેમને કચરી નાંખ્યા; અને હેમના ઇતિહાસ જ લોકકથારૂપે હેમનો અવશેષ ભાગ માત્ર રહ્યો!...સ્ત્રીઓ જ કુટુંબમન્દિરની ગૃહદેવીઓ છે, હેમના ઉપર જ આપણી ભવિષ્યની પ્રજા–બાળકોની કેળવણીનો, આપણાં સુખશાંતિનો, આધાર છે, અને હેમને જ હિન્દી સંસારસુધારાસમાજ કેળવવાને, સુધારવાને પ્રયત્ન કરે છે, એ વાત જ્યારે આપણા અંતરમાં ઉતારીશું ત્યારે જ આપણને સમજાશે કે હેના અમુક આશય અથવા સિદ્ધાન્તોની બાબતમાં આપણે ગમે તેટલો મતભેદ હોય તો પણ હેની સામાન્ય ઇચ્છા આપણા પોતાના લાભ માટે છે અને તેથી તે આપણી તરફથી અન્તઃકરણ પૂર્વક સહાયને યોગ્ય છે. કારણ, કદિ સાધનોની બાબતમાં પણ આપણા અને હેમના વિચારમાં ફેર હશે પરન્તુ હેતુની બાબતમાં તો નથી જ, એટલું કોઈ પણ—ગમે હેવા અભિપ્રાયવાળા મનુષ્યને પણ સ્વીકારવું પડશે જ.

**સ્ત્રીસમાજ અને પ્રદર્શનનો સ્ત્રીવિભાગ:**—મુંબાઇમાં ચાલી રહેલી સ્ત્રીઓની

ઉન્નતિ બાબતની જાગ્રતિમાં, દરવર્ષે નહિં જોવામાં આવેલા એવા, બે ફેરફાર આ વખત જોવામાં આવે છે: અને તે એ છે કે ખાસ સ્ત્રીઓનીજ મળવાની એક સમાજ અને પ્રજા સમાજ (કોન્ગ્રેસ) તરફથી ભરવામાં આવતા પ્રદર્શનના મંડપમાં જૂદો રાખવામાં આવેલો સ્ત્રીઓની જ બનાવટનો એક વિભાગ. આ સર્વ સમયની પ્રવૃત્તિનાં શુભ ચિન્હ છે અને ત્હેના પ્રયોજકોને માનનીય છે. જો કે સ્ત્રીઓ ઉત્તમ ભાષણકાર કરતાં ઉત્તમ ગૃહિણીઓ, ગૃહવ્યવસ્થામાં પોતાનું બળ યોજનાર સુશીલ પત્નીઓ બને, એને જ અમે વધારે ધન્યવાદ અને વંદન યોગ્ય ગણીએ છીએ; તથાપિ સ્ત્રીસમાજ એકલાં સારાં સારાં, સુન્દર શબ્દોવાળાં ભાષણો માટે જ નહિં પરન્તુ ત્હેમના અરસપરસના સંબંધનો વધારો, ત્હેમની મનોવૃત્તિઓનો વિકાસ, ત્હેમની કેળવણીની અભિવૃદ્ધિ, પ્રજાના મુખ્ય અંગ તરીકે ત્હેમને માથેની જવાબદારીનું જ્ઞાન, તથા બાલશિક્ષણ વગેરેની રીતિઓની વધારે સારી માહીતી-આવા આવા વિષયો માટે જ હોઈ, તે સઘળા ત્હેમની સમક્ષ આવશે એમ ધારી, આ નવીન સમાજને પણ પ્રદર્શનના સ્ત્રી વિભાગના જેટલું જ અમે સપ્રેમ અભિવંદન અર્પીએ છીએ. આશા છે કે આ બંને પ્રવૃત્તિઓ ધારેલા ઉદ્દેશ પાર પાડવામાં ફળીભૂત થશે.

**સ્ત્રીકેળવણી:**—બાલિકાઓ અને પત્નીઓનું શિક્ષણ આપણા આ નવીન શતકની શરૂઆતમાં ઘણી જ જાગ્રતિમાં આગળ વધતું જોવામાં આવે છે. એક તરફથી હિન્દ હિતૈષિણી દેવી ઍનિ બિસેન્ટ કાશીમાં કન્યા પાઠશાળાને માટે મહા ભગીરથ પ્રયત્નો કર્યે જાય છે અને બીજી તરફથી આર્ય સમાજ પણ ત્હેવા પ્રયાસોમાં આગળ આગળ વધ્યે જાય છે. શિક્ષણના ક્રમમાં પણ સુધારો થતો આવે છે; સંસ્કૃત, ધર્મશાસ્ત્રોનું જ્ઞાન, સંગીત, પાકશાસ્ત્ર તથા અંગકસરત ઉપર ખાસ લક્ષ આપવામાં આવે છે, અને તે ઉપરાંત સ્ત્રીઓને ખાસ જરૂરનું વૈદકનું, શસ્ત્રવિદ્યાનું, તથા સ્ત્રીઓનાં દર્દોનું પણ શિક્ષણ ત્હેમને મળતું જોઈ, અમને આનન્દ થયા વિના રહેતો નથી.

**સુમન્ત, બન્ધુસમાજ.**

---

# ગૃહધર્મ.

## બાળલગ્ન.

સૌ. સરિતાગૌરીના આમંત્રણથી "**મહિલામંડળ**" ની આજની સભા તેમના પતિ રા. વિદ્યાપ્રસાદના સુંદર દિવાનખાનામાં મળવાની હતી, અને તેમાં આજ નિબંધ પણ તે પોતે જ વાંચવાનાં હતાં. બપોરના એક વાગ્યાનો વખત થયો એટલે તે તૈયાર થઈ સભામાં આવનારી સન્નારીઓ તથા પ્રિય સખીઓની રાહ જોતાં બેઠાં. અને થોડીજ વારમાં સાદાં સુશોભિત વસ્ત્રો ધારી મધ્યમ વર્ગની દસ બારેક યુવતીઓ આ દિવાનખાનામાં એકઠી થઈ, અને પ્રથમથી ગોઠવી રાખેલી સુંદર ખુરશીઓ ઉપર બેઠી. આવનાર

લગભગ બધી સ્ત્રીઓ આવી રહી છે એમ જણાયાથી સૌ. પ્રમદાએ જણાવ્યું કે આજની સભા ચલાવવા માટે સૌ. શાંતાલક્ષ્મી પ્રમુખસ્થાન લેશે એમ હું ઇચ્છું છું. સૌ. નંદિનીએ તેને ટેકો આપ્યો અને સર્વાનુમતે તે કબુલ રખાયાથી સૌ. શાંતાલક્ષ્મીએ તે સ્થાન લેતાં જણાવ્યું કેઃ—

**શાંતાલક્ષ્મી**—વ્હાલી બ્હેનો, આજ સર્વેએ સભા ચલાવવાનું કામ મ્હને સોંપવા ઇચ્છા બતાવી તે બાબત હું તમારો સર્વેનો ઉપકાર માનું છું. "મહિલામંડળ" ની આજ ત્રીજી જ સભા છે, છતાં તેટલામાં જ આપણે આવી સભાઓથી ઘણા લાભ થાય છે એમ અનુભવી શક્યાં છીએ. આપણા લોકોમાં ઘણેક ઠેકાણે સ્ત્રીઓ નવરી થયા પછી પડોશણો સાથે વાતોમાં રોકવાનો રીવાજ તો છે; પણ તે વાતો ઘણે ભાગે કુથલી, નિંદા, પોતાની બડાઈ, સાસરાના દુઃખનાં રોદણાં કે પછી નકામા હલકા વિચારોના સંબંધનીજ હોય છે, પણ તેમાંથી સારું જ્ઞાન, ઉંચા વિચારો કે નવી આવડત તો ભાગ્યે જ મળે છે. "ચાર મળ્યા ચોટલા, એટલે ભગાવે કોઇના ઓટલા," એટલે ચાર સ્ત્રીઓ એકઠી થઈ વાતો કરે તો તે પરિણામે કોઇનું ઘર —ઘરસંસાર—ભગાવવા બાબતની જ હોય એ સાધારણ થઈ પડેલી કહેવત આપણી જાતિના લક્ષણ વિષે ઘણો હલકો મત ઉત્પન્ન કરે એવી છે. તેને બદલે નવરાશના વખતમાં આવી રીતે, આપણને ઉપયોગી થઈ પડે એવા જુદા જુદા વિષયો ઉપર નિયમસર વાતચિત કરી, જ્ઞાનમાં વધારો કર્યો હોય, અને પછી તે જ્ઞાન પ્રમાણે વર્તન શિખવા માંડ્યું હોય, તો તેથી આપણી સ્થિતિમાં ઘણો સુધારો થાય જ એમ હું માનું છું. આ બાબત વિષે આપણી પ્હેલી સભામાં લંબાણથી વિવેચન થયું હતું તો પણ તે જેટલી વધારે વાર આપણા મગજમાં ઠસાવીએ તેટલો આપણને લાભ જ છે. છતાં આજ હવે તે વિષે કાંઈ વિશેષ ન બોલતાં સૌ. સરિતાગૌરીને તેમનો નિબંધ વાંચવા હું વિનંતિ કરૂં છું.

**સરિતાગૌરી**—વડીલ બ્હેન શાંતાલક્ષ્મી તથા વ્હાલી સખીઓ; આપણે પ્રથમની બે સભાઓમાં, આવી સભાઓથી અને એકઠાં મળી સારી સારી બાબતો ઉપર વાતચિત કરવાથી શાશા લાભ થાય છે એ વિષે સામાન્યપણે બોલી ગયાં છીએ. હવેથી આપણે એક પછી એક અગત્યના વિષયો લેવા ઠરાવ્યા પ્રમાણે આજે બાળલગ્નનો વિષય મ્હેં લીધો છે. આગળ જતાં જેમ જેમ આપણને ઉમંગ વધતો જશે અને બુદ્ધિ ખીલતી જશે તેમ તેમ બીજી બ્હેનો બીજા ભારે વિષયો વિષે પોતાના વિચાર આપણને જણાવશે એવી હું આશા રાખું છું. બ્હેનો, તમે સર્વે જાણો જ છો કે પુત્ર અથવા પુત્રીનું ઘણી ન્હાની—અણસમજણી—ઉમ્મરે જે લગ્ન થાય તેને બાળલગ્ન કહે છે. આટલી ન્હાની ઉમ્મરે લગ્ન કરવાનો રીવાજ ૨૫-૩૦ વર્ષો પ્હેલાં સર્વે હિંદુ જ્ઞાતિઓમાં હતો, અને હાલ જોકે કેટલીક ઊંચી જ્ઞાતિઓ તેને બંધ કરતી જાય છે, છતાં ઘણીક જ્ઞાતિઓમાં એ રીવાજ હજી પણ પ્હેલાંના જેવો જ કાયમ રહેલો આપણે જોઇએ છીએ. તેની તરફેણમાં બોલનારા અને તેને કાયમ રખાવનારા એમ જણાવે છે કે હિંદુ ધર્મશાસ્ત્રમાં તે પાળવાની આજ્ઞા કરેલી છે, અને તે ઉલ્લંઘન કરવામાં પાપ રહેલું છે. આ બાબત ધર્મશાસ્ત્રોના મૂળ દાખલા આપી

આ નિબંધ ઘણો લાંબો કરવા હું ઇચ્છતી નથી, છતાં એટલું તો મ્હારે કહેવું જોઇએ કે આપણા હિંદુઓના ઇતિહાસના પ્રથમના વખતમાં સ્ત્રીઓનાં લગ્ન હાલના કરતાં ઘણી મ્હોટી ઉમ્મરે થતાં એમાં તો શક જ નથી. આપણાં પવિત્ર પુસ્તકો રામાયણ, મહાભારત, ભાગવત વગેરેમાંથી પણ તેનાં દૃષ્ટાંતો મળી આવે છે. સીતા, દ્રૌપદી, દમયંતી, સુભદ્રા, રૂક્મિની, સત્યભામા, ઓખા વગેરે લગ્ન એ શું છે તે સારી રીતે સમજી શકે તેટલી ઉમ્મરે જ પરણ્યાં હતાં. તે પછીના મધ્યકાળમાં, જે વખતે રાજ્યસ્થિતિ બગડવાથી સ્ત્રીજાતિનું રક્ષણ મુસ્કેલ થઈ પડવા માંડ્યું, તેવામાં વખત વિચારનાર મનુ યાજ્ઞવલક્ય ઇત્યાદિ જેવા મહાપુરૂષોએ સ્મૃતિઓ રચી, તેમાં સ્ત્રીઓની સ્વતંત્રતામાં કેટલીક મર્યાદા મુકી, અને તેમનો અવિવાહિત સમય પણ ઓછો રાખવાના ઇરાદાથી લગ્ન વ્હેલાં કરવાના બંધ બાંધ્યા. દેશકાળને અનુસરી જે ઉદ્દેશથી આ પ્રતિબંધ બાંધ્યા હતા, તે ઉદ્દેશોનો તે વખતને માટે ઉપયોગ અને કંઇક જરૂર પણ હતાં. પરંતુ રૂઢિ, ધર્મ, કાયદા વગેરે જે જે સંસ્થાઓ વ્હવહારમાં લાંબા વખત સુધી ચાલુ રહેવાની હોય છે તેમાં ઘણે ભાગે એવું બને છે કે આરંભના મૂળ ઉદ્દેશો ભૂંસાઈ જઈ તેનાં બ્હારનાં સ્વરૂપ માત્ર રહી જાય છે; તે જ પ્રમાણે આ લગ્નની બાબતમાં પણ થયું; અને ગમે તે સ્થિતિમાં ગમે તે નુકશાન પ્રત્યક્ષ અનુભવવામાં આવ્યા છતાં પણ તે પ્રતિબંધ પાળવાનો જ છે, એટલું જ નહિ પણ મધ્ય સમયમાં શરૂ થયેલો રીવાજ અજ્ઞાનને લીધે અનાદિથી ચાલુ આવેલો મનાઈ અનંતકાલ સુધી ચાલુ રાખવાનો જ છે, એવો દૃઢ આગ્રહ બંધાઈ ગયો. પરંતુ એક તરફ એ ધર્મઆજ્ઞાઓ આપનારાઓએ બાળલગ્નની બેડી પ્હેરાવી, ત્યારે બીજી તરફથી આપણા મૂળ ધર્મ સ્થાપનાર વિચારવાન ઋષિએ લગ્નની એવી પવિત્ર, ઉન્નત વિધિ ઠરાવી છે કે તે જો યોગ્ય રીતે, મૂળ હેતુ પ્રમાણે, પાળીએ તો લગ્નની ઉમ્મર મ્હોટી જ હોવી જોઇએ એમ સિદ્ધ થાય છે. લગ્ન કોણે અને કઈ સ્થિતિમાં કરવાં, પતિ અથવા પત્ની કોણે અને કેવી રીતે પસંદ કરવાં, લગ્નનો હેતુ શો છે, તેમાં કેવા પ્રકારની વિધિ અવસ્ય કરવાની છે, અને તેનું બંધન કોને, કયા કારણોથી, અને કેટલે દરજ્જે બાંધે છે, વગેરે બાબત હું આગળ ઉપર લગ્નનો વિષય લઈ નિબંધ વાંચીશ ત્યારે ત્હમને જણાવીશ. છતાં હાલ એટલું કહેવું જરૂરનું છે કે લગ્ન સમયે પતિ અને પત્નીએ એક બીજાને અગ્નિ દેવની સમક્ષ ગંભીરતાથી અને શુદ્ધ બુદ્ધિથી જે કોલકરાર, જે કબુલાતો આપવાની ફરજીયાત વિધિ હિંદુ ધર્મશાસ્ત્રમાં છે તે ઉપરથી સ્પષ્ટ સિદ્ધ થાય છે કે તે વિધિની આજ્ઞા કરનાર મહાત્માઓના મનમાં એવું તો નહીં જ હોય કે પરસ્પર પ્રતિજ્ઞાઓ આપનાર પતિપત્નીએ તે સમજવાની જરૂર જ નથી. તેથી ઉલટું, તે પ્રતિજ્ઞાઓના અર્થ, તથા તેમાં રહેલી જોખમદારી સારી રીતે સમજવા જેટલી તેમને શક્તિ, એટલે કે તે સમજશક્તિ આવે તેટલી તેમની ઉમ્મર, હોવી જ જોઇએ એમ તેમનું માનવું હોવાનો સંપૂર્ણ સંભવ છે.

પ્રિય બ્હેનો, બાળલગ્નના સંબંધમાં ધર્મશાસ્ત્રપક્ષે આટલું કહી, હવે વ્યવહારમાં તેથી શા શા લાભગેરલાભ થાય છે તે જણાવું છું.

(અપૂર્ણ.)

પાન્થ.

# વાર્તાલહરી.

## પતિપત્ની.

" જતાં'તાં સાંઝે, જ્યાં, વરવહુ અમે ધાન્ય લણતાં,
" ન જાણું જે શાથી, વરવહુ અમે તો લડી પડ્યાં;
" લડ્યાં, રોયાં, પાછાં, વરવહુ અમે આંસુ ચુમતાં,
" હતાં જેવાં તેવાં, વરવહુ અમે તો થઈ રહ્યાં.

અરે કેવી મીઠી,
લડાઇ તો દીઠી;
કરે હૈયાં ખાલી,
અને આંસુ ઢાળી,

" હતું તેથી જ્યાદે પ્રણયિ જનનું ઐક્યજ કરે,
" જ્યહાં આંસુ સાથે અધર રસ પીયૂષજ ઝરે!"

બ. ક. ઠાકોર.

દાક્તર બંસીલાલ, આખા દિવસની સખ્ત મહેનતથી કંટાળેલો, થાક્યોપાક્યો ઘેર આવ્યો. દવાખાનામાં નિત્ય કરતાં દર્દીઓની બીડ વધારે હોવાથી તથા ખાસ સંભાળ અને અસાધારણ ઉપાયો લેવા પડે એવા રોગથી પીડાતાં એક બે માણસો હ્હેની સારવારમાં આજથી જ મૂકાયલાં હોવાથી, હ્હેનું મન અને શરીર બંને તદ્દન થાકી ગયાં હતાં. કડકડતી ટ્હાડ અને હેલીબંધ વરસાદના કાદવ કિચ્ચડમાં થઇને ઘેર જવું અને હ્હેમાં પણ રાતનો વખત એટલે પછી પૂછવું જ શું. ' ઘેર વાળુની તૈયારી કરી રાખી હસતે ચ્હેરે પ્રેમભર્યો આવકાર આપવાને આતુર પોતાની પત્નીની સાથે ભોજન લઈ, શગડીના તાપથી ટ્હાડ ઉરાડી મૂકી, વાર્તાવિનોદ કરતાં આરામ લેવો, '–એવા એવા જે વિચારે હ્હેના પગને અધીરા બનાવી ઘર તરફ ઉતાવળથી પ્રેર્યા હતા, તે સર્વ ઘરમાં પેસતાંની સાથેજ ઉડી ગયા. કારણ હ્હેની સ્ત્રી ચંચળ પણ આજ તેટલી જ થાકી ગયેલી હતી.

તે ધબધબ કરતો મ્હેડીએ ચ્હડ્યો પણ કોઈ જણાયું નહિં. " ચંચળ!" હ્હેણે બુમ પાડી પણ કાંઈ જવાબ મળ્યો નહિં. હ્હેણે ફરીથી ધાંટો કહાડ્યો.

આ વખત પાસેની મ્હેડીમાંથી–કંટાળેલા અવાજથી જવાબ મળ્યો: " જરા ધીમેથી બોલો; છોકરો હમણાં જ ઉંઘ્યો છે."

બંસીલાલ બબડયો: " અરે, છોકરો જાય જહાનમમાં!—અહિં બરોબર દીવોયે નથી; રાતના આઠ નવ વાગ્યા સુધીમાંયે છોકરાને ઊંઘાડી કયમ દેતી નથી?"

" એને દાંત આવે છે ને એની પીડાથી આ જતો આખો દહાડો એણે રો રો જ કર્યું છે: મ્હને ન્હાવાનોયે વખત આજ મળ્યો નથી."

પાછો બાળકના રોવાનો અવાજ સંભળાયો. દાક્તર મનમાં બબડતો ધ્રૂજતો ભીનાં લુગડાં બદલી, દીવો સતેજ કરી હિન્દોલા ઉપર બેશી હીંચકા ખાતાં બબડવા લાગ્યો. " જહાનમમાં ગયું આ ઘર ને ઘરનાં માણસ!—સાળું, આટલુંયે ન સચવાય? અમે આખો દિવસ વૈતરું કરી કરીને મરી ગયા જેવા ઘેર આવીયે ત્યારે સાળું, ત્યાંયે એનું એ! કોઈ જગોએ જંપ જ નહિં; આ તે જિંદગી છે કે જહાનમ!"

ચંચળે માંડમાંડ કરીને છોકરાને સુવાડયો. આખો દહાડો ત્હેનાથી છોકરાને હાથમાંથી મૂકાયો ન્હોતો; એટલે ઘરના કામકાજમાં બીલકૂલ લક્ષ ત્હેનાથી અપાયું ન્હોતું. સ્ત્રીઓ ઘરની વ્યવસ્થા કરવામાં ને સાફસુફ રાખવામાં, પોતાના જાદૂઈ સ્પર્શથી જે સ્વચ્છતા અને સુઘડતા લાવી શકે છે, તે જ ગૃહિણીઓનું કલાવિધાન; અને ઘરની વસ્તુઓ ઉપર ફક્ત નજર નાંખીને, માત્ર સ્થિતિ ફેરવીને, સ્હેજ હાથ લગાડીને જે સુન્દરતા, મનોહરતા, તેઓ ગૃહમન્દિરમાં લાવી શકે છે તે જ પત્નીઓની કળા-કુશળતા: ત્હેમાંનું કાંઈ પણ કરવાને ચંચળ આજ શક્તિવાન થઈ ન્હોતી; એટલે ઘર બધેય ઠેકાણે વેરાન જેવું જ લાગતું હતું. છોકરો માંદો હતો ત્હેની સંભાળમાં ત્હેણે આખો દિવસ ગાળ્યો હતો; ત્હેને સંભાળવા તથા કામકાજમાં મદદ કરવાને રાખેલી સ્ત્રી બે દહાડાથી રજા ઉપર ગઈ હતી, એટલે ઘરમાં તે એકલી જ હતી. અને બાળક બીજા કરતાં પોતાની માતાને વધારે પજવે છે અને ત્હેમને વધારે મહેનત આપે છે; તે ખરેખર જૂલમી રાજા જેવાં જ છે પરન્તુ તેઓ પોતાની સત્તાનો ગમે તેટલો દુરુપયોગ કરે તો પણ ત્હેમની માતાઓ તો ત્હેમની ગુલામ થવામાં જ આનન્દ માનતી દેખાય છે.

અંતે બાળક સૂઈ ગયું. વાળુની વખત થઈ. બીજું કરવાનો વખત ન્હોતો એટલે દાકતર સાહેબની થાળીમાં ખીચડીનું ભોજન આવ્યું. શાકમાં આંગળી બોળતાની સાથે જ તે આઘું ખસેડી દીધું.

" બળી ગયું છે?" પત્નીએ પૂછ્યું.

" હારતો. ઘરના ખૂણાઓમાંયે ગંધ મારતી નથી લાગતી?–જરા સંભાળીને કર્યું હોય તો એમ ન થાય!–આહા અવળા ધક્કા-જરા ઓછા ખાઇએ."

" પણ મ્હેં ત્હમને કહ્યું'તુંસ્તો કે છોકરાએ મ્હને આજ ઉભીને ઉભી રાખી છે; બીજું કાંઈ કરવા દીધું નથી."

"સીતા ક્યાં ગઇ'તી ?"

"ત્હમે જાણો છો'તો કે એની બ્હેન માંદી છે તેથી એ ગઈ છે."

"હા. બરોબર. હું ભૂલી ગયો'તો. આજની ખીચડીયે કેવી થઈ છે ? ફુલડીમાં તો કાંઈ માલ જ નથી ! બીજું કાંઈ કર્યું નથી ? પાપડબાપડે નથી ?"

"ના, ભાઈસાબ; થઈ રહ્યા છે. કહો તો પૂરી કરી આપું. વાર નહિં લાગે."

"ના. ભાઈ, ના. કશુંયે કરવાની જરૂર નથી. લોટ બાંધવો ને પાછી પૂરી વણવી ને તળવી !—એ બધુંયે હવે જ કરવાનું છે ને !–કાંઈ નથી કરવું."

"પણ મ્હને જરાયે વાર નહિં લાગે."–એટલામાં તો બંસીલાલ હાથ ધોઈ પાટલા ઉપરથી ઉઠી ઉભો થયો.

"બ્હાલા, ત્યારે ત્હમને ચ્હા કરી આપું ?–અથવા ક્હોતો દૂધમાં કોફી તૈયાર કરૂં."

"અરે, ભઈ, રૂહેવા દેને ! બળી ગયો ચ્હા ને જહાનમમાં ગઈ ત્હારી કોફી ! જરા દૂધ જ લાવને એટલે પી લઇશું. સ્હવારની વાત સ્હવારે ! જાણતી ન્હોતી કે આખા દિવસનો થાક્યોપાક્યો આવશે ત્હેને કાંઈ ખાવા જેવું તો જોઇશે ને ? મ્હારી બ્હેનને ત્યાં તો પાપડ, વડી, એવું એવું કાંઇનું કાંઈ તો હોય ને હોય જ !–આ તે ઘર છે ?"

આ છેલ્લો ઘા ચંચળથી સહન ન થઈ શક્યો. આખા દિવસની વ્યથાઓની આ પૂર્ણાહૂતિ થતી હોયની એમ જણાયું ! ત્હેની આંખમાંથી આંસુ નીકળી પડયાં. પોતાના પતિના ખભા ઉપર માથું મૂકી ત્યાં જ મનનો ઉભરો ક્હાડવો કે અંદરની મ્હેડીમાં જતાં રૂહેવું તે ત્હેનાથી સમજાયું નહિ. અન્તે પતિને આરામખુરશી ઉપર બેશી વાંચવાનું શરૂ કરતાં જોયો ત્યારે ત્હેણે ધ્રુજતા શરીરે અને ફફડતા મનથી અંદર જઈ ખૂબ ઉભરો ક્હાડયો અને મન ખાલી કર્યું ! ત્હેનાં હુસકાં બ્હાર સંભળાયાં.

"બાયડીઓને તો ધંધો જ એ ! સાજું, રૂહેવાય જ નહિં. ભોગ ત્યારે—!"

પરન્તુ આ શબ્દો બોલતાં બોલતાંમાં ત્હેને પોતાની વર્તણુક વિશે પશ્ચાત્તાપ જેવું થવા લાગ્યું. બાળકની પાછળ આખો દ્હાડો ભોગવવી પડેલી પોતાની પત્નીની હેરાનગતી ત્હેને યાદ આવી. એ સર્વ સહવિચાર ત્હેણે હાથમાં લીધેલા પુસ્તકના વાચનમાં ડુબાવી દેવા પ્રયત્ન કર્યો; પરન્તુ ભોગજોગે 'પતિપત્ની' ને લગતો જ વિષય ત્હેમાં હતો.

**"ત્હમારી પત્નીને પ્રસન્ન રાખો. ત્હેના અગાધ પ્રેમનો ત્હેને કાંઈક તો બદલો આપો ?-ત્હેને પ્રેમભર્યું ઉત્તેજન આપો; એકાદ આનન્દભર્યું સ્મિત હાસ્ય આપો: ભાઇ! એથી ત્હમને કે એને કાંઈ નુકશાન થવાનું નથી. ત્હેને પ્રસંશા આપીને ત્હેના મનને હર્ષમાં રાખો."**

તે બબડયો: "'પત્નીને ખુશીમાં રાખો અને ત્હેનાં વખાણ કરો'-એ લખવું સ્હેલું છે પણ આ લખનારને મ્હારા જેવી મળી હોત તો ખબર પડત. શેને માટે વખાણ કરવાં, ભાઈ?-વાળુ બગાડયું ત્હેને માટે?" ત્હેણે વાંચવાનું આગળ શરૂ કર્યું.

"ત્હમારી પત્ની ત્હમારું ઘર રૂહેવા લાયક રાખે છે, ત્હમારી વસ્તુઓ-ત્હમારાં કપડાં સાફસૂફ રાખે છે, ત્હમને દરરોજ વખતસર પૌષ્ટિક ખોરાક તૈયાર કરી આપે છે. ત્હેના ઘણાખરા જીંદગીના વિચાર ત્હમારે માટે જ છે; બાળકોની ગુલામગીરી એ કરે છે; અને ત્હમારી ઇચ્છાઓ પાર પાડવાને તે આતુર રૂહે છે.-પછી કદિ ત્હેની ભૂલ થઈ તો શું થઈ ગયું? ત્હમારી ભૂલો થતી નથી?-ગૃહજીવનમાં સુખશાન્તિ અનુભવવાનો એક જ રસ્તો છે: ત્હમારી પત્નીને પ્રસન્ન રાખો. **यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः।** મનુ ભગવાન પણ એવું કહી ગયા છે. માટે ભાઈ! ત્હેનાથી જેટલું બને તેટલા માટે ત્હેનો આભાર માનવો ઘટે છે; ત્હેનાથી જેટલું બની ન શકે તેટલાં માટે ત્હેના ઉપર દયા રાખવી જરૂરની છે. અરે, ઉપકાર માનવો તો ઘેર ગયો; પણ એની સઘળી મ્હેનતનો બદલો ત્હેની સાથે હસતે મ્હોંયે વાતચીત કરીને, ત્હેની નિર્દોષ પ્રસંશા કરીને, ત્હેની સાથે પ્રેમભર્યું વર્તન રાખીને આપવામાં પણ ત્હમને ભાર પડશે? એ તો બદલાની આશા રાખતી જ નથી; પણ આખરે એ મનુષ્ય જ છે, એટલું યાદ રાખજો: એનું હૃદય ત્હમારા કરતાં વધારે કોમળ, વધારે પ્રેમાળ છે. આખી દુનીયાંની પ્રસંશા કરતાં ત્હમારા એક પ્રેમહાસ્યની તે વધારે તરશી છે. એટલું યાદ રાખજો કે ત્હમારા ઘરને **સ્વર્ગ** બનાવવું કે નરક એ ત્હમારા જ હાથમાં છે."

બંસીલાલના કેળવાયલા મન ઉપર આ શબ્દોની ઘણી જ સજ્જડ અસર થઈ; ત્હેણે વિચારમાં ને વિચારમાં તે ચોપડી નીચે મૂકી. એવામાં તે જ દિવસે આવેલા સ્ત્રીઓ માટે જ ખાસ પ્રકટ કરવામાં આવતા 'સુન્દરીસુબોધ' માસિક તરફ ત્હેની દૃષ્ટિ ગઈ. તે ત્હેણે હાથમાં લઈ ઉઘાડયું તો એનો એ વિષય ત્હેમાં ચર્ચાયલો અને તે પણ વળી એક સ્ત્રી લેખકનો લખેલો ત્હેની નજરે પડયો. ત્હેમાંથી **"સંસારમાં પુરુષ અને સ્ત્રી ઉભયના સુખનો આધાર અન્યોન્ય ઉપર છે.** * * * લગ્ન વખતે લીધેલી પ્રતિજ્ઞાઓથી પોતાની પત્નીને પોતાનાથી બની શકે ત્યાં સુધી સર્વે પ્રકારે સંતુષ્ટ અને સુખી કરવાને દરેક પુરુષ બંધાયલો છે. પત્ની ઉપર પ્રીતિ રાખવી, ત્હેનું સર્વદા સંરક્ષણ કરવું, ત્હેને સુશિક્ષિત બનાવવી, ત્હેનામાં સારા ગુણોનાં બીજ રોપવાં, એ સર્વ પતિના ધર્મ છે. જે પુરુષો હમેશાં પોતાનું જ સુખ ઇચ્છે છે અને પોતાની પત્નીના સુખનો વિચાર કરતા નથી તે પુરુષ કેવળ નીચ અને સ્વાર્થી છે. આવા પુરુષો આખરે તો દુઃખી જ થાય છે; અને

પરિણામ એ થાય છે કે પુરુષ અને સ્ત્રી બન્ને દુઃખ ભોગવે છે. * * *. પોતાના સુખને માટે જેટલી કાળજી અને સંભાળ પુરુષ લે છે, તેટલી જ કાળજી અને સંભાળ પોતાની પત્નીના સુખના સંબંધમાં લેવાનો હેમનો ધર્મ છે. * * *. જે ઘરમાં સ્ત્રી દુઃખી થાય છે, તે ઘરનું સઘળું પુણ્ય પરવારે છે. * * * '**પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી.**' માટે દરેક સુજ્ઞ પુરુષે પોતાની પત્નીને સર્વ પ્રકારે આનન્દમાં રાખવી અને હેને સન્માન આપવું." *

—એ વાક્યોએ હેના હૃદય ઉપર થયેલી અસર દૃઢ કરી. આ પ્રમાણે જો થોડી-વાર તે એકલો રહ્યો હોત તો નિઃસંશય તે પોતાની શોકાર્ત્ત થયેલી પત્ની પાસે જઇ હેનું સાન્ત્વન કર્યા વિના રહેત નહિં. પણ એટલામાં "દાક્તર સાહેબ, ઘેર છો કે?"—બૂમ પડી; અને શહેરના દૂરના ખૂણામાં રહેતું એક માણસ માંદુ હોવાથી હેને જોવાને તે ગયો.

મકાન ન્હાનું, સાંકડું, અંધારિયા જેવું હતું; તે અંદર પેઠો. ખાટલામાં એક ઘણો જ માંદો થઇ ગયેલો યુવાન દર્દી સૂતેલો હતો; પાસે એક તરુણ સ્ત્રી આંખોમાં ઉભરાતાં આંસુ લ્હોતી બેઠી હતી. દાક્તરને જોઇ તે નીચે બેઠી ને ધીમેથી બોલી: "દાક્તર સા-હેબ, એ બહુ માંદા થઇ ગયા છે. હું હમને બોલાવવાનું એમને નિત કહે કહે કરતી'તી ત્યારે આજ એમણે ગિરધરલાલને મોકલ્યા; એ અમારા પડોશી છે.—દાક્તર સાહેબ, આવ્યા છે." હેણે પોતાના પતિની પાસે જઇ કહ્યું.

"આવો, પધારો સાહેબ," તે દર્દીએ બેઠા થવાનો પ્રયત્ન કરતાં તથા દાક્તરને બેસવાની કાંઇ ચીજ માટે ચોતરફ નજર ફેરવતાં કહ્યું: "પધારો સાહેબ."

"હેં દાક્તર સાહેબ, એમને શું થયું છે?" તે બાલપત્નીએ વચમાં ડાકિયું કરી પૂછ્યું: "દાક્તર સાહેબ, એમને નહિં મટે?" બોલતા બોલતામાં એની આંખોમાંથી આંસુ ઢળવા લાગ્યાં. "હેં નહિં મટે?"

"નહિં શા માટે મટે? બ્ હેન, હમે બીલકુલ ફિકર ના કરો" દાક્તરે હેને શાન્ત કરવા પ્રયત્ન કરતાં તે દર્દીના ખાટલા ઉપર બેસી કહ્યું; અને દર્દીની નાડ હાથમાં લીધી. હેમની એની આંખો મળી. "કોણ, ભાઇ રમણલાલ?"

"હાજી, જુવોને એનો એ જ રમણ. આપને સ્કૂલના દિવસો તો કદિ કદિ યાદ આવતા જ હશે."

"કેમ, યાર, ના આવે? ત્યાં આપણે કેવી ગમ્મત ઉડાવતા?—પણ હમારી આવી હાલત થઇ ગઇ ત્યાં સુધી મ્હને બોલાવ્યો કે ખબર કેમ ના કરી? હમે બહુ જ નબળા થઇ ગયા છો."

---

* સુન્દરીસુબોધ: પુ૦ ૧—અંક ૧૨: "પત્નીપ્રતિ પતિનો ધર્મ."

"હા. ભાઇ; પણ બંસીલાલ, મ્હારી સ્થિતિ હાલમાં ખીલકૂલ સારી નથી; અને જેમ જેમ દિવસ જાય છે તેમ તેમ તે બગડતી જ જાય છે. હું કોલેજ છોડ્યા પછી મિલમાં રહ્યો પણ કેટલીક ઘરસંસારિક અડચણોને લીધે એ નોકરી છોડી દેવી પડી. હાલમાં થોડા દિવસથી પ્રાછો રહ્યો છું ત્યારે પાછી મ્હારી તબિયત બગડી. મ્હને ખબર નહિં કે ત્હમે અહિંની ઇસ્પીતાલમાં જ રહ્યા હશો."

"એમ કે? સારૂં થયું ત્યારે કે મ્હને ખબર પડી–કહો હવે ત્હમને થાય છે શું?"

"મ્હને ખીલકૂલ અન્ન પચતું નથી અને જીવને ચેન નથી; અને તાવ દરરોજ વધતો જ જાય છે."

દાક્તરે દીવો પાસે મંગાવ્યો; રમણલાલની સ્ત્રી એક ઝાંખો દીવો જે ઓરડામાં બળતો હતો તે લાવવા જાય છે એવામાં વાટ કોડિયામાં જતી રહી અને દીવો ગુલ થઈ ગયો.

"કાંઇ ફિકર નહિં." રમણલાલ ધીમેથી બોલી ઉઠયો: "જુવો પેલા બારણા પાછળના તાકામાં દીવાશળીની પેટી છે; ધીમે રહીને જજો હેં, વાગે નહિં."

માંડ માંડ કરતાં દીવો થયો પણ દીવી લઇ આવીને તે ઉપર મૂકવા જાય છે એટલામાં પાછી વાટ દિવેલમાં પડી ગઇ. કોડિયું જ્યાંનું ત્યાં મૂકીને દીવાસળીની પેટી લેવા ગઇ એટલામાં પાણીનો લોટો ત્હેના પગે અથડાયો અને ઓરડામાં બધે પાણી પાણી થઇ રહ્યું. "શું થયું, વાગ્યું ?" રમણલાલે પૂછ્યું. "પાણી ઢોળાયું તો છો ઢોળાયું; પણ જરા દીવો પ્હેલો કરો. વાગ્યું તો નથી ને ?"

"ના. ના. વાગ્યું તો નથી" તે પત્નીએ જવાબ આપ્યો, અને દીવાસળી લઇને પાછી આવી ત્યારે દીવેલનું કોડિયું શેતરંજી ઉપર ઉંધું વળ્યું ! માંડમાંડ કરતાં દીવો થયો; અને પથારી પાસે આવીને શિયાળિયા જેવી, બંનેની વચમાં માથું રાખી ઉભી.

દાક્તરે રમણલાલની આંખો, જીભ અને ચ્હેરો તપાસ્યો. "રમણલાલ, ત્હમારાથી કાંઈ ખવાય છે ?—ત્હમને નબળાઈજ ફક્ત વધારે લાગે છે ને ત્હેને લીધે આ તાવ છે."

"દાક્તર સાહેબ, આજ તો સ્હવારનું એમણે કશુંયે ખાધું નથી.—ચ્હા પીશો જરા ?" ત્હેણે પતિ તરફ ફરીને પૂછ્યું.

"હા. હા. બ્હેન, લાવો જરા; આપણે ગમે તેમ કરીને બે ચમચા પણ પાઇશું." દાક્તરે કહ્યું. તે ચ્હા બનાવી લાવવા ગઇ.

"રમણભાઈ, ત્હમારે સારો ખોરાક અને સારી સંભાળ એટલાનીજ ખાસ જરૂર

છે, સમજ્યા ? ઋતુનો તાવ છે તે તો ધીમે ધીમે જશે પણ ત્હમારી તબિયત ત્હમારે ખાસ સંભાળવાની છે. ”

“ હું સઘળું સમજું છું, બંસીભાઈ, પણ શું કરૂં ? મ્હારી સ્ત્રી પૈસાદારનાં કુટુંબમાં જન્મેલી હોવાથી તે કશું કામ શીખી નથી અને એનાં પિયરિયાંની હાલત પણ હાલ તંગીમાં આવવાથી તેઓ અમને કાંઈ મદદ કરી શકતાં નથી. હું જાણું છું કે પૌષ્ટિક, સારો ખોરાકજ મ્હારે માટે બસ છે પણ મ્હારી સ્ત્રીને મ્હારી માવજત કરતાં તો નથી આવડતી એટલુંજ નહિ પરન્તુ રાંધવામાંયે કાચુંપાકું કરી મૂકે છે !—પણ તે ગમે ત્હેવી ત્હોયે મ્હારી પત્ની છે; મ્હેં એને સંભાળવા, એને ખુશીમાં, શાન્તિમાં રાખવાની પ્રતિજ્ઞા લીધી છે, તે બને ત્યાં સુધી હું કેમ વીસરૂં ? ને ખરૂં જોતાં એનો કાંઈ એમાં દોષ નથી. હું મીલમાં નવો દાખલ થયો ત્યારે મ્હને કશુંયે ન્હોતું આવડતું, છતાં બંધા મને નિભાવી લેતા'તા. તો એવા બિન કેળવાયેલા માણસોથીયે આપણે જઇએ ?—હું એટલું તો જાણુંજ છું કે એ મ્હને પોતાના ખરા જિગરથી ચ્હાય છે; મ્હારે માટે કામ કરવાને પ્રયત્ન કરે છે, પણ કમઆવડતને લીધે ત્હેનાથી ન બની શકે ત્હેમાં એનો શો વાંક ? જો જો, એ મ્હા બનાવવા ગઈ છે પણ બીલકુલ બગાડી નાંખશે. હું સાજો હોઉં ત્યારે તો પાસે રાખીને બધું એને શીખવું છું; પણ હાલ તેમ નથી બની શકતું. ”

એવામાં ત્હેની સ્ત્રી મ્હા તૈયાર કરીને લાવી. દાકતરે એક ચમચો ભરીને ત્હેમાંથી પી જોયો; ત્હેનું મ્હોં કટાણું થયું. જાણે રાંધણિયાની સઘળી ધૂણી ત્હેમાંજ ભરાઈ ગઈ હોયની, ત્હેવો વાસ મારતો હતો. દૂધ ને પાણી જરાયે ભળ્યાં ન્હોતાં; અને નરદમ ખારૂં પાણીજ બની રહ્યું હતું.

રમણલાલે હાથમાં લઇ ધીમે ધીમે પાંચ સાત ચમચા પીધા; અને બાકીનો પ્યાલામાં રહેવા દઈ, પત્નીને પાછો આપ્યો.

“ હેં મ્હા બગડયો છે ?—સારો નથી થયો ?—કેમ ન પીધો ? ” ત્હેણે પૂછ્યું. “ ના ના. મ્હા તો ઠીક—સારો થયો છે; પણ ત્હમે જાણો છોજને, મ્હને હમણાંનું કશુંયે કયાં ભાવે છે ? ” રમણલાલે જવાબ દીધો.

તે પત્ની આંખોમાં આંસુ લાવતી, ગળગળી બની ત્હેની સામેજ જોતી જોતી, પ્યાલો પાછો મૂકવા ગઈ.

“ રમણભાઈ, ત્હમારા જેવી શાન્ત પ્રકૃતિનો માણસ મ્હેં હજી સુધી કદિ જોયો નથી. ધન્ય છે ત્હમને કે મંદવાડમાં પણ ત્હમે ત્હમારી ભલાઈ નથી મૂકતા—પણ ભાઈ, ત્હમે દૂધ પીવાનું હવે રાખો અને ત્હમારૂં કોઇ સગું હોય તો ત્હેને બોલાવો; નહિં તો બિનકાળજી અને ખરાબ ખોરાકથી ત્હમારું શરીર લાશ જશે. ”

“ હા હા. બંસીભાઈ, ત્હમારું કહેવું હું ખરૂં માનું છું. આમાં મ્હારી સ્ત્રીનો કશો વાંક નથી. એ બિચારીને આવડે છે એવું કરી લાવે છે.—પણ ત્હમારા કહ્યા પ્હેલાંયે મ્હેં

એ વિચાર તો કર્યોજ હતો. હું મ્હારી એક માશી છે ત્હેને બોલાવવાનો વિચાર કરૂં છું."

" હવે વિચાર કરવાની કાંઈ જરૂર નથી. એમને બોલાવો જ. લ્યો ત્યારે, સાહેબજી, હું અત્યારે રજા લઉં છું. ફીની કાંઈ જરૂર નથી—ત્હમારી પાસેથી તે ફી હોય !—હું રસ્તામાંથી મ્હારી દૂધ વાળીની સાથે દૂધ મોકલું છું તે અત્યારે પી લેજો; ને બને તો શાન્તિથી સૂઇ રહેજો. સ્હવારે હું તાવની દવા અને શકિતની દવા લેતો આવીશ. સાહેબજી ? " દાકતર ઘર તરફ વળ્યો.

ઘરમાં ગયો તો બાળકના ઘોડિયાને અઢેલીને ચંચળ ઉંઘી ગઇ હતી. ચોતરફ સઘળું સાફસૂફ અને વ્યવસ્થિત જણાતું હતું. ત્હેના મ્હોં ઉપર નીચા વળીને બંસીલાલે એક મધુરું, પ્રેમભર્યું ચુંબન લીધું. તે જાગી ઉઠી.

" ઓહો ! એટલીવારમાં આવી પ્હોચ્યા ? " ત્હેણે હસતે મ્હોંએ કહ્યું. "ચાલો કપડાં ફ્હાડો. મ્હેં પૂરીયો ને દૂધ તૈયાર કરી રાખ્યાં છે ને પાપડ પણ ત્હમારાં બ્હેનને ત્યાંથી લઈ આવી છું. "

" જહાનમમાં ગયા પાપડ ! " બંસીલાલ હસતે હસતે પણ જરા શરમાતે મ્હોંયે બોલી ઉઠયો : " વ્હાલી, હું આજ ગુસ્સે થયો તેથી બહુજ દિલગીર છું. મ્હારા સમ, જો તું જરાયે ગુસ્સો ત્હારા મનમાં રાખે તો. "

તે પત્નીના અન્તઃકરણની ઊંડામાં ઊંડી ગુહાઓમાં પણ પ્રસન્નતાનો પ્રકાશ પ્હોંચી ગયો.

" એવું બોલો છો, વ્હાલા ? ત્હમારાથી એવું ક્હેવાય ?—મ્હારો વાંક થયો કે ત્હમે થાકયાહાર્યા આવ્યા ને મ્હેં કાંઈ ખાવા લાયક ત્હમારે માટે ન કરી રાખ્યું. પણ હું શું કરું ?—છોકરાએ આજનો આખો દ્હાડો પજવી નાંખી છે.—પણ, અરે, હવે અમને માફ કરો. "

પતિએ પત્નીને છાતી સરસી દાબી, ત્હેના સુન્દર કપાળ ઉપર એક સુરમ્ય ચુંબન વિલસાવ્યું. એજ ત્હેનો ઉત્તર હતો; અને કોઈ પણ પતિપત્નીના યુગલને, કોઇ પણ દંપતીને અરસપરસના આવા રસપૂર્ણ પ્રેમમય ઉલ્લાસની લહરો વિના બીજું શું જોઇએ ?

—ફેકીર.

# રમણિમણિમાળા.

## પ્રાચીન ભારતનાં સ્ત્રીરત્નો.

### ૧.

કાળના અનન્ત પ્રવાહમાં જરાવાર નજર ફેંકી ભૂતકાળ તરફ દૃષ્ટિ કરીએ તો આપણને જણાશે કે તે સમયમાં આ ભારત ભૂમિ અનેક સાધ્વી સતીઓથી વિભૂષિત હતી. હેમણે સ્ત્રી જાતિના સ્ત્રીત્વની પતાકાને સૌથી વિશિષ્ટ દરજ્જે લઈ જઈ ચારે દિશામાં ફરકાવી હતી. અને તે દેવીઓએ પોતાનાં સત્કાર્ય રૂપી પગલાં આ અનન્ત કાળ રૂપી નદીની રેતી ઉપર પાડયાં હતાં. સમય પોતાનો ધર્મ બજાવતો જ રહ્યો છે. આધુનિક જનમંડળમાં તે સતીઓ માત્ર નામથીજ પરિચિત છે. હેમનાં ઘણાં ખરાં કાર્યો નષ્ટ થયાં છે અને જે થોડાં રહ્યાં છે તે માત્ર જેવી રીતે ખંડેર હાલના સમયમાં તેમની ભૂતકાળની ભવ્યતાનો કાંઈક ચિતાર આપે છે તેવીજ રીતે તે આપણી સમક્ષ ખડાં થાય છે.

ચાર હજાર વર્ષ ઉપર જે સમયે યુરોપ, એશિઆ, અમેરિકા વિગેરે કોઇના જાણ્યામાં પણ હતાં નહીં, જે કાળમાં મનુષ્યનું નિવાસસ્થાન પશુની માફક અરણ્યજ હતું, જે વખતે આચારશિષ્ટતા, કેળવણી અને ધર્મનું દુનિઆમાં સ્વપ્ન પણ ન હતું તે સમયની અંદર પંચ નદીઓ વચ્ચેનો પ્રદેશ જેને હાલ પંજાબ કહેવામાં આવે છે ત્યાં એક પ્રજાનો નિવાસ હતો. આ પ્રજા બીજી બધી પ્રજાઓમાં આચારશિષ્ટતા તથા કેળવણીની બાબતમાં સર્વથી શ્રેષ્ઠ પદ ભોગવતી હતી. જે સમયની અંદર વસ્તુતઃ દુનિઆં શું છે હેનો પણ મનુષ્યને ખ્યાલ ન હતો, જે કાળમાં મનુષ્ય સૃષ્ટિનાં ચિત્રવિચિત્ર ચિત્રો જોઇ આશ્ચર્યતામાં નિમગ્ન થતાં તથા હેની ઉગ્રતા જોઇ ભય પામતાં, તે સમયની અંદર પરમ કૃપાળુ પ્રભૂએ આ મનુષ્યો જે પંચ નદીઓ વચ્ચેના પ્રદેશોમાં રહેતાં હતાં તે—સ્ત્રી અને પુરૂષનાં મૂખવડે પોતાનું સ્વરૂપ ઝાહેર કર્યું.

આ પ્રજા બીજી બધી પ્રજાઓ કરતાં ઘણી ચઢીઆતી હતી અને તે મહાન કૃપાળુ જગદ્નીયંતાની અપરિમિત મહત્તા, દયા અને તેની અકળ સત્તાના યશોગાન ગાતી હતી. હેમનાં ગાનનો અર્થ એ હતો કે " તે દયાળુ ચિદાત્મા—જેની સત્તા, મહાન્ તથા સદા બરફથી આચ્છાદિત રહેતા ગિરિરાજો પ્રજા સમક્ષ પોકારે છે તથા ઉદાર મહાસાગરો અને સુંદર નદીયો સદોદિત ગાય છે—હેના સિવાય બીજા કોની ભકિત કરીએ. "

વળી,

" તે પરમાત્મા જો કે તે જુદા જુદા નામોથી પરિચિત છે તથાપિ એક છે; એટલુંજ નહીં પણ તે એવો છે કે વાયુ સિવાય તે જીવી શકે છે તથા સ્વાશ્રયી છે. "

આ ગીતને તેઓ વેદ જે સર્વ ધર્મનો પિતા છે-તે કહેતા હતા. આ વેદ રૂપી તેજે સર્વથી પ્રથમ આ પૃથ્વીને પ્રકાશિત કરી. તેણેજ જનમંડળની અંદર ઇશ્વરનાં અસ્તિત્વ વિષેનાં બીજ રોપ્યાં. આમાંનાં કેટલાંક યશોગાન સ્ત્રીરત્નોથી લખાયલાં છે; અને તેથી તેઓને જનમંડળના દેવદૂતો કહીએ તો યત્કિંચિત પણ દોષને પ્રાપ્ત થઇશું નહીં.

આ સતીઓની અંદર વીસ્વાંવર પ્રથમ પદે છે. ત્હેણે ઋગ્વેદના પાંચમા પ્રકરણનું બીજું ગીત લખેલું છે. આ ગીતમાં અઠ્ઠાવીસ સુંદર શ્લોક છે.

અમ્ભ્રિણુ ઋષિની પુત્રી બકે ઋગ્વેદના દસમા પ્રકરણનું એકસો પચીસમું ગીત રચેલું છે. આ ગીતમાં ઇશ્વર વિષેનો ઉચ્ચાશય દૃષ્ટિગોચર થાય છે. આ ગીતના મહાન્ ભાષ્યકારોએ કહ્યું છે કે આ ગીત વેદના તત્વજ્ઞાનનું મૂળ છે. આ સતિએ પોતાનું જીવન વાનપ્રસ્થાશ્રમમાં ધ્યાન અને ભક્તિમાં નિર્ગમન કર્યું છે.

ત્રીજી લોપામુદ્રા છે. ત્હેણે ઋગ્વેદનું અગણ્યાએંશીમું ગીત રચેલું છે. આ ગીતના બે અતિ ઉત્તમ શ્લોક છે. લોપામુદ્રા વિદર્ભરાજા દ્રિદ્રપની કન્યા હતી. ત્હેનું લગ્ન મહર્ષિ અગસ્ત્ય સાથે થયું હતું. જો કે ત્હેનો જન્મ રાજકુળમાં થયો હતો અને ઘણાજ વૈભવમાં ઉછરી હતી તોપણ ત્હેણે ત્હેના સ્વામી સાથે એક તાપસીને યોગ્ય જીવન ગાળ્યું હતું તથા ત્હેને છાયા માફક અનુસરતી હતી.

આ શિવાય બીજી ઘણી સાધ્વીઓ છે પણ તે બધીનું વર્ણન કરવાની અહીંઆં આવશ્યકતા નથી. આ સ્ત્રીઓ પોતાની પાછળ સ્ત્રીત્વનાં ભિન્ન ભિન્ન લક્ષણનાં—માતા, પુત્રી, ભગિની, ગૃહિણીનાં ઉદાર ઉદાહરણો મૂકી ગઈ છે. ત્હેમનાં જીવન વૃત્તાન્તો પ્રાચિન કાળના ઋષિઓ ગાતા હતા તથા પશ્ચાત્ સમયની સ્ત્રીઓ અનુકરણ કરતી હતી. તેમના શબ્દો અદ્યાપિ પણ દરેક પ્રજાના સાહિત્યમાં ગુંજાર કરાવી રહ્યા છે.

૨.

પંચ નદીઓના પ્રદેશની પ્રજાએ ધીરે ધીરે આચાર શિષ્ટતાની પરિસીમાએ પ્હોંચી મહાન્ અને વિભૂતિમાન વિજ્ઞાનનાં દર્શનો રચ્યાં. હિતકર નિયમો યોજવામાં આવ્યા, ધર્મ-જેનો બોધ વિશિષ્ટ હતો અને જેનું મનન પ્રૌઢ હતું—ત્હેનો ઉપદેશ થવા લાગ્યો.

પ્રાચિનકાળમાં તેઓમાં ત્હેમની સતિઓ માટે અભિમાન હતું. યાજ્ઞવલક્ય મહર્ષિની સ્ત્રી મૈત્રી વિલક્ષણ બુદ્ધિ તથા જ્ઞાનવાળી હતી. યાજ્ઞવલક્યને બીજી પણ એક વધૂ હતી અને તેનું નામ કાત્યાયિની હતું. કાત્યાયિની ગૃહવ્યવસ્થા ઉપર દેખરેખ રાખતી અને મૈત્રી ત્હેને ભગિનિ સમાન ચ્હાતી હતી.

એક સમયે મહર્ષિ યાજ્ઞવલક્યને પોતાનું આયુષ્ય અરણ્યમાં નિર્ગમન કરવાની ઇચ્છા થવાથી ત્હેમણે પોતાની બે સ્ત્રીઓને પોતાની મીલ્કત વ્હેંચી લેવા સૂચવ્યું. મૈત્રી-

એ કહ્યું હે સ્વામિન્ ! શું આ લક્ષ્મી ઇશ્વરતાને પ્રાપ્ત કરાવશે ? ઋષિશ્રીએ કહ્યું ના. ત્યારે ત્હેણે કહ્યું હે નાથ ! જે લક્ષ્મી આપ અમને આપવા માંગો છો ત્હેને અમે શું કરીએ. અને પછી ત્હેણે તે મહર્ષિ સાથે તર્કના કેટલાક અસિદ્ધ વિષયોનું તથા સૃષ્ટિનાં કેટલાંક ગૂઢ તત્વોનું નિરૂપણ કર્યું. ત્હેનો ત્હેના સ્વામિ સાથેનો વિવાદ અદ્યાપિપર્યંત શિષ્ટ પ્રજાઓના પંડિતોમાં વંચાય છે.

આ આર્યાવર્તની અંદર મૈત્રી કરતાં પણ ઉચ્ચજ્ઞાન ધરાવનારી એક સતિ થઈ ગઈ છે. જો કે યાજ્ઞવલક્ય પોતાના અપૂર્વ જ્ઞાન અને અતુલ્ય તપના પ્રભાવે સર્વ ઋષિઓમાં સર્વોપરિ સત્તા ભોગવતો હતો તોપણ ત્હેમને પોતાનું મસ્તક એક સ્ત્રીને નમાવવું પડયું હતું. આ સ્ત્રી કોણ હતી તે જાણવાની સર્વ કોઇને જીજ્ઞાસા થયા વિના રહેશે નહીં. તે કોઇ નહીં પણ આ ભારતભૂમિના ભૂષણ રૂપ ગાર્ગી હતી. ઘણી દિલગીરીની વાત છે કે તે મહાન સતિ ઋષિની પુત્રી હતી તે શિવાય ત્હેના સંબંધમાં આપણે કેવળ અજ્ઞાત છીએ.

ત્હેણે તત્વજ્ઞાન ઉપર એક પુસ્તક રચેલું છે. મહર્ષિ જનકરાજાના દરબારમાં યાજ્ઞવલક્ય ઋષિની તે મહાન વિરોધીની હતી.

મિથિલાનરેશ મહર્ષિ જનક એક મહા યોદ્ધો અને રાજદ્વારી પુરૂષ હતો એટલુંજ નહિ પણ વિજ્ઞાન અને અધ્યાત્મજ્ઞાનમાં વિદ્વાન હતો. ઘણા ઋષિ આ મહાન પુરૂષ પાસે, જે ઘણા વિષયોને બ્રહ્મર્ષિ શીખવવાને અશક્ત હતા તે શીખવાને આવતા.

એક સમયે ત્હેમણે એક યજ્ઞ આરંભ્યો અને સર્વ ઋષિઓને તે કાર્યમાં ભાગ લેવાને આમંત્રણ કર્યું. જેને શીંગડે દસ સુવર્ણ મ્હોર લટકાવેલી છે એવી દસ હજાર ગાયો ત્હેમણે યજ્ઞ ગૃહના દ્વાર સમીપે આણી. અને બ્રાહ્મણોને વિનવ્યું કે જે ઇશ્વરનો સર્વથી શ્રેષ્ઠ ભકત હોય ત્હેને તે લઈ જવાની છૂટ છે. સર્વ કોઈ શાન્ત બેશી રહ્યા. એકલા યાજ્ઞવલક્યે પોતાના એક શિષ્યને તે ગાયો લઈ જવા કહ્યું. સર્વ બ્રાહ્મણો ક્રોધાયમાન થયા અને યાજ્ઞવલક્યના આવા અવિનિત આચારથી ક્ષોભ પામ્યા પણ તે વિષે તેને એક શબ્દ પણ ક્હેવાનું કોઇનામાં સામર્થ્ય નહતું. અંતે સભાના ખૂણામાંથી એક સ્ત્રી ઉભી થઇ. વાચક, ત્હમને સહજ સ્મરણમાં આવશે કે તે બીજી કોઇ નહીં પણ ગાર્ગી હતી. ત્હેણે પ્રથમ યાજ્ઞ વલકયને પ્રશ્ન કર્યો કે આપ સર્વથી શ્રેષ્ઠ ઇશ્વર ભકત છો ? ત્યાર પછી ત્હેણે ત્હેમને અનેક પ્રશ્ન પૂછ્યા અને બન્ને વચ્ચે ઘણોજ વિવાદ થયો. આ સુંદર વિવાદ અદ્યાપિ પર્યંત આપણી પાસે મોજુદ છે. આ શિવાગાર્ગી વિષે બીજું કશું વૃત્તાન્ત આપણી પાસે નથી.

# જ્ઞાનસુગંધ.

મીસીસ કાશીબાઈ દેવધરનું ભાષણ—મદ્રાસની હિંદુ એસોસિએશન તરફથી મીસીસ કાશીબાઇએ, પ્રો. કર્વેના વિધવાશ્રમ માટે મદદ માગતાં, નીચે પ્રમાણે એ શ્હેરમાં ભાષણ આપ્યું હતું: સ્ત્રીઓની સ્થિતિ સુધારવા માટે જે હાનિકારક અડચણો દૂર કરી સુધારાની જરૂર છે તેના તરફ સર્વેએ ધ્યાન ખેંચવું જોઇએ. વેદના વખતમાં સ્ત્રીઓ ઘણી મ્હોટી પદવી ભોગવતી હતી. લગ્ન ફરજીયાત ન્હોતું. વખત જતાં તેમની સ્થિતિ બગડવા માંડી. મુસલમાનોના આવવા પછી તે વખતના સંજોગોને લીધે તેમની માનસિક શક્તિ અને બુદ્ધિપ્રભાવ ઓછાં થયાં. તેઓ મહત્વના વિષયોમાં ભાગ લેતાં બંધ થયાં અને અજ્ઞાનમાં ડૂબ્યાં. આ સ્થિતિ માટે પુરૂષો તેમ જ સ્ત્રીઓ બન્ને જવાબદાર તથા દોષપાત્ર છે. યુરોપની સ્ત્રીઓની હિંમત કેવી વખાણવા લાયક છે? પુરાણોમાંની સ્ત્રીઓની હકીકત વાંચી ત્હમે ગમે તેટલા ખુશી થાઓ, પણ જનસમૂહની ઉન્નતિના કાર્યમાં હિંમત બતાવવાને સ્વાર્પણ કરે એવી કોઈ પણ સ્ત્રી હાલમાં ત્હમે જોશો નહીં. આમાં પ્રથમ અડચણ અજ્ઞાન છે. હાલમાં ઘણા પુરૂષોએ સ્ત્રીની ઉન્નતિનું કામ ઉપાડી લીધું છે એ ઘણી આનંદની વાત છે, છતાં તે પ્રવૃત્તિ હજી સર્વમાન્ય થઈ નથી. હજી પણ સ્ત્રીઓના મનમાં અજ્ઞાનનો વાસ દૃઢ છે. પરંતુ ગૃહવ્યવસ્થામાં પણ કેળવણી તેમને ઓછી ઉપયોગની નથી. સૌથી ઉત્તમ લાભ એ થશે કે અંદર અંદરની અદેખાઈ, નિંદા, તિરસ્કાર બંધ થશે. બાળકોને ઉછેરવામાં પણ કેળવણી ઘણી લાભકારક થઈ પડે છે. આખા દેશની ઉન્નતિ માટે સ્ત્રીઓની ઉન્નતિની પ્રથમ જરૂર છે. સત્યવાન, હિંમતવાન અને દેશભક્ત પુત્રો માતાઓના તેવા ગુણોથી જ ઉત્પન્ન થઈ શકે છે. બીજી અડચણ બાળલગ્ન છે. પુત્ર લગ્નની ઉમ્મર ૨૦ થી ઓછી હોવી જોઇએ નહીં. સૂત્રોમાં એવી છૂટ છે કે કન્યાઓનાં લગ્ન, પુખ્ત ઉમ્મર પછી પણ, થઈ શકે અને કન્યા પોતે પોતાના પતિને પસંદ કરે. ત્રીજી ખામી બાળવિધવા રૂપે છે. બાળવિધવાની સ્થિતિ ઘણી દયાજનક છે. આ બાબત ભાષણ કરનારે ઘણા વિસ્તારથી કહી હતી, અને અંતમાં પુનાવાળા પ્રો. કર્વેના વિધવાશ્રમનો ઇતિહાસ, તેની પ્રવૃત્તિ, તેણે કરેલાં લાભકારક કામ, ઈ. બતાવી, તેને માટે આશ્રયની માગણી કરી હતી—ઇન્ડિયન સોશીયલ રીફોર્મર.

પવન રૂપી કાર્યને માટે ફળ કે હાથાએ, એકે, મારાથી જ કપાય છે એવું અભિમાન કરવાનું નથી. બેઉની યોગ્યતા અને જરૂર સમાન છે, તેમ કાપવા રૂપી કાર્ય કરવા બેઉના મેલાપની પણ જરૂર છે. આ પ્રમાણે નર–માદા અથવા સ્ત્રી પુરૂષના દંપતી રૂપમાં પણ બેઉની યોગ્યતા અને જરૂર સમાન છે અને બેઉ એક બીજાના આશ્રય વગર સંસારનું વહન કરવાને સમર્થ નથી, માટે બેઉના સંમેલનની પણ અગત્ય છે. કાર્ય કરવાની બેઉની ફરજ અને બેઉની સમાન ઇચ્છા છે, તો બેઉએ શા માટે પોતપોતાનાં કાર્યો એકરૂપ બનીને ન કરવાં?—**સમાલોચક.**

**સ્ત્રીકેળવણી**—સ્ત્રીઓ અને પુરૂષો બન્ને મળીને કુટુંબો ગણાય છે. પુરૂષો બહુ પ્રવિણ વિદ્વાન હોય, પણ જો સ્ત્રીઓ પુરૂષોને શોભારૂપ ન હોય તો પુરૂષોને વિપત્તિ વેઠવી પડે છે. ઘણું જ્ઞાન મેળવવાથી સર્વોત્તમ પુરૂષ જેવાં આચરણ પુરૂષ સેવી શકે છે, પણ સ્ત્રીઓને નાનપણથી તેવા સંસ્કાર ન પડેલા હોવાથી તેમની ઉચ્ચ રીતભાત સેવાતી નથી. આથી પ્રત્યેક કુટુંબના મનુષ્યોએ છોકરીઓને પણ નાનપણથી જ સારા નીતિધર્મના સંસ્કાર આપવા ઘટે છે. કેવળ ભણતરની જરૂર છે. એમ નથી. **विद्या हि का ब्रह्मगतिप्रदा या** વિદ્યાનું લક્ષણ શું? તો કે જેની પ્રાપ્તિવડે ઇશ્વરાંશ પ્રકટે તે વિદ્યા......ઉદારતા, દયા, સંતોષ, સરળતા, વૃત્તિનો નિર્વિકાર ભાવ વગેરે કેટલાક પુરૂષોમાં રહેલા સદ્ગુણોના પ્રતાપથી સ્ત્રીઓમાં સંગતિ બલથી તેવા જ સદ્ગુણો વગર ભણે પણ પ્રકટે છે. તો પણ સામાન્ય નિયમ તરીકે સ્ત્રીઓને નાની વયથી જ કેળવણીની જરૂર છે, અને ઉમ્મરે વધે તેમ તેમણે સતશાસ્ત્રો વાંચવાનો અવસર આવે તેમ થવું ઘટે છે. આપણી પ્રજામાં અનેક સ્ત્રીઓ મિથ્યા વાતોમાં સમય ગુમાવનાર ગણાય છે. As a man thinks, so he becomes ( મનુષ્ય જેવા વિચાર કરે છે, તેવું તેવું વર્તન ઘડાય છે ) એ વચન પ્રમાણે, સ્ત્રીઓને માટે પરમાત્મા સર્વોત્તમ ચિંતનીય થાય તો સ્ત્રીઓ પુરૂષોને મ્હોટી સહાય રૂપ થાય તથા કુટુંબમાં સુખશાંતિની વૃદ્ધિ કરી શકે. સ્ત્રીઓનાં શરીર તે સ્ત્રી શરીર છે, તેમ જ પુરૂષોનાં શરીર તે પુરૂષ શરીર છે. થોડું જ્ઞાન અને થોડી શક્તિ, એ જીવપણાનું ચિન્હ છે, અને સઘળું જ્ઞાન અને સઘળી શક્તિઓ તે ઇશ્વરાંશનું લક્ષણ છે, આ જીવપણું સ્ત્રીઓ તથા પુરૂષોમાં એક સરખું છે. જીવપણાને ટાળનારી જે વિદ્યા બ્રહ્મગતિ પ્રદા એટલે ઇશ્વરપણાને ઉપજાવનાર મનાય છે તે વિદ્યાને જ્યારે સ્ત્રીઓ સાધે છે ત્યારે તેઓ એ વિદ્યાને સાધનાર પુરૂષોની પેઠે સર્વત્ર ઇશ્વર જેવાં કામ કરી શકે છે. આ દૈવી સામર્થ્ય આપનાર વિદ્યા મેળવતાં પૂર્વે અને પછી દૈવી બળને આપનાર મહાવિદ્યાને મેળવવાની યોગ્યતા પ્રાપ્ત થાય ત્યારે તેમને તે મળે એવી અનુકૂળતા રચી આપવી એ માબાપોનું કર્તવ્ય છે. શાળાઓમાં તથા કોલેજોમાં શિક્ષણ પામીને વિદ્વાન થયેલાં સ્ત્રી પુરૂષો અનેક લૌકિક સુખોને મેળવે છે; પણ તે સર્વ સુખનાં સાધનો નિત્ય તૃપ્તિ અને અખંડ શાંતિને આપતાં નથી, ક્ષણિક સુખને આપે છે, આ વિચારનું બળ જેમ જેમ વધતું જાય છે તેમ તેમ તેમને જે મહાવિદ્યાની પ્રાપ્તિથી અખંડ આનંદ મળે તે મહાવિદ્યા પ્રતિ પ્રેમ પ્રકટતો જાય છે, અને તેમ થતાં તેઓ કૃતકૃત્ય થાય છે. પ્રજામાંથી દુઃખમાત્રને કાઢી નાંખવાં, શરીરના રોગ તેમ જ વ્યાધિઓ, વિકારો, ક્રોધ ભય વિગેરે સમૂળ દૂર કરવા...આ બધું સામર્થ્ય સાચી વિદ્યામાં રહેલું છે. આ સાચી વિદ્યા માટે શાળાની કેળવણી તયારી રચે છે માટે તે શિક્ષણ પ્રતિ પ્રજામાં પ્રસંગોપાત ઉત્સાહ પ્રકટાવવો એ મોટા હૃદયવાળા મનુષ્યનું કર્તવ્ય છે.—**ભક્ત.**

---

**ગન્ધવાહ.**

# વિવિધવિહાર.

## પતિવ્રતાનો પ્રતાપ—એક અદ્‌ભુત ચિત્ર.

( અનુસંધાન પાને ૪૭ થી. )

કૃષ્ણ—( ચમગાવતી દૂધ પીએ છે ) લ્યો. આટલું રહેલું તમે પી જાઓ. ના, તેતો તમારે પીવુંજ પડશે. ( લક્ષ્મી જરા આનાકાની કરતી લેવા જાય છે, એટલામાં કૃષ્ણને ઉધરસ ચઢે છે. ઉધરશ ખુબાખુબ આવે છે, પણ ગળફો છુટતો નથી. ઘણોજ યત્ન કરે છે, તેથી અશક્ત હોવાથી મૂર્છિત થઇ જાય છે. )

લક્ષ્મી—( ગભરાઇને ) વ્હાલા ! વ્હાલા !! તમને શું થાય છે ! રામા ! રામા ! ડાકટર સાહેબને જલદી બોલાવી લાવ્ય. રામો ડાકટરને બોલાવવા ઘરની બહાર નીકળેછે એટલામાં તેજ ડાકટરનું સ્વરૂપ ધારણ કરીને વૈકુંઠનાથ ઉદ્ધવ સાથે આવે છે.

રામો—બાઇસાહેબ ! ડાકટર આવ્યા !

‡ડાકટર સાહેબ—શું છે ! લક્ષ્મી બેન ! કેમ ગભરાઇ......

લક્ષ્મી—ઓ ડાકટર સાહેબ ! પધારો પધારો ! જુઓને એમને કંઇ થઇ ગયું છે. ઉધરશ ખૂબ જોસમાં આવી તેથી બેભાન થઇ ગયા છે. કહોને ડાકટર સાહેબ ! એ કેમ બોલતા નથી !!

ડાકટર—( નાડ જોઇને તથા આંખ તપાસીને તેના માથા ઉપર હાથ ફેરવે છે ) કંઇ નથી લક્ષ્મી બ્હેન ! એતો અશક્તિથી આમ જરા થઇ ગયું છે. જરા પણ ગભરાશો નહિ. કૃષ્ણરાય ભાઇ ! કૃષ્ણરાયભાઇ ! આપને કેમ છે ! .

કૃષ્ણરાય—( સાવધ થઇને ) સારૂં છે. અહો ! ડાકટર...સાહેબ ! ( ઉભો થવા જાય છે )

ડાકટર—નહિ, નહિ, ઉભા થશો નહિ. કૃષ્ણરાયભાઇ ! આપના શરીરને હવે આરામ છેની !

કૃષ્ણરાય—હાજી, હવે કંઇક ઠીક છે. ( ફરીને ઉધરસ આવે છે ને ગળફો નીકળે છે ) હાશ ! હવે કળ વળી, લક્ષ્મી ! ડાકટર સાહેબને ખુરશી આપોની !
( લક્ષ્મી બંનેને ખુરશી આપે છે. )

ડાકટર—( બેસીને ) એતો ઠીક, કૃષ્ણરાયભાઈ, લ્યો આ બે ગોળી ગળી જાઓ. એથી તમને આરામ થઇ જશે. અને પછી જરા દૂધ પીઓ.

કૃષ્ણરાય—બહુ સારૂં સાહેબ. ( ગોળી ગળી જઇને ) લક્ષ્મી ! ડાકટર સાહેબ સારૂં ચાહ.

લક્ષ્મી—હા જી, તૈયાર કરી લાવું છું.
( લક્ષ્મી ચાહ કરવા જાય છે )

---

‡ અહીંથી વૈકુંઠનાથ ડાકટર સાહેબના નામથી અને ઉદ્ધવ નરસિંહના નામથી ઓળખાય છે.

કૃષ્ણરાય—ડાક્ટર સાહેબ! આપની પાસે આમનાં શાં વખાણ કરૂં? પ્રભુએ આ સ્ત્રીરત્ન મને આપ્યું છે તેથી હું તેનો ઘણોજ ઉપકાર માનું છું. (શ્વાસ ખાઇને) અહો! એ કહેવી સુશીલ છે! કોઇ દિવસ અસંતોષ અથવા નિરાશાનો ઉદ્‌ગાર તેના મુખમાંથી નીકળ્યો જ નથી!! ડાક્ટર સાહેબ! આ સ્ત્રીએ મ્હારા સુખદુઃખમાં સાથી બનીને મિત્રનું, પરમ પ્રિયમિત્રનું, સ્થાન મેળવ્યું છે. અને મારી ચાકરીમાં જરા પણ ખામી રાખતીજ નથી ચાકર ઘરમાં છે છતાં પોતેજ બધું કામ હાથે કરે છે.

ડાક્ટર—કૃષ્ણરાયભાઈ! એ સર્વ આપે મેળવેલા ઉંચા જ્ઞાનનો જ પ્રતાપ છે. આપે ત્હેમને એવી રૂડી શિખામણ આપેલી કે તેને અનુસરીને તેઓ ચાલે છે. લક્ષ્મી બ્હેન પતિભક્તિ થકી જેવી રીતે તનમનથી તમારી સેવા કરે છે, અને પોતાના શરીરની પણ દરકાર કરતાં નથી, ત્હેવી રીતે આર્યાવર્તમાં બધી સ્ત્રીઓ પતિની સેવા ખરા પ્રેમથી કરે, અને પોતાના પતિ માટે સર્વસ્વનો ત્યાગ કરે તો પછી આપણા દેશની સ્થિતિ કેવી સુધરી જાય! કેમ નરસિંહરાવ! ખરૂંકની!

નરસિંહરાવ—હાજી આપનું કહેવું યથાર્થ છે. પરન્તુ આપણામાં દોષમાત્ર સ્ત્રીઓનાજ જોવાય છે. પુરૂષોના દોષ તરફ જરા પણ લક્ષ અપાતું જ નથી. પત્નીને સારી રીતે સુધારવી એ કામ મુખ્ય પતિનું જ છે. પણ પૈસા પ્રાપ્ત કરવા માટે થતા પ્રયત્નોમાંથી બિચારા પતિને નવરાશ મળેજ ક્યાંથી? ઘણું કરીને કોઇપણ પોતાની પત્નીને સુધારવાને યત્ન કરતા જ નથી!! તેઓ તો નિરંતર તેમનો જ વાંક કાઢ્યા કરે છે. અને જ્યારે તેઓથી તેમની પત્નીને કંઇપણ સુધારી શકાતી નથી, ત્યારે તેમનાં પુત્ર અને પુત્રીઓને સારી ઘરકેળવણી આપવાને તેઓ ક્યાંથી જ શક્તિવાન થઇ શકે?

કૃષ્ણરાય—નરસિંહરાવભાઇ! આપ ખરૂં જ કહો છો.

ડાક્ટર—અને તેથી જ આપણી દશા આટલી બધી ખરાબ થઈ ગઇ છે. જો દરેક માણસ પોતપોતાનાં ઘરમાં સ્ત્રીઓને, અને બાળકોને સારી ઘરકેળવણી આપે, અને ઉંચા પ્રકારના વિચારો તેમના હૃદયમાં ઠસાવે, તોજ આપણા દેશની સ્થિતિ કંઇક સારી થઈ શકશે. નહિ તો કદી પણ થવાની નથી જ.

નરસિંહરાવ—આપ સત્ય કહો છો. મનુષ્યો હમેશાં પોતાના ભલા માટે પ્રયત્ન કરે છે. "મ્હારૂં દુઃખ શાથી દૂર થાય અને કયે પ્રકારે મને સુખ મળે" એવી રીતે દરેક માણસ ઇચ્છા રાખે છે. પણ ખરૂં સુખ શામાં રહેલું છે તેની તેમને સમજણ પડતી નથી, અને મિથ્યા ફાંફાં માર્યા કરે છે.

કૃષ્ણરાય—(લક્ષ્મી ચાહ લાવે છે તે જોઇને) લ્યો સાહેબ! ચ્હા પીઓ. મ્હારે માટે કાંઇ થઈ છે કે!.

લક્ષ્મી—હા, તૈયાર થાય છે. હમણાંજ લાવું છું.

(લક્ષ્મી ચાહ લેવા જાય છે. ડાક્ટર, નરસિંહરાવ પાસે ખુરશી લાવીને તેના કાનમાં કંઈ વાત કરે છે. નરસિંહરાવ ચમકે છે. ડાક્ટર તેનો પગ દબાવે છે, એટલામાં લક્ષ્મી ચાહ લાવે છે. ... (અપૂર્ણ.)

# વિદ્યાકળા.

## કુદરતના વિવિધ ચમત્કાર.

### પર્વત.

એક દિવસ ઉત્સુક અને તેનો બાપ ડુંગરી પ્રદેશમાં થઇને ગાડાંમાં ચાલ્યા જતા હતા ત્યારે પત્થરના વિકટ માર્ગથી અકળાઈ ગએલા ઉત્સુકે તેના બાપને કહ્યું, કાકા પરમેશ્વરે આ પર્વતો ને પાણા શા માટે પેદા કર્યા હશે? તેના કરતાં સારાં ખેતરો કર્યાં હોત તો દાણો કેટલો વધારે થાત?

વિજ્ઞાન—ઉત્સુક, પરમેશ્વરનાં સર્વ કાર્યોમાં હેતુઓ સમાયેલાં છે. કેટલાક હેતુઓ આપણાથી સમજી શકાય એવા હોય છે. પણ કેટલાકમાં જો ન સમજાય તોપણ આપણે જાણી શકતા નથી પણ કંઇયે હોવું જોઇએ એમ માનવાની જરૂર છે, કેમકે તેજ તેનું મહત્વ દર્શાવે છે.

ઉત્સુક—ત્યારે આ પર્વતનો ને ડુંગરાનો શું હેતુ હશે?

વિજ્ઞાન—તે દિવસ આપણે પેલું દવા માટે મૂળીયું જોઇતું હતું તે પેલા વાઘરીએ ક્યાંથી આણ્યું હતું તે તું જાણે છે? તે કોઈ ડુંગરમાં ઉગતું મૂળીયું છે. તે સિવાય બીજી, અનેક પ્રકારની ઔષધિઓ ડુંગરોમાં ઉગે છે, જે માણસજાતને ઘણી કામમાં આવે છે. વળી પર્વતોમાંથી ઘણી જાતના ખનિજ પદાર્થો અને કિમતી ચીજો નીકળે છે. પર્વતો પાણીનું એક સંગ્રહસ્થાન છે. પર્વતોમાંથી જ ઘણીખરી નદીઓ નીકળતી હોય છે. વરસાદનું પાણી તેના અમુક પડોની અંદર અમુક રીતે સંઘરી રાખીને નદીને રૂપે તે પાણી પૂરૂં પાડે છે.

ઉત્સુક—અહો, કાકા, પર્વતો આવા ઉપયોગી હશે એમ મને જાણવામાં હોત તો હું તેમને માટે કદિ ઉપર કહેવાઈ ગયું તેવું ન કહેત.

વિજ્ઞાન—તેની ફિકર નહિ. અજ્ઞાન હોય ત્યાં સુધી એમજ થાય.. પણ પર્વતના હજુ એકાદ બે હેતુઓ કેહેવા રહી ગયા છે તે સાંભળ. પર્વતો ઉંચા હોવાથી વાદળાંઓ તેમની ટોચ તરફ આકર્ષાય છે અને પર્વતની ઠંડી બાજુઓ સાથે વરાળ વાળો પવન અથડાવાથી વરાળ છૂટી પડીને વરસાદ રૂપે પડે છે, તે હું સંપૂર્ણ રીતે તને પછી સમજાવીશ. મતલબ કે વરસાદ લાવવામાં પર્વતો સારી રીતે સહાયભૂત છે.

તે ઉપરાંત પર્વતોની ઘીચ ઝાડી મનુષ્યજાતને હમેશાં જોઇતી ચીજ—બળતણ—પૂરૂં પાડે છે. આપણા દેશમાં કોયલાની ખાણોની ગરજ આવી ડુંગરમાં આવેલી ઘીચ ઝાડીઓ પૂરી પાડે છે.

વળી પત્થર, ધૂળ, રેતી વગેરે ઉપયોગી ચીજો પણ તેજ પૂરી પાડે છે.

ઉત્સુક—કાકા, એ પર્વતો કેવી રીતે થયા હશે? કોઈ માણસ તો એવી રીતે ખડકીને નજ કરી શકે.

વિજ્ઞાન—એ સમજાવતાં પહેલાં મારે તને એક સાધારણ નિયમ છે તે સમજાવવો પડશે. પૈડાં ઉપર લોઢાંનો પાટો ચડાવવો હોય છે ત્યારે શું કરવામાં આવે છે તે તું જાણે છે? અને એમ શા માટે કરવામાં આવે છે?

ઉત્સુક—મને એટલી તો ખબર છે કે તેને પ્રથમ તપાવવામાં આવે છે અને પછી ચડા-

થાય છે પણ એમ શું કામ કરતા હશે તેનો તો મને કદિ વિચારજ નથી આવ્યો.

વિજ્ઞાન—તેનું કારણ એવું છે કે પદાર્થોને ગરમી લગાડવાથી તેઓ પહોળા અને મોટા થાય છે, કેમકે તેમના અણુઓ કે રજકણો છૂટા થાય છે-તેથી વધારે જગા રોકે છે. ત્યારે લોઢાનો પાટો તપાવવાથી પહોળો થાય છે તેથી પૈડાં ઉપર સેહેલાઇથી ચઢાવી શકાય છે અને પછી તેના ઉપર પાણી રેડે છે ત્યારે તે વળી આંકડો થઇ જાય છે કેમકે જેમ ગરમી પદાર્થોને પહોળા કરે છે તેમ ઠંડી તેમને સાંકડા કરી દે છે.

ઉત્સુક—ત્યારે આ બાબતોની પર્વતની બનાવટ સમજવામાં શી જરૂર છે વારૂ ?

વિજ્ઞાન—તને યાદ છે મેં તને કહ્યું હતું તે કે પૃથ્વી પ્રથમ બળતી સ્થિતિમાં હતી અને ઉપરનું પડ ધીમે ધીમે ઠંડું થઇ ગયું છે? હવે તેં જોયું હશે કે જ્યારે આપણે તરબુચની છાલ કે ચીભડાં તડકામાં સુકવીએ છીએ ત્યારે તેના ઉપર કરચલી પડી જાય છે તેવી રીતે પૃથ્વી ઠંડી પડી ત્યારે કેટલીક કરચલીઓ પડી ગઈ, તે કરચલીઓ આ પર્વત.

ઉત્સુક—પર્વત તો બહુ મોટા છે; કરચલીઓ તો નાની પડે. એ તો કંઇ મનાય એવું લાગતું નથી.

વિજ્ઞાન—મોટી ચીજની કરચલી પણ મોટી પડે. પૃથ્વી કેવડી છે તે તો તું જાણે છે, ત્યારે એની કરચલી પર્વત જેવડી પડે કે નહિ! પૃથ્વીના પ્રમાણમાં પર્વતો કેવડા છે તેનું હું તને માપ આપું. પૃથ્વી સાથે સરખાવતાં એક નારંગીની ઉપર જે જરા જરા ઉપસેલો ભાગ હોય છે તેના જેવડા પર્વતો છે. જરા જરા ઉપસેલા ભાગ છતાં પણ જેમ નારંગી ગોળ દેખાય છે તેમ જ આ પર્વતો આટલા ઉંચા છતાં પૃથ્વીની ગોળાશમાં કંઇ પણ તફાવત પડતો નથી. વળી જેમ આપણા શરીરમાં વિકાર થઇ આવીને નાની ફોડકીઓ, ફોલ્લા ઇત્યાદિ થાય છે તેમ જ પૃથ્વીની અંદરના ભાગમાં કેટલાક વિકાર થવાથી જળને ઠેકાણે સ્થળ અને સ્થળને ઠેકાણે જળ થઇ જાય છે, અત્યારે જ્યાં જમીન છે તેવા કેટલાક ભાગમાં પ્રથમ સમુદ્ર હતો એમ નિશ્ચયપૂર્વક સાબીત થઇ ગયું છે.

ઉત્સુક—પર્વત વધુમાં વધુ કેટલા ઉંચા હશે ?

વિજ્ઞાન—ઉંચામાં ઉંચો પર્વત હિંદુસ્થાનની ઉત્તરે હિમાલય નામે છે. તેનું ઉંચામાં ઉંચું શિખર ૨૯૦૦૨ ફીટ ઉંચું છે. તે એટલું બધું ઉંચું છે તેથી તેના ઉપર હમેશાં બરફ રહે છે, તેથી કોઇથી ત્યાં જવાતું નથી. અને એ બરફને લઇને ગંગા અને જમના નદીને હમેશાં પોષણ મળ્યા કરે છે.

ઉત્સુક—જ્વાળામુખી પર્વત કે એવું કંઇ કહેવાય છે તે કેવો હશે ?

વિજ્ઞાન—જ્વાળામુખી પર્વત એટલેકે જેની ટોચ ઉપરથી હમેશાં બળતું જોવામાં આવે છે. તેમાંથી બળતા પથરા, ધુમાડો, રાખ, અને બળતો રસ નીકળે છે. તે રસને લાવા કહે છે. એવું કેહેવામાં આવે છે કે તે લાવાની અંદર અમુક જાતના જીવડા થાય છે જેઓ તે રસ ઉકળતો હોય ત્યાં સુધી તેમાં જીવતા રહે છે અને ઠંડો પડી જાય ત્યારે મરી જાય છે!!! કેવું આશ્ચર્ય!! મેં તને કહ્યું છે કે પૃથ્વીનો અંદરનો ભાગ હજુ બળતો છે તેના પરિણામમાં કેટલેક ઠેકાણે આવા પર્વતો જોવામાં આવે છે. આવા પર્વતોમાંથી બળતા પત્થર રસ, રાખ વિગેરે ઉડે છે. ત્યારે કેટલીક વખત આસપાસ આવેલાં ગામ પાયમાલ થઇ જાય છે. (અપૂર્ણ).

સાકરલાલ મોતીલાલ વછરાજાની.

# સમયતરંગ.

સ્ત્રીકેળવણી—મુંબાઈના સંસારસુધારામંડળે સ્ત્રીઓમાં ઉંચી કેળવણીના વધારા માટે કેટલીક યોજના ઘડી કહાડી છે. તે યોજના એવી છે કે, હાલ તરતને માટે તો પ્રાર્થના સમાજ મંદિરમાં અને આર્ય સમાજ મંદિરમાં અનુક્રમે દક્ષિણી અને ગુજરાતી સ્ત્રીઓને જુદા જુદા ખાસ ઉપયોગી વિષયો ઉપર પ્રવીણ મનુષ્યોદ્વારા હરવખત ભાષણ અપાવવાં, અપાયેલાં ભાષણોમાં તેમની લેખિત પરીક્ષા લેવી, અને તેમાં ભાગ લેનાર બન્ને કોમોની સ્ત્રીઓનોજ ત્રણ ત્રણ મહીને મેળાવડો ભરી તેમના જ્ઞાનના પ્રમાણમાં માનપત્ર વગેરે આપવાં, અને તેમની પાસે મહત્વના વિષયો ઉપર સંવાદ કરાવવા. વિદ્વાન સ્ત્રીઓની અને પૈસાની વધારે સગવડ થયા પછી આવાં ભાષણોની પદ્ધતિ જુદા જુદા લત્તાઓમાં ફેલાવવી.

બહેરામપુર શહેરમાં આર્યસમાજના પ્રમુખ લાલા હાસીટામલ નામના સદ્‌ગૃહસ્થે, સ્ત્રીકેળવણી અને તેની અગત્ય વિષે સંપૂર્ણ વિચાર કરી, એક નમુનેદાર પુત્રીપાઠશાળા સ્થાપવા રૂ. ૧૨ હજારની જમીન તથા રૂ. ૩ હજાર રોકડા અર્પણ કર્યા છે.

સંસારસુધારો : પુનર્લગ્ન—ગયા સપ્ટેમ્બર માસમાં મુંબાઈમાં રા. રા. ભગવાનદાસના બંગલામાં ઔદિચ્ય બ્રાહ્મણ જ્ઞાતિની વિધવા બાઇ ચંચળનાં પુનર્લગ્ન જોશી લક્ષ્મીરામ પુરૂષોત્તમ નામના તેજ જ્ઞાતિના યુવાન ગૃહસ્થ સાથે થયું હતું. આ બાઈનું પ્રથમ લગ્ન ૭ વર્ષની ઉમ્મરે થયું હતું, અને ૧૨ વર્ષની ઉમ્મરે તે વિધવા થયાં હતાં. હાલ તેમનાં માબાપ કે કોઈ કુટુંબી હયાત નથી; તેમની ઉમ્મર ૨૦ વર્ષની છે, તેમના નવા પતિની ઉમ્મર ૨૪ વર્ષની છે, અને અત્યાર સુધી તે કુંવારાજ હતા. બન્નેએ જુદાં જુદાં પોતાને માટે યોગ્ય જીવનસંગી મેળવી આપવા રા. ભગવાનદાસને ઇચ્છા બતાવ્યાથી આ યુગલ યોજાયું હતું. પુનર્લગ્ન હિંદુશાસ્ત્રની ક્રિયા પ્રમાણે બ્રાહ્મણો પાસે જ થયું હતું. લક્ષ્મીશંકરે તે બાઇને પત્ની તરીકેના સઘળા હકો સાચવવાને તથા જીંદગી સુધી પત્નીધર્મ યથાર્થ સમજીને તે પ્રમાણે તેની સાથે વર્તવાને પ્રતિજ્ઞાપૂર્વક કબૂલાત આપી હતી, અને તે બાઇએ પણ તે પ્રમાણે કબૂલ્યું હતું.

ભાણીબાઇ નામની કપોળ જ્ઞાતિની એક બાઇએ ૨૨ વર્ષની ઉમ્મરે જુહાભાઈ નામના તેજ જ્ઞાતિના ૩૬ વર્ષની ઉમ્મરના એક ગૃહસ્થ સાથે પુનર્લગ્ન કર્યાં છે. ભાણીબાઇનું પ્રથમ લગ્ન ૧૨ વર્ષની ઉમ્મરે એક વૃદ્ધ પુરૂષ સાથે થયું હતું, અને તે પછી છ માસમાં જ તે વિધવા થયાં હતાં. હાલ તેમનાં માતપિતા હયાત નથી. જુહાભાઇનું પ્હેલીવારનું જ લગ્ન હતું.

# સુન્દરી સુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु

( પ્રકટ દેવતા રહે, ત્યાં પામે સન્માન સુન્દરી )

સર્વ રીતે સ્ત્રીઓ માટે પ્રકટ થતુ માસિક


| | | |
|---|---|---|
| પુસ્તક ૨. અંક ૫ | પ્રકાશક બન્ધુસમાજ. | ઈ સ ૧૯૦૪ જાન્યુઆરી વિ સ ૧૯૬૧ પોસ |


વિષયસૂચન

# લવાજમની પ્હોંચ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૭૦ | (નં. ૩૫૭) | મીસીસ હરિશંકર. | (વર્ષ બીજું) | તુતીકોરીન | ૧-૦-૦ |
| ૭૧ | (નં. ૩૫૮) | રા. ગ. ભીમજી માનેસિંહ. | ( ,, ) | મુંબાઇ. | ૧-૪-૦ |
| ૭૨ | (નં. ૩૦) | રા. રા. ગાવજી વલ્લભદાસ કાદિયા | ( ,, ) | માંડવી(કચ્છ) | ૧-૪-૦ |
| ૭૩ | (નં. ૩૫૯) | રા. બા. મુકુંદરાય ગણુરાય | ( ,, ) | સુરત. | ૧-૪-૦ |
| ૭૪ | (નં. ૩૬૦) | રા. રા. પુરૂષોત્તમ ગોવિંદદાસ. | ( વ. ૧ ) | અદાણું | ૧-૪-૦ |
| ૭૫ | (નં. ૭૦) | રા. એ.ડી ધરમશી. | (વર્ષ બીજું) | જળગામ | ૧-૪-૦ |
| ૭૬ | (નં. ૧૩૧) | બરોડા સ્ટેટ લાયબ્રેરી | ( ,, ) | વડોદરા. | ૧-૪-૦ |
| ૭૭ | (નં. ૧૧) | રા રા યશવંતરાય નથુરામ.માનકર | ( ,, ) | મુંબાઈ | ૧-૪-૦ |
| ૭૮ | (નં. ૩૬૧) | બાઈ. કાશીબાઈ મહાશંકર. | ( ,, ) | ગોંડલ. | ૧-૪-૦ |
| ૭૯ | (નં. ૨) | રા. રા મહાશંકર છગનલાલ જોશી. | ( ,, ) | મુંબાઇ. | ૧-૪-૦ |
| ૮૦ | (નં. ૧૭૦) | ખંભાત. સુબોધ પુસ્તકાલય | ( ,, ) | ખંભાત. | ૧-૩-૦ |
| ૮૧ | (નં. ૩૬૨) | રા. રા. ભોળાનાથ બાપાલાલ | ( વ. ૧ ) | અમદાવાદ | ૧-૦-૦ |
| ૮૨ | (નં. ૩૬૩) | રા. બા. મોતીલાલ લાલભાઇ. | ( વ ૧-૨ ) | અમદાવાદ | ૨-૪-૦ |
| ૮૩ | (નં. ૩૬૪) | સૌ. મણીગૌરી. ખેતશી. | ( વર્ષ બીજું ) | માંડવીમુંબાઈ | ૧-૪-૦ |
| ૮૪ | (નં. ૩૬૫) | રા. રા. જીવણદાસ નારાણદાસ. | ( ,, ) | મુંબાઈ. | ૧-૪-૦ |
| ૮૫ | (નં. ૩૬૬) | રા. રા મણિલાલ લક્ષ્મીચંદ ફડીયા | ( ,, ) | અમદાવાદ | ૧-૪-૦ |
| ૮૬ | (નં. ૩૬૭) | મીસીસ. આર ઠાકુર. | ( ,, ) | અલાહબાદ. | ૧-૪-૦ |
| ૮૭ | (નં. ૩૬૮) | રા. રા. લલ્લુભાઈ મોતીલાલ. | ( ,, ) | અમદાવાદ. | ૧-૪-૦ |
| ૮૮ | (નં. ૩૬૯) | રા. રા. બાલાભાઇ લક્ષ્મીશંકર દેસાઈ | ( ,, ) | વસાવડ. | ૧-૪-૦ |
| ૮૯ | (નં. ૩૭૦) | ,, ,, વાલાભાઇ ઉર્ફે જયસુખલાલ ગુપતરાય દેસાઇ. | ( ,, ) | વગવાડ | ૧-૪-૦ |
| ૯૦ | (નં. ૧૯૫) | ,, ,, રૂપનાથદાસ દામોદરદાસ પટેલ | ( ,, ) | કરાચી. | ૧-૪-૦ |
| ૯૧ | (નં. ૬૫) | ,, ,, મુળચંદ ચેતાભાઇ. | ( ,, ) | કરાચી. | ૧-૪-૦ |
| ૯૨ | (નં. ૩૭૧) | ,, ,, સુખરામ હરિદાસ | ( ,, ) | કરાચી. | ૧-૪-૦ |
| ૯૩ | (નં. ૧૧૧) | ,, ,, હિમ્મતલાલ ગણેશજી અંજારિયા | ( ,, ) | ગોંડલ. | ૧-૪-૦ |
| ૯૪ | (નં. ૧૧૨) | ,, ,, સાકરલાલ મોતીલાલ. | ( ,, ) | ગોંડલ. | ૧-૪-૦ |

# સ્વીકાર.

નીચેનાં પત્રો તથા પુસ્તકો ઈ૦ અમને હાલમાં નવા મળ્યા છે, જેનો ઉપકાર સાથે

# સુન્દરીસુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઈના શબ્દોમાં કહીએ તો, "સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વૈરય થાય, શરીરે બલવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતંત્ર થાય ને તે મુક્તાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કલેષોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાલકવર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધવર્ગની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઈ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર્ વિલાસોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઇ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાખે અને અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યનાં તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે:—એજ આર્ય. સુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... 'સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે."

વર્ષ ૨ જું.] ઈ. સ. ૧૯૦૫. જાન્યુઆરી—પોષ, વિ. સં. ૧૯૬૧. [અંક ૫ મો.

## કાવ્યકુંજ.

### સુન્દરીસુબોધ.

રચનારઃ—સુષેણ ( ભ્રાતૃસમાજ ),—સ્વર્ગસ્થ

વિન્દુભાઈ જસવંતરાય.

( કામણ દીસે છે, અલબેલા ત્હારી આંખમાં રેઃ—એ રાગ. )

બ્હેની ! સ્નેહરંગ આનન્દે નિત્યે મ્હાલજોરે,<br>
પતિવ્રત પાળજોરેઃ—બ્હેની !

ભારતીની પુત્રી તું રૂડી,<br>
સહે અનુપમ દુખડાં, ધીરી !<br>
તદપિ મિઠડે મુખડે તુજ સ્મિત રાખજોરે,<br>
વિમલ પ્રીતિ ઝાંખજોરેઃ—બ્હેની!

જ નથી. * * * અમારી બીજી એક સૂચના ખાસ ગુજરાતી અને પારસી બ્હેનોને માટે છેઃ અને તે ત્હેમના પોશાકમાં વધતા જતા ખરચાળપણાને લગતી છે। અમારી જૂના વિચારની, અણકેળવાયલી બ્હેનો ઉપર જ્યારે લાંબા વખતથી કીમતી લુગડાં ઘરેણાંની ઘેલછાનો ખરો આરોપ મૂકાયલો છે, અને તે કેળવાયલા વર્ગ તરફથી જ, ત્યારે તેજ કેળવાયલા વર્ગની સ્ત્રીઓ–કેળવણી પામેલી બ્હેનો–ની હાલમાં નિરંતર વધ્યે જતી ભારે કિંમતનાં લુગડાંની, 'ફેશન'દાર પ્હેરવેશની, ગાંડાઇ પણ અટકાવવા પ્રયત્ન થવો ન જોઇએ ?—એ ખર્ચ જરૂરિયાત ભરેલું, ઓછું કરી ન શકાય એવું ગણવામાં આવતું હોય તો. અમે કદાચ અભણ, જૂના વિચારની સ્ત્રીઓનાં લુગડાં ઘરેણાંની તરફેણમાં જ અમારો મત નોંધાવીશું; કારણ જૂનાં થતાં, બગડી જતાં, પણ ત્હેમાંથી અરધી કિમ્મત વસૂલ થવાનો સંભવ છે। પણ આજકાલ ધમધોકાર વપરાયે જતાં, પાણીના પરપોટા જેવાં વિલાયતી 'ફેશન'વાળાં લુગડાં તો જરા બગડી ગયાં, ધોવાયાં કે નકામાં!—કિમ્મતનો દસમો ભાગ પણ ત્હેમાંથી ઉપજવો મુશ્કેલ! વળી ધીમે ધીમે ત્યજી દેવામાં આવતા સ્ત્રીઓના કમખાને જો અમર્યાદ પ્હેરવેશ ગણવામાં આવે તો ત્હેના કરતાં પણ વધારે વાંધો અતિશય ઝીણાં ગવન, પારદર્શક પોલકા અને અમર્યાદ રીતે પ્હેરાતી સાડીઓ–એ હાલમાં મુંબઈની સ્ત્રીઓમાં વધતા જતા પોશાક સામે વધારે મજબુતાઈથી લઇ શકાય. જે કારણથી કમખાની વિરૂદ્ધમાં કારણો આપી શકાય, જે કારણથી યુરોપિયન બાનુઓના 'ઇવનીંગ ડ્રેસ' (રાત્રી સમયનો પોશાક) વગેરે પ્રકારના પ્હેરવેશની સામે સબળ વાંધો લઈ શકાય, તેજ કારણથી અમે અમારી ગુજરાતી અને પારસી બ્હેનોની હાલની પોશાકની ગાંડાઇ વિરૂદ્ધ અમારો મત દર્શાવીએ છીએ. પારસી અને ગુજરાતી બાનુઓ જો દક્ષિણી સન્નારીઓ તરફ નજર ફેરવવા તસ્દી લેશે તો તરત જ ફેર કયાં છે તે ત્હેમને જણાયા વિના રહેશે નહિં. કેવા વિનયથી તેઓ સભામાં બેસે છે, કેટલા ઉત્સાહથી તેઓ દરેક કામમાં ભાગ લે છે, કેટલી દેશદાઝ ત્હેમનાં અન્તઃકરણમાં ઝગે છે? કૉન્ફરન્સ અને મહિલા પરિષદ્‌માંનાં ત્હેમનાં ભાષણો ત્હેમનાં જ્ઞાન, કેળવણી અને અનુભવની કેટલી બધી પ્રશંસનીય ખાત્રી આપે છે? ત્હેમના પ્હેરવેશની સાદાઈ અને ત્હેમની સ્ત્રીત્વભરી વિવેકવૃત્તિ કેવી સુન્દર લાગે છે? યુરોપિયન પ્રજાઓની ખર્ચાળ જીવનરીતિઓ સ્વીકારવાથી તથા પુરૂષતાભર્યા રીતરિવાજોનું અનુકરણ કરવાથી નહિં, પરન્તુ આવા ઉજ્વલ દાખલા પોતાનાં હૃદયોમાં ઉતારવાથી જ ગુજરાતી અને પારસી બ્હેનોની સ્થિતિ સુધરવાનો સંભવ છે, એ નિઃસંશય છે. યુરોપિયન સન્નારીઓના મહાન્ ગુણો સ્વીકારો, ત્હેમના જેટલાં દેશપ્રીતિવાળાં અને દયાળુ થાઓ, ત્હેમના જેવાં સ્વદેશી અબળાઓનાં સહાયક થાઓ, અને ત્હેમની પેઠે ધર્મપરાયણ થાઓ,—અમારી પણ એટલીજ યાચના છે. પણ પૈસાવાળા દેશોની બરાબરી કે નકલ નિર્ધન પ્રજાઓને કેટલી નુકશાનકારક નીવડે છે, તે બાબત વિચાર પણ કર્યા વિના આંધળીયાં કરી તેમ કરવા તૂટી પડવું અને મહાન્ પ્રજાઓમાં પણ કંઇ કંઈ દુર્ગુણ રહી જાય છે ત્હેવા દુર્ગુણોજ સહજ નજરે પડતાં સ્વીકારી લેવા એના કરતાં દેશની અધોગતિ કરનારી બીજી કોઈ પણ વધારે ખરાબ વસ્તુ નથી. * * * યુરોપિયન અને ત્હેને પગલે પગલે અનુસરવા પ્રયત્ન કરતી પારસી કોમોની બાનુઓમાં અમે કરેલી ટીકાવાળા દોષની સાથે જે ગુણ પણ અમને જણાઇ આવે છે, તે માટે અમે ત્હેમને

પ્રશંસા આપ્યા વિના રહીશું નહિં; અને જણાવવાને દિલગીર છીએ કે અમારી ગુજરાતી બ્હેનોને અમે તેટલે દરજ્જે ત્હેને માટે લાયક ગણી શકતા નથી. પ્રદર્શનના સ્ત્રીવિભાગમાં ગુજરાતની ઉંચી કોમોની કેળવાયલી સ્ત્રીઓની કારીગરી પણ બીજી હિન્દવાસી કોમોની બાનુઓ–અને ત્હેમાં પારસી બાનુઓની તથા યુરોપિયન સન્નારીઓની કલાના નમૂના આગળ ઝાંખી-ઝાંખી જ પડી જતી હતી! લાંબા વખતથી નાગર, ક્ષત્રી, વાણીયા અને ભાટિયા, શ્રાવક જ્ઞાતિઓની સ્ત્રીઓ જે હાથની કારીગરી માટે વાજબી રીતે પ્રશંસા પામતી આવી છે, ત્હેમની કૃતિના નમૂના પણ આટલા બધા નિસ્તેજ થઈ જવાનું કારણ અમારાથી સમજાતું નથી. આશા છે કે કદિ સમયની અલ્પતા અથવા અન્ય પ્રવૃત્તિઓ કે વ્યવસાયને લીધે આ વખત યોગ્ય તૈયારી બની શકી ન હોય તોપણ આવતા વર્ષના પ્રદર્શનનો સ્ત્રીવિભાગ ગુજરાતી સન્નારીઓની કલાના નમૂનાની અસલ રમણીયતાથી ઝળકી રહેશે.

**કોન્ફરન્સના ઠરાવો:**—સંસાર સુધારા સમાજની બેઠક આ વર્ષે મુંબાઈમાં તા. ૩૦ મી તથા તા. ૩૧ મી ડિસેમ્બરના રોજ થઈ હતી. ત્હેમાં ઑ. ન્યાયમૂર્તિ ચન્દાવરકરે, નામદાર મહારાજા ગાયકવાડે તથા પ્રમુખ ઑ. ગોકળદાસે તથા કેટલીક સન્નારીઓએ કરેલાં ભાષણો ખાસ કરીને મનન કરવા લાયક હતાં. આ વખતના કોન્ફરન્સમાં એક વિશેષ ધ્યાન ખેંચે એવો બનાવ એ હતો કે, કેટલીક બાનુઓ આવી હતી ત્હેમને માટે પરદાની ગોઠવણ કરવામાં આવી હતી અને ત્હેની પાછળ બેશીને ત્હેમણે સઘળાં ભાષણો તથા ઠરાવ (જેમાંનો એક પડદા વિરૂદ્ધનો પણ હતો–) સાંભળ્યા હતા. બેશક આવાં ધીમાં ધીમાં પણ સમયવર્તી પગલાં ભરવાથી જ ખરો સુધારો થવાનો સંભવ છે; કારણ ખરી અસર કરવાની છે તે સ્ત્રીઓનાં હૃદયો ઉપર છે. કોન્ફરન્સમાં સ્વર્ગસ્થ મિસિસ સુગજીબાઇ બારભાયા જેમણે પોતાના પતિ સાથે દેશાટન કરવા જવાની હિમ્મત દર્શાવી હતી ત્હેમના અકાળ મૃત્યુ માટે શોક પ્રદર્શિત કરવામાં આવ્યો હતો; અને ત્હેની બીજા દિવસની બેઠકમાં એક દક્ષિણી સન્નારીએ એવી તો અસરકારક રીતે વિધવાઓનાં દુઃખ અને ત્હેમને માટેના આશ્રમોની જરૂરિયાત બાબત કહ્યું હતું કે સાંજે સાંજ શ્રોતા મંડળ તે પુણ્યકાર્ય માટે પૈસા ભરવાને તૈયાર થઈ ગયું હતું સ્ત્રીઓને લગતા નીચેના ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા:—

૧. બાળલગ્ન વિરૂદ્ધ:—(૧) લોકોની શારીરિક, આર્થિક, તથા સાંસારિક સ્થિતિને બાળલગ્નથી ઘણું નુકશાન છે. હાલના અને અસલના વખતમાં પણ એ રૂઢિ વખોડવામાં આવી છે. શાસ્ત્રનો મત પણ ત્હેની તરફેણમાં નથી. આવી હાનિકારક રૂઢિ જલદીથી દૂર કરવા માટે આ કોન્ફરન્સ દરેક સુધારકને ભલામણ કરે છે. (૨) વડોદરામાં બાળલગ્ન પ્રતિબંધક કાયદો પસાર કરવા માટે મહારાજા ગાયકવાડને આ કોન્ફરન્સ ધન્યવાદ આપે છે; અને આ મંડળને ખાત્રીથી જણાય છે કે બધા લોકો મહારાજા ગાયકવાડનો આ ધારો પસંદ કરશે. સાંસારિક સુધારાનું આ પ્હેલું પગલું ત્હેમણે પોતાના રાજ્યમાં લીધું છે: વડોદરા અને મહીસુરનાં રાજ્યોના આવા દાખલા બીજાં રાજ્યો પણ લેશે એમ આ કોન્ફરન્સ આશા રાખે છે,

૨. સ્ત્રીજાતિમાં હાનિકારક રિવાજો વિરુદ્ધ:—આ કોન્ફરન્સ બધા સુધારકોને ભલામણ કરે છે કે તેઓએ પડદારૂઢિ, બાળલગ્ન, એક કરતાં વધારે સ્ત્રી સાથે લગ્ન કરવાનો રિવાજ, કન્યાવિક્રય, વિધવાઓનાં દુઃખ, અને કેળવણીને નુકશાનકર્તા રૂઢિઓ સામે પ્રજાનો મજબુત અવાજ જાહેર કરવાને યત્ન કરવો; અને કેટલાક ઇસ્લામી આગેવાનોએ પડદા રૂઢિ વિરુદ્ધ જણાવેલા મત માટે સંતોષ દર્શાવે છે.

૩. વિધવાવિવાહ:—આ કોન્ફરન્સનો એવો મત છે કે ફરજિયાત વિધવાપણાની રૂઢિ સ્ત્રીઓના હકનો ભંગ કરનારી છે; અને મરકી, દુકાળ, તથા એવાં બીજાં કારણોથી ત્હેમની જે સંખ્યા વધતી જાય છે તે તરફ તે મ્હોટી ચિન્તાથી જુવે છે, આપણી સાંસારિક અને ગૃહ સ્થિતિમાંની ત્હેમની હાલત સુધારવા માગે છે તથા તે હેતુ પાર પાડવાને માટે વિધવાવિવાહના માર્ગમાં જે મુસ્કેલીઓ આવી પડતી હોય તે દૂર કરવાને આ કોન્ફરન્સ ભલામણ કરે છે. આ કોન્ફરન્સને નોંધ લેતાં સંતોષ થાય છે કે, દેશમાં વિધવાવિવાહનો ધીમે ધીમે પણ દૃઢ વધારો થયે જાય છે તેમજ પુનર્લગ્નનાં પતિપત્ની અને ત્હેમનાં સંતાન સામેની વ્યવહારિક અડચણો દૂર થતી જાય છે: તોપણ આ બાબતમાં જે વ્હેમ હજી પણ પ્રસરેલો છે તે દૂર કરવાને માટે ઘણું કામ કરવાનું બાકી રહેલું હોવાથી, જેઓ વિધવાવિવાહની તરફેણદારી કરે છે ત્હેમને અરજ કરે છે કે, ત્હેમણે પુનર્લગ્ન કરનારાં દંપતી પ્રત્યે સંપૂર્ણ દિલસોજી રાખવી.

૪. સ્ત્રીકેળવણી:—આ દેશમાં કેળવણીનો પ્રચાર ઓછો હોવાને લીધે જનમંડળનો અને દરેક મનુષ્યનો સંસારવ્યવહારિક સુધારો કરવામાં ઘણી મુશીબતો નડે છે; આથી સ્ત્રીકેળવણીનો પ્રચાર વધારવો જોઇએ એમ આ કોન્ફરન્સ જાહેર કરે છે; અને આ બાબતમાં, હિન્દી સરકાર, રાજારજવાડા અને સર્વ દેશહિતૈષીઓને વધુ નિશાળો, ખાનગી વર્ગો, વિદ્યાલયો, વગેરે ઉઘાડવા માટે વિનંતિ કરે છે.

૫. વિધવાશિક્ષણ:—આ કોન્ફરન્સ એવા વિચાર ઉપર આવે છે કે, હિન્દી સ્ત્રીઓને માટે શિક્ષકનું, ધર્મોપદેશકનું, વૈદકનું, અને દાઇઓ વગેરેનું શિક્ષણ, આમાંથી જેને માટે વિધવાઓના દિલમાં ચ્હાયના થતી હોય અને જેમાં તેઓ સારૂં કામ કરી શકે ત્હેવું હોય તે પ્રકારના શિક્ષણનો તેઓને લાભ આપવાની આ ઘણી સારી તક છે. હિન્દુ વિધવાઓ પૈકી જેઓ ગરીબ હોય ત્હેમને ઉપર સૂચવેલા ધંધાઓ ઘણા લાભદાયી થઈ પડશે અને તેથી વિધવાઓને કેળવણી આપવાની સંસ્થાઓને સહાય કરવા આ કોન્ફરન્સ ભલામણ કરે છે.

૬. પ્રજાના દરેક વિભાગમાં સુધારો કર્યા શિવાય પ્રજાની ઉન્નતિ થઈ શકે નહિં તેથી આ કોન્ફરન્સ સૂચના કરે છે કે દબાયલી કોમોની સાંસારિક અને માનસિક સ્થિતિને લીધે પ્રજાનું કલ્યાણ થઈ શકે તેમ નથી; તેથી ત્હેમની તથા પાછળ પડી ગયેલા વર્ગ (જેમાં આ ઠરાવની દરખાસ્ત લાવનારે સ્ત્રીઓનો પણ સમાવેશ કર્યો હતો ત્હેમ-) ની હાલત સુધારવાને સમસ્ત પ્રજાને મજબૂત ભલામણ કરે છે.

૭. નાચના મેળાવડા વિરૂદ્ધના અને સાંસારિક શુદ્ધતા વિશેના કોન્ફરન્સના ઠરાવો આ સભા ઘણીજ દૃઢતાથી માન્ય રાખે છે અને સંપૂર્ણ રીતે ત્હેમની તરફેણમાં પોતાનો અભિપ્રાય દર્શાવે છે.

કોન્ફરન્સમાં સ્ત્રીઓનાં ભાષણનો સારઃ—સૌ. વિદ્યાગૌરી ( બી. એ. )—જ્યાં સુધી એક પણ બાળલગ્ન હિન્દમાં જોવામાં આવશે અને એક પણ બાલપત્ની ત્રીસ કરોડ મનુષ્યોની વસ્તીમાં નજરે આવશે ત્યાં સુધી સુધારકો પોતાની ફરજ બજાવવામાં પાછળ છે એમ માનવું પડશે અને તેટલા પુરતા તેઓ દોષપાત્ર ઠરશે; કારણ કે આ સવાલ બહુ મહત્વનો છે, ત્હેના ઉપરજ હિન્દના અસ્તોદયનો આધાર છે. બાળલગ્નથી ઘણા અનર્થ નીપજેલા જોવામાં આવે છે. કદિ કદિ વૃદ્ધ માબાપને એમ વૃત્તિ થઈ આવે કે પોતાની જીંદગીમાં જ બાળકોને પરણાવી આનન્દ માનવો; કોઇને પાછળથી પોતાના પુત્ર માટે કન્યા ન મળવાની ધાસ્તી લાગે છેઃ આવાં કારણોથી ઉતાવળ થાય છે. પરન્તુ જ્યાં સુધી આવા વિચાર ત્હેમનાં મગજમાંથી ખસ્યા નથી ત્યાં સુધી પ્રજાકીય સુધારો થવાનો જ નથી. જનાવરો તરફનું ઘાતકીપણું અટકાવનારાં મંડળોની પેઠે બાળકો ઉપરનું આવા પ્રકારનું ઘાતકીપણું રોકવાને મંડળીઓ સ્થાપવાની જરૂર છે. એ વર્ષ ઉપર ઑ. ડૉ. ભાણ્ડારકરે જણાવ્યું હતું કે બાળલગ્નનો અટકાવ કરવાની પ્રવૃત્તિ તે પ્રજાના ઉપયોગની જ હીલચાલ છે; અને ત્હેવાં લગ્નો નાશ પામે ત્યાં સુધી ખંતથી ત્હેમની પાછળ મંડયા જ રહેવું જોઇએ. બાળલગ્ન છોકરાઓની કેળવણીને ઘણુંજ નુકશાનકારક છે. બાળલગ્ન પ્રતિબંધક કાયદો કરીને આપણા પ્રાચીન રાજાઓનું અનુકરણ કરવામાં નામદાર ગાયકવાડે પોતાને પ્રભુએ બક્ષેલા અધિકારનો ઉત્તમ ઉપયોગ કરી ત્હેનું સાર્થક કર્યું છે.

મિસિસ આયરઃ—વડોદરા અને મહીસૂરના રાજ્યોના જેવોજ બાળલગ્ન પ્રતિબંધક કાયદો ઈંગ્રેજ સરકારે પણ કરવો જોઇએ. ધાર્મિક રીતરિવાજોમાં વચ્ચે નહિં પડવાનું વચન આપેલું છતાં ત્હેમણે સતી થવાનો ચાલ બંધ કર્યો છે; અને પુનર્વિવાહની છુટી કરી છેઃ આ પણ તેટલા જ મહત્વનો સવાલ છે. બાળલગ્નથી વિધવાઓની સંખ્યા વધે છે અને સંતાન મૂળથી કમજોર થતાં જાય છે. જે ગૃહસ્થો કૉન્ફરન્સમાં હિમ્મતથી ભાષણ કરે છે ને ઠરાવોને ટેકો આપે છે ત્હેમનામાં એ પ્રમાણે ચાલવાની હિમ્મત નથી એ શોચનીય છે! આવા સુધારા નહિં થવાનું કારણ ત્હેમને સ્ત્રીનો ટેકો નહિં તે છે. બાળકીઓનો માબાપ પાસે લગ્ન સંબંધમાં પૈસા લેવાનો ચાલ મદ્રાસ ઈલાકામાં પ્રચલિત છે અને ઉડાઉ ખર્ચાનો રિવાજ પડી ગયેલો હોવાથી સઘળાં બાળકોનાં એકી વખતે લગ્ન કરવાં પડે છે ત્હેને લીધે પણ આવાં બાળલગ્ન વધે છે. બાર વર્ષની કન્યા સાથે સોળ વર્ષના વરનો વિવાહ થવો જોઇએ.

# વિવિધ વિહાર.

## ભારત મહિલા પરિષદ્.

( મુંબાઈમાં તા. ૨૯ મી ડિસેમ્બરના રોજ મળેલી સ્ત્રીસમાજ. ).

આ પરિષદ્નો મેળાવડો ફ્રામજી કાવસજી ઇન્સ્ટિટયુટમાં ભરવામાં આવ્યો હતો; ત્હેમાં કોઈ પણ પુરૂષને ભાગ લેવા દીધો નહિં હતો એટલુંજ નહિં પણ વર્તમાન પત્રોના પ્રતિનિધિઓને ગેલેરીમાં જૂદા જૂદા બેસાડવામાં આવ્યા હતા. હિન્દુ, ઇસ્લામી, પારસી અને ઇંગ્રેજ બાનુઓ મળી લગભગ આઠસો સન્નારીઓ ત્હેમાં હાજર હતી.

આવકાર દેનારી કમીટીનાં પ્રમુખ, લેડિ સાવિત્રીબાઈ ભાલચન્દ્રના ભાષણનો સારઃ–

" મ્હારી વ્હાલી ભગિનિઓ! સ્વાગત કમીટી તરફથી હું ત્હમને સર્વને સ્વાગત કરૂં છું. આજનો આ અપૂર્વ સમય છે. નેશનલ કોન્ગ્રેસની સાથે વીસ વર્ષથી ભરવામાં આવતી સામાજિક પરિષદ્ ( કોન્ફરન્સ )ના નિયોજકોએ તે પરિષદ્ની સાથે સ્ત્રીઓની સભા બોલાવવાનો પણ આજનો યોગ સાધ્યો છે. ત્હેમના આમંત્રણને માન આપી ત્હમે સર્વ અહિં પધાર્યાં છો તે માટે અમે સઘળાં ત્હમારો આભાર માનીએ છીએ.

સ્ત્રીઓને વિશેષે કરીને ઉપયોગી હોય એવા સ્ત્રીઓના વિષયો સંબંધી વિચાર સ્ત્રીઓજ કરે, એ આ સભાનો ઉદ્દેશ છે. સ્ત્રીઓએ પરોપકારનાં કામ કેવી રીતે કરવાં, અનાથ બાળકોનું સંરક્ષણ, સ્ત્રીકેળવણી, પ્રાથમિક સ્ત્રીશિક્ષણ, દાઈ વગેરેના કામમાં માહીતી, બાળવિવાહ, હાલની કુટુંબસ્થિતિ, તથા સ્ત્રીઓનું આરોગ્ય, વગેરે વિષયો ઉપર આજ ગુજરાતી તથા મરાઠીમાં ભાષણો જૂદી જૂદી સ્ત્રીઓ તરફથી થવાનાં છે. આપણા સુધાગતો હજીપણ ઘણા છે. આપણને વ્યવહારમાં જે અડચણો નડે છે તે આગળ ધરવાથી ત્હેનું નિરાકરણ ત્હમે કરી શકશો. આ પ્રમાણે દરવર્ષે સામાજિક પરિષદ્ની સાથે આવી સ્ત્રીસમાજ પણ ભરવાનો ઉદ્દેશ છે. સામાજિક પરિષદ્ની આ નવી પદ્ધતિ ઘણી ઉપયોગી નીવડશે પણ ત્હેની પાસે લોકસેવા કરાવવાનું આપણા ઉપર જ આધાર રાખેછે.

સૌ. લક્ષ્મીબાઈ ચન્દાવરકરે મિસિસ રમાબાઇ રાનડે ( સ્વર્ગસ્થ ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિન્દ રાનડેનાં પત્ની )ને પ્રમુખસ્થાન લેવા દરખાસ્ત કરી, જેને મિસિસ રમાબાઇ ભાણ્ડારકરે ટેકો આપ્યાથી, મિસિસ રમાબાઇ રાનડે પ્રમુખસ્થાને બિરાજ્યાં હતાં.

## પ્રમુખ મિસિસ રમાબાઈ રાનડેનું ભાષણ.

*આસરે ચારેક વર્ષની મુદત વીત્યા પછી ફરીથી આજ હું આપની સમક્ષ ઉભી રહુંછું. તે પ્હેલાંની સ્થિતિ અને આજની સ્થિતિમાં જમીન આસ્માનનો તફાવત છે, અને તે કારણથી મ્હારા મનની સ્થિતિ બદલાતાં આજ રોજ તેજ મુંબાઇ, તેજ ઠેકાણું અને આપ સર્વે મ્હારી પ્રેમાળ મૈત્રિણીઓ મ્હને નવા સ્વરૂપમાં દેખાઓ છો. ખરૂં છે કે જે **ઉત્તમોત્તમ, પ્રેમમય, અને પવિત્ર સહવાસ**માં મ્હારાં ૨૭ વર્ષ સાર્થક થયાં છે, તેના પરિણામે મ્હારે મ્હારા મનની સ્થિતિનાં રોદણાં રડયાં કરવાં એ યોગ્ય નથી. દૈવેચ્છાથી જે સ્થિતિ પ્રાપ્ત થઇ તે સ્થિતિમાં રહી, **તેજ ચરણકમળનું** ચિન્તન કરી વિવેકથી દિવસો ગાળવા અને આપણા કર્તવ્યમાં હરહમેશ તત્પર રહેવું એજ પરિણામ આવવું યોગ્ય હતું. પરંતુ અત્યંત ખેદ સહિત મ્હારે કબૂલ કરવું પડે છે કે મ્હારામાં તેટલું સામર્થ્ય નથી. નિરંતર **પોતે** બોધ કરતા હતા કે "સુખ દુઃખ એ દેહના ભોગ અથવા મનના વિકાર છે. તેમને મહત્વ આપવું નહિ, અને દરેકે પોતાના પ્રાપ્ત કર્તવ્યમાં અત્યંત દક્ષ રહેવું. આ પ્રમાણે વર્તવાથીજ મનુષ્યજીવનનું સાર્થક્ય છે." વળી આ બોધ અનુસારજ નિત્ય વર્તન થતું. રાત્રિ ઉપર રાત્રિ નિદ્રાની શાન્તિ અનુભવ્યા સિવાય જાય અથવા છાતીમાં તીવ્ર વેદના થયા કરે તોપણ કર્તવ્યમાં મગ્ન થવાથી મન તે સર્વ સંપૂર્ણ રીતે ભુલી જતું. **પોતે** દેહી છે એમ સમજી દેહ સંબંધી વિકાર **પોતાને** થયા કરે એનું ભાન પણ ન રહે. આ પ્રમાણે **પોતાને** કર્તવ્યપરાયણતા અને ઉદ્યોગ ઉપર અત્યંત પ્રીતિ હતી. આવા સહવાસનો લાભ મ્હને મળવા છતાં મ્હારામાં **તે સામર્થ્યનો—તે** દૈવિ ગુણનો અલ્પ પણ અંશ નથી એ વાત મ્હારે અત્યંત ખેદ સાથે કબૂલ કરવી પડે છે. નહિં તો જે મહાન કાર્ય પાછળ ગયાં અઢાર વર્ષ પર્યંત તન મન અને ધન અર્પણ કરી અથાગ શ્રમ લીધો, **તે અત્યંત પ્રીતિયુક્ત પ્રવૃત્તિમાં** મ્હારે પણ થોડો ઘણો ભાર વ્હેવાનો પ્રસંગ પ્રાપ્ત થતાં આપની વતી મ્હને આમંત્રણની જરૂર કિંવા આગ્રહ કરવા ગુરુવર્ય ભાંડારકરને શ્રમ લેવો પડે એ ઠીક કહેવાય? ગમે તેમ હો. હું આ જે આપની સમક્ષ ઉભી છું અને આપ સર્વેએ મ્હને આજે જે અધ્યક્ષસ્થાન આપ્યું છે, તેનો શો મર્મ છે તે મ્હારા સમજવામાં છે. હું કાંઈ ભણેલી ગણેલી વિદ્વાન છું તેથી જ આ ઉચ્ચ સ્થાન ઉપર મ્હને સ્થાપી છે એમ નથી. દેવોના ચરણકમળમાં જે પુષ્પમાળ અર્પણ કરવામાં આવે છે, તેની નિર્માલ્ય અવસ્થામાં પણ તેની ઉપર આપણો એક પ્રકારનો આદર હોય છે અને તે માળ પ્રતિ આપણે અમુક ભાવ ધરાવીએ છીએ, આવા હેતુથી - પ્રેરાઇ આજ આપે મ્હને જે માન આપ્યું છે તે એક અસાધારણ ભૂષણરૂપે મ્હને લાગે છે અને તે માટે હું આપ સર્વેની ઘણીજ આભારી છું.

દેશના જુદા જુદા ભાગમાંથી આપ સર્વે વિદ્વાન અને સુશિક્ષિત બ્હેનોને અત્યંત પ્રીતિથી આ સભામાં એકઠાં થયેલાં જોઇ મ્હને ઘણોજ આનંદ થાય છે. અત્યાર સુધી

---

*. આ ભાષણના પ્હેલા પેરેગ્રાફ-(વાક્યસમૂહ) માં મિસિસ રમાબાઇએ પોતાના પતિ મહર્ષિ રાનડેને ઉદ્દેશીને સૂચન કરેલું છેઃ જ્યાં બની શક્યું ત્યાં એવા સૂચનના શબ્દો બ્લેક (મ્હોટા) અક્ષરોમાં મૂક્યા છે. તન્ત્રી.

આપણા સ્ત્રીવર્ગમાંથી કાંઇક થોડોક ભાગ સામાજીક સભામાં હાજરી આપતો હોવાથી આપણાં ભાષણો તે સભામાં થાય છે. પાછલાં અગાઉ વર્ષ દરમીયાન આ પ્રમાણે આપણી પ્રવૃત્તિ ચાલુ હોવા છતાં આજ આ નિરાળાં એકઠાં થવાનું પ્રયોજન શું? આ નવી સંસ્થા શરૂ કરવાની શી આવશ્યકતા? આ પ્રવૃત્તિથી શું ફળ મેળવવાની આપણી અપેક્ષા છે? આ વિચારવા જેવા પ્રશ્નો છે અને તે તરફ આપણું લક્ષ આપણે દોરીએ. આપણા દેશમાં સ્ત્રીકેળવણી શરૂ થયે ઠીક મુદત વીતી છે. પુષ્કળ બાઇઓ કેળવાઇને તૈયાર થઈ છે. કેટલાંક શેહેરોમાં ખાસ સ્ત્રીવર્ગથી ચલાવવામાં આવતી સભા હયાત છે. સામાજીક પરિષદ્‌માં ભાગ લઇ આપણા વિચારો જણાવવા કેટલુંક ઉત્તેજન પણ આપણને મળે છે. સ્થિતિ આ છતાં પરિષદ્‌માં જનાર સ્ત્રીવર્ગની સંખ્યા કેમ આટલી થોડી હોય છે? એનું એક કારણ છે. રીવાજ ગમે તો સારો હો અગર નરસો હો, પરંતુ આપણા દેશમાં સ્ત્રીવર્ગનો ત્રણ ચતુર્થાંશ ભાગ પડદામાં રહેનારો છે, એટલે તેમને પુરૂષોની સભામાં આવવું એ મુશ્કેલી ભરેલું છે, છતાં તેમના વિચાર જાણવા એ આવશ્યક છે. બાકી રહેલ એક ચતુર્થાંસ ભાગે સમસ્ત સ્ત્રીવર્ગ તરફથી બોલવાની જવાબદારી લેવી એ જરાક જોખમનું કામ છે. તો આપણી પડદામાં રહેતી બ્હેનોને પોતાના વિચાર દર્શાવવા માટે કોઈ પણ સ્થાનની જરૂર નથી શું? હા, ખાસ જરૂર છે. અને એટલા માટે જ આજની આ સભા ભરવામાં આવી છે. બીજું આપણામાંનો જે વર્ગ પડદામાં રહેતો નથી તેમાં પણ પરિષદ્‌માં ખુલ્લા દિલથી બોલી શકે એવી બાઇઓ થોડીજ છે. આપણી પ્રકૃતિ સ્વભાવથીજ શરમાળ હોય છે. પુરૂષોના દેખતાં આપણાથી વધારે બોલાતું નથી—જરૂરજ પડી હોય તો આપણે મિત ભાષણ કરી પ્રસંગ વટાવીએ છીએ. ગમે તેટલી હીંમત કરી બોલવા જઇએ તોપણ બરાબર જોઇએ તેવું થાય નહી. કારણ આપણને બાળપણથી આવાજ પ્રકારનું શિક્ષણ અને કેળવણી મળેલી હોય છે. વળી આપણા ઘરની વડીલ બાઇઓના આચાર વિચારની આપણા મન ઉપર એવી અસર થાય છે કે અમુક એક વાત તે વખતને અનુકુળ હતી પણ હાલ તેની જરૂર ન હોવાથી તે છોડી દેવી

સરળ અને રહેલા શબ્દોમાં આપણી અશિક્ષિત બ્હેનોને સમજાવે તો આપણા લક્ષમાં વધારે રહી શકે, એટલુંજ નહીં પરંતુ તેની અસર પણ મન ઉપર વધારે વખત રહે. ફકત સ્ત્રીવર્ગજ મળેલો હોય તો તેઓ કેટલા પ્રેમથી, કેવા પ્રુક્ષા દીલથી અને આનંદથી પોતાના વિચાર જણાવી શકે છે, એનો અનુભવ સર્વને છે. જ્યારે આવો યોગ વર્ષમાં એકાદ વખત પણ મળે, તેમના પોતાના વિચાર એકમેકને સ્પષ્ટ રીતે જણાવવાને અને બ્હેનો પ્રમાણે પરસ્પર સ્નેહ અને સંબંધ વધારવાને તે સાધનરૂપે થાય એ પણ આ સભા ભરવાનો એક હેતુ છે. આથી કરીને પણ આપણને એક મોટો લાભ થવાનો છે. આ સભામાં આપણે સર્વ જાતી અને ધર્મનાં એકઠાં થયાં છીએ અને આપણી એકત્ર થઈને કામ કરવાની ઇચ્છા છે. આપણે ચાર બ્હેનપણીઓ એકમેકને મળીએ છીએ ત્યારે પોતાનાં સુખ દુઃખની વાત પરસ્પર કરીએ છીએ અને પોતપોતાના ઘરમાં શી વ્યવસ્થાથી કામ ચાલે છે, એ વગેરે વિષયો ઉપર જેમ પુછપરછ કરીએ છીએ. તેવીજ પુછપરછ, પણ જરા મોટા પ્રમાણ ઉપર, આપણા વર્ગ અને દેશની રીત સંબંધી આપણે અહીં કરવાની છે. આપણા પોતાના વર્ગમાં દોષ ક્યા છે અને તે શા ઉપાય યોજવાથી દુર થઇ શકે, તેમજ બીજા વર્ગમાં ગુણ ક્યા છે અને શી રીતે તે આપણામાં આવી શકે, આ બાબત હાથ પર લેવાને આપણને ઇચ્છા જણાય છે અને તે ઇચ્છા ઉત્પન્ન થવી એ પણ અગત્યનું છે. કારણ આ ઇચ્છામાં સમાજનું કલ્યાણ સમાયલું છે, અને આપણાં મન વધારે ઉદાર થઈ આપણી બુદ્ધિ વિકાસિત થશે, અને વખત જતાં બધી જાતીઓ વચ્ચે સમાધાન અને એકતા થઇ આપણો દેશ મહાન પદવી પ્રાપ્ત કરશે.

આજની મહિલા પરિષદ્ જુદી કેમ ભરવામાં આવી, તે કેવા પ્રયોજન વાળી છે અને તેનું કેટલું મહત્વ છે એ આ ઉપર બતાવેલા હેતુથી સમજી શકાશે. આ શિવાય આ પ્રશ્ન ઉપર એક બીજી બાજુથી પણ લક્ષ લગાડવું યોગ્ય છે. જેવી રીતે કુટુંબનું કલ્યાણ, સ્ત્રી અને પુરૂષ બંનેનાં શાણપણાં ઉપર, બન્નેના એક થયલા વિચાર પ્રમાણે ચાલવા ઉપર અને એકત્ર થઇ લીધેલા શ્રમ ઉપર આધાર રાખે છે, તેવીજ રીતે દેશના કલ્યાણની આ વાત છે. પોતપોતાના ગુણને અનુસરી બન્ને વર્ગ કામ કરતા જાય અને આ કામને અભિવંદન કરવાની બુદ્ધિ અને પાત્રતા બંને વર્ગમાં હોય તથા એક ધોરણથી અને એક દિશામાં ચાલવાનું બને તોજ દેશની ઉન્નતિની આશા રાખી શકાય. તેથી કરીનેજ સ્ત્રીઓએ કેળવણી લેવી જોઇએ. તેમના વિચારનો વિકાસ થવો જોઇએ. આ કારણથી ગયાં અઢાર વર્ષમાં આ વિચાર લોકોના મનમાં ઠસાવવાને અને તેમની મદદ મેળવવા માટે મોટા મોટા મહાત્માઓએ પરિશ્રમ લીધો છે, તે શ્રમ કેટલે અંશે ફલદ્રૂપ થયો છે એ વિચારવાનું કામ ભાવિ ઇતિહાસકારોનું છે. તોપણ આટલું તો ખરૂં છે કે, સ્ત્રીઓએ પોતાની સ્થિતિ સુધારવા માટે અને પોતાની ઉન્નતિ કરવા માટે સ્વતંત્ર વિચાર કરવાની તેમને અગત્ય જણાવી અને તેમણે આ સભા ભરવી એ તે પરિશ્રમનું મધુર ફળ છે. આપણા સમાજનાયકોએ અતિશય કષ્ટ અને ત્રાસ વેઠીને આ માર્ગ આપણે વાસ્તે કરી આપ્યો છે અને તે માર્ગે જવાની ઇચ્છા આપણે દ્રઢ રીતે રાખવી તથા તેમના શ્રમને આ રીતે આપણે થોડી પણ ફળીભૂત કરવી એ આપણું કર્તવ્ય છે.

હવે કોઈ એમ કહેશે કે સર્વ જાતી અને ધર્મના ફકત સ્ત્રીવર્ગની સભા ભરવી

જોઇએ એ વાત નિર્વિવાદ છે અને તેથી પુષ્કળ ફાયદા થવાનો સંભવ છે. પણ આ વ્યવસ્થામાં એક દોષ છે તેનું નિરાકરણ શું? જે વાત કમી કરવી જોઇએ એવું આપણે કરીએ છીએ તે આ સભાના યોગથી ઉલટી વધશે એમ લાગે છે; આ યોજનાથી પરદાનો રીવાજ ઘટવાને બદલે વધે છે એવો આક્ષેપ આવવાનો સંભવ છે. પણ વિચાર કરીશું તો આ આક્ષેપમાં કાંઈ બહુ સત્ય જણાશે નહી. પરદાનો રિવાજ વધતાં પણ પરદા અંદરના વિચારનો વધારે ફેલાવો કરવા પ્રયત્ન થાય તો તેથી હાની ન થતાં ઉલટો ફાયદેહોજ થવાનો; અને આવા પ્રકારથી આપણા વિચારો એક વખત વિકાસ પામે તો પછી બહારના પરદાનું કાંઈ મહત્વ રહેશે નહી એ ખુલ્લું છે. અને આવી પરિષદ્‌નો પરદા સાથે વિશેષ સંબંધ છે એમ પણ નથી. સ્ત્રીઓને લગતી કેટલીક બાબતો ઉપર સ્ત્રીઓએ પોતે ચર્ચા કરવાથી વિશેષ લાભ થાય છે, તેથી કરીને જે દેશોમાં પરદાનો રીવાજ સમુળગો નથી હોતો ત્યાં પણ આવી ખાસ સ્ત્રીઓની સભાઓ ભરવામાં આવે છે. એટલે આ સંબંધી બ્હીક રાખવાનું કાંઈ પણ વિશેષ કારણ છે એવું મ્હને લાગતું નથી.

આ સભાના શા વિશેષ ઉદ્દેશ હોવા જોઇએ, કયાં કયાં કામ પોતે હાથ ધરવાં જોઇએ, અહીં કયા વિષયો ઉપર ભાષણો આપવાં જોઇએ અને કયા કયા ઠરાવો પસાર કરવા યોગ્ય છે એ વગેરે બાબતોની વ્યવસ્થા કરવી એ કામ આપનામાં સુશિક્ષિત, અનુભવી અને પુખ્ત હોય તેમનું છે. મ્હારા જેવી એકલદુકલનું નથી, અને મ્હારો તેવો અધિકાર પણ નથી. એટલે એ વિષય આપ સર્વેના હાથમાં મુકી મ્હારે એકાદ બાબત ઉપર જે બે શબ્દો કહેવા યોગ્ય મને લાગે છે તે તરફ હું હવે વળું છું.

સ્ત્રીઓએ સાર્વજનિક હિતનાં અને પરોપકારનાં કયાં કામ માથે લેવાં અને કઈ રીતે પોતાની જીંદગી વધારે ઉપયોગી કરવી એ સંબંધમાં આપના સમક્ષ આટલી બાબતો મુકવી મ્હને યોગ્ય જણાય છે. અને આ વિષયનું યથાર્થ સ્વરૂપ ધ્યાનમાં આવવા, આપણામાંથી જુના વખતની પ્રતિષ્ઠિત બાઇઓ કયાં કામ હાથ ઉપર ધરતી અને હાલ આપણી સ્થિતિ કેવી બદલાઈ ગઈ છે, આપણી સદ્‌વિવેકશક્તિને કયાં નવાં દુઃખો જણાવા લાગ્યાં છે, એ બન્ને બાબતો ઉપર આપણે લક્ષ દોડાવવું જોઇએ. જુના રિવાજવાળી સારી સ્થિતિની બાઇઓનો જીવનક્રમ કેવા પ્રકારનો હતો એ વાતની આપણામાંની પુખ્ત ઉમરે પ્હોંચેલી બાઇઓને અનુભવથી નહિ તોપણ સાંભળવાથીએ સારી માહીતી હશે, અને પોતાનાં મનમાં એવી પુષ્કળ બાઇઓનાં ચિત્ર ખડાં થતાં હશે, પરંતુ આ સંબંધમાં અત્યારે મ્હને એક સાધ્વીનું નામ યાદ આવે છે ને તે ઈશ્વરકરજીનાં બાઈસાહેબનું છે. હાલના તે સંસ્થાનના અધિપતિનાં પોતે દાદાનાં દાદી થાય. પોતે ઘણાં સુશીલ અને ધાર્મિક વૃત્તિ ધરાવતાં હતાં. એમનું આન્હિક કહિએ તો મોટે મલસકે ઉઠી પંચ ગંગાજીમાં સ્નાન કરવા જતાં; ત્યાં જતાં રસ્તામાં સુદામ મેનો ઉભો રખાવી પોતાનાં ગામનાં ગરીબ ગરબાંને ઘેર જઈ ત્યાં કોઈ આજારી અથવા સુવાવડમાં હોય તો તેમની પોતે જાતે જોઈ ખબર પુછતાં. ગમે તે જાતની બાઇ પ્રસૂતિમાં છે એવા સમાચાર મળતાંજ જમવા બેઠાં હોય તોપણ ત્યાંથી તરત ઉઠી, મેનામાં બેસી, તેને ઘેર જઈ નીચ ગણાતી

જાતિની તે બાઇ હોય તોપણ તેને અડકી તેનો છુટકારો કરી પછી ઘેર આવતાં. સ્નાન કરી રાજવાડામાં પાછાં આવ્યા પછી સવારમાં જોઈ આવેલ આજારી સુવાવડી વગેરે મંડળીને ઔસડપાણી તથા પથ્ય ખોરાક મોકલીને પછીથી પૂજામાં બેસતાં. પૂજા પુરી થએ, મંદિરોમાં અથવા તો ધર્મશાળામાં કોઈ ગરીબ, દુર્બળ, નિરાશ્રિત મુસાફરો આવ્યા છે કે કેમ તેની ખબર કઢાવી એવા કોઈ ઉતરેલા જણાય તો તેના ખાવાપીવાનો બંદોબસ્ત કરી પછી પોતે જમવા બેસે. બપોરના વખતે પુરાણ વગેરે પુસ્તકો વાંચી સ્ત્રીઓને તેમાં સમજણ પાડતાં. આ પ્રમાણે પોતાનો નિત્યક્રમ હતો. આં રીતે સત્કર્મ અને પરોપકાર કરવામાં પોતાની જીંદગીનો ઉપયોગ કરતો સ્ત્રીવર્ગ ફક્ત રાજદરબાર અથવા શ્રીમાનોમાંજ મળે છે એમ નથી. મધ્યમ વર્ગનાં લોકોમાં પણ આવી ઉદાર વૃત્તિના દાખલા જોવામાં આવે છે. પરંતુ ગયાં ચાલીસ પચાસ વર્ષથી આવી કર્તૃત્વવૃત્તિ બહુ જણાતી નથી. એનું કારણ ગમે તે હો! ખરું જોતાં "जे का रंजले गांजले, त्यासी म्हणे जो आपुले" *(તુકારામ) આ વૃત્તિ કોઇ કોઈ વખત ઘણાજ મ્હોટા પુરુષોમાં જોવામાં આવે છે. તોપણ વાસ્તવિક રીતે તો આ ગુણ સ્ત્રીસ્વભાવનોજ ધર્મ છે. સામાનું દુઃખ જોઈ ખેદ ઉત્પન્ન થવો, મનમાં તેથી ચળવળ થયા કરવી, અને આપણી શક્તિ અનુસાર તે દુઃખનું નિવારણ કરવા સતત પ્રયત્ન કર્યા કરવા—એ વૃત્તિ પુરૂષવર્ગ કરતાં સ્ત્રીવર્ગમાં વધારે જોવામાં આવે છે. સ્ત્રીસ્વભાવનું તે લક્ષણ છે. આ લક્ષણને થોડે અંશે પણ ઘટવા દેવું એ યોગ્ય નથી. આજ પર્યંત આપણી હીન્દુસ્તાનની સ્ત્રીઓએ જે આધ્યાત્મિક ઉન્નતિ પ્રાપ્ત કરેલી છે તે તેવીજ કાયમ રાખવી. તેમાં લવલેશ પણ કમીપણું ન થવા દેવું એજ આપણા જીવનનું સાફલ્ય છે. વળી પ્રાચીન કાળથી ચાલી આવેલ આપણી મ્હોટાઇ કાયમ રાખવી. તે કાયમ રાખવાનું સામર્થ્ય આવવા માટે હાલમાં આપણે જે નવીન કર્તવ્ય કર્મો કરવામાં છે તે ક્યાં તેનું જરાક સૂચન કરૂંછું. તે પૈકી એક કર્તવ્ય એ છે કે, ગામની ચારેક પુખ્ત ઉમરની બાઇઓએ મહિનામાં એકાદ બે વખત પોતાની અનુકુળતા પ્રમાણે હસ્પિતાલમાં જઇ ત્યાં આજારી સ્ત્રીઓ તથા છોકરાંઓ હોય તેમની ખબર પુછવી. તેમને જે કાંઈ ખોટ જણાતી હોય તે પુરી પાડી તેમની અડચણ દૂર કરવી અને બીજી કાંઈ અવ્યવસ્થા હોય તો આપણા સૌજન્યથી તેને કાઢી નાંખવા પ્રયત્નો કરવા. હમણાં મ્હેં આપને આપેલા ધાર્મિક બાઈના ઉદાહરણ ઉપરથી આજ જે વાત કરવાની આપણે કહીયે છીએ તે કંઈ નવીન કરવાનાં છીયે એમ નથી. આપણા જુના ચાલ પૈકી જ એક, જરા જુદા રૂપથી, શરૂ કરવાનો છે તેટલુંજ.

બીજું કામ તે છોકરીઓની નિશાળની દેખરેખનું છે. આપણને હવે એમ લાગવા માંડયું છે કે છોકરીઓની નિશાળો દરેક શહેરમાં અને ગામડામાં સ્થાપન થવી જોઇએ, પણ વધારે નિશાળો કાઢવામાં આવે તેની સાથે આપણા ઉપર જે ખરી જવાબદારી આવે છે તે આપણે કેટલે સુધી બજાવીયે છીએ એનો વિચાર આપણે શું કરવાનો નથી? આપણે મહિને પંદર દહાડે આપણી છોકરીઓની નિશાળમાં જઈ ત્યાં શિખવવાની અને બીજી વ્યવસ્થા કેવી છે, નાની છોકરીઓને મર્યાદા અને રીતભાત ઉપર સ્ત્રીશિક્ષક

* જે કોઈ પીડાતો હોય તેને પોતાનો કહેવો.

કેટલું લક્ષ આપે છે, ત્યાં પાણી પીવા વગેરેની ગોઠવણ કેવી છે, શાળાની જગા સાંકડી અને અસ્વચ્છ તો નથી, છોકરીઓને રમવા કરવાનો જોગ છે કેમ, એ વગેરે પોતે જાતે જોઇ યોગ્ય લાગે તે સૂચના વખતો વખત કરવી એ આપણે કરવું જોઇએ. છોકરીઓને અલ્પ વયથીજ સાસરે જવું પડે છે એ ખરૂં છે, પણ તેમ થવાથી આપણી વહુઓ આપણા હાથ નીચે આવે છે કની? તેમની જો નિશાળે જવાની વય હોય તો તેમને નિશાળે મોકલવામાં આપણે પાછળ પડવું જોઇએ નહીં. પૂર્વના અને હાલના કામમાં અંતર પડી ગયું છે. મધ્ય કાળમાં શાસ્ત્રી, વૈદિક, મુત્સદ્દી વગેરે લોક સિવાય બાકીના પુરૂષ વર્ગને અને સ્ત્રીઓને જ્ઞાનની બાબતોમાં સાધારણ રીતે સરખાપણું હતું. તેમના વિચાર અને કલ્પના સરખાં હતાં. પણ હાલ તેમ નથી. આપણને માલમ પડે છે કે, આપણા છોકરાઓ વિશેષ શીખેલા, મોટી મોટી પરીક્ષા પાસ થયેલા અને કેળવાયલા છે; અને આ પાશ્ચાત્ય વિદ્યાને લીધે પૃથ્વીપરનાં મોટાં મોટાં રાષ્ટ્રો તરફ, આપણા અને બીજા દેશોના ઇતિહાસ તરફ, નવાં નવાં નીકળેલાં શાસ્ત્રોમાંની શોધ તરફ, દૃષ્ટિ કરવાની તેમની પ્રવૃત્તિ સ્વાભાવિક રીતેજ થાય છે, અને આપણી ભાવી સ્થિતિ વિશે નવા નવા વિચાર અને સંકલ્પ તેમના મનમાં ઉત્પન્ન થાય છે. આવે સમયે સ્વાભાવિક રીતે જ તેમને એમ લાગે છે કે અમારા વિચાર સાથે અમારી સ્ત્રીઓના વિચાર મળે, અને જે ઉદાર તત્વો ઉપર વિચાર કરીએ તે તત્વો તેમને સમજાય અને એ રીતે એક બીજાનો આદર થાય અને અમારાં મન મળે, તો સંસારયાત્રા સુખી થાય. પણ તેમ ન હોવાથી તેમનું મન જોઇએ તેટલું ઘર ઉપર લાગતું નથી, તેઓ બેદરકાર રહે છે અને સ્ત્રી તથા માતા માટે તેમને યથાયોગ્ય આદર રહેતો નથી. આવી હાલની સ્થિતિ થયલી છે. આ પ્રકાર અનિષ્ટ છે તે કાઢી નાખવો જોઇએ એ સર્વથી અગત્યનું છે. ત્યારે આપણામાંની પુખ્ત સ્ત્રીઓએ આગળ પડી ફુરસદની વેળા બપોરે "ગૃહશિક્ષણ વર્ગ" શરૂ કરવા એ અગત્યનું છે.

ઇસ્પિતાલો અને નિશાળો જોવા જવું અથવા ઘેર શિક્ષકવર્ગની સોઈ કરવી એથી પણ વધારે મહત્તાનું કર્ત્તવ્ય માબાપ વગરનાં બાળકો અને અનાથ સ્ત્રીઓ સંબંધે છે. હાલ વારંવાર પડતા દુકાળોને લીધે તથા સાત આઠ વર્ષથી ચાલેલી મરકીને લીધે ઘણાં છોકરાં અને સ્ત્રીઓ નિરાશ્રિત થઈ પડેલાં જણાય છે. આમાંની નાની વયની વિધવાઓને વિદ્યા તથા વિનય શિખવવાની અને તેમનું રક્ષણ કરવાની શી ગોઠવણ કરવી અને તેમની પાસેથી દેશસેવાનાં કામ કરાવવાની કેટલી આશા છે એ વિષય ઉપર હું અગાડી બોલીશ, પણ પ્રથમ આ અનાથ બાળકો માટે, અને જે અધવયની ઉંમરની સ્ત્રીઓ હજી ઉગતી છે છતાં પણ જેમના નિર્વાહનું સાધન નથી તેમને માટે, શી ગોઠવણ કરવી એ પ્રશ્ન લઇએ. ઘરમાં નાનાં નાનાં છોકરાં હોવાથી ઘર છોડી બહાર જવું અને કોઇની ચાકરી કરવી એ જેમનાથી બની શકે તેમ નથી, તેમણે ઘેર બેઠાં બેઠાં છોકરાંની સંભાળમાં જે વખત બચે તેમાં તેમણે શીવણકામ સરખું પોતાને હાથે થાય તેવું કામ માથે લેવું અને કોઇ રીતે બાંધી રકમના રૂપની મદદ તેમણે કરવી. તેનો ઘણો ઉપયોગ થશે અને આપણા નિરાશ્રિત ભગિનીવર્ગને આપણે થોડાં ઘણાં પણ ઉપયોગી થયાં

એમ આપણા મનમાં સંતોષ થશે. ચાલુ સ્થિતિમાં આવા વર્ગને માટે, ગરીબ ગુરબાં માટે અને અનાથ બાળકો માટે જેમાંથી ગોઠવણ થઈ શકે એવા ઘણા નીમ આપણે કરીએ છીએ. વસ્ત્રદાનની યોજના આ વર્ગના રક્ષણ માટે કરાય તો ઘણું સારૂં કામ થાય અને તે ધર્મદાન અધિક સત્પાત્ર ઉપર થાય. અનાથ બાળકો માટે આ ધર્મદાનમાંથી જે ભાગ રાખી મુકવાનો હોય તે રોકડી રકમના રૂપમાં અનાથ બાલગૃહોના વ્યવસ્થાપકો તરફ મોકલાય તો વધારે સારૂં. આ પરચુરણ ધર્મદાનની બધી વાત આપણા જ હાથમાં હોય છે, તેથી આપણે જો ઉદાર ધર્મબુદ્ધિ ધારણ કરીએ અને લૌકિક રીતિથી જે ધર્મ ચાલે છે તેટલાપર જ સંતુષ્ટ ન રહેતાં સદસદ્ વિવેકબુદ્ધિ રાખી જો ધર્મકાર્ય કરીએ તો આપણે આ વર્ગને ખરેખરી સહાયતા કરીશું એમ મને લાગે છે. હવે અનાથ બાલકીઓ સંબંધે આપણાંથી શું થઇ શકે એમ છે તે આપણે જોઇએ. જેમને છોકરાં છે પણ ઘેર નિર્વાહનું સાધન નથી તેમની સ્થિતિ આ [illegible]થી કેટલીક સારી એમજ કહેવું પડે છે કારણ તેમને કંઇ નહિ તો આશા તો [illegible] જ, અને છોકરાંઓને પાસે જોઈ તેઓ દિવસ કાઢી રહે છે. પણ અનાથ બાલિકા[illegible] સ્થિતિ તેવી નથી હોતી. તેમની આશાનો અંકુર લુપ્ત થઈ ગયેલો હોય છે. તેમની પાસેનાં આપ્ત જનોની તેમનાપર માયા હો કે તિરસ્કાર હો, પણ “એમનું જીવન વ્યર્થ છે, બિચારીનો જન્મ વ્યર્થ ગયો, એને હવે મરતાં સુધી બીજાની મહેનત મજુરી કરી અને તે આપે તે ટુકડો ખાઇ દુઃખેપાપે દહાડા કહાડવાના, બાપ ભાઈ હશે તો તે પણ પારકાજ!” એવા ઉદ્દગાર વારંવાર તેમને જોઇને લોકો કાઢવાના, અને તે સાંભળવાના તેમને પ્રસંગ આવવાના. આંથી તેઓ ઉદાસ થાય છે અને પોતાના જીવનો તેમને કંટાળો આવે છે. “આ જગતમાં અમારૂં પોતાનું કોઈ નહિં, અમારા સુખદુઃખમાં ભાગ લઈ અમને દિલાસો દેનાર કોઈ નહિં, હવે અમારે જગતમાં શું કરવાનું છે?” એવા વિચાર દિનરાત તેમના મનમાં ઘોળાયાં કરે છે અને તેથી તેઓ નિરાશ, અને કઠોર ચિત્તનાં રહે એ ઘણું જ સ્વભાવિક છે. ત્યારે એવી છોકરીઓને પાસે લઇને તેમના મનમાં ફેલાઈ રહેલી ગેરસમજુત દૂર કરવી એ આપણામાંની પુખ્ત સ્ત્રીઓનું મહત્વનું કર્તવ્ય છે. “તમારો જન્મ વ્યર્થ ગયેલો નથી, પરમાર્થની દ્રષ્ટિથી, મનુષ્યજન્મની મહત્તા અત્યંત છે. તમારાં આપ્ત જન તથા મૈત્રિણી તમારી સમક્ષ હોય ત્યારે જેમ તમે ઉપોગી ન હો તેમ દેશકલ્યાણની દ્રષ્ટિએ હાલ તમારો તેમનાથી વિયોગ થતાં અમારા કરતાં પણ વધારે તમો ઉપયોગી છો” ઇત્યાદિ વાત તેમના મનમાં સાબિત કરવાની, તેમના ચિતમાં સામાધાન થાય તથા ઈર્ષા ન થાય એવી રીતે ઉપદેશ કરવાની, તક આપણે કદી જવા દેવી ન જોઇએ. કઈ દિશામાં જવાથી તેમના જીવિતનો ખરો ઉપયોગ થશે એ તેમને સમજાવવું અને સ્ત્રીસમાજમાં લોકમતનું એવા પ્રકારનું વલણ કરવું એ કામ જો આપણે કરીશું તો ઘણા દુઃખનો જથો આપણે હાથે કમી થશે. આ વર્ગની સ્થિતિ સુધારવી એ જરૂરનું છે. આ સ્ત્રીઓ માટે પુણામાં “અનાથ બાલિકાશ્રમ” એ નામની સંસ્થા કાઢેલી છે, એ બહુ આનંદની વાત છે. એ સંસ્થા કેવલ પ્રોફેસર કર્વેના પરિશ્રમ, હિંમત અને વકતૃત્વનું ફળ છે, અને તે માટે તેમને જેટલું અભિનંદન આપીએ તેટલું થોડું. હાલ તેમાં શુમારે ત્રીશ પાંત્રીશ અનાથ છોકરીઓ શિખે છે અને દિવસે દિવસે તેમની સંખ્યા વધતી જાય છે. એ આશ્રમમાં છોકરીઓની

# વાર્તાલહરી.

## સ્ત્રીનું હૃદય

"Woman's at best a Contradiction Still"—Pope.

સંસાર ત્હને વિરોધની મૂર્તિ ગણે તો ત્હેમાં ત્હારો શો દોષ ?......(ત્હારાં કામને) ગમે તો સંસાર સ્ત્રીચરિતના ચાળા માને ને ગમે તો ઇશ્વરે રચેલાં અનેક પરસ્પર વિરોધી ચમત્કારોમાં ગણે...પણ સાધુજનો તો ત્હારા વિરોધમાં માત્ર વિરોધાભાસજ જુવે છે.

—સરસ્વતીચન્દ્ર (ભા. ૪) ઉપરથી.

રૂપ, યૌવન, ધન, જ્ઞાન, અને સત્તા–એ દરેક વસ્તુ 'અતિ' થયે માદક છે એટલે ત્હેનો પણ નિશો ચ્હડે છે; તો પછી, પચીસ વર્ષની ઉમ્મર સુધીમાં કદિ પણ–એક દિવસ પણ માથુંયે દુખ્યું ન હોય, શહેરના કસરતી પ્હેલવાનોમાંનો પ્રથમ પંક્તિ રાખી રહ્યો હોય, ક્રિકેટ–ટેનિસ–ફુટબોલ–દરેક પ્રકારની શારીરિક રમતમાં પ્હેલો ગણાતો હોય, અને સ્વરૂપે પણ દેખાવડો, મનોહર, હસમુખો હોય; સ્થાનિક યુનિવ્હર્સિટીની બધી ડિગ્રીઓ મેળવવાને ભાગ્યશાળી થયો હોય એટલું જ નહિં પણ વિલાયતની પણ થોડીક ત્હેમની સંખ્યામાં ઉમેરી શક્યો હોય; આ બધું છતાં વધારે ખુબી તો એ હોય કે બધી દુનિયાંની જાણ બ્હાર–એ સઘળી ડિગ્રીઓની નિરૂપયોગિતા, એટલી બધી વિદ્યાની બિનજરૂરિયાત–ન હોય; કારણ જ્યાં સોનું રૂપુ અને મોતી હીરા રસ્તામાંના ઈંટાળા ઢેખાળા તથા કાંકરાના કરતાં વધારે સંભાળ યોગ્ય ગણવામાં આવતાં ન હોય ત્યાં સાધારણ જનમંડળ જ્ઞાનનો શો ઉપયોગ કરવો, ત્હેની શું જરૂર છે, એ સમજી શકતું નથી. અને એ વાત તો સુવિદિત જ છે કે મ્હોટામાં મ્હોટી સત્તા પણ પૈસાને વશ છે, લક્ષ્મીની દાસી છે: દારાશાને આ સર્વ હતું; તે રૂપવાન હતો,–ભર યૌવનમાં હતો,–ત્હેના કરોડાધિપાતે કાકાની અસંખ્ય દોલતનો તે એકલો વારસ હતો, હિન્દુસ્થાનમાં જ નહિ પણ યુરોપ, અમેરિકા, જાપાન, સર્વ સ્થ-ળેથી ત્હેણે વિદ્યા સંપાદન કીધી હતી અને કેટલાક વિષયોમાં તો તે એટલો તો પ્રવિણ ગણાતો કે ત્હેમાં જીંદગી ગાળનારા વિદ્વાનો પણ ત્હેની સલાહ લેવા આવતા,–અને ત્હેના કાકાના અઢળક પૈસાનો જેટલો ઉપભોગ થાય, તેટલો તે કરી શક્યો હતો, લક્ષ્મી રૂપી સત્તાનો જેટલો અનુભવ મેળવાય તેટલો તે મેળવી શક્યો હતો.

દારાશાનો બધો કેફ–મદ એક દિવસ ઉતરી ગયો: ત્હેના આ સઘળા આખી દુનિ-યાંની નજરને આંજી નાંખે એવા ગુણ પણ એક યુવતીના મન ઉપર કાંઈ જ અસર કરી શક્યા નહિં ! ગુલબાનુ એક મ્હોટા હોદ્દેદાર પારસી ગૃહસ્થની એકની એક પુત્રી હતી; વીસ વર્ષની લગભગમાં સારૂં જ્ઞાન સંપાદન કરી પાઠશાળા છોડી દીધાને ત્હેને ફક્ત એકાદ વર્ષ જ થયું હતું; ત્હેની સુરૂપતા, સુન્દર મધુરતા, યૌવનના વિકાસથી ખીલી નીકળતી મનોહરતા, એ સર્વ એટલામાં તો ક્યારનાયે આખા મુંબાઈના પારસી યુવકોને ત્હેની સાથે લગ્ન કરવા માટે ઉત્સુક કરવા ગાંડાઘેલા બનાવી મૂકવા શક્તિવાન થઈ ચૂક્યાં હતાં ! પરન્તુ

ગુલબાનુ સાધારણ વૃત્તિઓ અને વિચારવાળી યુવતી ન્હોતી; હેના મનના આશય ઉંચા પ્રકારના હતા, તે દુનિયાંની ખોટી રિશીયારીને ધિક્કારી ફ્હાડતી હતી, અને કોઈ પણ પ્રકારે મનુષ્ય મંડળને ઉપયોગી થઈ શકાય એવી તરેહની જીંદગી તે ચ્હાતી હતી.

પોતાની તન્દુરસ્તી, પૈસો, જ્ઞાન અને સત્તા,–એ સર્વથી ગમે તો દારાશા કંટાળી ગયો હોય, અતિશય થયાથી હેમનો અપચો થઈ અભાવ થયો હોય કે ગમે તેમ હો તો પણ એટલી વાત તો નક્કિ જ છે કે, ગુલબાનુને જોઈ ત્યારથી જ હેનું દિલ હેની તરફ ખેંચાવા લાગ્યું. ખરાબમાં ખરાબ રસ્તાઓમાં, ઉનાળાના ભરતાપમાં, સરતોની અંદર જે પ્હેલવાન પોતાની 'મોટર'–ગાડી એકેક મિનિટમાં માઇલ માઇલ લઈ જતો અને હેના હૃદયને જરા અસરે થતી નહિં, હેનો હાથ જરા ધ્રૂજતો કે થડકાતોયે નહિં,–અને ગમે હેવા સખત 'બોલરો' (બોલ ફેંકનાર) ના ઘાની સામે એક સરખી ધીરજ, હિમ્મત, અને ખંતથી ટકી રહી તે કલાકના કલાક સુધી જરા પણ થાક્યા વિના રમત ટકાવી શકતો,–હેના હૃદયમાં પણ એક નયનયુગલની દૃષ્ટિ પડતાં ધબકારા ઉતાવળા થવા લાગ્યા, શરીરની નસોનું લોહી વધારે વેગથી દોડવા લાગ્યું, અને મગજ ઘુમરાઈ જવા માંડ્યું: આનું કારણ તે એટલું જ સમજી શક્યો કે ગુલબાનુની સાથે પોતે પ્યારમાં પડ્યો હતો અને હેને ખરા જીગરથી ચ્હાવા લાગ્યો હતો. હેનો દરજ્જો મ્હોટો હતો, હેની સ્થિતિ આસપાસનાં મનુષ્યો કરતાં એટલી બધી તો ચ્હડિયાતી હતી કે અત્યાર સુધીની પોતાની સઘળી ધારણાઓમાં તે પાર પડ્યો હતો એટલું જ નહિં પણ નશીબદેવીયે જાણે હેની ખિજમતદારી કરવાને આતુર હોયની એમ હેના મનના વિચારને અનુસરી–હેની વૃત્તિઓને અનુકૂળ થવામાં, ઉત્પન્ન થયા પ્હેલાં તે પૂર્ણ કરવામાં જ, જાણે પોતાને કૃતાર્થ ગાનતી હોયની એમ હેની સાથે તે ચાલતી હતી. એટલે દારાશાને મન ધારવું અને કરવું એમાં કાંઈ પણ ફરક નહિં હતો.

તેઓ એક બાગમાં મળ્યાં હતાં: મેળાવડામાં ટોળાંમાંથી ન્હાનકડી ટોળીઓમાં અને યુગલોમાં સઘળાં વ્હેંચાઈ ગયાં, હેમાં દારાશા અને ગુલબાનુ એકઠાં આવી ગયાં અને ધીમે ધીમે એકલાં પણ પડ્યાં.

"ગુલબાનુ ! હું બીજાં બધાંથી દૂર થવાની જ રાહ જોતો હતો. હું ત્હમને કેટલાક વખતથી મ્હારા દિલની વાત ક્હેવાના નિશ્ચય ઉપર આવેલો છું અને તે એ છે કે હું ત્હમને પૂરેપૂરા જિગરથી–ત્હમને ખ્યાલ હશે હેનાથી પણ વધારે–ભર પ્યારથી ચ્હાઉં છું. હું એમ પણ ધારૂં છું કે ત્હમે મ્હને એટલો બધો ચ્હાતાં નહિં હશો કારણ પ્રેમની કોઈ પણ નિશાની હું મ્હારી સાથેના ત્હમારા સહવાસમાં જોઈ શક્યો નથી. છતાં હું ત્હમને ચ્હાઉં છું, મ્હારા મનની હાલત એવી થઈ ગયેલી છે કે હું ત્હમને તે જણાવું નહિં ત્યાં સુધી મ્હને ગભરામણ જ થયાં કરે. હું ત્હમને ખરા દિલથી ચ્હાઉં છું અને તમો મ્હારી સાથે લગ્ન કરવાની હા ક્હેશો એમ આશા રાખું છું."

"મ્હારે શું કહેવું ત્હેની બીલકુલ મ્હને સમજ પડતી નથી," ત્હેણે મન્દ, વિચારશીલ સ્વરથી જવાબ દીધો: "હું તમને તમારા જેટલી જ પ્રીતિથી ચ્હાઉં છું કે નહિં તે હું સમજી શકતી નથી એટલે તમને જણાવી પણ શકતી નથી. પણ તમારે માટે મ્હારા મનમાં સારી લાગણી છે અને,—પણ તમને ખરેખરૂં કહી દઉં?"

"હા. હું પણ તે જ માગું છું." તે તરત જ બોલી ઉઠયો.

"લ્યો, સારે, ખરેખરૂં તો એ જ છે કે, તમારી પાસે એટલું બધું છે?–હું જાણું છું કે તમે મ્હને ઘણું મ્હોટું માન આપો છો જેને માટે મ્હારે મગરૂર થવું જોઇએ–અને બીજાઓ અદેખાઈ કરે એવું છે. પણ મ્હારા મનમાં નિશ્ચય થઈ શકતો નથી કે મ્હારી લાગણી તે તમારે માટે છે કે તમારી બીજી ચીજો–પૈસો. સત્તા, એ બધાને માટે છે. લગ્નની વાત એવી છે કે ત્હેમાં એક પણ પગલું ભરવું તે ઘણું જ જોઈ વિચારીને ભરવા જેવું છે; અને ત્હેમાં પોતાના દિલની પણ જ્યાં સુધી ખાત્રી ન હોય ત્યાં સુધી શું કરવું? તમોને પોતાને નથી લાગતું કે આપણને પોતાને નિશ્ચય થાય ત્યાં સુધી કાંઈ જ ન કરવું અને સબુરી પકડવી?"

"ત્યારે તમે મ્હને કાંઈ જ જવાબ નથી આપતાં?" ત્હેણે પાછું પૂછ્યું.

"મ્હારા મનમાં તમારી તરફ સારી લાગણી છે એટલું હું સમજી શકું છું. હું તમારું દિલ દુખાવવા માગતી નથી." ત્હેનો સ્વર વધારે મૃદુ, વધારે કોમળ થયો. "હાલ તો મ્હારાથી કાંઈ જ જવાબ દઈ શકાય તેમ નથી પણ—" તે બોલતાં બોલતાં જરા અટકી, અને પછી જરાવાર પછી તે દૃઢતાથી બોલી ઉઠી, "ના. ના. મ્હારાથી તે બની શકે તેમ નથી. હું તમારી માગણી કબૂલ રાખી શકું તેમ નથી."

બીજે દિવસ દારાશા ચોપાટી ઉપર ફરતો હતો ત્હેવામાં એક પાટલીની આસપાસ કેટલાક પારસીઓ રોજીંદ મળીને ઉભા હતા. તે પાસે ગયો ત્યારે તેઓમાંનો એક માણસ બીજાઓને સમજાવતો જણાયો.

"ખરેખરો ત્યાં જ લાગ છે. વિલાયતથી લોઢું, કોલસા, ધાતુ,–સાંચાકામ બધું મંગાવીએ અને અહિં કામ કરીએ ત્હેમાં આપણો શું દહાડો વળવાનો? મધ્યપ્રાંતમાં ખરેખરી કીમતી ખાણોનો ભંડાર છે પણ તે ઉઘાડનાર કોણ છે? આપણા લોકોમાં તો જરાયે હિમ્મત જ બાકી નથી. લ્યોને હું તમને કહું; હું પડે તપાસ કરી આવ્યો છું અને એક ઇંગ્લિશ કંપનીએ ત્યાંની જમીનનો થોડોક ભાગ લીધોયે ખરો. મ્હારી જોડે જો કોઈ અનુભવી ભરોંસાદાર ઈન્જીનિયર હોયને તો"—

"હું ઈન્જીનિયર છું. કહો કાંઈ હુકમ-ફરમાશ છે?" દારાશા મ્હોં મલકાવતો બોલી ઉઠયો. બધાએ પાછળ જોયું અને તરતજ પાછા ત્હેને મારગ આપ્યો. રતનજી-કરોડાધિપતિનો વારસ એક ઘણો મ્હોટો માણસ હતો.

"હા. હા. હું ઈન્જીનિયર છું. મ્હેં ઇંગ્લાંડ જર્મની અને યુનાઇટેડ સ્ટેટ્સમાં એ કામની ડિગ્રિઓ તથા સનંદો મેળવેલી છે; અને એકાદ બે જગાએ તો મજુરની પેઠે ખાણમાં કામ કરીને અનુભવ પણ મેળવ્યો છે." ત્હેણે ગંભીર ચ્હેરે ફરીથી કહ્યું.

બધા ખડખડાટ હસી પડયા. ત્હેમને આ બહુ મઝાની મશ્કરી લાગી.

"હું તો ખરેખરૂં કહુંછું કે—આ મશ્કરીની વાત નથી," પેલા પ્રથમ વાત કરનારે આગ્રહ પૂર્વક પાછું પોતાનું ભાષણ શરૂ કર્યું:

"હું તો ખરેખરૂં જ કહુંછું કે આપણા લોકો નાહક વિલાયત પૈસો જવા દે છે અને પછી બૂમો પાડે છે કે અમે ગરીબ થઈ ગયા! આ મધ્યપ્રાન્તની ખાણો એકેકી કરોડો રૂપિયાની કિમ્મતની છે. ફક્ત જરા શરૂવાતની મહેનત પડે અને પછી તો એકાદ ત્યાંથી રેલ્વે કરી દીધી એટલે બસ!—આપણા લોકની ઉંઘ ઉડવાની નથી તો; મ્હને તો કોઈ નહિં મળે તો યુરોપીયનની સાથે મળીને પણ હું ધારેલી ઉમેદ બર લાવ્યા વિના રહેવાનો નથી."

રાતે રતનજી શેઠ અને દારાશા ખાણું લઈ, વાતોનાં ગપ્પાં હાંકતા બેઠા હતા એવામાં નવ વાગ્યા એટલે દારાશા ઉઠયો.

"દારા જરાવાર થોભ, દીકરા!" શેઠે કહ્યું. "અસારતું ખાણું તો ઠીક હતું ને? ત્હને પસંદ પડયું કે કેમ?"

"નહિં, ચાચાજી, બહુ મઝેનું હતું." દારાશાએ જવાબ દીધો.

"ત્યારે તો ઘણું સારૂં," રતનજી બોલ્યા: "હું પણ એમ જ ધારતો હતો. પણ તે સારૂં તો હોવું જોઇએને! કારણ આપણી છેલ્લામાં છેલ્લી દમડી પણ ત્હેમાં ખરચાઈ ગઇ છે. તું સમજ્યો બચ્ચા?"

દારાશા તો આભો જ બની ગયો હોય તેમ દેખાયો.

"હા, દીકરા, આપણી બધી મિલ્કત નાબૂદ થઈ ગઈ છે. આવતી કાલે સ્હવારે આખી દુનિયાં તે જાણશે. આપણા લ્હેણદારોને ત્હેમનું માગતું આપ્યા પછી કોડી કફનની બી રહેવાની નથી!..........કેટલાંક વર્ષથી હું આપણા પાસા બધેથી ઉલટા પડતા આવે છે એમ જોઈ શકયો હતો અને તેથી જ મ્હેં ત્હને ખાસ ધંધાઓ શીખવાને પુષ્કળ પૈસા ખરચીને પણ દેશપરદેશ રખડાવ્યો હતો. પૈસાનું સુખ અને અમલ ત્હેં ભોગવ્યો છે, વિદ્યા અને જ્ઞાન સારૂં ત્હેં મેળવ્યું છે એટલે ત્હારી તરફની મ્હને બીલકૂલ ફિકર છે નહિં અને મ્હારી તું જરાયે રાખતો નહિં. મ્હારી જીંદગીભરની 'એન્યુઇટિ' (વાર્ષિક પેન્શન જેવી રીતે મળતી રકમ) મ્હેં લઇ રાખેલી છે તે મ્હારે ચાલશે અને ત્હેમાંથી કદાચ હું ત્હને થોડી ઘણી મદદ પણ કરી શકીશ; પરન્તુ હવે પોતાના ઉપર જ ત્હારી જીંદગીનો આધાર ત્હારે રાખવાનો છે."

જ નિર્માણ થયેલો છે એમ હૃદયમાં ખાત્રી થઈ ગઈ હોય, સર્વ રૂપવતી યુવતીઓ પોતાની સાથે લગ્ન કરવાને તત્પર છે એમ મિત્રમંડળ, ખુશામતિયા વર્ગનું રાત્રિ દિવસ કર્ણે પડવા કરતું સૂચન હોય:-એવામાં એ બધું ઉડી જાય, જે જમીન ઉપર દૃઢતાથી આપણે ઉભા છીએ તે ખરી જઈ ત્યાં પાણી ભરાઈ આવી આપણે ડબકાં ખાવા માંડીયે, જે ટેકરી ઉપર આપણે સ્થિરતાથી બેઠા છીએ ત્હેમાંથી જ્વાળામુખી પ્રકટ થઈ આવી, ત્હેના પ્હેલા ધડાકાની સાથે ધૂળ, પત્થર અને ધૂણિની સાથે જ આપણે દૂર ઉછળી પડીએ,-ત્યારે જે જે લાગણીઓ મનુષ્ય માત્રને થઈ આવે ત્હેવી હાલત દારાશાની પણ હાલ થઈ! પરન્તુ તે કાંઇ પણ બનાવથી હિમ્મત હારે એવો પુરુષ ન્હોતો. પેલો ચોપાટી ઉપર જે મુસાફર ખાણો બાબત વાત કરતો હતો ત્હેને ત્યાં તરત ગયો, પોતાની ફરી ગયેલી સ્થિતિ ત્હેને સમજાવી અને ત્હેની સાથે તે કામમાં પડવાનો ઠરાવ કર્યો.

બીજે દિવસ સ્હવારમાં એક 'વાટિકા-વિનોદ' હતો, ત્હેમાં જવાનું ત્હેણે વચન આપ્યું હતું. મધ્ય પ્રાન્તોનાં જંગલોમાં જઈ દટાવા પ્હેલાં એકવાર-છેલ્લીવાર મુંબાઈનાં મંડળોની લ્હેર અનુભવી લેવી અને ગુલબાનુ ત્યાં હોય તો છેલવેલ્લી ત્હેની રમણીય મુખાકૃતિ નિહાળી લેવી એ પણ ત્યાં જવામાં ત્હેના મનની લાલસાઓ હતી. સ્હવારનાં દૈનિક પત્રોએ રતનજી શેઠની પડતીની હકીકત મ્હોટા અક્ષરોમાં જણાવી દીધી હતી એટલે તે ગયો ત્હેવો જ ત્હેને લોકોની વર્તણૂંકમાં ફેર માલમ પડયા વિના રહ્યો નહિં. ફક્ત જેમના આમન્ત્રણથી ત્યાં તે ગયો હતો તે બાનુ અને તેમના પતિ જ પોતાની હમ્મેશની મૃદુતા, સરલતા, મિલાશ જાળવી શક્યાં હતાં. દરેક મનુષ્ય ત્હેની દયા ખાતું હતું એ વાત ખરી, પણ હવે ત્હેની પાછળ પાછળ ફરે, ત્હેને જ્યાં ત્યાં વાતોમાં ભેળવે, ત્હેની ખુશામત કરે, કહેને માટે મારગ કરે એમ બનવું હવે અશક્ય હતું. તે એક દૂરની પુષ્પકુંજ પાસે પડેલી બેઠક ઉપર બેસી આ સઘળો તમાશો ઠંડે કલેજે જોયાં કરતો હતો. એવામાં ત્હેની પાછળનાં ઝાડમાંથી ગુલબાનુ ફરતી ફરતી નીકળી અને દારાશાને જોઇને તે ચમકી. ત્હેની પાસે ગઈ અને બેઠક ઉપર બેઠી ત્યારે જ દારાશાને ત્હેના આગમનની ખબર પડી. ત્હેણે તરત ઉઠવા માંડયું.

"દારાશા, જરા બેસશો?" ત્હેણે નમ્ર સ્વરથી માગણી કરી. તે એકદમ પાછો બેઠો.

"આ વાત મ્હેં સાંભળી તે ખરી છે?" ગુલબાનુએ પૂછ્યું.

"હા. હા. ગમે તે પેપરમાં જોશો તો જણાશે. મ્હારી પાસે હવે કાંઇ જ રહ્યું નથી; અને હું મધ્ય પ્રાન્તમાં જવા વિચાર રાખુંછું.

"કાંઇ કારણ કે,—એટલે બધે દૂર જવાનું?"

"બાનુ, ત્હમને એ અનુભવ નથી એટલે જ ત્હમે પૂછોછો. કારણ એટલું જ કે પૈસા કમાવા. હું એક વખત એવો પણ બેવકૂફ હતો કે ત્હમારી સાથે લગ્નની ઉમેદ રાખતો હતો. હવે મ્હારી ખાત્રી થઇ છે કે જે થયું તે સારા સારું થયું!"

"એમ માનવાનું કાંઇ કારણ?" ગુલબાનુએ ફરીથી પૂછ્યું.

"તમોને નહિં સમજાશે કે એક ફુટી બદામ પણ જે માણસની પાસે ન હોય તે લગ્ન કરીને શું કરવાનો હતો?"

"ત્હમે મ્હને પરમ દિવસના જેટલા જ આજ પણ ચ્હાતા હો તો કદાચ ત્હમે મ્હને શું કહ્યું હતું તે સંભારી શકશો."

"વ્હાલો હોઉં ?" દારાશા ઉશ્કેરાઇને બોલી ઉઠયો. "વ્હાલો હોઉં ?—આ સવાલ શું ત્હમને ઠીક લાગે છે ?—મ્હારા મનની લાગણીઓ પણ પૈસાની સાથે જ જતી રહી એમ ત્હમે માનોછો ?"

"ત્યારે તો મ્હને લાગે છે કે ત્હમે મ્હારી સાથે લગ્નની માગણી કરી હતી તે પણ ત્હમને યાદ હશે જ."

"બેશક, એ વાત તો મ્હારા જિગરમાંથી કદિ પણ ખસવાની નથી."

"ઠીક ત્યારે, હવે ફરીથી એ માગણી મ્હને કહી સંભળાવશો ?" ગુલબાનુએ પૂછયું.

દારાશાએ ત્હેના મ્હોં સામું જોયું; પરન્તુ તે મુખ ઉપરની ગુલાબી સરખી તે સમજી શકયો નહિં. "વ્હાલી ગુલ ! હું ત્હને ચ્હાઉંછું; મ્હારા જિગરથી પણ વધારે ચ્હાઉં છું."

"ઠીક ત્યારે," ગુલબાનુએ સરળતાથી જવાબ દીધો, "હું પણ તમોને મ્હારા પૂરેપૂરા દિલથી ચ્હાઉંછું.

—ફકીર.

---

# સમયતરંગ.

**સ્ત્રીકેળવણીને ઉત્તેજન:**—લખનૌમાં ભરાયલા મુસલમાન મહામંડળમાં ભોપાળનાં બેગમ સાહેબ તરફથી ઇસ્લામી સ્ત્રીઓમાં કેળવણીનો પ્રચાર કરવાને માટે રૂ. ૩૪૦૦૦ ની ભેટ જાહેર કરવામાં આવી હતી.—ઑ. મિ. એન. એન. વાડિયા (સિ. આઈ. ઇ.) નાં વિધવા બાઈ જરબાઈ એ સર. જમસેદજી જીજીભાઇ ઇસ્પિતાલમાં નર્સ (દાઇઓ)ની સુગમતા માટે રૂ. ૪૦૦૦ આપવા માટે **નામદાર મુંબાઈના** ગવર્નર સાહેબે ત્હેમની પ્રસંશા કરી હતી.

**બંગાળાની બાળ વિધવાઓ:**—'આર્ય મેસેન્જર' પત્ર જણાવે છે કે, ગયા સેન્સસ (વસ્તીપત્રક) ઉપરથી ચાલુ રીત રીવાજો તરફ અન્ધ શ્રદ્ધાવાળા લોકોની પણ આંખ ઉઘડવી જોઇએ; ઈ. સ. ૧૯૦૧ માં ફક્ત બંગાળામાં જ એક વર્ષની અંદરની ઉમ્મરવાળી ૫૩૮ વિધવા બાળકીઓ હતી, ત્હેમાંની ૪૩૩ હિન્દુ, ૧૦૦ મુસલમાન, ૪ હલકી કોમની, અને ૧ બુદ્ધ ધર્મની હતી.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | અને | ૨ | વર્ષની | અંદર | ૫૭૬ | વિધવાઓ હતી. |
| ૨ | ,, | ૩ | ,, | ,, | ૬૫૧ | ,, ,, |
| ૩ | ,, | ૪ | ,, | ,, | ૧૭૫૬ | ,, ,, |
| ૪ | ,, | ૫ | ,, | ,, | ૩૮૬૧ | ,, ,, |
| ૫ | ,, | ૧૦ | ,, | ,, | ૩૪૭૦૫ | ,, ,, |
| ૧૦ | ,, | ૧૫ | ,, | ,, | ૮૫૫૯૦ | ,, ,, |

એકલા બંગાળામાં જ કુલ પંચાવન લાખ હિન્દુ સ્ત્રીઓ વિધવા છે. અને સઘળી કોમની વિધવાઓની જ્યારે સરેરાશ કહાડીએ છીએ ત્યારે ત્યાં દર ચાર સ્ત્રીઓમાં એક વિધવા સ્ત્રી માલમ પડે છે !

Registered No. B 436

# સુન્દરીસુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु.

( પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી )

સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક

પુસ્તક ૨ } અંક ૬.

પ્રકાશક, બન્ધુસમાજ.

{ ઈ. સ. ૧૯૦૫: ફેબ્રુ. વિ. સં. ૧૯૬૧:

વિષયસૂચન



વાર્ષિક લવાજમ સવા રુપિયો. ટપાલ ખર્ચ સહિત.

અમદાવાદ—યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની, લિમિટેડમાં મોતીલાલ સાંમળદાસે છાપ્યું.

## લવાજમની પ્હોંચ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૯૫ | ( નં. ૨૩૫ ) | રા. માવજી વિસનજી. | ( વ. ૨ ) | કચ્છ માંડવી. | ૧-૪-૦ |
| ૯૬ | ( ,, ૨૫૭ ) | ડાસરા લાયબ્રેરી. | ( ,, ) | ડસરા. | ૧-૪-૦ |
| ૯૭ | ( ,, ૩૭૨ ) | રા. કેવળરામ ભવાનીશંકર. | ( ,, ) | બોરસદ. | ૧- ૦ |
| ૯૮ | ( ,, ૨૭૩ ) | ,, મોતીલાલ સાંકળચંદ. | ( ,, ) | અમદાવાદ | ૧-૪-૦ |
| ૯૯ | ( ,, ૩૭૪ ) | ,, છગનલાલ હરિલાલ પંડ્યા. | ( વ. ૧ ) | જુનાગઢ. | ૧-૩ ૦ |
| ૧૦૦ | ( ,, ૩૭૫ ) | ,, રણછોડ વિઠ્ઠલ સુથાર. | ( વ. ૨ ) | વલસાડ. | ૧-૪-૦ |
| ૧૦૧ | ( ,, ૧૮૭ ) | ,, મોતીચંદ ગિરધર. બી. એ | ( ,, ) | ભાવનગર. | ૧-૪-૦ |
| ૧૦૨ | ( ,, ૧૮૮ ) | ,, ગુલાબચંદ આણંદજી | ( ,, ) | એક સરનામે. | ૧-૦-૦ |
| ૧૦૩ | ( ,, ૩૭૬ ) | ,, શેઠ મણીલાલ રણછોડભાઈની લાયબ્રેરી | (વ ૧) | અમદાવાદ | ૧-૦-૦ |
| ૧૦૪ | ( ,, ૨૭૭ ) | ,, ભાઈશંકર નાનાભાઈ લાયબ્રેરીના સેક્રેટરી. | ( ,, ) | ,, | ૧-૦ ૦ |
| ૧૦૫ | ( ,, ૩૦૨ ) | ,, જસવંતરાય મયાશંકર વૈદ્ય. | ( વ. ૨ ) | જુનાગઢ. | ૧-૪-૦ |
| ૧૦૬ | ( ,, ૩૭૮ ) | અ. સૌ. હિરાબાઈ. | ( ,, ) | મુંબાઈ. | ૧-૪-૦ |
| ૧૦૬ | ( ,, ૧૫૨ ) | રા નરસિંહલાલ માધવલાલ | ( ,, ) | અમદાવાદ. | ૧-૪-૦ |
| ૧૦૭ | ( ,, ૩૭૯ ) | અ. સૌ. જેકુંવરબાઈ. | ( ,, ) | મુંબાઈ. | ૧-૪-૦ |
| ૧૦૮ | ( ,, ૩૮૦ ) | રા. ભગુભાઈ ફતેહચંદ કારભારી. | ( વ. ૧-૨ ) | અમદાવાદ. | ૨-૪-૦ |
| ૧૦૯ | ( ,, ૩૮૧ ) | ,, અંબાલાલ મોતીલાલ ડોકટર. | ( વ. ૨ ) | ધોલેરા. | ૧-૪-૦ |
| ૧૧૦ | ( ,, ૩૮૨ ) | ,, રતનરાય ખુશાલરાવ દવે. | ( ,, ) | ધોલેરા. | ૧-૪-૦ |

---

## સ્વીકાર.

નીચેનાં પત્રો તથા પુસ્તકો ઇ૰ અમને હાલમાં નવાં મળ્યાં છે, જેનો ઉપકાર સાથે સ્વીકાર કરીએ છીએ.

માસિકપત્ર;—શ્રી આર્યધર્મ સુધા.

પુસ્તક;—"યુસુફી" વાર્તાઓ,—કર્તા યુસુફઅલી એ. બાકરબાઈ તરફથી.

બાજીરાવ બલ્લાલ,—કર્તા વકીલ ધીરજલાલ નરભેરામ દેશાઈ તરફથી.

આબુ પ્રવાસ પોથી;—કર્તા બાબુ મોહનલાલ બાપુલાલ રાવળ તરફથી.

શ્રી અંબાજીનો ફોટોગ્રાફ;—"અંબિકાવિજય"ના મેનેજર તરફથી.

# સુન્દરી સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઈના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વરથ થાય, શરીરે બલવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુકત–સ્વતંત્ર થાય ને તે મુકતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કલેશોમાથી છુટી એ કુટુમ્બનાં ખરા કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાલકવર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધવર્ગની "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઈ પતિનુ જીવન ઉન્નત કરે અને તેના આતુર વિલાસોની ઉર્મિયોમાં પોતાના હ્રદયતરંગ મેળવી દઇ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાખે અને અન્તે સ્વદેશમાં હ્રદયસૂર્યના તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે:—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રીઓની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે"

વર્ષ ૨ જું.] ઈ. સ. ૧૯૦૫. ફેબ્રુઆરી—માહ, વિ. સં. ૧૯૬૧. [અંક ૬ ઠો.

## કાવ્યકુંજ.

### શિયળની સાડી.

( ગરબો. )

સખી! હર્ષની મરૂકી મ્હારે ઉભરાય અતી, ઉભરાય અતી;
સખી! તોએ તે જરાયે નથી ખાલી થતી, ખાલી થતી;
સખી! આસપાસ હર્ષની શી રેલ મચી, રેલ મચી;
સખી! બાયુ સૌ જગ જગે હર્ષ વસી, હર્ષ વસી;
સખી! શિયળની સાડી મને દિવ્ય મળી, દિવ્ય મળી;
સખી! શોભા શી દશ વળી એમાં ધરી, એમાં ધરી;

(સાખી)—

ગગન તણો છે રંગ શો ! આછો, મન હરનાર;
પેરંતાં ચિતડું ઠરે, વધે રૂપઅંબાર.

સખી ! કોરમાં શી લજ્જાની વેલડી વળી !
સખી ! જોતાં છે લોક તણી આંખડી ઠરી;
સખી ! કીર્તિનાં ફૂલડાં વચ્ચે ભર્યાં, વચ્ચે ભર્યાં;
સખી ! કસોટી–કિરણે ઝળકી રહ્યાં, ઝળકી રહ્યાં; સખી હર્ષ૦

(સાખી)—

વળી વિનયની બૂટડી, ભરેલ નોતમ રીત;
ખેચંતી અંતર અતી, દિવ્ય જનોનાં નીત,

સખી ! પાલવે શી ધર્મ તણી પાંદડી ભરી !
સખી ! પાંદડીઓ વચ્ચે ટેક–આંકડી કરી;
સખી ! ગમતાની માથવટી સાદી દીધી, સાદી દીધી;
સખી ! દાનતણે દોરડે શી સિવી લીધી, સિવી લીધી !

(સાખી)—

કર્યો ક્ષમાનો છેડલો, રસિયો છોગાદાર;
માયામોતી મહિં ભર્યાં મનરંજક, કિરતાર.

સખી ! સાડીનું પોત પતિ–ભક્તિનું કર્યું;
સખી ! કુમળી કુમાસે મ્હારૂં કાળજું હર્યું;
સખી સાડીએ છે જગતનાં ચિત્તડાં હર્યાં, ચિત્તડાં હર્યાં;
સખી સાડીએ છે નાર કંઇ અમર કર્યાં, અમર કર્યાં. સખી હર્ષ૦

વસન્તવિનોદી.

(શિશુમણ્ડળ)

# વિવિધ વિહાર.

## ભારત મહિલા પરિષદ્.

(ગયા અંકથી ચાલુ)

### સન્નારીઓનાં ભાષણો તથા ઠરાવનો સાર.

મિસ શિરીન કાબાજીએ એવો ઠરાવ રજુ કર્યો હતો કે, હિન્દી વાઇસરાયનાં માનવન્તાં બાનુ લેડિ કર્ઝન ભયંકર મંદગીમાંથી બચ્યાં તે બાબત આ સભા આનન્દ દર્શાવે છે. લેડિ કર્ઝનની મંદગી સાંભળી હિન્દની મહિલાઓ ઘણી દિલગીર થઈ હતી, કારણ કે તે ભલી બાનુએ સ્ત્રીઓ માટેની દરિપતાલો અને લેડિ ડફ્રિન ફન્ડ માટે અથાગ શ્રમ લીધો હતો એટલું જ નહિં પણ તેઓ પોતે દવાખાનામાં જઈ સ્ત્રીઓની સારવારના સબન્ધમાં ધ્યાન આપતાં હતાં:—આ ઠરાવને રમાબાઈ ભાણ્ડારકરે ટેકો આપ્યો અને તે પસાર કરવામાં આવ્યો હતો.

આ પ્રસંગે મિસ. શિરીનબાઇએ હિન્દુ મહિલાઓની જે મ્હોટી સંખ્યા ત્યાં હાજર થઇ હતી ત્હેને માટે મુબારકબાદી આપી હતી અને પારસી બાનુઓએ જોઇએ તેટલો ભાગ પરિષદ્‌માં નહિ લેવા માટે દિલગીરી જાહેર કરતાં જણાવ્યું હતું કે, પારસી સ્ત્રીઓએ પોતાની બ્હેનપણીઓના સાંસારિક સુધારાના સવાલના સંબન્ધમાં બેદરકાર રહેવું જોઇએ નહિ.

સૌ. વિદ્યાગૌરી (બિ. એ.):—દેશોન્નતિનો આધાર દેશની સ્ત્રીઓ ઉપર મુખ્યત્વે કરીને છે અને કોઈ દેશ કેવી દશામાં છે તે જાણવાનું ચિહ્ન ત્યાંની સ્ત્રીઓની હાલત છે. આપણા દેશમાં સ્ત્રીઓની પદવી અને સ્થિતિ આપણે ઇચ્છિએ તેટલી ઉચ્ચ નથી; અને ત્હેનાં કારણો કેટલાક સાંસારિક રિવાજો તથા સ્ત્રીઓમાં કેળવણીનો અભાવ એ છે. આપણા સાંસારિક રિવાજ સઘળા ખરાબ જ છે એવું મ્હારૂં કહેવું નથી તેમ આપણે હિન્દુ મટી યુરોપિયન રીત રિવાજે ચાલવું એવું પણ કહેવાની મ્હારી મતલબ નથી. તથાપિ આપણા રિવાજોમાં જે ખોટું હોય તે ત્યાગ કરવું જરૂરનું છે.—વસ્તીપત્રક ઉપરથી એવું માલમ પડ્યું છે કે, આ દેશમાં માત્ર હજારે એક જ સ્ત્રી ભણેલી છે; આ કેટલી બધી શોચનીય સ્થિતિ છે? સ્ત્રીઓને કેળવણી આપવાથી ત્હેમને જ્ઞાન મળે અને ત્હેને લીધે ત્હેમને માનસિક ઉન્નતિનો પણ લાભ થાય. ત્હેમના સ્વાર્થ ખાતર જ સ્ત્રીકેળવણી આપવી એમ નથી. દેશોદયના કાર્યની સિદ્ધિ માટે સ્ત્રીકેળવણીની પ્રથમ આવશ્યકતા છે. જો કે ઉંચી પ્રકારની કેળવણી લેવાની પુરુષના જેટલી જ સ્ત્રીને પણ જરૂર છે છતાં હાલની દેશસ્થિતિ જોતાં પ્રાથમિક કેળવણી ઉપર ખાસ લક્ષ આપવું એ અગત્યનું છે. છોકરીઓને કેળવણી આપવાથી થતા લાભ આપણે, હજીપણ વધારે, લોકોને સમજાવવા જોઇએ. સરકાર

કન્યાકેળવણી વિસ્તાર પામે માટે બાળકીઓને મફત ભણાવે છે અને ઇનામ વગેરે અનેક પ્રકારનાં ઉત્તેજન આપે છે; છતાં વસ્તીના પ્રમાણમાં ત્હેવી શાળાઓ ઓછી છે. મુંબાઈ ઈલાકામાં ૨૫૪૮૨૪૧૫ માણસની વસ્તી છે ત્હેમાં છોકરાની નિશાળો ૮૨૧૯ છે અને છોકરીઓની ફક્ત ૭૭૫ છે! ઘણી જગોએ જોઇએ તે કરતાં ઓછી કન્યાશાળાઓ છે અને ઘણી જગોએ બિલકુલ છે જ નહિં! મ્હોટાં શહેરોમાં જૂદા જૂદા વિભાગોમાં તથા દરેક ગામ અને ગામડામાં કન્યાશાળાઓ કહાડવી જોઇએ કે જેથી સઘળાં એનો લાભ લઇ શકે. કન્યાકેળવણીનો વિસ્તાર કરવાનો એકજ માર્ગ છેઃ નિશાળો કહાડો અને છોકરીઓ ભણતી થશે. આવા દેશહિતના કાર્યમાં દરેક ધનવાન સ્ત્રી પુરૂષે સહાય કરવી ઘટે છે, અને ત્હેનું પરિણામ એવું તો વિશાળ અને દૂરગામી થશે કે ત્હેની કિમ્મત થઈ શકે જ નહિં. કન્યાઓને કેળવણી મળ્યાથી દેશોદ્ધારનાં ખરાં બીજ રોપાશે.—કન્યાશાળાઓ હજી પણ પુરૂષો શીખવે છે ત્હેમાં ફેર કરી સર્વત્ર સ્ત્રીઓને જ રાખવી જોઇએ; પરન્તુ તે 'ટ્રેઇન્ડ' (શીખવવાની લાયકાતવાળી) હોવી જોઇએ! 'ટ્રેઇન્ડ' સ્ત્રીશિક્ષકોને સામાન્ય જ્ઞાન આપવામાં આવે છે ત્હેમાં ખાસ કરીને સાહિત્યનું જ્ઞાન પણ દાખલ કરવાની જરૂર છે; શિષ્ટ લેખકોનાં ગદ્યપદ્યમાંથી ઉતારા વાંચવાથી જો કે કાંઈ ખાસ લાભ નથી તોપણ તેથી ભાષાગૌરવનું જ્ઞાન થાય છે અને સાહિત્ય ઉપર પ્રીતિ થાય છે. સાહિત્યના જ્ઞાનથી મનનો વિકાસ થાય છે અને તે સારી ભાવનાઓ તરફ વળે છે. ઇતિહાસના શિક્ષણમાં નામ અને સાલો શીખવવાં એ સામાન્ય વાકેફગારી માટે બસ નથી. ત્હેના શિક્ષણથી, દૃષ્ટાન્તોથી, અનેક રાજ્યોના પરિવર્તનથી, અને રાજ્યોના ઉન્નતિક્રમથી મન ઉપર ઉદાર અંશો ઠસવા જોઇએ, ત્હેની શક્તિ વિશાળ અને ત્હેની કુંઠિતતા નષ્ટ થવાં જોઇએ. શિક્ષણ સંકુચિત બનતાં કેળવણીનું ઇષ્ટ ફળ પ્રાપ્ત થતું નથી. સ્ત્રીશિક્ષકોએ વર્તમાનપત્રો અને પુસ્તકો ખાસ કરીને વાંચવાં જોઇએ, કે જેથી વિશ્વનાં દુનિયાંના બનાવોનું જ્ઞાન એમને મળી શકે.—આ ઈલાકામાં ત્રીજા વર્ષમાં પાસ થયેલા પુરુષને શરૂઆતમા વીસ રૂપિયા અને સ્ત્રીને પચીસ રૂપિયા મળે છે; પણ વીસ વર્ષની નોકરી પછી જ્યારે પુરૂષ શિક્ષકનો સાઠ રૂપિયાની જગો ઉપર હક થાય છે ત્યારે સ્ત્રીશિક્ષકનો પચાસ ઉપર હક થાય છે! ત્હેવો ભેદ ન જોઇએ. ઉંચા વર્ગની સ્ત્રીશિક્ષકો માટે ત્હેમને યોગ્ય પગાર આપવો જોઇએ; વિશેષમાં સ્ત્રીઓને નોકરી કરવાની હોય ત્યારે ઘરનું કામ કરવાને નોકર રાખવો પડે છે અને બાળકની સંભાળ લેનારની પણ ત્હેને જરૂર પડે છે. મુંબાઈ ઇલાકાના 'ડાઇરેક્ટર' (કેળવણી ખાતાના મુખ્ય અમલદાર) પોતાના રિપોર્ટમાં જણાવે છે કે, મિશનરી (খ্રિસ્તી પાદરીઓની) પ્રાથમિકશાળાઓમાં શિક્ષણ ખામિ વિનાનું માલમ પડે છે. આથી પણ જણાય છે કે, તે શાળાઓ ઇંગ્લંડ જેવા કેળવાયલા દેશની સુશિક્ષિત અને સારા પગારવાળી સન્નારીઓ ત્હેવી નિશાળોમાં હોવાથી શિક્ષણ સુધરે છે; આપણે ત્યાં પણ તેમ કરવાની ઘણી જરૂર છે. પ્રાથમિક કેળવણી વધારી, ઇંગ્રેજી કેળવણી લઈ કોલેજ (પાઠશાળા) ની ઉંચી કેળવણી આપવાથી સ્ત્રીઓના જ્ઞાનનો વિશેષ વિકાસ થશે તેમ ન બને તો ગૃહશિક્ષણ આપવા વર્ગો કહાડવાથી પણ કેળવણીનો વિસ્તાર થશે. નિશાળોમાં અભ્યાસ કરતી બાળાઓની પરીક્ષા લેવાની ગુજરાત વર્નાકયુલર સોસાયટીની યોજના પણ સારી છે. દરેક પ્રકારે કન્યાકેળવણી વધારવા દેશહિતેચ્છુઓને વિનતિ છે.

મિસિસ કાશીબાઈ હેરલકરઃ—આપણા સમાજની ઉન્નતિનો પાયો સ્ત્રીશિક્ષણ અને હેના કૌવત ઉપર રચાયલો છે. દરેક કામ ઉત્તમ કારીગર વિના થતું નથી. સ્ત્રીઓને શિક્ષણ આપવાને પ્રજા તથા સરકારે મદદ આપવી જરૂરની છે. સ્ત્રીઓ કેળવાયલી હોય તો હેમના પતિ અને સંતાન સુખી થાયછે.

મિસિસ આબાસઃ—આ જમાનામાં દરેક પ્રકારના લોકોમાં કેળવણીની ચર્ચા ચાલી રહી છે અને હિન્દુસ્થાનમાં પણ લોકોના વિચાર તે તરફ વળતા જાય છે. મુંબાઈમાં આવી સભા છે એ આપણા ભાગ્યોદયની વાત છે. સ્ત્રીકેળવણીની ચર્ચાથી તે બાબતની આપણી અણસમજ અને બેદરકારી દૂર થશે. જૂદી જૂદી ભાષાઓમાં એ વિચારો દર્શાવવાની જરૂર છે. સંસારીજીંદગી શિવાય ખરી ઇનિશાનિયત (મનુષ્યના ગુણ) આવતી નથી; અને ઓરતોને ખાસ કરીને સંસારી જીંદગીની જરૂર છે, કારણ કે હેમની જીંદગી હદમાં રહેલી છે. સ્ત્રીઓથી કેળવણી વગર સુખી થવાતું નથી અને તે કેળવણીની વૃદ્ધિ માટે આજના જેવી સભાઓની જરૂર છે. સઘળી હિન્દી બ્હેનોની સમગ્ર આવી સભા થાય એમ હું ઇચ્છું છું. આપણામાં એક ખામિ છે, આપણે એક બીજાના પરિચયમાં આવવાની કોશેશ કરતાં નથી. અરસપરસ દિલસોજીની ખાસ જરૂર છે.

સૌ. શારદાગૌરી (બિ. એ.):–સૃષ્ટિ રચનામાં કોઇ ચીજ એકલી હોતીજ નથી; કોઇપણ પ્રકારનું જોડુંજ હોય છે. નર અને માદા એ ભેદ સર્વત્ર છે. તે બંને શિવાય સૃષ્ટિક્રમ ચાલી શકે નહિ. બેમાંથી એકમાં પણ ખામી હોય તો આખા સમૂહને અસર થાયછે. જનસમૂહ ને પુરુષ અને સ્ત્રી મળીને થાય છે; હવે આમાંથી એક પણ અપૂર્ણ હોય તો આખા જનસમૂહનીજ અપૂર્ણતા કહેવાય. સ્ત્રી અને પુરુષનાં કર્તવ્ય જૂદાં જૂદાં છે;અને વ્યવહાર ક્રમ ઉત્તમ રીતે ચલાવવા માટે બંનેનાં કામ સારી રીતે થવાં જોઇએ. પુરુષોને કેળવવામાં લેવામાં આવતી મહેનતનો એક શતાંશ પણ સ્ત્રીઓની પાછળ લેવામાં આવતો નથી. પરન્તુ સ્ત્રીઓને પોતાને સુધરવું હશે તો હેમણે જાતે મહેનત લેવી પડશે. આપણે ખંત, ઉત્સાહ અને સંપથી એકત્ર થઇ પ્રયત્ન કરવા જોઇએ...ઇતિહાસ ઉપરથી જણાય છે કે પ્રાચીન હિન્દ અને ઇજિપ્ત (મિસર દેશ)ની સ્ત્રીઓ ઘણી જ કેળવાયલી સ્થિતિએ હતી. પણ ધીમે ધીમે કમનશીબે સ્ત્રીઓની હાલત બગડવા માંડી અને આપણે હાલની સ્થિતિએ પ્હોંચ્યાં છીએ. આપણો સુધારો યુરોપીયન લોકોમાં પ્રસર્યો અને સ્ત્રી તથા પુરુષ બંનેમાં ફેલાયાથી હેમનામાં હેનો ઘણો પ્રસાર થયો; હવે આપણે એ લોકોની પાસેથીજ શીખવાનું છે....સંગીન કેળવણીના ચાર પ્રકાર છે. ૧. તનની, ૨. મનની, ૩. બુદ્ધિની, અને ૪. સાહિત્યશાસ્ત્રની. તનની કેળવણી એટલે શરીર કેળવવું તે. આપણી સ્ત્રીઓ નબળી, ફીકી, અને મહેનત કરવાને નાલાયક હોય છે; અને ભવિષ્યની પ્રજા તેથીજ દિવસે દિવસે નબળી થતી જાય છે. છોકરાઓના જેટલી જ છોકરીઓને પણ કસરત આપવાની જરૂર છે. પરદાની રીતને લીધે પણ એવી કસરત સ્ત્રીઓ લઇ શકતી નથી. કસરત એટલે શરીરને મર્દાની બનાવવું એ નહિં, પણ ખોરાક પચે એવી રીતે શરીરને નિયમમાં રાખવું તે. ઇંગ્રેજ સ્ત્રીઓનાં શરીર કસાયલાં હોય છે તેવીજ રીતે હેમના તે સદ્ગુણનું અનુકરણ કરીને આપણે પ્રયત્ન કરવો જોઇએ. હેમાં પણ બચપણથી શરીર કમવાનું શરૂ રાખવાથી બહુ સારાં ફળ થાય છે. ખાવાપીવા અને મોજશોખના ક્ષુલ્લક વિચારોમાં

ભ્રમ્યા કરતા મનને વશ રાખી, ઉચ્ચ ઉદ્દેશ તરફ વાળી, કામ કરવાની ટેવ પાડવી તે મનની કેળવણી છે. નીતિના નિયમો જાણવાની પણ જરૂર છે અને તે કુટુમ્બમાં તથા વાચનથી શીખાય છે. સારા ગ્રન્થોનું જ્ઞાન, ઇતિહાસ, ભૂગોળ, ભૂતળ, સાયન્સ (વિદ્યા-વિજ્ઞાનશાસ્ત્ર)ના મૂળતત્વો તથા હેનું સામાન્ય જ્ઞાન, વગેરેનું પરિપક્વ જ્ઞાન બુદ્ધિની કેળવણી માટે આવશ્યક છે. તે ઉપરાંત સ્ત્રીને ગૃહવ્યવસ્થા શીખવાની ખાસ જરૂર છે; કારણ કે સુન્દર ગૃહ એજ સ્ત્રીનું ખરૂં આભૂષણ છે. સાહિત્ય અથવા રસશાસ્ત્રનું જ્ઞાન, જેમાં ગુંથણ, શીવણ, સંગીત, ચિત્રકળા વગેરેનો સમાવેશ થાય છે, તે પણ અગત્યનો વિષય છે...વિદ્યાભ્યાસ શાળાઓમાં મ્હોટી ઉમ્મરે બની શકે નહિં તેથી સુશિક્ષિત સ્ત્રીઓએ પોતાને મળેલી કેળવણીનો હેમને લાભ આપવો તે હેમની ફરજ છે. ૧. દરેક જણે થોડા થોડા દિવસને અંતરે હેવી સ્ત્રીઓની મુલાકાત લેવી, સુબોધક વાતો કહેવી; વાંચતાં, ગુંથતાં, ભરતાં શીવતાં શીખવવું, અને સ્વચ્છતાના નિયમો તથા માંદાંની માવજત કરવામાં મદદગાર થવું; ટુંકામાં હેમનું જીવન ઉન્નત થાય એમ પ્રયત્ન કરવો એજ ખરો પરોપકાર છે. ૨. કન્યાશાળાઓની મુલાકાત લઈ શિક્ષકો અને બાળકીઓને ઉત્તેજન આપવું તથા હેમની સાથે સહવાસમાં આવવું. ૩. બંને તેમ હોય તો ખાનગી શાળાઓ ઉઘાડવી, યુવાન સ્ત્રીઓને સારાં પુસ્તકો વંચાવવાં, તથા કળાઓનો અભ્યાસ કરાવવો. તથા ૪. રમત ગમતના મેલાવડા કરવા; સંગીતને ઉત્તેજન આપવું; સાયન્સ વગેરેનાં ભાષણો આપવાં તથા નિબંધો લખાવવા. સામાન્ય રીતે સ્ત્રીનું હૃદય કોમળ હોય છે; હેના અન્તઃકરણનો દયાભાવ આવે માર્ગે દોરાશે તો અમૂલ્ય લાભ થવાનો એ નિઃસંશય છે. દયાદાન તનથી તથા ધનથી બંનેથી થઈ શકે. આપણું કર્ત્તવ્ય છે કે દાનની જે સંસ્થાઓ છે હેમને મદદ કરવી. ૧. દુકાળ, મરકી, વગેરે માંદગીના પ્રસંગોમાં દરદીઓની માવજત કરવી; ઊંચી કોમની સ્ત્રીઓને આ વાત સાંભળીને જ કંપારી છૂટશે, પણ વિચાર કરી જોઇશું તો દાયણના જેવું ધર્મનું કામ બીજું કોઈ પણ નથી. દાઇની સારવાર શિવાય હજારો મનુષ્યોના જીવને નુકશાન પ્હોંચે છે. માટે આપણી સ્ત્રીઓએ ખરી કેળવણી જે હૃદયની જ છે હેની શરૂઆત આવા પ્રકારની દયાભાવના ઉત્પન્ન કરી, સગાં સંબંધીઓમાં માંદાંની માવજત કરવાનો પ્રારંભ કરવો, તેમ કરવાથી થઇ શકશે. ૨. શહેરમાં અનાથાશ્રમો હોય હેની મુલાકાત લેવી, હેમાં રહેતાં બાળકોને બોધ આપવો, તથા હેમને સારી સોબતનો લાભ આપવો. ૩ ગરીબ સ્ત્રીઓને ઉદ્યોગ તથા આજીવિકાનાં સાધન શીખવવાં, અને હેમને બનતી મદદ કરવી.—આવી અનેક રીતે આપણે આપણી બ્હેનોને ઉપયોગી થઈ શકીશું. માત્ર મોજમજામાં દિવસ ગાળ્યાથી જીંદગીની સફળતા નથી. એક ભગિનીનું જીવન પણ આપણે સુધારી શકીશું તોપણ આપણું જીવ્યું ફળીભૂત થશે.

બાઇ રતનબાઈ લક્ષ્મીદાસઃ—પરોપકાર એ મહા પુણ્ય છે અને મહા પુણ્યનું ઉત્તમ ફળ પરમાર્થ છે. જો આપણે સત્યમાર્ગે ચાલીએ તો ઘરસંસારમાં આપણે જેટલો પરોપકાર કરી શકીએ તેટલો કોઇપણ બીજી સ્થિતિમાં થઇ શકતો નથી. સ્ત્રીઓનો સંસાર પુરુષ સાથે જોડાયલો છે. પુરુષને ખરા ગૃહસ્થાશ્રમમાં મદદ કરવાને સ્ત્રીએ સમ્પૂર્ણ રીતે શક્તિમાન થવું અને બીજી ભગિનીઓને તેજ પ્રમાણે યોગ્ય રીતે હેવે માર્ગે ચ્હડાવવી એ

પરમાર્થને શિખરે ચ્હડવા જેવું છે. જેમ એકત્ર કુટુંબમાં ભાઇઓ એક બીજાને મદદ કરે તો ત્હેમના પિતાને સુખ અને સંતોષ થાય છે તેમ આપણી બ્હેનો માટે આપણે પ્રયત્ન કરીશું તો આપણા જગતરૂપી કુટુંબના પિતા પરમેશ્વરને સંતોષ અને આનન્દ નહિં થાય? ગુજરાતી અબળાઓની ઘણીજ પછાત હાલત છે; તે સુધારવાને આપણે પ્રયત્ન કરવો એ આપણો ધર્મ છે. હાલ બાળકી ચાર પાંચ ચોપડી શીખી એટલામાં તો ત્હેનું લગ્ન થાય છે અને ત્હેને સાસરે જવું પડે છે એટલે આપણી સ્ત્રીઓને વધારે જ્ઞાન મેળવવાનો અવકાશ મળતો નથી અને અજ્ઞાનતામાં જ સંસાર પુરો કરવો પડે છે. આવી હાલત સુધારવાને ઉંચી કેળવણીવાળી સ્ત્રીશિક્ષકોનો એક વર્ગ ક્હાડી, જૂદાં જૂદાં શહેરોનાં ગૃહસ્થ કુટુંબોમાં ખરી કેળવણી આપવી શરૂ કરવી અને ત્હેમના આચાર વિચાર તથા ગૃહસ્થાશ્રમની સ્થિતિ સુધારવી. કામ સહેલું નથી પણ શરૂઆત કરવી અવશ્ય છે. ઇંગ્લંડ તથા અમેરિકાથી ભણેલી સ્ત્રીઓ 'મિશનો' માટે અહિં આવી ત્હેવા પ્રયત્ન કરે છે; પરન્તુ તેઓ પરધર્મી હોવાથી તેઓ આપણા ધર્મને લગતી, આપણી રહેણીકરણીને અનુસરતી કેળવણી આપી શકતી નથી. માટે આપણા ધનવાન વર્ગે ત્હેવાં કામ માથે લેવાં જોઇએ. આવાં મંડળો તરફથી ત્હેવા પ્રયત્નો થવા જોઇએ અને મહારાજા ગાયકવાડ તરફથી જે પ્રયાસ શરૂ થયા છે ત્હેને દિલસોજી અને સહાયતા આપવી જોઇએ. પૈસાથી પરોપકાર થઈ શકે છે પણ આવા ગૃહસંસારના સુધારામાં જાતમહેનત ખાસ અવશ્યક છે. વિદૂષી એનિબિસેન્ટ પરદેશી બાનુ છે અને ધનવાન નહિ છતાં ત્હેણે આપણી ઉન્નતિ માટે પ્રયત્નો શરૂ કર્યા છે ત્હેમાં પરમેશ્વરની ત્હેને સહાય છે. અને તે ધાર્યાં કામ પાર પાડી શકે છે. આપણી સ્ત્રીઓએ પણ એવાંજ કામ કરવાની જરૂર છે. અલબત્ત એકલદુકલથી ન થઈ શકે તો ધનવાન સ્ત્રીઓએ મંડળીઓ કરીને પણ ત્હેવાં કામ આરંભવાં જોઇએ. લેડિ ડફરિન ફન્ડની હસ્પિતાલો અને મિસિસ એડમ બાઇલિની હસ્પિતાલ એ ઉત્તમ પ્રયાસોના દ્રષ્ટાંતરૂપ છે. આપણે સુધરી, બીજાને સુધારવા પ્રયત્ન કરવો તે આપણું મુખ્ય કર્તવ્ય અને ધર્મ છે.

મિસિસ ધનકોરબાઈ પરશોતમઃ—આપણા સાંસારિક રીવાજોમાં શું ખામી છે અને ત્હેમાં શું ફેરફાર કરવો ઘટે છે તે ત્હમે જાણો છો. ગૃહરાજ્યમાં પુરુષ કરતાં સ્ત્રીનો વધારે મ્હોટો દરજ્જો છે. પશ્ચિમ તરફના લોકો હિન્દુઓ ઉપર સ્ત્રીઓને ગુલામડી તરીકે ગણવાનું આળ મૂકે છે, પણ તે ત્હેમની અજ્ઞાનતાને લીધે જ છે. દરેક ઘરમાં સ્ત્રીઓ બીજી બ્હારની બાબતોથી અજ્ઞાન હોય તોપણ ત્હેમના અનુભવ અને વ્યવહાર રીતિ આગળ પુરુષો ઘણા જ પછાત પડી જાય છે. આ પ્રમાણે ગૃહસંસારમાં સ્ત્રીનું જ ચલણ હોવાથી ત્હેના દોષને માટે તેજ જવાબદાર છે. માટે આપણે ત્હેમાં સુધારા કરવા એને માટે ખામીઓ શોધી ક્હાડવી એ આપણું પ્હેલું કામ છે. મુખ્ય દોષ બાળલગ્નનો છે જે દૂર કરવાથી ઘણીખરી ખામીઓ દૂર થઇ શકશે અને સંસારસ્થિતિ સુધરશે.

મિસિસ [illegible]જ ચન્દુલાલઃ—આપણા લોકમાં મરણ વખતે હદ ઉપરાંત રોવા કૂટવાની ચેલાઇ [illegible] મૂર્ખતા શરીર તથા મનને નુકશાનકર્તા છે. ઘણી સ્ત્રીઓ રસ્તા ઉ-

## સ્ત્રીઓનું નિત્ય કર્મ.

સન્નારીઓ! ત્હમારૂં આન્હિક-નિત્યકર્મનો હું કદાચ ચિતાર આપવા પ્રયાસ કરીશ તો ત્હમે ક્રોધાયમાન થશો ખરાં કે? કાણાને કાણો કહેતાં ખોટું લાગે જ. પણ કાણો તો બિચારો કોટી પ્રયત્ને એ આંખે દેખતો નથી થતો. બહુ બહુ થાય તો કાચની ખોટી આંખ નંખાવી, ચશ્માં ધાલી, બાહ્ય જગતને પોતે દેખતો છે એમ જણાવે. પરન્તુ ત્હમારા સંબંધમાં એમ નથી. ત્હમે ધારો તો નર્કનું સ્વર્ગ બનાવો. સ્ત્રીઓ માત્ર કેળવણીના અભાવને લીધે જ પશુવત્ જીવન ગાળે છે. બાકી સ્ત્રીઓએ જે બહાદુરીનાં કામ કર્યાં છે, પોતાના પતિવ્રતથી જે મહાન્ સત્તા ભોગવી છે, તે ત્હમારાથી ક્યાં અજાણી છે? પરન્તુ હવે એવી વાતો તો બહુ થઇ, પણ-પણ શું, પણમાં હરિનું નામ! કહેનારા કહે જાય, ને કરનારાં કર્યે જાય; પણ એમાં ત્હમારો દોષ નથી. એ દોષ ત્હમારાથી વધારે કેળવાયલાં ત્હમારાં વડિલોને શિર છે. ત્હેમની ઇચ્છા ત્હમારો ઉદ્ધાર કરવા તરફ ઓછી જણાય છે. ઘણાક સાધુ પુરૂષો ત્હમારી ઉન્નતિ કરવા મથે છે. પરન્તુ ત્હમારૂં સામ્રાજ્ય, ત્હમારૂં બળ એટલું છે કે સુધારો થઇ શકતો નથી. ત્હમારામાંથી ઘણીખરી સ્ત્રીઓ સ્હવારથી તે સ્હાંજ સુધી કુથલી, કંકાસ, ઇર્ષ્યા આદિ દુર્ગુણોમાં જ વખત ગાળે છે. અને સત્ય પ્રેમલ પરમેશ્વર-પતિ સાસુ સસરો-તેમની સેવામાં-તેમને પ્રસન્ન રાખવામાં વખત ગાળવાને બદલે, કોઈ ન્હાવા દોડશે, કોઈ દેવદર્શન જશે, કોઇ બાવા જોગી પાસે જશે, તો કોઇ સમાધિ શિખવા જશે. આપણે ત્યાં વ્રતનો તો તોટો હોતો નથી આજ માઘસ્નાન તો કાલ વળી બીજું સ્નાન, એમ ક્રમે ચાલ્યાજ કરવાનું. પણ વ્રતનો હેતુ સ્હમજતાં નથી. પાર્વતીએ ક[illegible]ર પતિ મેળવવાને માટે ઘણાંખરાં વ્રત કર્યાં છે. પણ ત્હમે તો પરમેશ્વરની કૃપાથી ભવા[illegible]જી પતિને પ્રાપ્ત કરીને પછી શામાટે ત્હમે આમ ત્હમારા પ્રેમનો પ્રવાહ જુદી એ ઉત્ત[illegible]ળો છો? પ્રાતઃકાળે ઉઠી, સૃષ્ટિસૌન્દર્ય નિહાળતી હો, નદીએ જવાનો હેતુ કુપણું મુખ્ય . ટ્હાઢા પાણીથી સ્નાન કરવાનો હોય, તો તો ધુળ નાંખી; પણ આતો સ્હ[illegible]ગાવી હાથમાં ધોયકણાં, ને માથે ઘડા મુકીને ટોળાબંધ સ્ત્રીઓ ઉપડે છે.

મિસિસ ધ[illegible]ન-સન્નારીઓનાં જીવન ચરિત્ર-વીર પુરૂષોનાં ચરિત્ર ગાતાં હોય તો તો ત્હેમાં શું ફેરફાર કર; પણ આતો કુથલીજ ચાલવાની. પણ એમાં દોષ કોનો? જ્યાં પેઢી ધારે મ્હોટો દરજ્જો છે[illegible] કરતી હોય, જ્યાં માતા જ પોતાની પુત્રીને કુથલી કરવામાં ગણવાનું આળ મૂકે છે, તે કહેવું? હું એમ નથી કહેવા માગતો કે દરેક સ્ત્રી આવી છે. બીજી બ્હારની બાબતોથી શાન્તિથી પોતાની જીવનનૌકા વહેવરાવે છે. અતિ ઉન્નત ગળ પુરુષો ઘણા જ પ[illegible] સાધુ પુરૂષો પણ વન્દે છે! પણ એવી સ્ત્રીઓ સોએ એક હોવાથી ત્હેના દોષને મા[illegible] [illegible]દારમાં હશે કે ગરીબ ઝુંપડામાં હશે? તેતો ઇશ્વર જાણે. માટે ખામીઓ શોધી [illegible] [illegible]કારૂપે કાંઇ આપવા પ્રયાસ થાય તો એનો હેતુ સ્ત્રીઓની દૂર કરવાથી ઘણીખરે

ચિત્ર: ૧.

મિસિસ ———

વાની ઘેલાઇ [illegible]શઇ લાડુ ભાગીજાય છે. માર્ગમાં વાતોના ગપાટા ચાલે છે.

[illegible]યે છે. [illegible]લની બ્હેન જરા ઉતાવળ કરની!

શાણી—એ આ આવી; મારી સાસુ આડી થઇ, કહે કે જવાન બાયડીઓને નદીએ ન્હાવું શું? ત્યારે મેંકું માજી, મ્હારે તો આવે મોટે દહાડે ન્હાયા વગર ન ચાલે. ડોશી તો બડબડતાં રહ્યાં ને હું તો ન્હાવા આવી. આવું વરત ફરી ફરીને હાથ આવવાનું છે?

આનન્દિની—વારુ પેલા મુંબાઇવાળા હરસુખરાય ચશ્માં ઘાલે છે?

શાણી—હા, બ્હેન! એતો વળી ચશ્માં ઘાલે છે, ને બાયડી બુટ પહેરે છે. સુધરી ગયા છે જો!

કાશી—હડહડતો કળજુગ આવ્યો બાપ, બાયડીથી તે બુટ પહેરાય કે? કહે છે કે વાંકી સેંથી પાડે છે ને પારશણ જેવો પોલકો પહેરે છે. ને વળી ધણી ધણીયાણી સાયબ મડમની પેઠે ફરવા જાય છે.

હસમુખ—ઓ બાપ! હું કની માધવરો ન્હાતી હતી તે નદીએથી આવું, ત્યાં પુલ ઉપર એક ગાડી જાય તેમાં જાઉં તો હરસુખરાય ગાડીની પાછળ બેઠેલા, ને એની વહુ ગાડીવાળાના જોડે બેસી ગાડી હાંકે. તે આપણાં ગંગામા કહે કે આ મુઈ આ કંઈ પારશણ છે. ત્યારે મેંકુ મરો ડોશી આતો પેલા હરસુખરાય ડાક્ટર અને શ્યામલતા એની વહુ. ડોશી તો આભાંજ બની ગયાં, અને કહે કે કળજુગ તે આનું નામ.

આનન્દિની—તે સૌ સૌને પાલવતું સૌ કરે, તેમાં કોઇને શું?

શાણી—બેશ ડાહ્યલી, આ આણંદી વળી પેલી શામલીની સહીપણી થાય છે તે ઉપરાણું તાણે છે. ત્યારે આવી સુધરેલી છે તો નદીએ શું કામ આવે છે?

હસમુખ—નદીએ કેમ ન આવે જો, નદી તો બધાયની મા. સ્હમજી! સપરમે દહાડે અમથો કંકાસ ન કરીશ, સ્હમજી કની!

નન્દુ—એતો ઠીક, પણ અલી *માટલીકુટનું જણાયું કે?

કાશી—અરે મુઇ એ પરીક્ષા, એનું નામ જ જવા દોની. મારો નરશીયો કની તે રાત દહાડો વાંચે, ન જુએ રાત, ન જુએ દહાડો, વાંચવા સારૂ તો નાત્યમાં જમવાએ ન જાય. ત્યારે હું કહું કે નરશીયા, જમવા જવું એ પહેલી વાત, જમ્યા વગર ભણવું નકામું. તોએ બચારો નાત્યમાં ન જાય. પણ છાપામાં તો એનું નામ જ ન મળે.

આનન્દિની—તે હશે ભમરડા જેવો તે નપાસ થયો હશે. વાંચતો હશે તો સ્હમજતો નહિ હોય, ને સ્હમજતો હશે તો લખતાં નહીં આવડતું હોય તે થાય જ તો નપાસ.

કાશી—તે નપાસ થઇને એને શી ફીકર છે? હજી [illegible] ઘરના મ્હારા બાપા બેઠા છે. તે એને શી ફીકર્ય છે.

હવે—(ખોખરે ઘાંટે) કેમ બ્હેનો, ખુશી તો ખરાં કે, નદીએ જાઓ છો કે? ઘણું સારૂં, ઘણું સારૂં. ત્હમારાં લુગડાં આપણા છાંયામાં મુકી કરારે ન્હાજો. વારૂ, આટલી તમે ભગવતીઓ છો, તો ધરમ સચવાય છે.

નન્દુ—હવેજી મહારાજ, આ નાત્યમાં ઢેડવાડો શો! તમારા જેવા વિદ્વાન નાતના ગોર હઇને આતે કેમ ખમાય છે?

ભટજી—(ખોખરે ઘાંટે) બ્હેન, આ સઘળું જમાનાનું પરમાણુ છે. જોત જોતામાં જુગ બદલાઈ ગયો. જુઓને નાતમાં સોમવાર કરનારા પણ કેટલાક ઘટી ગયા; પહેલાં તો અમારા જજમાનને ત્યાં સોમવારે તો સો સો બ્રાહ્મણોનું ભોજન થતું. ને ચાર તો મહા રૂદ્ર કર્યા હતા. બાપડી છોકરાં તો રૂપ રૂપનાં મણી! ને હાથમાં સોનાનાં પાણી વાસણ લઇને જમવા નીકળે તે લોક તો જોઈ રહે. એ બધો ઠાઠ ક્યાં ગયો. હવે તો ફક્ત એક રાયજીભાઇને ત્યાં સોમવાર અસલી રીત્યે થાય છે. પણ દિકરો તો સાવ વટલી ગયો છે જો.

હસમુખ—નાથજીભાઇને ત્યાં એકના એક દીકરાની વહુને સીમન્ત આવ્યું તોએ ઉપર ઘી ન પીરસ્યું.

ભટજી—(ખોખરે ઘાંટે) તે શું કરીએ બ્હેન, ઉપર ઘીના તો વખત જ ગયા. લાકડશાઈ સાળા [1]કેલ કર્યા વગરના તો ગળે હાંસે છે.

શાણી—પણ મહારાજ હવે તો બાપનું બારમુંએ કોઈ કરતું નથી. બાપનું બારમું ને વહુનું સીમન્ત ફરી ફરીને કાંઇ આવતું નથી. પણ હવે તો કાંઈ માલ જ ન રહ્યા.

ભટજી—(ખોખરે ઘાંટે) હવે નાત્યમાં ઢંગ જ શા રહ્યા છે! સાવ બધા બીડી ફુંકા ને દારૂડીયા થઈ ગયા છે. ને ગમે તેનું ખાય છે.

હસમુખ—મહારાજ, નાત્યથી કૃપાથી તો તાગડધીનાં કરો છો, ને નાત્યનુંજ વાંકું બોલો છો? આ માતાના સંઘમાં જાઓ છો ત્યાં તમે બાવડી બનો છો, કાંચળી પહેરો છો, ને પછી ગાંજાના દમ મારો છો, ત્યાં તમારો ધરમ કેવો ઉધી જાય છે?

ભટજી—(ખોખરે ઘાંટે) બ્હેન ત્હમારા પિતા ગુજરી જતે ને તમારૂં લગ્ન સુધારા પક્ષમાં થતે તમે આમ બોલો છો. વારૂ, બ્હેન, તમારૂં કલ્યાણ થાઓ. આ પેલો દેખાય એ મારો છાંયો. લુગડાં, ઘરેણાં, વિગેરે જે મુકવું હોય તો મુકીને સુખેથી ન્હાવા જાઓ. જુઓ અમારા છાયામાં કંકુ, ચંદન, ભસ્મ, કેસરી ટીલું, ટીલાં કરવાની શળીઓ, બીબાં, ચાટલાં, બધું છે.

(અપૂર્ણ.)

**સુમિત્ર-બન્ધુસમાજ.**

---

[1] લાકડશાઇ સાકુ ભાગી અંદર થી નાંખી કાદવ જેવો કસણી પછી ઠારીને જે બને તે કેલ કહેવાય છે.

# સ્ત્રિયોના શિક્ષણસંબંધી યોજના.

મુંબાઇ સોશીઅલ રીફોર્મ એસોસિએશને સામાજીક સુધારણાના સંબંધમાં કેટલીક યોજના ઘડી કાઢેલી છે. તે પૈકીની સ્ત્રીશિક્ષણસંબંધે નીચેની યોજના અમલમાં મુકવાનો ઠરાવ થયો છે.

આ વિષય ઉપર વિચાર કરવાનું કામ નામદાર ગોકલદાસ પારેખ, મિ. ડી. જી. પાધ્યે, મિ. કે. બી. વાગલે, મિ. નાનૂ નારાયણ કોઠારે સોલિસિટર અને મિ. ભાજેકર વકીલ મળી એક કમીટીને એસોસિએશને સોંપ્યું હતું. એ કમીટીએ કરેલા રિપોર્ટમાં, મુંબાઇમાં (૧) ગિરગામના લત્તા ઉપર છોકરીઓ માટે હાઇસ્કુલ સ્થાપવી. (૨) ગિરગામ, ભુલેશ્વર વગેરે મુંબાઇના જુદા જુદા ભાગોમાં અઠવાડિઆમાં ત્રણ ચાર દિવસ અમુક કલાક કેટલાક વિષય શિખવવાના વર્ગ કાઢવા અને (૩) મુંબાઇના જુદા જુદા લત્તાઓમાં સ્ત્રીઓનું જ્ઞાન વધે એવા કાંઇ વિષયો ઉપર વ્યાખ્યાન આપવાં. એવી ત્રણ સૂચના કરી હતી.

(૧) છોકરીઓ સારૂ એક હાઇસ્કુલ ઉઘાડવાની પહેલી સૂચના તરત અમલમાં આણી શકાય એવી ન હોવાથી હાલ તરત મોકુફ રાખવી પડી છે. કારણ કે છોકરીઓ માટે હાઇસ્કુલ સ્થાપવાનું કામ ઓછામાં ઓછા સવા લાખ રૂપિયાનું ફંડ એકઠું થાય ત્યાં સુધી અશક્ય છે.

(૨) બીજી સૂચના મુંબાઇમાં જુદે જુદે ઠેકાણે કેટલાક વિષય શીખવવાના વર્ગ ઉઘાડવા સંબંધી છે. આ સૂચના પણ ગુજરાતી હિંદુઓ માટે તરત અમલમાં આણી શકાય એવી છે. મરાઠી વર્ગને માટે તેમ થાય એવું નથી. કારણ આ સૂચના અમલમાં આણવાને દર માસે રૂપિયા ૧૫૦ નું ખરચ અડસટવામાં આવે છે. ગુજરાતી હિંદુઓ માટે આવા વર્ગ કાઢવાનું વધારે સુગમતા ભરેલું છે એનું કારણ એટલુંજ કે સ્ત્રીવર્ગને શિક્ષણ આપવા સ્ત્રીશિક્ષકો વગર નજ ચાલે એવી આપણા લોકોની હજી સમજ છે. મરાઠી મંડળમાં ભણેલી સ્ત્રીયો ઘણી થોડી છે.

પારસીઓમાં કેળવણી પામેલો સ્ત્રીવર્ગ મોટો છે, અને પારસીઓ તથા ગુજરાતી હિંદુઓની ભાષા એક સરખી હોવાના સબબથી શિક્ષકવર્ગ સંબંધી અડચણ ઘણે ભાગે દૂર થાયછે. એસોસિએશનના એક સભાસદે ગુજરાતી હિંદુઓ માટે ભુલેશ્વરમાં એક નાનો વર્ગ ઉઘાડયો છે. તેનેજ હાલ તુરત તો સુધારવો વધારવો એવો વિચાર છે. અભ્યાસનો ક્રમ હાઇસ્કુલ પ્રમાણે રાખવાનો નથી. અંગ્રેજી અને ગુજરાતી ભાષાજ્ઞાન, ઇતિહાસ, ભુગોલ, થોડું ગણીત, શિવણકામ, ગાયન, ઘર સંબંધી આરોગ્યશાસ્ત્ર વગેરે વિષયો શિખવવામાં આવશે. હજી તે માટે પૈસાસંબંધી વગેરે ગોઠવણ થઇ નથી એટલે હાલ એ બાબત ઉપર વધારે કહેવાનું નથી. દક્ષિણી હીંદુઓ પૈકી પ્રભુ લોકોમાં મોટી ઉમ્મર થયા છતાં અવિવાહિત સ્થિતિ હોવાના સબબથી ઘણી છોકરીઓ આવા વર્ગોનો લાભ લેવાને તૈયાર છે, ત્યારે સારી કેળવણી પામેલ સ્ત્રીશિક્ષકો મરાઠી વર્ગમાં મળતા નથી. સ્ત્રીશિક્ષકો તૈયાર

કર્યા શિવાય આ ખોટ પુરી પાડવાનુ કામ ઘણુ કઠણુ છે. પુનાની છોકરીઓ માટેની હાઇસ્કુલમા ઇંગ્રેજી જાણનાર હિંદુ સ્ત્રીશિક્ષકો તૈયાર કરવામા આવતા નથી એ એક મોટી ખામી જણાય છે. સારી કેળવણી પામેલ બાઇઓને નિશાળ ખાતામા નોકરી મળવી બહુ સહેલી છે. મેટ્રીક્યુલેશન પાસ થયેલી બાઇઓને સ્કોલરશીપ આપી ટ્રેનિંગ કોલેજની પેઠે તૈયાર કરવામા આવે તો મુબાઇ, ગુજરાત વગેરે ઠેકાણે તેમને નોકરી મળવાની, એટલુંજ નહીં પણ પજાબ વાય્વ પ્રાત વગેરે જે જે ઠેકાણે પડદાનો રીવાજ હોવાના સબબથી સ્ત્રી શિક્ષકોની ખાસ જરુર છે, ત્યા કેળવણી પામેલ બાઇઓને ૪૦, ૫૦ રૂપીઆની જગ્યાઓ સહેજ મળી શકે.

( ૩ ) ત્રીજી સુચના સ્ત્રીઓને જુદા જુદા વિષયોનુ જ્ઞાન આપવાની છે. મુબાઇ એલેકઝાન્ડ્રા ગર્લ્સ સ્કુલ, ગિરગામ મિસન હાઇસ્કુલ વગેરે બધી નીશાળોમા મળી, ચૌદ વર્ષની ઉમર ઉપરના ભણનારાની સખ્યા ચાલીસની પણ નથી. અને આ નીશાળોમા જે ભારે ફી આપવી પડેછે તેમા ઘટાડો કરી હાઇસ્કુલ કાઢવામા આવે તો આવતા પચીસ વર્ષમા, ચૌદ વર્ષની ઉમર ઉપરના ભણનારાની સખ્યા ત્રણસે ઉપર થાય એમ લાગતુ નથી. આખા હિંદુસ્થાનમા ભણેલા પુરૂષોનુ પણ પ્રમાણ સકડે સે ટકાજ છે તો પણ પગભણેલા અભણ સ્ત્રીઓનો જે મોટો વર્ગ આપણામા છે તેમના તરફ આપણુ ધ્યાન પહોચાડવુ એ ખાસ અગત્યનુ છે. અને તેમના અજ્ઞાનાંધકારનો જ્ઞાને કરીને થોડો ઘણો પણ નાશ જે રીતે થઇ શકે તેવા કાઇપણ ઉપાય ન લેવાય તો તેમનુ, આપણુ અને આખા દેશનુ તેટલા પુરતુ નુકશાનજ થવાનું એટલા જ માટે સ્ત્રીકેળવણીનો વિસ્તાર વધારવાના કામમા નહી જેવા જણાતા ઉપાય સુદ્ધા કરવા યોગ્ય નથી એમ કહી શકાય નહી. ડૅ. હિ બા. મણિભાઈ જસભાઇએ માધવબાગમા સ્ત્રીકેળવણીના વિષય ઉપર એક મોટો નિબંધ વાચ્યો હતો તેમા એમણે એમ જણાવ્યુ હતું કે મુબાઇમા એક મોટુ મકાન બાધી અગર ભાડે રાખી ત્યા શાસ્ત્રીય અને બીજા વિષયો ઉપરના પુષ્કળ પુસ્તકો એકઠા કરવા અને આવા પુસ્તકાલયમા એક વ્યાખ્યાનમાળા આપવાનુ શરૂ કરવુ મેજીક લેન્ટર્ન, ચિત્રો, નકશાઓ, ગમતના ઉપયોગમા આવે એવા યત્રો, દુર્બીનો, સુક્ષ્મદર્શક યત્રો, ગ્યુટસ્કોપ, સિનેમેટો આફ વગેરે જુદા જુદા પ્રકારના વિષયોને લગતા સાધનો આ પુસ્તકાલયમા રાખવા અને જુદા. જુદા. પડિતો. પાસે. ત્યા ભાષણો અપાવવા., પણુ આ. સુચનાસા એક મોટી ખામી હતી, આપણા લોકોમા શિક્ષણના વિષયમા ઉત્સાહ થોડો અને જેમને ઉત્સાહ હોય તેમને મુબાઇના છેટે છેટેના ભાગોમાથી ભાડાની ગાડીઓ વગેરે કરીને સ્ત્રીઓને પુસ્તકાલયમા મોકલવાની શક્તિ ના હોય આ વાત હિ બા. મણિભાઇના લક્ષમા આવી નહીં તેથી કરીને સ્ત્રીઓને તકલીફ ન પડે અને તેમના ફુરસદના વખતમા એટલે બપોરે એકથી ચાર વાગ્યા સુધી જે ચાલીમા અગર વાડીમા તેઓ રહેતા હોય ત્યાજ ભાષણકર્તાને જોઇતાં સર્વ સાધનો સહીત મોકલી આપવાની ગોઠવણ થવી જોઇએ. બીજી પણ એક વાત ધ્યાનમા રાખવાની એ છે કે ખાસ સ્ત્રીઓ માટે જ જ્યારે વ્યાખ્યાનો આપવાના છે ત્યારે પુરૂષો તે આપે એ એકદર હિંદુ જનસમૂહને પસદ પડવાનું નહી મંદીરોમા, ગણપતી ઉત્સાહને વખતે અથવા કથામા પુરુષ વર્ગ બોલનાર હોય છે, છતા ત્યા સ્ત્રીઓને મોકલવામા યોગ્ય વાંધો ગણતા નથી એટલુ જ નહીં પણ નાટકો જેવા હજારો લોકો સ્ત્રીઓને લઈ જાય

છે ત્યારે કોઈ સભ્ય પુરુષનું વ્યાખ્યાન સાંભળવા સ્ત્રીઓને મોકલવામાં શી હરકત છે ? આ સવાલ થવા યોગ્ય છે. અને તો પણ તેમ કરવાથી કંઈ જવાનું નથી. માટે જ્યાં સુધી સ્ત્રી વ્યાખ્યાનકારો તૈયાર થાય ત્યાં સુધી એઓ જથામાં રહેતાં હોય તેવી ચાલીઓમાં અગર વાડીઓમાં પુરુષ ભાષણ કર્તાઓએ ન જવું એ માર્ગજ હાલ સુગમ પડવાનો. અત્યારે મુંબાઈમાં સ્ત્રીઓની ત્રણ સભાએ ચાલુ છે. (૧) પ્રાર્થના સમાજમાં ભરાનારો સ્ત્રીસમાજ, (૨) મિસીસ બબીતાઈ પિતળેના મકાનમાં ભરાતી સ્ત્રીઓની સભા અને (૩) આર્ય સમાજમાં મળે છે તે; પહેલે બે ઠેકાણે દરેક શનિવારે લગભગ પચીસ ત્રીસ બાઇઓ એકઠી થાય છે. તેમાં ઘણો ભાગ દક્ષિણી વર્ગનો હોય છે; આર્ય સમાજમાં કાંઈ વિશેષ ઉત્સાહ દેખાય છે. તે ઠેકાણે સ્ત્રીઓની સભા થાય એટલે સો સવાસો પર્યંત દર વખતે સંખ્યા થાય છે. પણ તેમાં દર શનિવારે વ્યાખ્યાન આપવામાં આવતાં નથી. પખવાડીઆમાં અગર મહિનામાં એકાદવાર તેમ કરવામાં આવે છે. આ બન્ને સમાજોમાં વ્યાખ્યાન કર્તાઓ પુરુષ હોય છે તે છતાં સ્ત્રીઓને તે સાંભળવા જવાનો સંકોચ ઘણે ભાગે કમી થયો છે, એ મોટી સંતોષની વાત છે. આ બન્ને સમાજોમાં અને બીજી એકાદ ચાલીમાં પુરુષોદ્વારા વ્યાખ્યાન આપવાની યોજના કરી છે. અને તે માટે હાલ તરત ફક્ત પાંચ છ વિષયો પસંદ કરવામાં આવ્યા છે. તે વિષયો ઉપયોગમાં આવે તેવા અને શાસ્ત્રીય છે અને એક વરસ સુધી તેજ વિષયો સંબંધી ભાષણો થશે.

પહેલો વિષય. શરીરશાસ્ત્ર સંબંધી અગત્યની બાબતો.
બીજો ,, પીડિત મનુષ્યોને તાત્કાળિક જરુરી મદદ.
ત્રીજો ,, આરોગ્યશાસ્ત્ર—ગૃહપ્રકરણ.
ચોથો ,, જ્યોતિષ.
પાંચમો ,, રસાયનશાસ્ત્ર.
છઠ્ઠો ,, વનસ્પતિશાસ્ત્ર.
સાતમો ,, ગુજરાતી વાઙ્મય. ( સાહિત્ય )

દર અઠવાડીએ એક વ્યાખ્યાન થશે; એક વિષય પુરો થયા પછી બીજો લેવામાં આવશે. દરેક વિષયનું માત્ર સાધારણ જ્ઞાન આપવાનો હેતુ રાખવામાં આવ્યો છે. દર અઠવાડીએ એકેક એટલે એક વરસમાં એકંદર બાવન દિવસજ મળવાના. તેમાંથી પ્લેગના કારણથી બે ત્રણ મહીના વ્યાખ્યાન આપવાનું બંધ રાખવું પડશે. બાકી રહેલા ચાલીસ પીસતાલીસ દિવસોમાં આ બધા વિષયો વ્હેંચી નાખવા જોઇયે; એટલે તેમ કરતાં દરેક વિષય સારુ છ સાત દિવસ મળશે. ગુજરાતી અને દક્ષિણી બન્ને જ્ઞાતીના પુરુષ વ્યાખ્યાનકારો મળવા એ કઠણ લાગતું હતું પણ હવે તે ઘણે ભાગે મળી આવ્યા છે એમ કહેવામાં વાંધો નથી. ડા. ત્રિલોકેકર, ડા. ખાંડવાલા, ડા. કલ્યાણદાસ દેસાઇ, ડા. કે. એન. ગોખલે, ડા. એસ. જી. રાનડે, એ ગ્રહસ્થો પહેલા ત્રણ વિષયો લેશે. જ્યોતિષનો વિષય મિ. આનંદરાવ દલવી એમ. એ, અને મિ. દિવાનજી બી. એ. શિખવશે. એલફિન્સ્ટન કોલેજવાળા પ્રો. દલાલ અગર મિ. મદનલાલ ગજ્જર અને દક્ષિણી ગ્રહસ્થો પૈકી રાજેશ્રી કોટીભાસ્કર એમ. એ. એઓ રસાયનશાસ્ત્ર સંબંધી વ્યાખ્યાનો આપશે. પ્રસિદ્ધ ડા. સાંભારે અને

વિલ્સન કોલેજવાળા મિ. હાટ બી. એ. વનસ્પતિશાસ્ત્ર ઉપર ભાષણો આપશે. મરાઠી સાહિત્ય ઉપર રા. રા. વિનાયક કોંડદેવ એક વ્યાખ્યાન કરશે. આ ૭ વિષયોના વ્યાખ્યાન કર્ત્તાઓએ બીજી બે સરતો કબુલ કરી છે; પહેલી સરત એ છે કે દરેક ભાષણકારે સ્વભાષામાં બધું વ્યાખ્યાન લખવું જોઇયે. જે વિષયો ઉપર છાપેલાં પુસ્તકો તૈયાર મળે છે તે વિષયો ઉપર વ્યાખ્યાનો લખી કાઢવાની જરૂર નથી. પ્રાર્થના સમાજ અને આર્યસમાજ તરફથી બે અઠવાડીક પત્રો, મરાઠી અને ગુજરાતીમાં, સુબોધ પત્રિકા અને આર્યપ્રકાશ, નીકળેજ છે; તે પત્રોમાં આ વ્યાખ્યાનો પહેલાં છાપવામાં આવશે; અને પછી તેઓ મારફ્ત પુસ્તક રૂપે તેમને પ્રકટ કરી દરેક બાઇના હાથમાં તે મુકવામાં આવશે. સારબાદ અનુકુલ દિવસે અથવા વખતે આ જ વ્યાખ્યાનો આપવામાં આવશે. બનશે ત્યાં સુધી એક વિષય એક વ્યાખ્યાનમાં જ પુરો કરવામાં આવશે. બીજી સરત દરેક વ્યાખ્યાનકારે દર મહીને પાંચ છ સવાલો લખી આપવાની છે. તે પ્રશ્નો છાપીને સર્વ બાઇઓને આપવામાં આવશે. જેમ વધારે સ્ત્રીઓ તેના ઉત્તર લખશે તેમ વધારે સારૂં. આ લેખી સવાલોના લેખી જવાબ સ્ત્રીઓની સમાજમાં અથવા ઘેરથી લખી, નીમેલી તારીખે એસોસિએશનના સીપાઈ મારફત વ્યાખ્યાનકર્તા ઉપર તપાસવા માટે મોકલવામા આવશે. મુબાઈ પ્રાર્થના સમાજમાં પુણોસો ઉપર સભામદો છે અને આર્યસમાજમાં અઠીમેં છે. દરેક કુટુંબના મુખ્ય માણસ ઉપર ઘણું કરીને બે સ્ત્રીઓ આધાર રાખતી હોય છે. એક તો તેમની પોતાની પત્ની અને બીજી તેમની પુત્રવધુ અથવા પુત્રી. દરેક માણસ પોતાના મન ઉપર લે તો દરેક વ્યાખ્યાનમાં મેજીક લેન્ટર્ન સ્ટાઇડસ, પ્રયોગો, ચિત્રો, સાંચા, વગેરે દેખાડવાથી સ્ત્રીઓને માહિતી અને ગંમત બન્ને મળે. પ્રાર્થનાસમાજ અને આર્યસમાજમાં વારાફરતી દર ત્રણ મહીને સ્ત્રીઓનો મેળા ( એટહોમ ) ભરવામાં આવશે; અને તે પ્રસંગે કોઈ પ્રસિદ્ધ હિંદુ અથવા બીજી જાતની બાઇને અધ્યક્ષ નીમી બે ત્રણ વિષયો ચર્ચાવવામાં આવશે. શરૂઆતમાં, સંસ્કૃત, અંગ્રેજી, મરાઠી, અથવા ગુજરાતી ગદ્ય અથવા પદ્યમાંથી કેટલીક સ્ત્રીઓ ઉત્તમ ઉત્તમ ફકરા મોઢે બોલી બતાવશે. ત્યારબાદ સ્ત્રીશિક્ષણ સંબંધી વગેરે સભાષણો ( ડાયાલોગ્મ ) થશે. માસિક પરિક્ષામાં જે સ્ત્રીઓએ જવાબપત્રકો આપ્યાં હશે તેમનાં નામ અધ્યક્ષ બાઈ વાંચી સંભળાવશે. જેમણે ઘેરથી જવાબ લખી મોકલ્યા હશે તેમને સુશોભિત કાર્ડો ( Illuminated cards ) ઈનામ તરીકે આપવામાં આવશે. અને જેમણે મંદીરમાં બેસીને સારામાં સારા લેખી જવાબ આપ્યા હશે તેમને ચોપડીઓના રૂપમાં બક્ષિસ આપવામાં આવશે. આ પ્રમાણે વારાફરતી આર્યસમાજ અને પ્રાર્થનાસમાજમાં સ્ત્રીઓનો મેળા દર ત્રણ મહીને ભરવાનું કારણ એટલું જ છે કે તેથી ગુજરાતી અને દક્ષિણી વર્ગની બાઇઓ વચ્ચે સ્નેહભાવ વધે અને તેમની વચ્ચે સંપનો વધારો થાય. કીડીઆરાની પેઠે ખીચોખીચ ભરેલી પુષ્કળ ચાલો મુંબાઈમાં છે. ત્યાં વ્યાખ્યાન આપવાને સ્ત્રીશિક્ષકો તૈયાર કરવાના છે. છોકરીઓની નિશાળોની કુલ સંખ્યા પચાસ છે, તેમાંથી પ્રાયમિક શાળાઓમાં શિક્ષક તરીકે દર માસે પંદરથી પચીસના પગાર મળતા હોય એવી કેટલીક સંખ્યા સ્ત્રીઓની છે. આ અથના બીજી સ્ત્રીઓ પૈકી છ જણને પસંદ કરી દરેકને ૬ રુપીઆની માસિક સ્કોલરશીપ આપી, ઉપર બતાવેલા વિષયોમાં સારી રીતે કેળવી, છ માસમાં તૈયાર કરવાની જરુર છે. આ પ્રમાણે તેમને તૈયાર કર્યા પછી તેમને પૈસાની અલ્પ મદત આપી મુબાઈના જાુદા જાુદા લત્તાઓમાં ભાષણો આપવા ધીમે ધીમે મોક-

લવાનું અવશ્યનું છે. આ પ્રકારની " નોર્મલ કલાસ " ઉભી કરવા રૂ. પાંચસેંનું ફંડ જોઇયે અને તે એકઠું કરવા તજવીજ ચાલુ છે. આર્યસમાજ ને પ્રાર્થનાસમાજમાં જે વ્યાખ્યાનો આપવામાં આવશે અને તેમાં જે સાધન સામગ્રી જોઇએ તે અને બીજી જે કાંઈ તજવીજ કરવી પડે તે બદલ ઓછામાં ઓછા પાંચસેંએક રૂપીઆ આ કામ માટે જુદા કાઢવા જોઇયે અને ઘણે ભાગે તે રકમ એકઠી થઈ છે. રાજેશ્રી જી. ડી. મડગાંવકર આસિસ્ટન્ટ કલેકટર થાણા એમના તરફના રૂ. ૧૦૦, ડા. ખાંડવાળાના રૂ. ૧૦૦, પ્રો. ડી. કે. ગજ્જરનાં બેહેન નાંનીબાઈ એમણે આપેલા રૂ. ૧૦૦, મિસીસ બી. એસ. પટેલના આપેલા રૂ. ૧૦૦, શેઠ દામોદરદાસ સુખડવાળા એમણે હાલ તરત કબુલ કરેલા રૂ. ૫૦, અને બીજી પરચુરણ રકમો મળી જોઇતાં નાણાં ઘણે ભાગે મળી આવ્યાં છે. જેટલા વધારે રૂપીઆ ભરાશે તેના પ્રમાણમાં તેનો વધારે ઉપયોગ થતો દેખાડવામાં આવશે. પ્રો. ગજ્જરે પોતાની આખી લેબોરેટરીનો ઉપયોગ આપણે જોઇયે ત્યારે કરવા દેવાનું કબુલ કર્યું છે અને તેઓ પોતે વ્યાખ્યાન આપવા દ્વારા પણ મદદ કરનાર છે. એક વર્ષના ખર્ચ માટે ઓછામાં ઓછા રૂ. ૧૦૦૦ જોઇયે તેમાંથી લગભગ રૂ. ૫૦૦ મળી ચુકયા છે.

મરાઠી સાહિત્ય શિખવવાનું શરૂ કરતા અગાઉ આર્યસમાજ અને પ્રાર્થના સમાજમાંની કેટલી બાઇઓને પોતાની ભાષા લખતાં વાંચતાં આવડે છે તેની તપાસ કરવામાં આવશે. બંને સભામાં વાંચતાં લખતાં ન આવડતું હોય એવી સ્ત્રીઓ થોડી છે. આ બંને સમાજમાંથી એકાદ ભણેલી બાઈ દસેક અશિક્ષિત સ્ત્રીઓને શિખવવાનું કામ માથે લે તો એ ત્રણ માસમાં દરેક બાઇને સ્વભાષા લખતાં વાંચતાં આવડવું એ કઠણ કામ નથી. જેમનો અભ્યાસ વધારે છે તેમને રા. એક અને ભાગવત ગદ્ય પદ્ય શિખવવાને તૈયાર છે.

આ જે બધો વિચાર થયો છે તે ફક્ત મુંબાઈ શેહેર પુરતોજ છે. કોઇની પણ ધર્મ સંબંધી લાગણીઓ દુઃખવવામાં આવશે નહિ. આ સર્વ યોજનાનો હેતુ આપણા સ્ત્રીવર્ગમાં જ્ઞાનનો પ્રસાર થાય અને તેમનામાં વિદ્યાની વૃદ્ધિ થાય તેજ છે. જો જુની ચાલોમાં અથવા વાડીઓમાં વ્યાખ્યાન આપવાને સ્ત્રીઓ મળે તો તો ઉત્તમજ. અભંગ, દાસબોધમાંથી સારા સારા ચુંટી કાઢેલા ફકરા, સાવિત્રી આખ્યાન વગેરે નાનાં પુસ્તકો વગર પૈસે વ્હેંચવાનો આ મંડળીનો વિચાર છે. જે કોઇની નજરે આ લેખ પડે અને તેમને આ વિષય સંબંધી કાંઇપણ સૂચના કરવાની અગત્યતા જણાય તો તેમણે મને " ગિરગાંમ, મુંબાઇ " એ શરનામે લખી જણાવવાની કૃપા કરવી.

**આ. ના. ભાજેકર.**

**તા. ક.** ઉપરના વ્યાખ્યાનો સાંભળવાની જેમની ઇચ્છા થાય તેમણે કૃપા કરી જાહેર કરવામાં આવે તે દિવસે અને વખતે ગિરગામમાં આર્યસમાજના મંદિરમાં પધારવાની ખાસ મેહેરબાની કરવી.

### કન્યાશાલાને અગત્યની સૂચના.

નવાં ધોરણોથી અભ્યાસમાં સુધારોવધારો થયેલ છે, પરંતુ અગત્યનો વિષય કેટલીક અસવડને લીધે રહી ગયો છે. તે વિષય પાકશાસ્ત્રનો છે. ભણેલી અબળાઓમાં રસોઈનું કામ સારી રીતે જાણતી હોય તેવી પ્રમાણમાં ઘણી જ ઓછી છે એવું તેઓનાં સાસુ-સસરા તથા પતિની રસોઈ બાબતની ફરીઆદથી જાણી શકાય છે.

ઉપરની બાબતનો હાલમાં બીજો સુધારો કરવો કેટલીક અસવડને લીધે બની શકે તેમ નથી; પરંતુ બીજા ધોરણથી ઉપલા ધોરણની દરેક બાળા પોતાને ઘેરથી ચીઠી લખાવી લાવે કે "તે બાળાએ આજે રસોઇની અમુક ચીજ પોતાના હાથથી બનાવી છે."

ઉપર પ્રમાણે દરેક બાળા પોતાને ઘેરથી હમેશાં ચીઠી લખાવી લાવે. એ પ્રમાણે અમલ કરવાથી કોઇને જરા પણ અડચણ ન આવતા પરિણામે ફાયદો થવાની આશા રાખી શકાય છે. વળી તેથી બાળાઓનાં માબાપ, વડીલ વર્ગ અને હિતેચ્છુ ખુશી થશે. આ બાબત ( રસોઈની ચીઠી બાબત ) કન્યાશાલાના ઉપરી અધિકારી લાગતા વળગતા અને શિક્ષકો ધ્યાનમાં રાખવા લાયક તથા અમલમા મુકવા લાયક ગણશે એવી ઉમેદ છે.

મિસિસ જી૦ કે૦ ઉપાધ્યાય,

( ગોંડલ, કન્યાશાળા. )

---

# વર્તમાન રંગ.

**સ્ત્રીશિક્ષણ સમ્બન્ધી યોજના**—આ ઉપયોગી પ્રવૃત્તિની શરૂવાતરૂપ સૂચનાઓનો પત્ર અમે આ અંકમાં પ્રગટ કર્યો છે, અને તે યોજના સર્વાંશે લાભદાયક થઈ પડે તેટલા સારૂ ત્હેમાં અમને લાગતી અપૂર્ણતા દૂર કરવાને નીચેની સૂચનાઓ ત્હેના પ્રયોજકો સમક્ષ રજુ કરીએ છીએ. સ્ત્રીઓ માટે હાઇસ્કૂલ ઉઘાડવી, શહેરના જૂદા જૂદા વિભાગોમા સ્ત્રીઓને ઉપયોગી થઈ પડે ત્હેવા વિષયો શીખવવાના વર્ગ કહાડવા, અને સ્ત્રીઓનું જ્ઞાન વધે એવા વિષયો ઉપર વ્યાખ્યાન અપાવવાં,—એટલી સૂચનાઓ હાલને માટે યોગ્ય માનવામાં આવી છે. હાઈસ્કૂલમાં શીખવવાના વિષયોમાં સંસ્કૃત જોવામાં આવતું નથી તે દાખલ કરવાની જરૂર છે; ધર્મનું જ્ઞાન સ્ત્રીઓને ઘણુ આવશ્યક છે અને મનનો ખરો વિકાસ ત્હેના સિવાય થઇ શકતો નથી ત્હેવા પ્રકારનું શિક્ષણ આપવાની કૂંચી સંસ્કૃત જ છે. કારણ, આપણા રીતરિવાજોનાં મૂળ ત્હેણે રોકલા સાહિત્ય પ્રદેશમાં

જ છે. આપણાં ધર્મશાસ્ત્રો સત્ય સ્વરૂપમાં ત્હેમાં જ જોઇ શકાય છે, અને આપણા મહાન્ સુબોધક ગ્રન્થો અસલ તે ભાષામાં જ લખાયલા છે. વ્યાખાનમાળામાં 'સ્ત્રીઓનાં દરદે !' એ વિષય હુશીયાર સ્ત્રી-ડાક્તરો અથવા અનુભવી દાઇઓ-સુયાણીઓ દ્વારા ખાસ આગ્રહ પૂર્વક સ્ત્રીઓને સમજાવવાની ઘણીજ જરૂર છે; બીજાં કારણો કરતાં ઉપર સુચિત દરદોને લીધે તેઓ બહુ પીડાય છે, શરમથી કોઇને કહી ન શકતાં રીબાય છે, અને અશક્તિ, તાણુ, ક્ષય, સુવારોગ, વગેરે ખુલ્લાં તેમજ બીજાં કેઝલાંક ગુહ્ય દરદોના ભોગરૂપ જીંદગીભર સુધી થઈ પડે છે; માટે ત્હેનું શિક્ષણ પણ ઘણું આવશ્યક છે. બીજી અમારી સૂચના સ્ત્રીઓ માટે પુસ્તકાલય તથા સ્ત્રી-ઉપયોગી ગ્રન્થમાળા સબન્ધે છે: કે. દિ. બા. મણિભાઈ જસભાઇની યોજના જો કે મુશ્કેલીઓ ભરેલી ગણવામાં આવી છે છતાં ત્હેમાં થોડો ફેરફાર કરવામાં આવે તો લાભદાયી થવાનો સંભવ છે. મહિલા-પુસ્તકાલયો ફ્હાડવાં, ત્હેમાં સ્ત્રી નોકરો રાખી ત્હેમની મારફત સઘળું કામ લેવું; અને ચોપડીઓ ઘેર બેઠે સ્ત્રીઓને આપી શકાય એવી વ્યવસ્થા રાખવી. અઠવાડિયામાં એક અગર બે દિવસ અમુક લત્તામાં સ્ત્રી નોકર જઈ વંચાઇ રહેલી ચોપડીઓ પાછી લઇ આવે અને મંગાવેલી ચોપડીઓ આપી આવે, એવી યોજના બહુજ સારી રીતે સ્ત્રીકેળવણી ફેલાવવામાં સહાયક થઇ પડશે; વળી વ્યાખ્યાનો વગેરેની પ્રવૃત્તિઓને પણ તે મદદ કરી શકશે. કારણુ, હૃદયભૂમિ કેળવણીનાં બીજ રોપવાને માટે સારાં પુસ્તકોના વાચનથી તૈયાર થતી જશે અને તેથી આ કામમાં બહુ સુગમતા થશે. આવાં પુસ્તકાલયોની સાથે સ્ત્રીઓને ઉપયોગી, સરળ અને સસ્તી ચોપડીઓ-જેની હાલ બહુ મ્હોટી ખોટ છે તે-પ્રસિદ્ધ કરવાનો પ્રયત્ન કરવો પણ આવશ્યક છે; કારણુ સ્ત્રીઓને માટેનાં પુસ્તકો આપણામાં ગણ્યાંગાંઠયાં જ છે. વળી **અભંગ** અને **દાસબોધ**ની પેઠે **નરસિંહ** અને **મીરાંબાઈ**, **દયારામ** અને **દલપતરામ**, **નવલરામ** અને **મણિલાલ** વગેરે કવિઓ તથા લેખકોના ગ્રન્થોમાંથી સુબોધક ઉતારા ત્હેમના હાથમાં મુકવાથી પણ નિઃસંશય લાભ જ છે. હાલને માટે આટલી સૂચનાઓ બસ છે. આ યોજનાના પ્રયોજકો અને સહાયકોને અન્તઃકરણ પૂર્વક અભિનન્દન આપતાં, ત્હેમાં અમારાથી બનતી મદદ આપવાને અમે પણ તૈયાર છીએ એમ જણાવવા રજા લઇએ છીએ.

અમારા આ માસના અંક સાથે વ્હેંચવામાં આવેલા "વધારો" રૂપ નિબંધમાં દર્શાવેલી સ્ત્રીશિક્ષણ માટેની યોજના ઘણી ગંભીર અને વિચારશીલ છે, અને તેની સાથે લગભગ સર્વ અંશે અમે મળતા આવીએ છીએ.

**સ્ત્રીકારીગરીને માન**—ગઈ કોંગ્રેસના પ્રદર્શનમાં સ્ત્રીવિભાગમાં કારીગરીના ઉત્તમ નમુનાઓ રજુ કરનાર સન્નારીઓને આપવામાં આવેલા જુદા જુદા ચાંદ સંબંધી જે હકીકત બ્હાર આવી છે, તે ઉપરથી જોતાં જણાય છે કે કુલ ૮૫ સન્નારીઓ આ માન મેળવવાને ભાગ્યશાળી થઇ હતી. આમાંથી ૧૩ ને સોનાના, ૧૮ ને રૂપાના, અને ૨૧ ને કાંસાના ચાંદ મળ્યા હતા, તથા ૩૩ ને યોગ્યતાપત્ર (સર્ટીફીકેટ) આપવામાં આવ્યાં હતાં. આ સંખ્યામાંથી જાતિવાર વિભાગ કરી ગુજરાતી સન્નારીઓનાં નામ અત્રે આપવા ઇચ્છા હતી, પરંતુ પ્રકટ થયેલી યાદીમાં સંપૂર્ણ નામ ન હોતાં માત્ર અટકો જણાવેલી હોવાથી, તથા પારસી તેમજ ગુજરાતીઓમાં કેટલીક અટકો સામાન્ય હોવાથી,

તેવા પ્રકારનું તાગણ કરી શકાય તેમ નથી. જે કારીગરી માટે આ માન આપવામા આવ્યા છે તેમા (૧) વિવિધ તરેહની કોરોનાં કામ, (૨) પેનસીલ, રંગ, રેશમ, કસબ, ટાકણી વગેરેથી કરેલા ચિત્રકામ, તથા (૩) સાડીઓ, ઝભલા, રૂમાલ, ટેબલ કલોથ (મેજ ઉપર પાથરવાના રૂમાલ), બારીબારણાના પડદા વગેરેના જાતજાતના સામાનથી ભરેલા ભરતકામ, વિશેષે કરીને જોવામા આવે છે આ નમૂનાઓમા સામાન્ય વર્ગના કુટુમ્બને કે જનસમૂહને વ્યવહારિક ઉપયોગમા આવે તેવા કામો કરતા માત્ર કળાકૌશલ્ય દર્શાવે એવા કાર્યો વિશેષ ભાગે છે છતા તે સર્વને માટે, આ વગોવાતા હિન્દ દેશની શોભા જાળવનાર દક્ષ, ચતુર અને ઉત્સાહી સુન્દરીઓને, અમે અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપીએ છીએ. તેની સાથે, ગયે વર્ષ નમૂના મોકલ્યા છતા ઇનામ મેળવવામા નિષ્ફળ થયેલી ઉદ્યમી સન્નારીઓને લગાર પણ નિરુત્સાહી ન થતા આ બીજી વખતે લાંબા અભ્યાસથી વધારે સારા કાર્યો કરી મોકલવા તેમજ અન્ય સ્ત્રીવર્ગને પોતાનો કાળ આવા સુંદર ઉદ્યોગમા રોકવા, અમારી ખાસ ભલામણ છે, અને પુણ્યતીર્થ કાશીક્ષેત્રમા આ વર્ષે ભરાનાર પ્રદર્શનમા વધારે સન્નારીઓ આવા ઉત્તેજનનો લાભ લેશે એમ અમે ઇચ્છીએ છીએ.

સુમન્ત, બન્ધુસમાજ.

---

# વિદ્યાકળા.

## સ્ત્રીઓને ઉપયોગી શિક્ષણ માટે મળેલી સન્નારીઓની ખાસ સભામાં દા. કલ્યાણદાસે આપેલું ભાષણ.

સ્ત્રીઓને ઉપયોગી જ્ઞાન મળે તે માટે મુંબઇની સોશીયલ રીફૉર્મ એસોસીએશન, મુંબાઇની આર્યસમાજ ઇત્યાદી મંડળોની ભેગી કમીટીએ કરેલી યોજના પ્રમાણે આ વ્યાખ્યાનમાળાનો બીજો, મઝકુર ગયા શનીવારે પરેલ ખાતે હતો. શરીરવિજ્ઞાનશાસ્ત્ર (physiology) ઉપર યોજાયલા આ વ્યાખ્યાનોમાનું બીજું વ્યાખ્યાન તે વખતે અપાયુ હતું શરીરના હરેક અવયવ, તથા તેના જુદા જુદા ભાગો, જેવા કે ચામડી, નસ, નાડીઓ, હદય, ફેફસા, કલેજુ, હોજરી આદી બનાવનાર તથા ઓળખાવનારઓ લાકડા તથા પથ્થરમાં કોતરેલા નમુનાઓ (model) તથા કાગળ ઉપર ચીતરેલા નકશાઓ તે વખતે રજુ કરવામા આવ્યા હતા આર્યસમાજસ્થાનમા આ સમયે પણ લગભગ સો સ્ત્રીઓએ હાજરી આપી હતી વ્યાખ્યાન શરૂ કરતા ડાં૦ કલ્યાણદાસ જે દેસાઈ બી. એ. એમ. એમ. એસે નીચે મુજબ જણાવ્યુ હતુ —

### શરીરની વગળયંત્ર સાથે સરખામણી.

" બ્હેનો, શરીરશાસ્ત્રનો વિષય જેટલો રસવાળો છે, તેટલો તમારી સમજી માટે

ગ્રહણ કરવો અઘરો છે; માટે ગયા વ્યાખ્યાન વખતે જે કહેવામાં આવ્યું હતું, તે ફરી લંબાણથી સમજાવવાની હું આવશ્યક્તા જોઉં છું. શરીરને એક વરાળયંત્રની ઉપમા આપણે આપી હતી અને જેમ વરાળયંત્ર જુદાં જુદાં ચક્રો તથા ભાગોની મદદથી કામ કરે છે, તેમ આ શરીરરૂપી જીવતું યંત્ર શરીરના જુદા જુદા ભાગોની પરસ્પર મદદથી ચાલે છે. બુદ્ધિવાનોએ શરીરના બહારથી જોતાં પાંચ વિભાગ કર્યા છે, જેવા કે માથું, ગરદન, ધડ, હાથ ને પગ, આ પાંચ અવયવોમાં શું શું પદાર્થો સમાયલા છે, તે ઉપર વિચાર કરતાં આપણને માલમ પડે છે કે પહેલવહેલી તે બધાં ઉપર ચામડીછે. આ ચામડી બહારથી ખડબચડી છે ને તેનાપર આપણને વાળ નજરે પડે છે. સૂક્ષ્મદર્શક યંત્રવડે જોઇએ, તો ખેતરમાં જેમ ક્યારા તથા મોટા મોટા ચાસ પાડયા હોય તથા તેની જમીન ટીંબા ટેકરાવાળી હોય તથા તેના ઉપર ઝાડવાં ઉગ્યાં હોય, તેમજ આ ચામડી પણ ઉંચી નીચી ખાડાખબચાવાળી છે. એક ઘણીજ નાની જગ્યામાં તેમાં હજારો ખાડા નજરે પડે છે. આ ખાડા અથવા કાણાં બીજા કાંઇજ નહીં પણ પરસેવો થવાની નળીઓનાં ખુલ્લાં મોઢાં છે.

## ગંદા રહેવાનું પરિણામ.

ચામડી ધોઈ ધોઇ સાફ રાખવામાં આવે તો આ મોઢાં ખુલ્લાં રહે છે, અને શરીરની દુર્ગંધી બાફ્યા પાણી સાથે મળી, તે કાણાંમાંથી નીકળી બહાર જાય છે. પરંતુ માણસ જો એદી બની નાહી ધોઇ પોતાનું શરીર સાફ ન રાખે તો આ નળીઓનાં મોઢાં ઉપર કચરો ભેગો થાય છે અને તેથી બધી દુર્ગંધી શરીરની અંદરજ ભેગી થાય છે, તેથી ઉપર અનેક જાતના ફોલ્લાઓ, વીસ્ફોટક આદી થાય છે. બલકે બીજાં ઝીણાં જંતુઓનું આ ચામડી રહેઠાણ બને છે, જેવી રીતે માથાંમાં લીખો તથા જુઓનું પેદા થવું, શરીર ઉપર ફોલ્લાના જંતુનું પેદા થવું ઇત્યાદી. સૂક્ષ્મદર્શક યંત્રવડે ચામડીનાં આ ઝીણાં કાણાંઓ ઉપરાંત જોશો, તો તેના ઉપર મોટા મોટા વાળ જંગલના ઝાડોની માફક ઉગતા માલમ પડશે. આ વાળનાં મુળ ચામડીની અંદર રહે છે અને તેની અંદરથી તેલ ઝરે છે, તેને લીધે વાળ સુંવાળા તથા નરમ રહે છે તથા ચામડી પણ પોચી રહે છે.

## ચામડીની નીચે રહેતી ચરબી.

આ ચામડી જો આપણે શરીરપરથી ઉતારી લઇએ તો નીચે ચરબી આવે છે. આ ચરબીનો લેપ ઇશ્વરે ચામડાની તળે આખા શરીર ઉપર કરેલો છે. જેમ કોઈ કીમતી વસ્તુ લાકડાંની પેટીમાં સાવચેતીથી પેક કરી હોય અને તેને ઇજા ન પહોંચે માટે તેની આસપાસ અને પેટીની અંદર આપણે ઘાસ યા ભુસું ભરીએ છીએ, તેમ ઇશ્વરે શરીરની અંદરના કુમળા કીમતી અવયવોનું રક્ષણ કરવા માટે તથા બહારની ઠંડી હવા તેને ઠંડાંગાર ન કરી નાખે માટે ઇશ્વરે આ બધા ભાગો ઉપર ચામડી તલે આ ચરબીનો લેપ કર્યો છે. આ ચરબી તેનો નમુનો જોશો તો રંગે પીળી છે, તથા તેના જૂદા જૂદા મણકા જેવા નાના નાના લોચા ભેગા થઇને તે બનેલી આ નમુનામાં દેખાય છે. આ ચરબી જોઇએ તે કરતાં વધી જાય તો આખું શરીર ઘણુંજ ભારી થઈ જાય છે અને તેનો બોજો શરીરના અંદરના ખરા કામ કરતા સંચાઓને ઉઠાવવો પડે છે. તેવો બોજો નહી ઉઠાવાથી અંદરના સંચા નબળા પડે છે અને તેથી તેવા પુરૂષ કાંઈ પણ મહેનતનું કામ

કરી શકતા નથી. આ ચરબી માણસના હૃદય ઉપર પણ ભેગી થાય છે અને તેને કામ કરવામાં ખલેલ પાડે છે. ઘણીકવાર હૃદય કામ કરતું પણ અટકી જાય છે અને તેથી આવા પુરૂષો કેટલીકવાર એકાએક મોતને શરણ થાય છે. આ ચરબી મિષ્ટાન ખાઈ બેસી રહેવાથી તથા કસરત નહી કરવાથી વધે છે, માટે શરીરને કસરત આપવી એ તંદુરસ્તી માટે ઘણુંજ જરૂરી છે.

## ચરબીની નીચે માલમ પડતી નસો.

આ ચરબીને આપણે વીખેરી નાંખી એની તળે જોઇએ તો જૂદી જૂદી જાતની નસો તેનાપર માલમ પડે છે. આમાંની કેટલીક નસો લાલ છે તથા કેટલીક ભુરી છે તથા કેટલીક સફેદ છે.

આ મનુષ્યના માથાનો નમુનો છે. તેમાં જોશો તો માલમ પડશે કે તેની ગરદનમાં એક જાડી લાલ રંગની નસ છે, જેને ધમની કહે છે. આ નસ ગરદનપરથી જેમ મોઢાં તરફ આવતી જાય છે તેમ તેમ, તેમાંથી એક ઝાડના થડમાંથી ડાળીઓ નીકળે તેમ, ડાળીઓ બંને બાજુથી નીકળે છે; તે ડાળીઓમાથી નાની નાની ડાળીઓ નીકળે છે. તેના પણ વિભાગ થઇને ઘણીજ ઝીણી રક્તની નળીઓ બને છે અને તેનાથી શરીરના દરેક ભાગને પોષણ મળે છે. આ ભુરા રંગની નસો પણ તેવીજ રીતે વેહેંચાયલી છે. લાલ નસોમાં લાલ ચોખું લોહી વહે છે, તે લોહી દરેક ભાગને એક ટપાલના સીપાઇની માફક ખુણે ખુણે ફરી દરેક ભાગને લાયકનો જે પદાર્થ હોય, તે તેને પુરો પાડે છે. હૃદયરૂપી મધ્યસ્થાન જે છાતીની અંદર તમે આ નમુનામાં જુઓ છો, તેમાંથી પેહેલી એક મોટી લાલ લોહીની નળી નીકળતી માલમ પડે છે, તે નળીના ચાર ભાગ થાય છે, તે આ નમુનામાં સ્પષ્ટ આપ્યા છે. બે ભાગ ગરદનની બે બાજુએ ચાલ્યા જાય છે, એક હાથ તરફ વળે છે અને છેલ્લો મોટો ભાગ છાતીની નીચે પેટ તથા પગને લોહી પુરૂ પાડવા માટે વળે છે. હૃદયરૂપી ઇન્જીન હમેશાં કામ કરે છે, તેથી તેમાંથી નીકળેલું લાલ લોહી આ નળીઓ વડે શરીરના દરેક ભાગને ઝીણામાં ઝીણી નળી દ્વારા પુરૂ પડે છે. હવે શરીરના જુદા જુદા ભાગોને આવી રીતે પોષણ મળ્યા પછી જે કચરો પેદા થયો હોય, તે બધો બીજી ઝીણી નળીઓને આપી દે છે. આ ઝીણી નળીઓનો રંગ ભુરો હોય છે, કારણ કે તેમાં બગડેલું ભુરૂં લોહી હોય છે. આ ઝીણી નળીઓ મોટીને મળે છે, તે તેનાથી મોટીને મળે છે, તેમ કરતાં આખરે તે બગડેલું લોહી આપણાં ફેફસાંમાં જાય છે.

## ફેફસાં તરફથી બજાવવામાં આવતું કામ.

ફેફસાં બહારની ચોખી હવા લઈ આ લોહીને સુધારે છે, અને તેને લાલ બનાવતાં વારને તુરત બે મોટી નળીદ્વારા હૃદયમાં મોકલી આપે છે, અને હૃદય પાછું ચોખું લોહી શરીર ઉપર મોકલી આપે છે. હૃદય રબરના દડાની માફક પોકળ છે: રબરને ઠેકાણે તે માંસનું બનેલું છે. આ વખતે હું તમને આ એક enema syringe લઇને હૃદય કેમ કામ કરે છે તે સમજાવીશ. આ એક રબરનો વચમાં દડો છે, તેની બે બાજુએ બે રબરની નળીઓ છે જેનું એક એક મોહોડું રબરના દડામાં પડે છે. આ નળીનુ એક છુટું મોટું છે તે આ પાણીમાં ભરેલાં વાસણમાં મુકુંછું. આ બીજી બાજુની નળીનું

નાકું આ દુર રાખેલાં ખાલી વાસણમાં મુકુંછું. આ વખત નળીમાં અથવા દડામાં પાણી નથી. હવે આ દડાને મારા હાથમાં લઇ હું બે ત્રણવાર દબાઉંછું, એટલે ઝટ ભરેલાં વાસણનું પાણી તેની નળીમાંથી નીકળી આ ખાલી વાસણમાં બીજી નળી વાટે આવી પડે છે. આ પાણી નળી વાટે આવવાનું કારણ ફક્ત એજ છે કે આ રબરનો દડો મેં દબાવ્યો અને પછી પાછો પોલો કર્યો. તેવીજ રીતે આ માંસનો બનેલો હૃદયરૂપી દડો દબાય છે અને પહોળો થાય છે એટલે લોહી ભુરી નસોમાંથી તેમાં આવી લાલ નસોદ્વારા શરીરના દરેક ભાગને પહોંચે છે.

## સફેદ નસો તરફથી બજાવવામાં આવતું કામ.

હવે આ સફેદ નસો ચરબીની તળે તથા અંદરના ભાગોમાં પસરેલી દેખાય છે તે શું છે ? આ સફેદ નક્કર નસો શરીરના દરેક ભાગને શું શું જોઇએ છે તથા તેની કેવી સ્થિતિ છે તેની ખબર મગજરૂપી વડી સરકારને પહોંચાડવા માટે તારનાં દોરડાં છે. જેમ ટેલીગ્રાફ મોકલવાને મધ્ય ઓફીસ, જીલ્લા ઓફીસ ને પછી ઘર ઘરનાં દોરડાં હોય છે, અને તે બધાનું જોડાણ થાય છે ત્યારે વાતચીત કરી શકાય છે, તેવીજ રીતે આ શરીરની ઝીણામાં ઝીણી જગ્યામાં શું ક્રિયા ચાલે છે તેની ખબર મગજ રૂપી મધ્ય ઓફીસને આ નસોદ્વારા મળે છે.

જેમ લાલ તથા ભુરી રક્તની નળીઓ હૃદયમાં આવી મળે છે, તેમ આ સફેદ નસો ઝીણીમાં ઝીણીમાંથી ભેગી મળી મોટી તથા જાડી થતી નજરે પડે છે. તે બધી ભેળી મળી પગમાં બે જાડી નસો એક આગલા તથા એક પાછલા ભાગમાં થાય છે, તે તમે આ ચીત્રમાં જુઓછો. બંને પગની આ જાડી નસો પેટની અંદર બરડાની કરોડ આગળ જતી માલમ પડે છે. આ કરોડ એક લાંબી થાંભલા જેવી આપણે વાંસાની વચોવચ જોઇયે છીએ. પણ તે એક લાકડા જેવી માત્ર નથી. તે લગભગ ચાલીશ જુદા જુદા હાડકાંઓ એક ઉપર એક મુકાઇને બનેલી છે. એ હાડકાંઓ છેક માથાં સુધી લંબાય છે. આ હાડકાં અંદરથી પોકળ હોય છે. તે જ્યારે એક ઉપર એક મુકીયે, ને ઉપરથી જોઇએ, તો તેના વચલા ભાગમાં એક લાંબી પોકળ નળી માલમ પડે છે. એક ગોળ હાડકાંથી બાંધી લીધેલા સાંકડા કુવા માફક તે નજરે પડે છે આ હાડકાંની બંને બાજુએ પણ કાણાં હોય છે, તેમાંથી આ સફેદ નસો બહાર નીકળતી નજરે પડે છે અને આ લાંબી નસોની અંદર નસનું એક જાડું દોરડું જેને અંગ્રેજીમાં Spinal Cord કહે છે, તે નજરે પડે છે. તે દોરડામાંથી ગરદન, હાથ, છાતી, પેટની નસો પણ નીકળે છે. તે દોરડું છેક ગરદનના ઉપલા ભાગ સુધી ચાલ્યું જાય છે અને ત્યાં જઇને માણસની ખોપરીના પાછલા ભાગના એક મોટા કાણાંદ્વારા ખોપરીમાં દાખલ થાય છે અને ખોપરીમાં રહેલા મગજને જઇ મળે છે. આ રીતે સફેદ નસો જેને આપણે જ્ઞાનતંતુ કહીશું, તે દ્વારા શરીરની હરેક લાગણી, સુખ અથવા દુઃખની, ગરમી અથવા સરદીની, સફાઈ પોચાઇની વીગેરે થાય છે. વધુ વિષય હવે હું બીજી વખતે આપીશ.

( અપૂર્ણ. )

નાખું આ દુર રાખેલાં ખાલી વાસણમાં મુકુંછું. આ વખત નળીમાં અથવા દડામાં પાણી નથી. હવે આ દડાને મારા હાથમાં લઇ હું બે ત્રણવાર દબાઉંછું, એટલે ઝટ ભરેલાં વાસણનું પાણી તેની નળીમાંથી નીકળી આ ખાલી વાસણમાં બીજી નળી વાટે આવી પડે છે. આ પાણી નળી વાટે આવવાનું કારણ ફક્ત એજ છે કે આ રબરનો દડો મેં દબાવ્યો અને પછી પાછો પોલો કર્યો. તેવીજ રીતે આ માંસનો બનેલો હૃદયરૂપી દડો દબાય છે અને પહોળો થાય છે એટલે લોહી ભુરી નસોમાંથી તેમાં આવી લાલ નસોદ્વારા શરીરના દરેક ભાગને પહોંચે છે.

## સફેદ નસો તરફથી બજાવવામાં આવતું કામ.

હવે આ સફેદ નસો ચરબીની તળે તથા અંદરના ભાગોમાં પસરેલી દેખાય છે તે શું છે ? આ સફેદ નક્કર નસો શરીરના દરેક ભાગને શું શું જોઇએ છે તથા તેની કેવી સ્થિતિ છે તેની ખબર મગજરૂપી વડી સરકારને પહોંચાડવા માટે તારનાં દોરડાં છે. જેમ ટેલીફોન મોકલવાને મધ્ય ઓફીસ, છુટા ઓફીસ ને પછી ઘર ઘરનાં દોરડાં હોય છે, અને તે બધાનુ જોડાણ થાય છે ત્યારે વાતચીત કરી શકાય છે, તેવીજ રીતે આ શરીરની ઝીણામાં ઝીણ[illegible]બામાં શું ક્રિયા ચાલે છે તેની ખબર મગજ રૂપી મધ્ય ઓફીસને આ નસોદ્વારાના અ[illegible].

જેમ લાલ [illegible] શરૂઆનમાં [illegible] નળીઓ હૃદયમાં આવી મળે છે, તેમ આ સફેદ [illegible]
નસો ઝીણીમાં [illegible] હતું; તેની અસર [illegible] અને કન્યાવિક્રય કરનાર સૌથી તથા [illegible] ઇચ્છનોરા ભાઇઓનાં નામ
ભેળી મળી [illegible]ણા ગૃહસ્થોએ પોતાની સહીઓ આપી દીકરીનાં દામ ન લેવા પ્રતિજ્ઞા કરી હતી.
તે તમે આ[illegible]સરાની દશાનાગર વાણીયા જ્ઞાતિએ હાલમાં એવા ઠરાવ કર્યા છે કે (૧) જો કોઇ
આગળ [illegible]થની સીમંતને નિમિત્તે ન્યાત કરવાની મરજી હોય તો તેણે જ્ઞાતિને ચોક્કસ દંડ આ-
વચોવચ[illegible]નેજ કરવી; (૨) જ્ઞાતિનો હરકોઈ પુરૂષ કે સ્ત્રી ગુજરી જાય તો તેની પાછળ તેરમાંના
જુદા[illegible]દિવસની ન્યાત કરવી નહીં.

વડોદરામાં દશા શ્રીમાળી જ્ઞાતિના આગેવાનોમાં, એક સીમંતની ન્યાત વખતે પાટે બેઠેલા હતા ત્યાં, સીમંતનું જ્ઞાતિભોજન બંધ કરવા બાબત વાત નીકળતાં ઘણાખરાએ તેવાં જમણવાર બંધ કરવા ખુશી બતાવી હતી, અને પછી તે આગેવાનોએ ગોર ફેરવી જાહેર કર્યું હતું કે હવેથી સીમંતની ન્યાત જમાડવાની રજા આપવામાં આવશે નહિ.

**કન્યાશાળાના મેળાવડા**—ભાવનગર સ્ટેટની કન્યાશાળાનાં નિરીક્ષકા (લેડી સુપરીન્ટેન્ડન્ટ) મિસ પ્રેમદાબાઇના પ્રમુખપણા નીચે દરબારી કન્યાશાળામાં અભ્યાસ કરતી કન્યાઓને ઇનામો આપવા માટે એક ભવ્ય મેળાવડો થયો હતો. તેમાં પ્રમુખ તથા બીજા ગૃહસ્થો તરફથી સ્ત્રીકેળવણીની અગત્યતા તથા તેને ઉત્તેજનની બાબતમાં ઘણા સારા વિચારો દર્શાવાયા હતા.

પંજાબમાંના ફીરોઝપુર શહેરના "દેવસમાજ" ના એક પ્રખ્યાત હિંદુ ધાર્મિક મંડળ તરફથી ઉઘાડેલા "બાલિકાવિદ્યાલય" માં, કન્યાઓને ઇનામ વ્હેંચવા માટે એક મ્હોટો મેળાવડો થયો હતો. મિસ એ. ફ્રાંસિસ નામની એક ઇંગ્રેજ નિરીક્ષકા (શાળાઓ તપાસનાર) એ આ શાળામાં ભણતી કન્યાઓમાં કેળવણીથી થયેલા વ્યવહાર સુધારા બાબત વિગતવાર રીતે ઘણા સારા અભિપ્રાય બતાવ્યા હતા, તે આ મેળાવડામાં વંચાયેલા રીપોર્ટમાં ટાંકી બતાવવામાં આવ્યા હતા.

અબલોન્નતિ લેખમાલા:

# સ્ત્રીશિક્ષણ.


લેખક,

ગ. ચિંતામણ વિનાયક વૈદ્ય.

એમ. એ. એલ્ એલ્ બી;

ચીફ જસ્ટિસ, ગ્વાલિયરસ્ટેટ.


---


ભાષાન્તર કર્તા,

બલદેવજી લાલજીભાઇ ધ્રુ,

બી. એ., એલ્ એલ્. બી.;

હાઇકોર્ટ વકીલ, મુબાઈ.


---


૧૯૦૫

ગણત્રી કરવામાં આવી તે વખતના રિપોર્ટમાં ફક્ત મુંબાઇ ઈલાકાનું પ્રમાણ લઇએ તો ૯૭ લાખ હિંદુ સ્ત્રિઓમાં ભણેલી સ્ત્રિઓ માત્ર ૫૩ હજાર દેખાડવામાં આવેલ છે. ફક્ત લખતાં વાંચતાં આવડે એવી સ્ત્રિઓનું પ્રમાણ જ્યારે આપણામાં બહુ થોડું છે ત્યારે આથી વધારે સારી કેલવણી પામેલી સ્ત્રિઓની સંખ્યા ઘણીજ ઓછી હોવી જોઇએ. પારસી સ્ત્રિઓમાં સુશિક્ષિત સ્ત્રિઓની સંખ્યા હિંદુ સ્ત્રિઓને મુકાબલે વધારે છે, એટલે ૩૮ હજાર સ્ત્રિઓમાં ૨૦ હજાર કેલવણી લીધેલી રિપોર્ટમાં દાખલ કરેલી છે. આ ઉપરથી એમ જણાય છે કે સેંકડો વર્ષથી બંધાઇ ગયેલી લોકોની માન્યતા, જો કે પ્રસિદ્ધ રીતે વિરૂદ્ધમાં કોઈ બોલતું નથી તોપણ, અંતરમાં જેવીને તેવીજ છે; અથવા સ્ત્રીશિક્ષણનો ક્રમ લોકોને જેટલો પસંદ પડવો જોઇએ તેટલો રૂચિકર નથી.

મારા અભિપ્રાય પ્રમાણે આ બીજું કારણ વિશેષ પ્રબલ છે. સ્ત્રિઓને કેલવણી આપવી એ પુરૂષોને આપવા મુજબ અવશ્યનું નથી એ ખરૂં છે. ઈંગ્રેજી કેલવણી પુરૂષોની બાબતમાં દ્રવ્યપ્રાપ્તિ, કિં બહુના, ઉદરનિર્વાહનું સાધન થઇ બેઠી છે એટલે ઉચ્ચ વર્ણોમાં ઈંગ્રેજી કેલવણીને માટે જેટલું બધું ઉત્તેજન આપવામાં આવે છે તેવું સ્ત્રીશિક્ષણના સંબંધમાં થતું નથી એ ખુલ્લું છે. અને આ કારણને લીધે પુરૂષોના જેટલી સુશિક્ષિત સ્ત્રિઓની સંખ્યા કદિપણ થવાની નથી એ ખરૂં છે. પરંતુ હાલમાં પુરૂષોને મુકાબલે સ્ત્રિઓની કેલવણીનું પ્રમાણ ઘણુંજ ઓછું છે એ વાસ્તવિક રીતે કબુલ કરવું જોઇએ. સુશિક્ષિત સ્ત્રિઓની સંખ્યા હાલ છે તેના કરતાં વધવી જોઇએ; એમ કેમ થતું નથી એનો વિચાર આપણે મુખ્યત્વે કરીને કરવો જરૂરનો છે. સ્ત્રીશિક્ષણની દિશા બદલ્યા શિવાય લોકમત વધારે અનુકૂલ થનાર નથી એમ મ્હને લાગે છે. સ્ત્રીશિક્ષણની હાલની દિશા કંઇક અંશે ભુલભરેલી છે અને તે કેવી હોવી જોઇએ એ જણાવવાના હેતુથી આ લેખ લખવામાં આવ્યો છે. મતલબ કે સ્ત્રીશિક્ષણનો ખરો ઉદ્દેશ શો હોવો જોઇએ અને હિંદુસમાજની સ્થિતિ લક્ષમાં રાખી તે કેવા પ્રકારનું અને તેની પદ્ધતિ કેવી જોઇએ એ વિષયનું આ નિબંધમાં વિવેચન કરવાનું ધાર્યું છે.

પ્રારંભમાં હાલની પદ્ધતિ પ્રમાણે કેળવાએલી છોકરીઓ અને સ્ત્રિઓમાં આપણને શા દોષ જણાય છે તે જોઇએ. સ્ત્રિઓને પુરૂષોની પેઠે બધા વિષયો શિખવી છેવટે તેમને "ગ્રેજ્યુએટ" બનાવવાની સ્ત્રીશિક્ષણની દિશા હોવાને લીધે, આપણી રીતભાત, આપણો ધર્મ, આપણી સ્ત્રિઓની ટેવો એમાં ફેર પડવાનો બહુજ સંભવ લાગે છે. યુરોપિયન સ્ત્રીઓ જેવી આપણી સ્ત્રિઓને ટેવો પડશે અથવા તેમની રીતભાત થશે તો તે ઠીક નહિ થાય એમ ઘણા લોકોનું માનવું છે. ફીમેલ હાઈસ્કુલ, શારદાસદન, વગેરે ઠેકાણે કેલવણી પામેલી છોકરીઓ દુનિઆંદારીના કામોમાં નિરૂપયોગી થઇ પડે છે એમ પણ કેટલાક જણની ફરિયાદ છે. ઇંગ્રેજી કેલવણી લીધાના સબબે સુશિક્ષિત પુરૂષોની માફક સુશિક્ષિત સ્ત્રિઓમાં પણ, પોતાના વડિલ વર્ગ તરફ અનાદરબુદ્ધિ, મનસ્વી રીતે ચાલવાની ઉત્કટ વૃત્તિ, ખર્ચાળુ ઢબમાં રહેવાની ઈચ્છા, આપણામાં તેમજ પારસી લોકોમાં ઉત્પન્ન થઈ હોય એમ દેખાય છે. તેથી કરીને આવાં પરિણામ નિપજવાના ભયને લીધે સ્ત્રીકેલવણીનો ફેલાવો જોઇએ તેવો થતો નથી.

સ્વર્ગસ્થ અ સૌ કપીલબાના સ્મરણાર્થે "સુન્દરી સુબોધ" નો વધારો.

અબલોન્નતિ લેખમાલા:

# સ્ત્રીશિક્ષણ.

લેખક,

## રા. બ. ચિંતામણ વિનાયક વૈદ્ય.

એમ. એ. એલ્ એલ બી;

ચીફ્ જસ્ટિસ, ગ્વાલિયરસ્ટેટ

ભાષાન્તર કર્તા,

બલદેવજી લાલજીભાઇ ધ્રુ,

બી. એ., એલ્ એલ્. બી.;

હાઇકોર્ટ વકીલ, મુંબાઈ.

૧૯૦૫

વાર્ષિક
સવા રૂપિયો.
ટ. ખ. સાથે

# સુન્દરીસુબોધ

"સુંદર બોધનું"
પુસ્તક ભેટમાં.

( રોયલ ત્રણ ફોર્મ એટલે ચોવીસ પાનાનું )

ગુજરાત-કાઠીયાવાડમાં સર્વાંગે સ્ત્રીઓને માટે પ્રકટ થતું પ્રથમ અને એકજ માસિક

પ્રકાશક-**બન્ધુસમાજ** અમદાવાદ.

**સ્ત્રીઓની સાંસારિક, માનસિક, નૈતિક, ધાર્મિક અને શારીરિક ઉન્નતિકરવી**
**એજ આ પત્રનો મુખ્ય હેતુ છે.**

---

"સુન્દરીસુબોધ" ના પ્રથમ વર્ષના ગ્રાહકોને અપાયેલી ભેટ

# યોગિની

## અથવા સાધ્વીઓના જીવનસુવાસ.

આર્ય ગૃહસંસારનું ઉત્તમ સ્વરૂપ દર્શાવનાર સ્ત્રી-ઉપયોગી ૨૮૦ પાનાનું પુસ્તક.

મૂલ્ય બાર આના.] પ્રકાશક **બન્ધુ સમાજ.** [ટપાલ ખર્ચ એક આનો.

"સુન્દરીસુબોધ" ના બીજા વર્ષના નવા ગ્રાહકોને અર્ધા મૂલ્યે.

પત્ર વ્યવહારનું તથા મળવાનું ઠેકાણું } શા. કરસનદાસ અમૃતલાલ, વ્યવસ્થાપક, સુન્દરીસુબોધ
રાયપુર, વાઘેશ્વરીની પોળ, અમદાવાદ.

---

સુન્દરીસુબોધ ( માસિક )નું ઉદ્દેશ સૂચન —

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता।

( પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે માન સુન્દરી )

# સ્ત્રીશિક્ષણ.



જન સમાજનો હાલનો પ્રચલિત અભિપ્રાય જોઇએ તો સ્ત્રિઓને કેલવણી આપવી જરૂરની છે એ સિદ્ધ કરવા માટે ખાસ લેખ લખવાની આવશ્યકતા નથી. હિંદુસ્થાનની "ડાર્ક એજીસ" એટલે અવનતિના કાલમાં સ્ત્રિઓને કેલવણી આપવાનું તદન બંધ થયું ત્યારથી તે ઇંગ્રેજી અમલ દરમિઆન પાશ્ચિમાત્ય કેલવણીનો પ્રસાર થવા માંડયો ત્યાંસુધી સ્ત્રિઓને શિક્ષણ આપવાનો આપણામાં પ્રચાર નહોતો, તેથી કરીને સ્ત્રિઓને શિક્ષણ આપવું એ એક નવિન પ્રકારનો મત છે એમ લોકોને પ્રથમ લાગે એમાં આશ્ચર્ય નથી. પરંતુ વિદ્યાના પ્રસારને લીધે જેમજેમ પ્રાચીન કાલની જનસમાજની સ્થિતિ સંબધે માહિતી ધીમે ધીમે વધવા માંડી તેમતેમ લોકમતની સ્થિતિ પણ બદલાતી ચાલી. હાલમાં સ્ત્રીશિક્ષણ સંબંધિ લોકમત પ્રતિકૂલ છે એમ જણાતું નથી. ગાર્ગી, વાચકવી ઇત્યાદિ સ્ત્રિઓની વેદાંત વિષયમાં નિપુણતા, દ્રૈપદીનાં ભીતિવિષયક રસપૂર્ણ ભાષણો, ઉત્તરાને નૃત્ય વગેરે કલા શિખવવા માટે બૃહનડાની કરેલી યોજના, તેમજ માલવિકા માલતી વગેરે નાટકોમાં વર્ણવેલી સુશિક્ષિત સ્ત્રિઓનાં ઉદાહરણો, એ સર્વ ઉપરથી લોકોને જણાયું છે કે પહેલાં હિંદુસ્થાનમાં સ્ત્રિઓને ઉત્તમ પ્રકારનું શિક્ષણ આપવામાં આવતું હતું. આ ઉપરાંત સ્ત્રીશિક્ષણ એ ધર્મને લગતો વિષય ન હોવાને લીધે તેની વિરૂદ્ધ કોઇ પણ " કલિનિષેધ વાક્ય " છે નહિ. સ્ત્રીશિક્ષણના વિરૂદ્ધ ફક્ત "સ્ત્રિઓ સ્વભાવથીજ દુષ્ટ હોય છે," "તેઓ* "ધ" ને બદલે "મા" કરશે " ઇત્યાદિ કલ્પનાતરંગ બાકી રહ્યા. તેમનું પણ કાંઇ વિશેષ બલ હાલના સમયમાં હોય એમ લાગતું નથી. સારાશ કે સ્ત્રીશિક્ષણને પ્રતિકૂલ હોય એવું કોઇ પણ કારણ હાલમાં જણાતું નથી. તો પછી સ્ત્રીશિક્ષણનો જેટલો પ્રચાર થવો જોઇએ તેટલો નથી થયો તેનું કારણ શું?

પ્રથમ દૃષ્ટિએ આ સવાલ ગહન લાગે છે. જેવી રીતે ઇંગ્રેજી કેલવણીના સંબંધે શરૂઆતમાં ઉત્તેજન આપવામાં આવતું હતું તેવી રીતે હાલમાં સ્ત્રીશિક્ષણના સંબંધમાં સરકાર તેમજ લોકો તરફથી ઉત્તેજન મળે છે; દેશનાં હિતચિંતકો પણ સુધારાના અંગની બીજી બાબતો કરતાં આ બાબતમાં મેહેનત પણ અધિક કરે છે; તોપણ સુશિક્ષિત સ્ત્રિઓની સંખ્યા જેટલી જોઇએ તેટલી જણાતી નથી. સને ૧૯૦૧ માં મનુષ્ય સંખ્યાની

---

* અહિંઆં મરાઠી ઇતિહાસમાં પ્રસિદ્ધ થઇ ગયેલા રઘોબા દાદાએ પોતાના ભત્રીજા નારાયણરાવ પેશ્વાને પકડવા માટે લખેલી ચીઠીમાં "ધરાવા" (પકડવો) શબ્દમાંના "ધ" અક્ષરને બદલે "મા" અક્ષર મુકી "મારાવા" (મારવો-મારી નાંખવો) શબ્દ લખી પરિણામે નારાયણરાવ પેશ્વાનું ખુન કરાવનાર રઘોબા દાદાનાં રાજ્યશ્રીયોશી પત્નિ આનદિ બાઇનું સૂચન લેખકે કરેલું છે. બા. ક.

ગણત્રી કરવામાં આવી તે વખતના રિપોર્ટમાં ફક્ત મુંબાઇ ઇલાકાનું પ્રમાણ લઇએ તો ૯૭ લાખ હિંદુ સ્ત્રિઓમાં ભણેલી સ્ત્રિઓ માત્ર ૫૩ હજાર દેખાડવામાં આવેલ છે. ફક્ત લખતાં વાંચતાં આવડે એવી સ્ત્રિઓનું પ્રમાણ જ્યારે આપણામાં બહુ થોડું છે ત્યારે આથી વધારે સારી કેલવણી પામેલી સ્ત્રિઓની સંખ્યા ઘણીજ ઓછી હોવી જોઇએ. પારસી સ્ત્રિઓમાં સુશિક્ષિત સ્ત્રિઓની સંખ્યા હિંદુ સ્ત્રિઓને મુકાબલે વધારે છે, એટલે ૩૮ હજાર સ્ત્રિઓમાં ૨૦ હજાર કેલવણી લીધેલી રિપોર્ટમાં દાખલ કરેલી છે. આ ઉપરથી એમ જણાય છે કે સેંકડો વર્ષથી બંધાઇ ગયેલી લોકોની માન્યતા, જો કે પ્રસિદ્ધ રીતે વિરૂદ્ધમાં કોઈ બોલતું નથી તોપણ, અંતરમાં જેવીને તેવીજ છે; અથવા સ્ત્રીશિક્ષણનો ક્રમ લોકોને જેટલો પસંદ પડવો જોઇએ તેટલો રૂચિકર નથી.

મારા અભિપ્રાય પ્રમાણે આ બીજું કારણ વિશેષ પ્રબલ છે. સ્ત્રિઓને કેલવણી આપવી એ પુરૂષોને આપવા મુજબ અવસ્યનું નથી એ ખરૂં છે. ઇંગ્રેજી કેલવણી પુરૂષોની બાબતમાં દ્રવ્યપ્રાપ્તિ, કિંબહુના, ઉદરનિર્વાહનું સાધન થઇ બેઠી છે એટલે ઉચ્ચ વર્ણોમાં ઇંગ્રેજી કેલવણીને માટે જેટલું બધું ઉત્તેજન આપવામાં આવે છે તેનું સ્ત્રીશિક્ષણના સંબંધમાં થતું નથી એ ખુલ્લું છે. અને આ કારણને લીધે પુરૂષોના જેટલી સુશિક્ષિત સ્ત્રિઓની સંખ્યા કદિપણ થવાની નથી એ ખરૂં છે. પરંતુ હાલમાં પુરૂષોને મુકાબલે સ્ત્રિઓની કેલવણીનું પ્રમાણ ઘણુંજ ઓછું છે એ વાસ્તવિક રીતે કબુલ કરવું જોઇએ. સુશિક્ષિત સ્ત્રિઓની સંખ્યા હાલ છે તેના કરતાં વધવી જોઇએ; એમ કેમ થતું નથી એનો વિચાર આપણે મુખ્યત્વે કરીને કરવો જરૂરનો છે. સ્ત્રીશિક્ષણની દિશા બદલ્યા શિવાય લોકમત વધારે અનુકૂલ થનાર નથી એમ મ્હને લાગે છે. સ્ત્રીશિક્ષણની હાલની દિશા કંઇક અંશે ભુલભરેલી છે અને તે કેવી હોવી જોઇએ એ જણાવવાના હેતુથી આ લેખ લખવામાં આવ્યો છે. મતલબ કે સ્ત્રીશિક્ષણનો ખરો ઉદ્દેશ શો હોવો જોઇએ અને હિંદુસમાજની સ્થિતિ લક્ષમાં રાખી તે કેવા પ્રકારનું અને તેની પદ્ધતિ કેવી જોઇએ એ વિષયનું આ નિબંધમાં વિવેચન કરવાનું ધાર્યું છે.

પ્રારંભમાં હાલની પદ્ધતિ પ્રમાણે કેળવાએલી છોકરીઓ અને સ્ત્રિઓમાં આપણને શા દોષ જણાય છે તે જોઇએ. સ્ત્રિઓને પુરૂષોની પેઠે બધા વિષયો શિખવી છેવટે તેમને "ગ્રેજ્યુએટ" બનાવવાની સ્ત્રીશિક્ષણની દિશા હોવાને લીધે, આપણી રીતભાત, આપણો ધર્મ, આપણી સ્ત્રિઓની ટેવો એમાં ફેર પડવાનો બહુજ સંભવ લાગે છે. યુરોપિયન સ્ત્રીઓ જેવી આપણી સ્ત્રિઓને ટેવો પડશે અથવા તેમની રીતભાત થશે તો તે ઠીક નહિ થાય એમ ઘણા લોકોનું માનવું છે. ફીમેલ હાઇસ્કુલ, શારદાસદન, વગેરે ઠેકાણે કેલવણી પામેલી છોકરીઓ દુનિઆંદારીના કામોમાં નિરૂપયોગી થઇ પડે છે એમ પણ કેટલાક જણની ફરિયાદ છે. ઇંગ્રેજી કેલવણી લીધાના સબબે સુશિક્ષિત પુરૂષોની માફક સુશિક્ષિત સ્ત્રિઓમાં પણ, પોતાના વડિલ વર્ગ તરફ અનાદરબુદ્ધિ, મનસ્વી રીતે ચાલવાની ઉત્કટ વૃત્તિ, ખર્ચાળુ ઢબમાં રહેવાની ઇચ્છા, આપણામાં તેમજ પારસી લોકોમાં ઉત્પન્ન થઈ હોય એમ દેખાય છે. તેથી કરીને આવાં પરિણામ નિપજવાના ભયને લીધે સ્ત્રીકેલવણીનો ફેલાવો જોઇએ તેવો થતો નથી.

હાલની શિક્ષણ પદ્ધતિ જ્યારે ભૂલ ભરેલી છે ત્યારે તે કેવી હોવી જોઇએ? આ સવાલનું નિરાકરણ કરતાં, પ્રથમ શિક્ષણ એટલે શું એનો વાસ્તવિક અર્થ લક્ષમાં રાખવો જોઇએ. સાધારણ દૃષ્ટીથી જોતાં લેખન, વાંચન, ભૂગોલ, ઇતિહાસ, ગણિત, ભૂમિતિસિદ્ધાંત શિખવવા એનું નામ શિક્ષણ આપવું એમ જણાય છે, અને આ વિષયો સ્ત્રિઓને શિખવવા એજ સ્ત્રીકેલવણી એમ સાધારણ રીતે અર્થ કરી બેઠા છે; તથા શિક્ષણનો આવો ભૂલ ભરેલો અર્થ થવાને લીધે સ્ત્રીશિક્ષણની દિશા સ્વાભાવિક રીતેજ ખોટી લેવાય છે. કેલવણીનો વિસ્તાર થયા શિવાય સમાજની સ્થિતિ સુધરતી નથી, આ સિદ્ધાંતમાંના કેલવણી શબ્દનો અર્થ ઉપર બતાવેલી ભૂલ ભરેલી વ્યાખ્યા મુજબ કરીએ તો લેખન, વાંચન, ભૂગોલ, ઇતિહાસ, ગણિત, સિદ્ધાંત ઇત્યાદિ વિષયો શિખવાનું, રાજાથી રંક પર્યંત જુદી જુદી સ્થિતિવાળા, વિધવિધ ધંધાવાળા માણસોને એક સરખી રીતે આવશ્યક થશે. પરંતુ કેલવણી શબ્દનો ખરો અર્થ આવો નથી. કેલવણી એટલે-મનુષ્યોની માનસિક તથા શારિરિક શક્તિ અને નીતિ એમને એવા પ્રકારનું વલણ આપી વધારવાં કે જેથી કરીને પોતાની સમાજપ્રતિની અને કુટુંબપ્રતિની ફરજો તેમનાથી યોગ્ય રીતે અદા કરી શકાય. આ વ્યાખ્યાને અનુકૂલ કેલવણી આપવાની હોવાથી જેમને શિક્ષણ આપવાનું છે તેમની માનસિક અને શારિરિક શક્તિ કેવી છે, તેમનો સ્વભાવ કેવો છે, તેમનાં કુટુંબપ્રતિ અને જનસમાજ પ્રતિ કર્તવ્યો શાં શાં છે, એનો પ્રથમ વિચાર કરવો અવશ્યનો છે. પુરૂષો અને સ્ત્રિઓની સમાજ તથા કુટુંબ તરફની ફરજો એક સરખી હોત, તેમની માનસિક અને શારિરિક સ્થિતિ એકજ પ્રકારની હોત તો તો તેમને એકસરખી કેલવણી આપવી એ યોગ્ય ગણાત. પરંતુ આમ ન છતાં પણ તેમને એકજ ચરખામાથી કાઢવામાં, ગાયોને બળદની પેઠે નાથી ખેતીના કામમાટે ઉપયોગમાં લેવા જેવોજ પાત્રાપાત્ર વિચાર થયો ગણાશે.

કોઈ અહિં એવો આક્ષેપ સહજ કરશે કે સ્ત્રિઓની શારીરિક તથા માનસિક શક્તિ સરખી નથી અને તેમની કુટુંબપ્રતિની ફરજો જુદી જુદી છે એમ તમે શા ઉપરથી કહો છો? મિલ જેવા સંપૂર્ણ સ્ત્રીમહુમાની લોકો "પુરૂષો સ્ત્રિઓને રસોઇના કામમાં પ્રયોજે છે, રાજકીય હકોને લાયક તેમને ગણતા નથી વગેરે પુરૂષોએ દાખલ કરી દીધેલી જુની રૂઢીઓનો તેમના ઉપરનો જુલમ છે: સ્ત્રિઓને સ્વતંત્રતા આપવામાં આવે તો તેઓ દરેક દરેક ધંધામાં અને દરેક કામમા સર્વે પ્રકારે પુરૂષોની બરાબરી કરી શકશે." ઈત્યાદિ પ્રતિપાદન કરે છે. મ્હને લાગે છે કે આ પ્રતિપાદનમાં જેટલુ સત્ય છે તેટલેજ અંશે અતિશયોક્તિ પણ છે. કોઇપણ સિદ્ધાંતનો નિશ્ચય કરવામાં જે વાત પાંચ પચીસ વ્યક્તિઓને લાગુ પડે છે તે વ્યક્તિસમુદાયને લાગુ કરવી એ એક મોટી ભૂલ છે. તાત્પર્ય એટલુંજ કે એકંદર સ્ત્રીવર્ગને કઇ વાતો લાગુ પડે છે એનો વિચાર સ્ત્રીશિક્ષણની પદ્ધતિ નક્કી કરતાં કરવો જોઇએ. કેટલીક સ્ત્રિઓ ગણિતશાસ્ત્રમાં, અથવા કવિતાના વિષયમાં અથવા પદાર્થવિજ્ઞાનશાસ્ત્રમાં પુરૂષોની માફક કુશળ થએલી હશે; કેટલીક ક્રિકેટ વગેરે મરદાની રમતોમાં પુરૂષોની બરાબર ટક્કર ઝીલી શકે એવી હશે: કોઈ સ્ત્રિઓએ પુરૂષોના કરતાં વધારે બલથી અને ડહાપણથી રાજ્યકારબાર પણ ચલાવ્યો હશે. આ ઉપરથી એટલુંજ સિદ્ધ થાય કે વિદ્યાશાળામાં, અથવા ક્રિકેટ ભૂમિ ઉપર, અથવા

રાજ્યપ્રકરણી સભામાં ભાગ લેવા માટે તેઓ સ્ત્રિઓ છે તેટલાજ' કારણસર સ્ત્રિઓને હરકત ન થવી જોઇએ. જે સ્ત્રિઓ 'લાયક, હુંશિઆર, સશક્ત, અથવા ઉત્સાહશીલ હોય તેમણે પુરૂષોની માફક બધાં કેલવણીનાં સામાન્ય સાધનોનો ઉપયોગ કરવો એ ઠીક' છે; પણ એકંદર સ્ત્રિઓને જે શિક્ષણક્રમ લાગુ પાડવાનો છે તેની બાબતમાં તો સાધારણ રીતે સ્ત્રિઓની સ્થિતિનો વિચાર કરવો જોઇએ.

મિલ જેવા વિદ્વાન ગ્રંથકર્તાના લેખ ઉપર ટીકા કરવી એ ન્હાને મ્હોએ મોટી વાત કરવા જેવું છે. વળી આ લેખ *"સ્ત્રિઓની પરવશતા" એ પુસ્તક ઉપર ટીકા કરવાના હેતુથી લખાયો નથી. પરંતુ પ્રસંગવશાત્ અહિં એટલું કહેવું જરૂરનું છે કે મિલે પોતાના અભિપ્રાયની પુષ્ટિ માટે કેટલેક અંશે એકતરફી અતિશયોક્તિનો ઉપયોગ ઉપર' ટાંકેલાં વચનોમાં કર્યો છે. સ્ત્રિઓને લગતી જે બે ભારે અડચણો છે તેનો તો એણે કોઇપણ ઠેકાણે ઉલ્લેખ કર્યો નથી. પરંતુ એક જગાએ મિલે પણ આટલું સૂચન કર્યું છે કે પુરૂષોની બરાબરી કરવામાં સ્ત્રિઓને જે મુખ્ય હરકતો નડે છે તેમાં કુટુંબની વ્યવસ્થા અને ખરચ-ખુંટણ ઉપર નજર રાખવાનો તેમને ગળે એક મોટો ભાર આવી પડયો છે તે પ્રથમ અડચણ છે. અહિંઆં પુરૂષોએ રોટલા ઘડવા અને છોકરાં સંભાળવાં તથા સ્ત્રિઓએ બાહારના ઉદ્યોગ કરવા એવું કહેવાને મિલ સુદ્ધાં પણ તૈયાર નથી. એટલુંજ નહિં પણ આ પ્રકારની વ્યવસ્થા કોઇપિણ સુધરેલા દેશમાં હજી સુધી થઇ નથી. તેમજ પહેલાંના વખતમાં "એમેઝોન" નામની સ્ત્રિઓ થઈ ગઈ તે શિવાય સ્ત્રિઓની બનેલી પલટણો આજ સુધી કોઈ પણ ઠેકાણે નજરે પડી નથી. ગર્ભાશય પરમેશ્વરે સ્ત્રીજાતિમાંજ સ્થાપેલું છે. પશુ પક્ષિ આદિ સર્વ સૃષ્ટિમાં ન્હાનાં છોકરાંને ઉછેરવાનું કામસ્ત્રિઓને માથેજ હોય છે. આ બે મુખ્ય સ્વાભાવિક અડચણો સ્ત્રીવર્ગને પુરૂષોની સર્વાંશે બરોબરી કરવામાં આડે આવે છે, એ વાત મિલે મુદ્દામ છુપાવી રાખી છે એમ મ્હને લાગે છે. એક ફ્રેંચ તત્ત્વવેત્તાના વિચારો મિલના કરતાં તદ્દન ભિન્ન છે. તે કહે છે કેઃ—

"લગનની શરતો છેવટે કયાં જઈ પ્હોંચશે તેની અટકળ આજ કરી શકાતી નથી. પરંતુ અહિંઆં એટલુંજ કહેવું બસ થશે કે લગનની સંસ્થામાં ગમે તેટલો ફેરફાર થાય
રા ... તેનું મુખ્ય તત્વ, એટલે સ્ત્રિઓએ પુરૂષોને આધિન રહેવું એ, કદિ પણ નાશ થવાનું
'ગ્રેજ્યુએટ' પ્રાક્ષમાં અને દરેક પ્રકારની લગનપદ્ધતિમાં આ તત્ત્વ હમેશાં દેખાય છે નવીન
આપણી સ્ત્રિઓ ...દિના વિચાર પ્રમાણે તે ભુલભરેલું છે એમ નક્કી થવું અવશ્યનું છે. એમ
આપણી સ્ત્રિઓ...ની રચના તથા સમાજના બંધારણ ઉપરથી જણાઈ આવે છે. શારીર-
ઘણા લોકોનું માનવું, સ્પષ્ટ જણાય છે કે જોકે જીવનક્રિયા આદિ વ્યવહાર માટેના અવ-
રીઓ દુનિઆંદારીના ...ખા છે તોપણ કેટલીક બાબતોમાં તેમની શારીરિક અને નૈતિક
છે. ઇંગ્રેજી કેલવણી લીધ. છે, પુરૂષજાતિ અને સ્ત્રીજાતિ એમની ઉમ્મર પરત્વે થનારી
પોતાના વડિલ વર્ગ તરફ ...તો સ્ત્રીજાતિ, વિશેષે કરીને મનુષ્યકોટિની સ્ત્રીજાતિ, પુરૂષવર્ગના
બમાં રહેવાની ઇચ્છા, આપ...હોય છે એમ કહીએ તો ચાલે. આ કારણને લીધે ઘણા
છે. તેથી કરીને આવાં પરિણામ
તેવો થતો નથી

* 'Women.'

મહત્વના કામો માટે જોઇતું શારીરિક બલ પુરૂષોના કરતાં સ્ત્રિઓમાં ઓછું હોય છે. સમાજશાસ્ત્રનો વિચાર કરીશું તોપણ આ બંને વર્ગનાં કર્તવ્ય અને તેમનો અધિકાર એક હોવાનું સંભવતું નથી. દરેક વર્ગનાં કર્તવ્યો પૃથક્ પૃથક્ કરી મુકયાં છે અને આવી વ્યવસ્થાથી બંનેને આ સુખનો લાભ થાય છે."

મિલના અભિપ્રાય અને ઉપર ટાંકેલા ફ્રેંચ તત્વવેત્તા (કૉમ્ટ) ના વિચારો વચ્ચેનો વિરોધ એક બાજુએ રાખીએ તોપણ એટલી વાત નિર્વિવાદ છે કે જે સ્ત્રિઓ વિવાહિત સ્થિતિમાં પ્રવેશ કરી સંસારમાં પડે છે તેઓ કદિ પણ પુરૂષોની બરાબરી અથવા પુરૂષોને લાયકના ધંધા કરી શકતી નથી. અને તે પછી ગહન વિષયોમાં તેમને કેલવણી પણ આપી શકાતી નથી. આજ વસ્તુસ્થિતિ આપણે પશુજાતિમાં પણ પ્રત્યક્ષ કરીએ છીએ. અશ્વયોનિમાં નરની પેઠેજ માદાઓ પણ કામ કરી શકે છે. પણ તે માદાઓને અવિવાહિત રાખવી પડે છે. ગાય, ભેંસ એમની પાસેથી પણ મહેનતનાં કામ કરાવી શકાય. પરંતુ તેમની પાસેથી પછી દુધ મળવાનું નહિ. જે સ્ત્રિઓએ અત્યાર સુધી વિદ્યામાં, શાસ્ત્રજ્ઞાનમાં, અથવા શારીરિક શક્તિમા પુરૂષોની બરોબરી કરી છે તેઓ બધી ઘણું કરીને અવિવાહિત સ્થિતિમાં હતી એમ મ્હને લાગે છે. અને હાલના સમયમાં પણ જે સ્ત્રિઓ પશ્ચિમ તરફના દેશોમાં, તેમજ ક્વચિત્ આ દેશમાં પણ, પુરૂષોના ધંધા પકડે છે અથવા પુરૂષોની સમાન કેલવણી લે છે તેઓ અવિવાહિત હોય છે એમ જણાય છે. સારાંશ કે પાશ્ચિમાત્ય દેશોમાં સ્ત્રિઓ ગમે તેટલી મુદ્દત સુધી અવિવાહિત રહી શકે છે અને કેટલીક તો આખી જીંદગી સુધી પણ પરણતી નથી તેવા દેશોને મિલના વિચાર સર્વાંશે લાગુ પડે. પરંતુ હિંદુસ્થાનમાં ઘણી સ્ત્રિઓનું ૧૨ વર્ષની અંદરજ લગ્ન થાય છે અને દરેક સ્ત્રીનું લગ્ન થવુંજ જોઇએ એવો હિંદુસમાજનો અને શાસ્ત્રનો આગ્રહ છે. એટલે અહિંઆંની સ્ત્રીશિક્ષણપદ્ધતિ પાશ્ચાત્ય શિક્ષણપદ્ધતિ ઉપરજ સર્વાંશે બાંધી શકાય એમ મ્હને લાગતું નથી.

આ ઠેકાણે એવો સવાલ ઉઠે છે કે હાલમાં હિંદુસ્થાનની સ્ત્રિઓની જે સ્થિતિ છે તે બદલવી ઇષ્ટ છે અને ધીમે ધીમે તે બદલાતી જશેજ; તો પછી પોતાની મેળે થનાર ઇષ્ટ વાતમાં શિક્ષણપદ્ધતિથી શું કરવા અંતરાય નાખવો? મ્હને લાગે છે કે આ સવાલમાંનાં બંને પ્રમેયો ભુલભરેલાં છે. હાલની સ્ત્રિઓની સ્થિતિ બદલી તેને ઠેકાણે પાશ્ચાત્ય દેશોની સ્ત્રિઓ પ્રમાણે અહિં સ્ત્રિઓ અવિવાહિત રહે એવી પદ્ધતિ દાખલ કરવી એ પુષ્કળ માણસોના વિચાર પ્રમાણે ઇષ્ટ નથી એટલુંજ નહિ પણ એમ કરવાથી શોચનીય પરિણામ આવશે. આ બાબતમાં સ્ત્રિઓની સ્થિતિ પાશ્ચાત્ય દેશોમાં વખાણવા લાયક નથી એમ ત્યાંના પણ વિચારશીલ પુરૂષો કબુલ કરે છે. સમાજમાંની પુષ્કળ સ્ત્રિઓએ અર્થાત્ તેમની સાથે પુષ્કળ પુરૂષોએ કુંવારા રહેવું એ શું ઇષ્ટ છે? આ પ્રશ્ન નિરાળો હોઈ તેનો આ લેખમાં ચારે તરફથી વિચાર થવો અશકય છે. એટલું કહેવું અહિં બસ છે કે આવી સ્થિતિ ઉત્પન્ન થતાં સ્ત્રીપુરૂષોનું સુખ ઓછું થઇ જશે એમ પણ લાગે છે અને નીતિની દૃષ્ટિથી જોતાં આ વ્યવસ્થા પ્રસંશનીય નહિ થાય. પરંતુ આ શિવાય વિશેષ મુદ્દાની વાત એ છે કે પુષ્કળ સ્ત્રિઓને કુંવારી રાખવાનો રિવાજ હિંદુસ્થાનમાં પડશે એનો પણ મ્હને

તો સંશય રહે છે. આપણા લોકોની રૂઢીને વળગી ચાલવાની વૃત્તિ એટલી દૃઢ હોય છે કે તેમાં ફેરફાર થવો એ એકદમ સંભવતુંજ નથી. તેમાં વળી આ વાત ધર્મ સાથે સંબંધકર્તા થઈ પડી છે અને દરેક સ્ત્રીનું લગ્ન થવુંજ જોઇએ એવું ધર્મશાસ્ત્રનું શાસન છે. ધર્મનું બંધન કેટલું મજબુત છે એનો વિચાર કરીએ તો ધર્મ તથા રૂઢી આ બંને બંધનોથી આવી જે જે બાબતોમાં જનસમાજ જકડાઇને બંધાયો છે તે બાબતોમાં ઘણો ફરક પડશે એમ મ્હને લાગતું નથી. મતલબ કે હિંદુસમાજની આ સ્થિતિ કહેતાં, દરેક સ્ત્રીનું ઘણે ભાગે ૧૨ વર્ષની ઉમ્મર પહેલાં લગ્ન થાય છે એ વાત શિક્ષણપદ્ધતિનો નિશ્ચય કરતી વખતે લક્ષમાં રાખવી જોઇએ.

આ સ્થિતિનું એક સારૂં પરિણામ એવું નજરે પડે છે કે આપણામાં સ્ત્રિઓના જીવનનો ભાર ઘણું કરીને તેમના પોતાના ઉપર પડતો નથી, સ્વતંત્ર ઉદ્યોગ કરી પોતાનો નિર્વાહ પોતાને કરવો જ પડે એવી સ્થિતિ આ દેશમાં બહુ થોડી હિંદુ સ્ત્રિઓની હોય છે. ન્હાનપણમાં તેમનું ભરણપોષણ મા, બાપ, ભાઈ, ઇત્યાદિના માથા ઉપરજ હોય છે અને લગ્ન થયા પછી સ્વાભાવિક રીતેજ તે કામ કરવાનું પતિના કુટુંબ ઉપર આવે છે. સમાજમત પ્રમાણે વિવાહિત સ્ત્રિઓનું ભરણપોષણ કરવાની જેટલે દરજ્જે પતિના કુટુંબની ફરજ છે તેટલે દરજ્જે ઉમ્મરે પ્હોંચેલી છોકરીઓનું ભરણપોષણ તેમના પિતાના કુટુંબ ઉપર નાંખવામાં આવતું નથી. આવા કારણને લીધે પાશ્ચાત્ય દેશોમાં કેટલીક મોટી મોટી કુંવારી છોકરીઓને પોતાના ઉદરપોષણની તજવીજ પોતાને કરવી પડે છે. આ તેમની સ્થિતિ ઘણે અંશે શોચનીય છે એમ કેટલાક લોકોનો અભિપ્રાય છે.

ઉપર કરવામાં આવેલા વિવેચન ઉપરથી સ્ત્રીશિક્ષણપદ્ધતિના સંબંધમાં આપણે એ સિદ્ધાંત કાઢી શકીએ છીએ. બધા ધંધામાં ઉપયોગી થઈ પડે એવા વિષયોનું જ્ઞાન, એટલે સાધારણ રીતે મેટ્રીક્યુલેશનની પરીક્ષા માટે જે વિષયો શિખવવામાં આવે છે તેમનું જ્ઞાન, સ્ત્રિઓ માટેના સાધારણ શિક્ષણમાં સમાવવાનું કાંઇ કારણ નથી. યુક્લીડના સિદ્ધાંત અથવા બીજગણિત અથવા ઇંગ્લાંડનો ઇતિહાસ—આ વિષયો સ્ત્રીશિક્ષણના ક્રમમાં દાખલ કરવાની કાંઇ આવશ્યકતા નથી એમ મ્હને લાગે છે. મતલબ કે મેટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરવી એ સ્ત્રિશિક્ષણનો ઉદ્દેશ નથી. જે સ્ત્રિઓ કુંવારી રહિ અમુક ધંધા શિખવાની ઇચ્છા ધરાવતી હોય તેમનેજ માટે મેટ્રીક્યુલેશન ક્લાસ જોઇતા હોવાથી તે જુદો ઉઘાડવો અથવા તેમનેજ માટે છોકરાઓની નિશાળોમાં ઉપરના વર્ગોમાં શિખવાની અલાયદી તજવીજ કરવી. તેજ પ્રમાણે સ્ત્રિઓને માટે ખાસ કોલેજ કાઢવાની પણ કાંઇ જરૂર નથી. આવી કોલેજોમાં ભણનારી સ્ત્રિઓની સંખ્યા ઘણીજ ઓછી હોવાની, અને જે કારણસર તેઓ પુરૂષોની માફક વિદ્યાનિપુણ થવાની ઇચ્છા રાખે છે તે જોતાં તેઓએ પુરૂષોના એકઠાં ભણવાનું રાખવું એ ફાયદામંદ છે.

બીજી વાત એ છે કે છોકરીઓનાં લગ્ન ઘણે ભાગે ૧૨ વર્ષની ઉમ્મર લગભગમાં થાય છે તથા પરણેલી છોકરીઓ ઘણું કરીને નિશાળે જતી નથી એટલે છોકરીઓની કેળવણી અપૂર્ણ રહે છે. પ્રાથમિક શાળામાં છોકરીઓને જે શિક્ષણ આપવામાં આવે તે

એક રીતે પૂર્ણ જોઇએ એવો નિશ્ચય ઉપર બતાવેલી હકીકત ઉપરથી થાય છે. દરેક સ્ત્રીને –પછી ગમે તો તે ગરીબ હો અથવા તવંગર હો તેને–જે વિષયો જાણવા અવશ્યના છે તે વિષયોનો અંતર્ભાવ પ્રાથમિક શિક્ષણમાં થવો જોઇએ; અને જે બાબતો સ્ત્રિઓને સાધારણ રીતે નિરૂપયોગી છે તેનો તિરોભાવ થવો જોઇએ. આ વિષયો કયા છે તેનો વિશેષ ખુલાસો નીચેના વિવેચન ઉપરથી થશે.

સ્ત્રીશિક્ષણપદ્ધતિમાં શું ન જોઇએ એ બતાવી હવે તેમાં શું શું રાખવું એ વાત તરફ વળું છું. સ્ત્રિઓની સમાજ તરફની અને કુટુંબની અંદર કઇ કઇ ફરજો છે એનો ઉપર કહ્યા પ્રમાણે પ્રથમ વિચાર કરવો જોઇએ. મિસે એક કર્તવ્ય કહેલું જ છે. કુટુંબની વ્યવસ્થા અને ખરચખુંટણ ઉપર નજર રાખવાનું કામ વિશેષે કરીને બધી સ્ત્રિઓનું છે. છોકરાં ઉછેરવાં, કુટુંબનાં આજારી માણસોની ચાકરી કરવી, ઘરમાં આણેલી વસ્તુઓનો ઘટતો બંદોબસ્ત કરવો એ દરેક સ્ત્રીએ કરવું જોઇએ. આ બાબતોમાં નવી ધાટી મુજબ ભણેલી સ્ત્રિઓ તદ્દન બિનઉપયોગી હોય છે એમ કેટલાક જણનું માનવું છે એ વાત શરૂવાતમાં જણાવેલી જ છે. લેખન, વાંચન, અને અંકગણિત એટલે સાધારણ પ્રકારના હિસાબ આ ત્રણ બાબતો ( જેને ઇંગ્રેજીમાં Three Rs કહે છે ) આખા શિક્ષણનો પાયો છે. આ વિષયો બધાંને શિખવવા જોઇએ, પણ એટલેથી અટકવાનું નથી. છોકરીઓને આ વિષયો આવડે તોપણ વ્યવસ્થિત રીતે રહેતાં અને પૈસાની યોગ્ય વ્યવસ્થા કરતાં આવડવું એ બહુ નિરાળી વાત છે. હાલની ભણેલી સ્ત્રિઓને આ બાબતોનું જ્ઞાન બહુ થોડું હોય છે. આ સંબંધમાં ગૃહશિક્ષણ અતિશય ઉપયોગી છે એમ મ્હને લાગે છે. નિશાળોમાં આજકાલ છોકરીઓને ગૃહશિક્ષણ બિલકુલ મળતું નથી, અને પ્રત્યક્ષ ગૃહશિક્ષણ મળવાને હાલના શિક્ષણક્રમને લીધે તેમને ફુરસદ રહેતી નથી. એકાદ હોંશિઆર સાસુના હાથ તળે છોકરીને રહેવાનું થવાથી ઉપલી ત્રણે બાબતોમાં, એટલે છોકરાંને ઉછેરવામાં, દરદીની ચાકરીમાં, અને ઘરમાં આણેલા સામાનનો યોગ્ય ઉપયોગ કરવામાં તે જેની હોંશિઆર થાય છે તેવી ભણેલી સ્ત્રિઓ નથી હોતી. ન્હાની અથવા મોટી છોકરીઓને એટલી ઉમ્મરમાં આવાં મહેનતનાં કામ સોંપવાં એ તેમના ઉપર જુલમ કરવા જેવું છે એમ કેટલાક ઉતાવળીઆ સુધારકો કહેશે, પરંતુ બાલપણથી જે બાબતો આંગળીને વેઢે ચઢી નથી તે પછીથી કદિ પણ બરાબર આવડવાની નહિ એ આ લોકોએ ખાત્રીથી ધ્યાનમાં રાખવું જોઇએ.

ઘરમાં આણેલા સામાનને ઘટતી રીતે વાપરવો એ એક પ્રકારનું કંજુસપણું છે એમ પણ કેટલાક લોકો કહે, પરંતુ આયે તેમની મોટી ભુલ છે. સમાજને ઝીણી નજરે જોતાં એમ જણાશે કે જે સ્ત્રીપુરૂષ વ્યવસ્થિત રીતે રહે છે તેમનો સંસાર થોડે પૈસે જેટલો સુખી નિવડે છે તેટલો તેથી કેટલાયે ગણા વધારે પૈસા પેદા કરનારનો હોતો નથી. ઉડાઉવેડા કરવા, વખતસર સંભાળ ન રાખવી, બેદરકાર રહેવું વગેરે ટેવો અનેક ભણેલા પુરૂષોમાં જણાય છે તેમ ભણેલી સ્ત્રીઓમાં પણ નજરે પડે છે. યુરોપિયન લોકોમાં પણ વ્યવસ્થાથી ઘરસંસાર ચલાવવો એ સ્ત્રીઓનો એક મોટો ગુણ ગણાય છે, અને ઘરની વ્યવસ્થા લક્ષમાં લઇ જમાખર્ચનો હિસાબ રાખવો એ તેમનું ખાસ કામ છે

ઇત્યાદિ બાબતો જરૂરની છે. અને આ વિષય મધ્યમ પ્રકારના સ્ત્રીશિક્ષણમાં દાખલ કરવો જોઇએ. છેક નાનાં છોકરાંને બચપણથી કેલવણી તરફ વાળવાં એ પણ સુશિક્ષિત માતાનું કર્તવ્ય છે. આ બાબતમાં કંઈ કંઈ વાતો છોકરાંને ઘેર કહેવી જોઇએ અને કઇ વાતો તેમને કાને કદિ પણ ન પડવા દેવી જોઇએ એ વગેરે માહિતી સારી કેલવણી પામેલી સ્ત્રિઓને હોય તો તો બહુજ ઉત્તમ.

અહિં સુધી સ્ત્રિઓનાં કુટુંબ મધ્યેનાં કર્તવ્યો સંબંધી વિચાર થયો. હવે તેમનાં જનસમાજપ્રતિ કર્તવ્યો શાં છે તે જોતાં પહેલાં આપણે તેમના શારીરિક શિક્ષણ તરફ લક્ષ દોડાવીએ. હિંદુસ્થાનની સ્ત્રિઓ પુરૂષોને મુકાબલે વિશેષ અશક્ત અને ઓછા શરીર વિકાસની હોય છે એ બાબત ઉપર આપણે બિલકુલ ધ્યાન આપ્યું નથી. જુના વિચારના માણસો અને નવીન શિક્ષણપદ્ધતિ કાયમ કરનાર કેળવાયલા લોકો—એ બંનેનો આ બાબતમાં સરખોજ દોષ છે, એમ મને લાગે છે. સર્વ પ્રાણી વર્ગમાં નરજાતિ સ્ત્રીજાત કરતાં કંઇક અંશે વધારે બલવાન અને શરીર સંબંધી વધારે સંપત્તિવાન હોય છે. પણ આપણામાં અને પાશ્ચિમાત્ય લોકોમાં આ બાબતની અંદર બહુજ અંતર છે. ઝીણી નજરે અવલોકન કરનાર એક ઇટાલિયન ગૃહસ્થ મ્હને ગાડીમાં મળ્યો હતો. તેણે કહ્યું કે "તમારામાં પુરૂષોની આં'તિ ઠીક જણાય છે, પરંતુ સ્ત્રિઓ તેમની ઉમ્મરના પ્રમાણમાં અશક્ત અને ઓછી શારિક વૃદ્ધિવાળી લાગે છે. બાલપણામાં લગ્ન થવાથી અને ન્હાની ઉમ્મરમાંથીજ છોકરાંતાં હોવાથી સ્ત્રિઓના શરીરની વૃદ્ધિ જોઇએ તેટલી થતી નથી એ ખુલ્લું કારણ આણને જણાય છે. તેમજ ખોરાક પણ પુષ્ટિકારક હોતો નથી. આ કારણ આપણામાંનાં રૂષ અને સ્ત્રી બંનેને સરખી રીતે લાગુ પડે છે. પરંતુ આ નિબંધનો તે કારણ સાથે ંબંધ નથી. પુરૂષોના પ્રમાણમાં સ્ત્રીઓની વૃદ્ધિ સારી ન હોવાનું ત્રીજું કારણ એમ ખાય છે કે તેમને સારી ખુલ્લી હવામાં ફરવાની અને કસરત કરવાની છુટ નથી. જે વર્ગની સ્ત્રિઓ પુરૂષોની પેઠે બ્હાર ફરી મહેનત કરે છે તે વર્ગમાં, દાખલા તરીકે કુળબી વગેરે નીચલી વર્ણોમાં, તેમની શારીરિક વૃદ્ધિ બીજાના કરતાં ઠીક હોય છે એમ આપણે જોઇએ છીએ. સ્ત્રિઓને પડદામાં રાખવાથી અથવા ઘરમાં પુરી મુકવાથી તેમનું સૌંદર્ય અને તેમની નાજુકાઇ વખતે વધતાં હશે, પરંતુ તેમની શરીરપ્રકૃતિ સારી સુદૃઢ થતી નથી એતો નિર્વિવાદ છે. ગામડામાંની ઉંચી વર્ણની સ્ત્રીઓ સારી રીતે સશક્ત હોય છે. કારણ કે ઘરના આંગણામાં કર્કશ કામ કરવાના પરિશ્રમને લીધે તેઓ મજબુત થાય છે. કુવામાંથી રેંટ મારફત પાણી કાઢવું, ધોતિયાં ધોવાં, અથવા ગામડામાં ઘણું કરીને એકજ કુવો હોય છે ત્યાંથી પાણીનાં બેડાં માથે લાવવાં ઇત્યાદિ કસરત બ્હાર ગામની સ્ત્રિઓને હોય છે; તેથી તેઓ પુષ્કળ સશક્ત થાય છે.

પણ આ પ્રકારે ઉઘાડી હવામાં જે થોડી ઘણી કસરત સ્ત્રિઓને થાય છે તે નિશાળમાં શીખતી અને ભણી ઉતરેલી સ્ત્રિઓને મળતી નથી. એ કારણસર સારી કેળવાએલી સ્ત્રીઓ ઘણે ભાગે કમતાકાત, પિળચટી, વગર કારણે ઉંચી થયેલી અથવા હાડ નબળું પડી જવાથી ઉંચી દેખાતી જણાય છે. આ પરિણામ થતું અટકાવવાને નવીન શિક્ષણ-

પદ્ધતિમાં કાંઈ પણ ઉપાય લીધેલા દેખાતા નથી. ખુલ્લી હવામાં કસરત મળે એવી નવા પ્રકારની અથવા જુની તરેહની કોઇપણ રમતનો ઉપયોગ થતો મ્હેંજ જોયો નથી. વડોદરામાં આવેલી કન્યાશાળા ઘણીજ ઉત્તમ સ્થિતિમાં છે; તે જોવા હું મુદ્દામ ગયો હતો અને આ બાબતની ખાસ તજવીજ કરી હતી. ત્યાં આગળ નવા પ્રકારનાં ક્રીડાનાં સાધનો (જેમાં સેંકડો રૂપિઆ ખરચ થાય છે) કંઈ અંશે ઉપયોગમાં લેવાય છે, પણ મ્હને લાગે છે કે આના કરતાં આપણી જુની રીતિની ઉઘાડી હવામાં રમાતી રમતો ઘણીજ ફાયદાકારક નિવડશે. આ શાળાના પાછલા ભાગમાં આવેલું મેદાન ઘણુંજ ન્હાનું છે. તોપણ કંપાઉન્ડની ભીંત વધારી તેનો હમેશાં ઉપયોગ કરવામાં આવે તો વિશેષ લાભ થશે એમ મ્હને લાગે છે. કોઈ પણ અમુક સંસ્થા વિષે અહિ લખવું એ અપ્રશસ્ત છે એ વાત ખરી, પણ વિષયનું બરાબર વિવરણ કરવા માટે મ્હેં આટલે અંશે અસભ્યતા વાપરવાની છુટ લીધી છે. હશે. શારીરિક કેળવણી તરફ જેટલું લક્ષ આપવું જોઇએ તેટલું હાલની પદ્ધતિમાં અપાયું નથી એમ મ્હારે સ્પષ્ટ રીતે કહેવું પડે છે પહેલેથીજ આપણી સ્ત્રિઓ ઘણી રીતે અશક્ત હોય છે અને શિક્ષણને લીધે તેથી વધારે નમાળી હાલતની થાય તો કેળવાએલાં સ્ત્રી અને પુરૂષો બંનેને શરીરપ્રકૃતિ સુદૃઢ ન હોવાના સબબથી ઉપલા વર્ણોના લોકોની શારીરિક નબળાઇનો કાંઈ પણ પાર નહિ રહે એમ મ્હને લાગે છે.

નિશાળમાં ભણતી છોકરીઓ તેજ ઠેકાણેની, નિશાળે ન જનારી, છોકરીઓ કરતાં નબળી નથી હોતી એમ કેટલાક કેળવણી આપવાના કામમાં અનુભવવાળા લોકોનો અભિપ્રાય જો ખરો માનીએ તો કેળવણી એટલે માનસિક અને શારીરિક સ્થિતિની ઉન્નતિ કરવી એવો અર્થ સ્વીકારતાં ભણતી છોકરીઓની શરીર સ્થિતિ કેળવણી ન લેતી હોય એવી છોકરીઓના કરતાં વધારે મજબુત કરવાનો પ્રયત્ન શિક્ષણપદ્ધતિ દ્વારા શાસરૂ ન કરવો ? એકાદ મજબુત સારી રીતે વૃદ્ધિ પામેલી છોકરીને જોઈ આપણને અતિશય આનંદ થાય છે, એટલું જ નહિ પણ આવી છોકરીઓ દેશની ભાવિ શારીરિકઉન્નતિનો પાયો છે. યુરોપિયન લોકોની સબલ અને સંપૂર્ણ રીતે વાધેલી છોકરીઓ જોઇ આપણામાંની નિશાળે જતી અશક્ત, ફિક્કી, નબળી સ્થિતિની છોકરીઓ વિષે કોને ખેદ નહિ થાય ? મતલબ કે, સ્ત્રિઓનાં શરીરની પ્રકૃતિ સારી મજબુત કરવા માટે દરેક શિક્ષણક્રમમાં પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે પ્રયત્ન કરવો જોઇએ. દરેક નિશાળમા, પછી તે પ્રાથમિક હોય અથવા તેથી ઉપરના દરજ્જાની હોય, પ્રત્યેક ક્લાસ માટે શારીરિક રમતો ખુલ્લી હવામાં કલાક અડધો કલાક રમવાની યોજના અવશ્ય કરવી જોઇએ. તે રમતો આપણી પ્રાચીન પદ્ધતિની બિનખર્ચી હોય તો સારૂં. પરંતુ હાલની નવીન તરેહની રમતો રાખવામાં વાંધો નથી. આવા પ્રત્યક્ષ પ્રયત્ન ઉપરાંત જે જે બાબતોથી શરીરની પ્રકૃતિ ઉપર અનિષ્ટ પરિણામ થાય છે તે સઘળી શિક્ષણપદ્ધતિમાંથી દૂર કરવી જોઇએ. નિશાળના વખત સિવાય છોકરીઓનો ઘરનો વખત પણ રોકવાનો રિવાજ અનેક નિશાળોમાં હોય છે. એટલે ઘેર પાઠ લખવા આપવા, લેસન કરવામાં ઘરનો વખત રોકાવવો, એ છોકરીની નિશાળમાંથી બિલકુલ કાઢી નાંખવું જોઇએ. તેમ ન કરવાથી બિચારી છોકરીઓને ઘેર અને નિશાળે એક જ ચરખામાં નાંખવા જેવું થશે. અને તેમને રમવા ફરવાનો બિલકુલ વખત રહેશે નહિ. તેવીજ રીતે લેખી પ-

રીક્ષાઓ વારંવાર લેવી એ પણ શરીરપ્રકૃતિને નુકસાનકારક છે. આ શિવાય જે જે રસ્તે શરીરની સ્થિતિ સુધારવા માટે તેમના મનમાં હોંસ અને અંદર અંદર ચડસાચડસી ઉત્પન્ન થાય એવા ઉપાયો પણ લેવા જોઇએ. અને છેવટની વાત એ કે રમી રહ્યા પછી કાંઈ પણ તેમને ખાવાનું આપવું એ અત્યંત લાભદાયિ નિવડશે.

સ્ત્રિઓની માનસિક શક્તિ પુરૂષોના કરતાં ઓછી નથી એ વાત ખરી છે, અને પુરૂષવર્ગની પેઠે સ્ત્રીવર્ગની પણ બુદ્ધિ વિકાસ પામે તો ભવિષ્યની પ્રજા પણ બુદ્ધિના પ્રભાવમાં વધારે ચઢતી થાય એમાં સંશય નથી. દેશની અર્ધી પ્રજા અજ્ઞાનના પરિણામ રૂપ ખોટી સમજણોમાં ડુબેલી રહે તો તે દેશ કદિ પણ સુધારાને રસ્તે ચઢવાનો નહિ. તાત્પર્ય કે સ્ત્રિઓની બુદ્ધિનો અને તેમના જ્ઞાનનો વિકાસ થવા દેવો એ દેશને બહુ જ હિતકર છે; તથા અમુક વિષયો સ્ત્રિઓને ન શિખવાનો પ્રતિબંધ બિલકુલ દૂર કરવો જોઇએ. જે સ્ત્રિઓ બુદ્ધિમતી, મહત્વાકાંક્ષી, અને ઉત્સાહશીલ હોય તેમને પુરૂષોની પેઠે અને પુરૂષોની બરાબરીનું શિક્ષણ મળવામાં કાંઈ પણ અડચણ હોવી જોઇએ નહિ. પરંતુ ઉપર બતાવેલા કારણોને લીધે આવી સ્થિતિ હિંદુ સ્ત્રિઓ પૈકી બહુ થોડાંની જ હોય છે. ઘણે ભાગે બધાનું લગ્ન ન્હાનપણમાં થવાથી આપણી સ્ત્રિઓને ભણવાનો બહુ થોડો વખત મળે છે. અને સુવાવડ તથા છોકરાં ઉછેરવાના વ્યવસાયને લીધે વિદ્યાભ્યાસ માટે જોઇતો શ્રમ પણ તેમનાથી થઇ શકતો નથી. આ સ્થિતિમાં મોટી છોકરીઓ અને સ્ત્રિઓના શિક્ષણમાં સાધારણ રીતે ઘણા વિષયોનો સમાવેશ થઈ શકે નહિ. આ કારણોથી ઉપલા વર્ગના શિક્ષણમાં અવશ્ય શિખવવાના વિષયો તથા ઐચ્છિક વિષય એમ બે ભાગ કરવાની જરૂર છે; અને તેમાં પણ ઐચ્છિક વિષયની સંખ્યા તે તે સંસ્થાની પૈસા સંબંધી સ્થિતિ ઉપર આધાર રાખે છે. આ રીતે બધા વિષયોની પરિગણના કરી સ્ત્રિઓનો બુદ્ધિનો વિકાસ થાય અને તેમની સામાન્ય ખીલવણી, "જનરલ કલ્ચર" વધે એવા વિષયો તેમને શિખવવા જોઇએ. મનની વિશુદ્ધતા થવી એ બહુ જરૂરનું છે. કારણ તેથી કરી ખોટી સમજણો અને હઠીલાઇ દૂર થાય છે જેને ઇંગ્રેજીમાં "લિટરેચર" (સાહિત્ય) કહે છે તે વિષય મનની વિશુદ્ધતા લાવવામાં ઘણો ઉપયોગી છે એમ મ્હને લાગે છે. ઉત્તમ ઉત્તમ ગ્રંથ કર્તાના લેખો અને તેમનાં કાવ્યો તથા અનેક વિષયો સંબંધી સંપૂર્ણ માહિતીથી ભરપૂર પુસ્તકો વાંચવાં બહુ જરૂરનાં છે. સ્વભાષા અને સામાન્ય જ્ઞાન માટે તે અવશ્ય જોઇએ. પોતાની માતૃભાષા શિવાય ઈંગ્રેજી ભાષાનું જ્ઞાન હોય તો વધારે સારૂં. આપણામાં અને સંસ્કૃતમાં પણ ઉત્તમ ગ્રંથો છે એમાં સંશય નથી અને સ્વભાષા તથા સંસ્કૃત ભાષાનું જ્ઞાન હોવું જરૂરનું છે. પરંતુ ઇંગ્રેજી ભાષામાં એથી પણ વધારે માહિતી વાળાં જુદા જુદા વિષયો ઉપર પુસ્તકો છે. તેટલા માટે ઇંગ્રેજીનો ઐચ્છિક વિષયોમાં સમાસ કરવો જોઇએ.

આ ઠેકાણે એક મહત્વની વાત કહેવાની જરૂર છે. મરાઠી ભાષામાં જે નવા ગ્રંથો લખાય છે તે બધાજ વાંચવા લાયક ન હોતા તેમાંથી કેટલાક તો એવા ખરાબ હોય છે કે તે સ્ત્રિઓએ બિલકુલ વાંચવા યોગ્ય નથી. આમ છતાં પણ આવા પ્રકારનાં પુસ્તકો મ્હેં ભણેલી છોકરીઓના હાથમાં જોયાં છે. આમાં તેમના ઘરના માણસોનો અને શિક્ષકોનો

દોષ તો છેજ; પરંતુ મ્હને લાગે છે કે તેઓના દોષ કરતાં તે ગ્રંથ કર્ત્તાઓનો તેથી પણ વધારે દોષ છે. અશ્લીલપણાથી ભરેલાં નાટકો અને શૃંગારરસને આડે માર્ગે લઇ જનારી વાર્ત્તાઓ વધારે વેચાઇ કદાપિ તે ગ્રંથ લખનારાઓને ઘણો ફાયદો થતો હશે, પણ સમાજને આથી કરી કેટલું નુકસાન થાય છે તે તરફ ગ્રંથ કર્ત્તાઓ અલક્ષ રહે છે. સ્ત્રિઓની માનસિક સ્થિતિ પુરૂષોના કરતાં વધારે નરમ હોય છે અને તેમના મન ઉપર ઉત્કટ વિકારોની અસર વહેલી થાય છે, એટલુંજ નહિ, આવી વાર્ત્તાઓ અને નાટકો વાંચવાં એ છોકરાઓને પણ હાનિકારક છે. તેથી કરીને સ્ત્રીપુરૂષોનાં મન વધારે વિશુદ્ધ નથી થતાં એટલુંજ નહિ પણ તેમના ઉપર તેથી ઉલટાં પરિણામ થાય છે. જેથી નીતિ, ધૈર્ય, સ્વાભિમાન, સત્યપ્રિયતા, સ્વદેશભક્તિ વધે એવા ગ્રંથો લખવા, એવી વાર્ત્તાઓ રચવી, એજ આપણા દેશી ભાષાના ગ્રંથ કર્ત્તાઓની ખરી ફરજ છે. મ્હને લાગે છે કે અગ્રેજી ભાષામાં પુસ્તકો લખનારા તેમના આ કર્ત્તવ્યની બાબતમાં સારી રીતે સાવચેત હોય છે. અને ઇંગ્રેજી પુસ્તકો આ સંબંધમા જેટલાં નિર્દોષ હોય છે તેટલાં મરાઠી ભાષામાં લખાતાં નવાં પુસ્તકો નથી હોતાં. સંસ્કૃત ભાષામાંના પણ અનેક ગ્રંથો આ દુષણનો ભોગ થઇ પડેલા છે. સારાંશકે દેશી ભાષામાંનાં તથા સંસ્કૃત ભાષામાંનાં કયાં પુસ્તકો ઉત્તમ પ્રકારની નિશાળોમાં ચલાવવાં એ બાબતમા પુષ્કળ સાવચેતી રાખવી જોઇએ; અને છોકરીઓ તથા સ્ત્રિઓ કયાં પુસ્તકો વાંચે છે એ વિષે તેમના ઉપર દેખરેખ રાખનાર માણસોએ પણ જાગૃત રહેવું જોઇએ. ( દેશી ભાષામાંનાં કેટલાંક પુસ્તકોની અશ્લીલતા જોઈ મ્હને એમ લાગે છે કે દરેક નવી વાતો અથવા નવું નાટક એકાદ જનસમાજ તરફથી નિમાએલી કમીટીએ પાસ કર્યા સિવાય, પ્રસિદ્ધ ન થવા દેવું જોઇએ.)

આ સંબંધમાં મરાઠી પ્રાચીન કવિઓનાં જેટલાં વખાણ કરીયે તેટલાં થોડાં. તુકારામ, રામદાસ, વામન, મોરો પંથ, ઇત્યાદિ કવિઓનાં પુસ્તકોની ભાષા જોરદાર અને અસરકારક છે, એટલું જ નહિ પણ તેમના ગ્રંથો નીતિ અને સદ્ધર્મનું પૂર્ણ રીતે પ્રતિપાદન કરે છે. તેઓમાં અશ્લીલતાનો અંશ બિલકુલ નથી એમ કહીએ તોપણ ચાલે. આ ઠેકાણે કોઇ એમ પૂર્વ પક્ષ લે કે આ કવિઓએ ધર્મના અથવા પુરાણોમાંના વિષયો ઉપરજ ગ્રંથ લખ્યા છે. પરંતુ તેનો ઉત્તર એટલોજ કે ગ્રંથ કર્તાને ગમે તેવા વિષયમાં પોતાની કવિત્વ શક્તિ કોઈ કોઇ ઠેકાણે અયોગ્ય રીતે દેખાડવાનો અવકાશ મળે છે. એવા અનેક દાખલા આપી શકાય. ખાસ મહાભારત અને રામાયણ ઉપર ઘણા પ્રાચીન કવિઓના ગ્રંથ રચાએલા છે તેમાં પણ કેટલેક ઠેકાણે (આવાં ઠેકાણાં બહુ થોડાં છે એ ખરૂં) અશ્લીલ વર્ણનો મળી આવે છે.

"સ્વાનંદ સામ્રાજ્ય" એ એક વેદાંત વિષયનો અર્વાચીન ગ્રંથ છે. એ ગ્રંથમાં સ્ત્રીસુખનું વર્ણન પૂર્ણ રીતે અને મોહક કરાયલું જોઇ ગ્રંથકર્તાને પોતાની કવિત્વશક્તિ દેખાડવા વેદાંત વિષયક ગ્રંથમાં કેવો અવકાશ મળે છે એ સહજજ કળાશે. મહાભારત, રામાયણ વગેરે સંસ્કૃત ગ્રંથો અને મરાઠીમાંના મોરો પંથ વગેરે કવિઓનાં કાવ્યો સ્ત્રીશિક્ષણ ક્રમમાં હમેશાં દાખલ કરવા જેવાં છે. તેમના અભ્યાસથી ભાષાનું જ્ઞાન સારૂં થશે

એટલુંજ નહિ પણ મનની વિશુદ્ધતા સચવાઈ નીતિમત્તાયે વધશે.

આપણા દેશનો ઇતિહાસ જાણવો એ દરેક સુશિક્ષિત સ્ત્રીને માટે અવશ્યનું છે. ઇતિહાસના જ્ઞાનથી મન અને બુદ્ધિને એક પ્રકારની કેળવણી મળે છે. આ સિવાય માણસને પોતાની રાજકીય સ્થિતિ સંબંધી માહિતી પણ સારી મળે છે. ઇતિહાસ શિખવાથી શા શા 'ફાયદા થાય છે એ અહિં કહેવા' બેસવાથી ઘણો વિષયાંતર થવાનો. જ્યાંસુધી પોતાના દેશના ઇતિહાસનું જ્ઞાન સ્ત્રિઓને થાય નહિ ત્યાં સુધી આ દેશમાં જે જે રાજકીય હીલચાલો લોકોમાં ચાલે છે અથવા તેમની શું શું હાજતો છે તે તેમનાથી સમજાવાની નહિ, અને તેતે વિષયો સંબંધી તેઓ યોગ્ય અભિપ્રાય પણ આપી શકે નહિ. રાજકીય હકો સ્ત્રિઓને મળવા જોઇએ કે નહિ એ સવાલ હું અહિં ઉભો કરતો નથી. મ્હારે કહેવાનું એટલુંજ છે કે પોતાના પતિ અથવા બીજા સ્નેહી વગેરે વર્ગ સાથે વાતો ચાલતી હોય અને તે દરમિયાન રાજકીય વિષય નીકળે તો જ્યાંસુધી સ્ત્રિઓને ઇતિહાસની અને રાજકીય સ્થિતિની માહિતી ન હોય ત્યાંસુધી તે વિષય ઉપર તેમનાથી સમજણ ભરેલું બોલી શકાવાનું નહિ. દેશમાંના સુશિક્ષિત સમાજના અર્ધા ભાગે રાજકીય વિષયોમાં બિલકુલ અજાણ રહેવું અને તેની પાસેથી આ બાબતમાં કાંઇ પણ મદદ અથવા પ્રોત્સાહન મળે નહિ એ વાત દેશની ચઢતી થવામાં પ્રતિકૂલ છે એમ મ્હને લાગે છે.

બુદ્ધિનો વિકાસ થવા સારૂ બીજા પણ કેટલાક વિષયો જરૂરના છે એમ સર્વત્ર મનાય છે, યુકિલડના ભૂમિતિ સિદ્ધાંત બુદ્ધિને વ્યવસ્થિત રીતે વિચાર કરવાનું વલણ આપે છે. બીજગણિત પણ આજ કારણસર જરૂરનું છે. લોજીક અથવા ન્યાયશાસ્ત્ર, ફિલોસોફી, કાયદા વગેરે ગહન વિષયો બુદ્ધિની કુશાગ્રતા સાધે છે. એટલા માટે સદર પૈકી ગમે તે વિષય ફુરસદ હોય અને તે સંબંધી અભિરૂચિ થાય તો શિખવવા, પરંતુ આ વિષયો કઠણ અને સાધારણ સ્ત્રિઓથી ન સમજાય તેવા છે એટલે આ બાબતમાં વધારે આગ્રહ કરવાની જરૂર નથી. ભૈતિક શાસ્ત્રના મૂળતત્ત્વો સંબંધી માહિતી સ્ત્રિઓને હોવી બહુ ફાયદાકારક છે. શાસ્ત્રીય જ્ઞાનથી અજ્ઞાનજન્ય સમજણ નાશ પામે છે, ગ્રહણ કેવીરીતે થાય છે, વરાળદ્વારા કેવી રીતે કામ કરાય છે, વિદ્યુત શક્તિ એ શી વસ્તુ છે, વગેરે માહિતી થોડામાં આપવાથી સ્ત્રિઓને બહુ ફાયદો થશે. પરંતુ, આ વિષયો પણ કેટલેક દરજ્જે ગહન હોવાથી મ્હારા અભિપ્રાયમાં ઉપર કહ્યા તે વિષયોની પેઠે આમનો પણ ઐચ્છિક વિષયોમાં સમાવેશ કરવો. આ ઉપરાંત આવા બીજા અનેક વિષયો છે તેમની નોંધ અહિં આપી શકાય એમ નથી. સવડ પ્રમાણે અને શિખનાર તથા શિખવનારની સોઇ મુજબ બીજા વિષયો દાખલ કરી શકાય.

સ્ત્રિઓની સમાજપ્રતિ શી શી ફરજો છે તેનો વિચાર કરવો બાકી રહ્યો છે. સ્ત્રિઓ સમાજનું ભૂષણ છે. તેમાં સારી કેળવાયલી અને કલાવિશારદ સ્ત્રિઓ જે સમાજમાં અને જે ઠેકાણે હોય તે ઠેકાણે આનંદ અને ઉત્સાહ ફેલાય એમાં સંશય નથી. પાશ્ચાત્ય લોકોમાં દરેક મહત્વના પ્રસંગે સ્ત્રિઓની હાજરી પ્રશસ્ત મનાય છે. જમવાના મેળાવડામાં, લેક્ચર હોલ મધ્યે, અથવા દેવળોમાં સારાં સુશોભિત વસ્ત્રો ધારણ કરી સુશિક્ષિત સ્ત્રિઓ પુરૂષોની સાથે આવે છે. ગાયન, નૃત્ય, અથવા ચિત્રકલા ઇત્યાદિ મનોહર ગુણથી તેઓ જનસમાજને

પ્રસન્ન કરે છે. કોઈ નવો અતિથિ આવતાં, તેની પહેલી મુલાકાત લેવી અને તેના કુશળ સમાચાર વગેરે પુછવા એ સ્ત્રિઓનુંજ કર્તવ્ય ગણાય છે. અંદર અંદર એક બીજાને ત્યાં જમવા અથવા મળવા જવું, ગરીબ, અનાથ અથવા આજારી મનુષ્યોની દયા ખાઈ તેમને મદદ કરવી, દાનધર્મ કરવાં, વગેરે અનેક બાબતોમાં સ્ત્રિઓનેજ આગળ કરવામાં આવે છે. પાશ્ચાત્ય દેશોમાં આ પ્રમાણે સ્ત્રિઓનાં સમાજ તરફનાં કર્તવ્યો અનેક હોય છે.

આ સંબંધમાં હિંદુ સ્ત્રિઓની સ્થિતિ બહુ જુદા પ્રકારની છે.ઉત્તર હિંદુસ્થાનમાં પહેલેથી "પડદા"નું જોર એવું જબરદસ્ત છે કે ઉંચા વર્ગની સ્ત્રિઓના નખ પણ પુરૂષોની દૃષ્ટીએ પડતા નથી. તો પછી પુરૂષોની સભામાં ભળવાની અને તેમની સાથે બોલવાની તો વાતજ શી? "પડદા" અથવા "ગોષા"નો રિવાજ હિંદુસ્થાનમા ઘણા જુદા જુદા કાલથી છે. કથાસરિત્સાગરમાંની એક વાતમા પાટલિપુત્રના રાજાના જનાનાના વાડા તરફ એક માણસ જોતો હતો તેને દેહાંત દંડની શિક્ષા કરી એમ આવે છે. આ ઉપરથી પડદાનો ચાલ પ્રાચીનકાલમાં વધારે સખત હતો એમ ચોખ્ખું જણાય છે. રામચંદ્રજીએ લંકા જીત્યા પછી સીતાજીને ઉઘાડી રીતે ભરસભામાં બોલાવ્યાં તે વખતે સીતાજીને બહુ દુઃખ શા કારણથી થાય છે એમ લક્ષ્મણે રામચંદ્રજીને પુછ્યું ત્યારે

"व्यसनेषु च कृच्छ्रेषु न युद्धेषु स्वयंवरे ।
न क्रतौ नो विवाहे च दर्शनं दुष्यते स्त्रियः ॥"

એમ સભામાં ઉત્તર આપ્યો. ઉત્તરાને નૃત્યકલા શિખવવા માટે બૃહન્નડાની ગોઠવણ કરવામાં આવી તેની પણ આજ મતલબ છે. સારાંશ કે, ઘણાજુના વખતથી ઉત્તર હિંદુસ્થાનમાં પડદાનું જોર ઘણું છે, અને મુસલમાની અમલ દરમિઆન તે વધારે મજબુત થયો. હાલના શિક્ષણથી અથવા કેળવાયલા લોકો બુમ પાડવાથી આ રિવાજમાં કાંઈ પણ ફરક પડશે એમ મ્હને લાગતું નથી.

દક્ષિણ અને પશ્ચિમ હિંદુસ્થાનમાં "પડદા"નો રિવાજ જોકે ઓછો છે તોપણ કેટલેક અંશે સ્ત્રીઓ "પડદા"માંજ રહે છે એમ કહીએ તો ચાલે. અહિંઆં સ્ત્રિઓ કારણ વગર પુરૂષો સમક્ષ આવતી નથી. અને આવે તો તેમની સાથે બોલવાનો અથવા તેમના ભેગા ભળવાનો પ્રથા અહિં પસંદ કરવામાં આવતો નથી. આ કારણોથી સ્ત્રિઓનાં સમાજ તરફનાં કર્તવ્યો હિંદુ જનસમાજમાં બહુ થોડાં હોય છે. જ્યારે આ રીતે છે ત્યારે સ્ત્રીસમાજમાં સ્ત્રિઓએ પોતાના આચરણથી, પોતાની કૃતિથી, અને પોતે ઉપદેશ કરીને શિક્ષણનો પ્રસાર કરવો એ તેમનું કર્તવ્ય છે એમ કહીયે તો ચાલે. આ ફરજ યોગ્ય રીતે અદા કરવા માટે સુશિક્ષિત સ્ત્રિઓએ સારા સારા ગ્રંથકર્તાના લેખ વાંચવા અને વક્તૃત્વ શક્તિનો પણ થોડો ઘણો અભ્યાસ કરવો એ જરૂરનું છે. આ વિષય પ્રાથમિક શિક્ષણમાં નહિ પરંતુ ઉંચા પ્રકારના શિક્ષણમાં દાખલ કરવો યોગ્ય છે.

સ્ત્રિઓ સમાજમાં એક ભૂષણ અને આકર્ષણ રૂપ છે તે તેમના કેટલાક ખાસ મનોહર ગુણોને લીધે છે. તેમનો કંઠ પુરૂષોના કરતાં મધુર હોય છે. તેમને નૃત્યકલા શિખવવામાં આવે તો સ્ત્રીઓ પ્રેક્ષકોને આનંદ પમાડે છે, ચિત્રકલા, હાર ગુંથવાની કલા વગેરેમાં

તેઓ સ્વભાવિક રીતે નિપુણ હોય છે. મતલબ, કે, પ્રાચીન કાળમાં સ્ત્રિઓને ગાયન, નૃત્ય ચિત્રલેખન ઇત્યાદિ કલાઓ–શિખવવામાં આવતી. આવી કલાઓની સંખ્યા ૬૪ પર્યંત ગણવામાં આવી છે. પ્રાચીન શિક્ષણ ગ્રંથોમાં એમ લખ્યું, છે કે જે બાલા ૬૪ કલાનું જ્ઞાન પ્રાપ્ત કરે તે સરદાર વર્ગની કન્યા હોય તો પણ પટરાણી થાય; તો પછી રાજકન્યા હોય તો શું કહેવું ? તેથી પછીના વખતમાં હિંદુસ્થાનમાં સ્ત્રિઓને ગાયન નૃત્ય વગેરે શિખવવાનું દૂષણરૂપ મનાતું હતું. હાલ પણ નૃત્યકલા શિખવવાનો પ્રચાર નથી એમ કહીયે તોપણ ચાલે. ફક્ત ગાયન કલા શાસ્ત્રીય રીતે શિખવવાનો રિવાજ ચાલે છે. વડોદરાની કન્યાશાળામાં ગાયનનો વિષય સારી રીતે શિખવવામાં આવે છે, મ્હને લાગે છે કે દરેક છોકરીને થોડું ઘણું ગાતાં આવડવું જરૂરનું છે, પરંતુ તે સંપૂર્ણ શાસ્ત્રીય રીતે નહોય તો ચાલે. ન્હાની છોકરીઓને શુદ્ધ સ્વરથી છોકરીઓનાં અને સ્ત્રિઓનાં ગીતો અને કવિતા ગાતાં આવડે તો બસ છે. ઉપલા વર્ગની નિશાળોમાં દરેક છોકરીને ગાયનનો વિષય આવડવોજ જોઇએ એમ હું ધારતો નથી. કેટલીક છોકરીઓજ ગાયન સારી રીતે શિખી શકે છે. જેમને ઇશ્વર કૃપાથી મૃદુકંઠ અને સ્વાભાવિક યોગ્યતા પ્રાપ્ત હોય છે તેમના શિક્ષ[ણ] બીજી છોકરીઓ પાસે ગાયનના વિષયમાં મ્હેનત કરાવવી એ વ્યર્થ છે. જે કારણ[થી] [સાંપ્રત]કાલમાં સ્ત્રિઓને નૃત્યકલા શિખવવાનું બિલકુલ પસંદ કરવામાં આવતું નથી અને [સ્વ]પત્નીને તે કલા શિખવી તે દ્વારા આનંદ લેનાર પુરુષો થોડાજ હોય છે, તે કારણ[થી] આપે કલાના વિષય શિક્ષણકલામાં બિલકુલ ન દાખલ કર્યો હોય તો પણ ચાલે. ચિ[ત્રક]લા [જ્ઞાનથી] પોતાને આનંદ થાય છે એટલુંજ નહિ પણ બીજાનેએ તેથી નુકશાન [પૈકી] પણ અંશ વગર ફાયદોજ મળે છે. આટલા માટે ચિત્રકલા એ એક શિખવા જે[વી કલા] છે. પણ તે સર્વને આવડી શકે એવો નહોવાથી ઐચ્છિક વિષયોમાં તેનો સમાવે[શ] વધારે ઉપર કહેલી ત્રણ કલા શિવાય બીજી પણ સુરમ્ય કલાઓ અનેક છે. પરંતુ તેને હાલ વિશેષ ચર્ચા કરવાની જરૂર નથી. જેવી સવડ અને શિક્ષણસામગ્રી; તેના પ્રમાણ[ે] [ર]ુચી રીતે સ્વીકાર કરવાનો છે. [માહિતી]

અહિં સુધી શિક્ષણપદ્ધતિનો ઘણે ભાગે ચારે તરફથી વિચાર કરવામાં આ[વ્યો.] [દરજ્જ]ે માત્ર બે ત્રણ કાંઇક ઓછા મહત્વની બાબતોનો વિચાર કરવો બાકી રહ્યો છે. છો[કરીઓની] [ઐચ્છિક] નિશાળોમાં બને ત્યાંસુધી સ્ત્રીશિક્ષકો રાખવાની આવશ્યકતા ચોતરફથી ઘણું કરીને નોંધ કરવામાં આવે છે. તેમાં ઉપલા દરજ્જાની નિશાળોમાં જ્યારે ૧૨ વર્ષની ઉમ્મર ઉપરાંત ઘણે ભાગે પરણેલી છોકરીઓ આવનાર છે ત્યારે તે શાળાઓમાં સ્ત્રીશિક્ષકો ખાસ કરીને જોઇએ. પણ આ શિવાય વળી બીજી એક વાત એવી છે કે આવી નિશાળોમાં એકાદ સારી યુરોપિયન બાઈ શિક્ષક તરીકે મળે તો તે અવશ્યે કરીને રાખવી જોઇએ. યુરોપિયન લોકોમાં સ્ત્રીશિક્ષણ બહુ આગળ વધેલું છે એટલુંજ નહિ પણ તેમનામાં સુઘડતા, વખતસર કામ કરવાની ટેવ, કર્ત્તવ્યદક્ષતા વગેરે અવર્ણનીય ગુણો. આપણે શિખવા જેવા હોય છે. તે ગુણો આવી બાઇના શિક્ષણથી આપણી સ્ત્રિઓમાં કેટલેક અંશે આવશે.

કન્યાશાળાનું મકાન બહુ ઉત્તમ પ્રકારનું અને હવાવાળે ઠેકાણે હોવું જોઇયે તથા દરેક

શાળાને લગતી સારા વિસ્તારવાળી અને થોડે ઘણે અંશે બંધેજ રમવા માટેની જગો રાખવી જોઇયે. ન્હાના હવા આવજા ન કરે એવા ઘરમાં, અથવા રમવાની બિલકુલ સોઈ વગરની, કન્યાશાળા ન હોય તો ઘણું નુકસાન થવાનું નથી. પરંતુ એવી સ્થિતિની શાળા હોય તો તેને લીધે છોકરીઓને અને ભાવિ પ્રજાને શારીરિક નુકસાન તો થવાનું એ ઉપર કરેલા વિવેચનથી સ્પષ્ટ જણાય છે.

આ લેખમાં બનાવેલા ધોરણ ઉપર કન્યાશાળા (પ્રાથમિક અથવા ચઢતા વર્ગની) કાઢી શકવાને માટે તે ધોરણને અનુસાર નવાં ક્રમવાર પુસ્તકો કેટલાક વિષયો ઉપર તો લખાવાં જોઇયે. શિક્ષણથી થતાં પરિણામનો ઘણો આધાર એ ક્રમવારનાં પુસ્તકો ઉપર રહે છે. સારા વિચાર ઉત્તમ અને સરલ ભાષામાં, બુદ્ધિ તથા સ્મરણશક્તિને શ્રમ ન પડે એવી રીતે, જે પુસ્તકોમાં દર્શાવેલા હોય તે પુસ્તકો સર્વ પ્રકારે પસંદ કરવા જેવાં છે. વળી, લેખકોએ પોતાનાં પુસ્તકો કોને ઉદ્દેશીને રચાય છે તેનો વિચાર કરવો જોઇયે અને તે વાંચનારાઓની શક્તિ લક્ષમાં રાખી તેની અંદરના વિષયોની ગોઠવણ કરવી જોઇયે.

જે કારણસર સ્ત્રીશિક્ષણનો મુખ્ય ઉદ્દેશ છોકરીઓને લગતી પરીક્ષાઓ પસાર કરવાનો છે નહિ, જે કારણસર સ્ત્રીશિક્ષણનું ફલ સ્ત્રિઓએ જાતે ઉદ્યોગ કરી ઉદરનિર્વાહ કરવાનું છે નહિ, અને જે કારણસર કન્યાશાળાની વાર્ષિક લેખી પરીક્ષા ન લેવી એવો આપણે નિશ્ચય કર્યો છે, તે કારણસર સરકારથી ખાસ ચલાવવામા આવતી પ્રાથમિક કન્યાશાળા શિવાય બીજી કન્યાશાળાઓ ઉપર માત્ર સમાજ તરફથી નિમાયેલી એક કમીટીની જ દેખરેખ હોવી જોઇયે; સરકારી દેખરેખનું કામ નથી. દરેક સમાજની સવડ પ્રમાણે, જરૂરીઆત પ્રમાણે, તેમનામાં ચાલતા આવેલા વિચાર પ્રમાણે, તેમણે શિક્ષણ ક્રમનો નિશ્ચય કરી શાળામાં ભણતી છોકરીઓનુ શિક્ષણ કેમ ચાલે છે તે તપાસવા માટે યોગ્ય વ્યવસ્થા કરવી.

ઉપર બતાવેલી બધી બાબતોનો વિચાર કરી સ્ત્રીશિક્ષણપદ્ધતિ કેવી રાખવી જોઇયે. અને સ્ત્રિઓને કયા વિષયો શિખવવા ઈત્યાદિ વિષયો સંબંધી મ્હારો અભિપ્રાય નીચે મુજબ છે:–

સ્ત્રીશિક્ષણના એકંદર ત્રણ વર્ગ જોઇયે; પ્રાથમિક શિક્ષણ, ઉંચા પ્રકારનું શિક્ષણ, અને શાસ્ત્રીયશિક્ષણ; આમાંથી પહેલા વર્ગનુ શિક્ષણ, જેથી કરીને આપણી સ્ત્રિઓને કુલવધુને લગતી બધી ફરજો સારી રીતે બજાવતાં આવડે એવુ હોવુ જોઇયે. બીજાવર્ગનુ શિક્ષણ માત્ર જેમને બહુ વખત શિક્ષણ માટે ગાળવાની શક્તિ હોય તેવી ઉમ્મરે આવેલી, સારી સ્થિતિની સ્ત્રીઓ માટે રાખવું અને જેથી કરીને પૈસે ટકે સુખી લોકોની સ્ત્રિઓ સારી રીતે કેળવાઈ, સંસારના દરેક કામમાં ઉત્તમ પ્રકારની મદદ અને સલાહ આપવાની યોગ્યતા ધરાવી શકે એવું તે હોવું જોઇએ. ત્રીજા વર્ગનું શિક્ષણ જે પુખ્ત ઉમરની છોકરીઓ અથવા સ્ત્રિઓને એકાદ્દિ વિશિષ્ટ ઉપયોગી કલાનું જ્ઞાન સંપાદન કરવાની અથવા તો એકાદા ધંધામાં પ્રવીણ થવાની ઇચ્છા હોય તેમને માટે રાખવું. આ જુદી જુદી જાતનુ ત્રણે પ્રકારનુ શિક્ષણ, પ્રાથમિક શાળા, હાઇસ્કુલ, અને કોલેજ (પાઠશાળા) એમ અનુક્રમે ત્રણ ઠેકાણે આપવું. આ ત્રણે પ્રકારની શાળાઓ તદન ભિન્ન હોવી જોઇયે; તેમાંનો શિક્ષક વર્ગ જુદો જુદો રાખવો

અને તેનો એક બીજાની સાથે કોઈ પણ પ્રકારે સંબંધ હોવો જોઇયે નહિ. આવી ભિન્ન વ્યવસ્થા કરવી જોઇયે એમ કહેવાનાં કારણો આગળ આપવામાં આવ્યાં છે.

## પ્રાથમિક શિક્ષણશાળા.

આ શાળામાં ફક્ત ૭ થી ૧૨ વર્ષની ઉમ્મર સુધીની છોકરીઓને દાખલ કરવી. છેક ન્હાની ઉમ્મરમાં શિક્ષણ આપવું એ મ્હને બિલકુલ નાપસંદ છે. કારણ તેથી કરીને માણસની શરીર પ્રકૃતિ બગડી દુર્બલ થાય છે. તેજ પ્રમાણે સમજણ વગરની અને ઉમ્મરે પ્હોચેલી છોકરીઓને હમેશાં એકઠાં રહેવાથી ખરાબ પરિણામ આવશે એમ મ્હને લાગે છે. એટલું જ નહિ પણ પરણેલી અને કુંવારી છોકરીઓને પરસ્પરના સમાગમમાં ન રાખવાં જોઇયે એમ મ્હારો અભિપ્રાય છે; અને તે પ્રમાણે પ્રાથમિકશાળામાં માત્ર પરણ્યાં વગરની છોકરીઓને જ દાખલ કરવી એવો નિયમ કરવો જોઇયે એમ મ્હને લાગે છે. પરંતુ આ દેશમાં પ્રચલિત બાલવિવાહનો દુષ્ટ રિવાજ તે નિયમને સંપૂર્ણ આડે આવશે તે ખાતે ઉપાય નથી. તથાપિ બાર વર્ષની અંદરની પરણેલી છોકરીઓ સાધારણ રીતે અવિવાહિત સ્થિતિમાં જ હોય છે એમ કહીયે તો ચાલે. અને બાર વર્ષની છોકરીઓને આ શાળામાં દાખલ ન કરવી એટલો જ નિયમ જો હમણાં પળાય તો બસ છે.

પ્રાથમિક શાળાનો વખત સવારના ૭ વાગ્યાથી ૯ વાગતા સુધીનો અને સાંજે ૩ થી ૫ સુધીનો રાખવો. છોકરાઓની નિશાળ પ્રમાણે છોકરીઓની નિશાળનો વખત પણ ૧૧ થી ૫ સુધીનો રાખવો મને યોગ્ય જણાતો નથી. લાગટ પાંચ કલાક અભ્યાસ કરવાનો શ્રમ કુમળી છોકરીઓથી થઈ શકવાનો નહિ. આપણામાં જમવાનો વખત ઘણું કરીને ૧૧-૧૨ વાગે હોય છે. જમીને તરત જ દોડતાં નિશાળે જઈ પાંચ કલાક બેસવાનું છોકરીઓને તો શું પરંતુ છોકરાઓને અને મોટી ઉમરના માણસોને પણ નુકસાનકર્ત્તા છે. છેક ન્હાની છોકરીઓને તો દિવસમાં ચાર વખત જમવાની ટેવ હોય છે. એટલા માટે જે જે ઠેકાણે જેવો જેવો સવારમાં જમવાનો વખત હોય તે પ્રમાણે ત્યાં છોકરીઓની નિશાળનો સવારનો વખત સવડ પડે તેવી રીતે નક્કી કરવો; એટલે ૭ થી ૯ ને બદલે ૮ થી ૧૦ કરવામાં આવે તો પણ હરકત નથી. તેવીજ રીતે સાંજનો વખત ઉન્હાળાના દિવસોમાં ૪ થી ૬ સુધીનો રાખવો.

પ્રાથમિક શાળામાં બને તેટલા સ્ત્રીશિક્ષકો રાખવા એ સારૂં છે. પરંતુ જુદા જુદા ધોરણ માટે જોઇયે તેટલા સ્ત્રીશિક્ષકો મળવાની પંચાત પડવાની, એટલે પુરૂષોને શિક્ષક તરીકે નિમવામાં પણ હરકત નથી. તેમજ મુખ્ય શિક્ષકની જગ્યાએ બની શકે તો ખાસ સ્ત્રિઓને જ રાખવી.

આવી નિશાળોમાં પાંચ ધોરણ મુકરર કરવાં. પરંતુ ચાલાક છોકરીઓને બીજાની જોડે પડી રહેવાનો પ્રસંગ ન આવે એટલા માટે છ છ મહિને વર્ગ બદલતા જવું. આ પ્રમાણે જે છોકરીઓને આ નિશાળમાં ત્રણ અથવા ચાર વર્ષમાં જ અભ્યાસ પૂરો થાય તેમને રજા આપવી અથવા સૌથી ઉપલા વર્ગમાં રાખી બીજા વિષયો શિખવવા. પરંતુ તેઓને

૧૨ વર્ષ પુરાં થાય ત્યાંસુધી, લાયક હોય તોપણ, હાઇસ્કુલમાં દાખલ ન કરવી.

હવે આવી પ્રાથમિકશાળામાં દરેક સ્ત્રીને ખાસ આવડવા જ જોઇયે એવા જ વિષયો શિખવવા. બધી છોકરીઓને બાલબોધ અથવા ગુજરાતી લખતાં આવડવું અવશ્યનું છે એ ઉઘાડું છે. તેમજ સાદા હિસાબ કરવા, સારાં ગીતો ગાવાં, અને સાધારણ પ્રતિનું શિવણ કામ એ પણ તેમને શિખવું. આ બધા વિષયો પાંચે ધોરણમાં નીચે લખ્યા પ્રમાણે વ્હેંચી નાંખવાં.

પહેલું ધોરણ—મુળાક્ષર અને સંખ્યા

બીજું ધોરણ—ગુજરાતી વાંચન અને લેખન—આંક.

ત્રીજું ધોરણ—ગુજરાતી વાંચન અને લેખન-સરવાળા તથા બાદબાકી.

ચોથું ધોરણ—બાલબોધ તથા ગુજરાતી વાચન અને લેખન; ગુણાકાર ભાગાકાર, સાદી કવિતા બોલવી, અને હલકું શિવણ કામ.

પાંચમું ધોરણ—લેખન, વાંચન, અને વ્યાકરણના મુખ્ય નિયમો, ત્રિરાશિ, મ્હોડાના હિસાબ, સાદુ જમાખર્ચ, સ્ત્રિઓના ગીતો ગાવાં, અને શિવણ કામ.

કેટલાક સ્ત્રીકેલવણીના હિમાયતી માણસોના વિચાર પ્રમાણે છોકરાંના રોગની પરીક્ષા કરવાનું અને તે ઉપર જોઈતા ઔષધોપચારનુ તથા એકંદર રીતે છોકરાની સંભાળ રાખવાનું જ્ઞાન દરેક સ્ત્રીને અવશ્યનુ છે, પરંતુ આ વિષય બહુ કઠણ હોવાથી ન્હાની છોકરીઓની સમજણ બહારનો છે અને એમ છતાં પણ જો હઠ કરીને તેમને શિખવવામાં આવે તો "થોડું જ્ઞાન વિનાશકર્ત્તા થાય છે" એ કહેવત પ્રમાણે અને ખાસ કરીને ઔષધોપચારની બાબતમાંના તેમના અધુરા જ્ઞાનને લીધે બહુ માઠાં પરિણામ આવે તેટલા માટે પ્રાથમિક શિક્ષણમાં આ વિષય દાખલ કર્યો નથી.

શિખવવાની પદ્ધતિ સંબંધી નીચે જણાવેલી બાબતો ખાસ કરીને ધ્યાનમા રાખવા જેવીછે.

૧. વ્યાકરણનુ પુસ્તક શરૂઆતથી તે છેક સુધી છોકરીઓને મ્હોડે કરાવવું એ કેવલ નિરર્થક છે. તેની પછળ સ્મરણશક્તિ નકામી વેડફી ન નાખવી, અને એવા પોપટયા જ્ઞાનથી વિદ્યાર્થીને કાંઇ વિશેષ લાભ પણ થવાનો નહિ આ વિષયમાત્ર તેમની સમજણમાં ઉતારવાનો યત્ન શિક્ષક કરશે અને તેની તેમને સહેલાઇથી સમજ પડે એટલા સારૂ છેક ઉપલા ધોરણમાં જ વ્યાકરણનો વિષય રાખ્યો છે.

૨. નિશાળમાંના શિક્ષણ ઉપરાંત ન્હાની છોકરીઓને ઘેરથી પાઠ કરી લાવવાનું અથવા લખી લાવવાનું બિલકુલ આપવું નહિ. ન્હાની છોકરીઓનો અને ન્હાના છોકરાઓનો બધો વખત શિક્ષણમાં જ રોકવો અને તેમને રમવાની અથવા ગમત કરવાની ફુરસદ ન રહેવા દેવી એ નુકસાનકારક છે ઇત્યાદિ બાબતો ઉપર આવી ગઈ છે. પ્રાથમિક શાળામાં જતા વિદ્યાર્થીને નિશાળના વખતમાં જ શિખવવાનુ રાખવુ શિક્ષા દાખલ ઘેરથી કરી લાવવાને પાઠ આપવામાં આવે તો હરકત નથી.

૩. ગુજરાતી (મરાઠી) શબ્દોના પ્રતિશબ્દ આપવાનું છોકરીઓને શિખવું એ પણ નકામું

છે.હું એક નિશાળમાં ગયો હતો ત્યાં છોકરીઓને "ઘોડો' એટલે અશ્વ" એમ શિખવેલું જોયું. શિક્ષકોએ ફક્ત એટલુંજ લક્ષ રાખવું કે શબ્દોની યથાર્થ સમજણ વિદ્યાર્થીને પડી છે કે નહિ; અને તે ન પડી હોય તો શાંત રીતે તેમણે વિદ્યાર્થીના મનમાં પાડવી. જેમ જેમ તેઓ મોટી થતી જશે તેમ તેમ તેમની સમજણ પણ વધશે અને શિક્ષક તેમજ શિષ્યને બહુ હરકત પડશે નહિ. મોટા મોટા સંસ્કૃત શબ્દો અથવા બીજા અઘરા શબ્દો છોકરીઓ પાસે મ્હોડે કરાવવાની જરૂર નથી. ફક્ત પાંચમા ધોરણની છોકરીઓને માત્ર કઠણ શબ્દોના વાક્યના અર્થ શિક્ષકે પુછવા.

૪. વાર્ષિક કિંવા ૭ માસિક લેખી પરીક્ષા આ શાળામાં ન લેવી. પ્રાથમિક શિક્ષણ પુરૂં થયાની એક પરીક્ષા (સ્કુલફાઇનલ પ્રમાણે) છેવટે રાખી હોય તો ચાલે. પરંતુ વર્ષે વર્ષે શાળાની તપાસ કરી જોવી જરૂરની છે અને તે વખતે છોકરીઓની આવડત મ્હોઢાની પરીક્ષાથી નક્કી કરવી. ઈનામ આપવાં તે સારી હાજરી માટે, સારી વર્તણુક બદલ, સારી રીતે ગાઈ શકવા સારૂ, સારી શારીરિક રમતો માટે, વગેરે દરેક ગુણને ઉત્તેજન મળે એમ આપવાં.

શારીરિક શિક્ષણની બાબતમાં આપણા દેશની છોકરીઓને રમવાની રમતો અને વગર ખર્ચની તથા જેથી ઇજા થવાનો સંભવ ન હોય તેવી ઈંગ્રેજી રમતો અવશ્ય શિખવવી. હવાની અનુકૂલતા પ્રમાણે સવારે અથવા સાંજે આવા પ્રકારની રમતો તેમને શિક્ષકોની સમક્ષ અડધો કલાક રમવા દેવી. તે બદલ તેમને કંઇ ખાવાનું આપવાનો રિવાજ રાખવો અને સારી સ્થિતિનાં માબાપની છોકરીઓ પાસેથી તે સારૂ કાંઇ ફી લેવી.

## હાઇસ્કૂલો.

હાઇસ્કુલમાં ફક્ત ૧૨ વર્ષથી વધારે ઉમરની છોકરીઓને દાખલ કરવી. જેમનું પ્રાથમિક શિક્ષણ પુરૂં થયું છે તેઓ હાઇસ્કુલમાં દાખલ થવાને પાત્ર છેજ. અને જેમનું પ્રાથમિક શિક્ષણ અધુરૂ છે પરંતુ જેઓ હાઇસ્કુલને માટે લાયક છે એટલે જેમને લખતાં વાંચતાં અને ત્રિરાશી સુધીના હિસાબ આવડે છે તેમને પણ આ નિશાળમાં દાખલ કરવી.

હાઇસ્કુલનો વખત સાંજે ૨ થી ૪ કિંવા ૫ વાગ્યા સુધીનો રાખવો. આનાથી વહેલો અથવા વધારે વખત રાખવો નહિ. કારણ આ શાળા પુખ્ત ઉમરની છોકરીઓ અથવા સ્ત્રિઓને જ માટે છે અને હિંદુ સ્ત્રિઓ તથા ઉમ્મરે આવેલી છોકરીઓને ઘરકામ ઘણું કરવાનું હોય છે. સારા પૈસે ટકે સુખી કુટુંબમાં પણ સ્ત્રિઓએ પોતેજ ઘરકામ કરવાનો રિવાજ હોય છે, કારણ કે તે ચાકરોને હવાલે નાંખવાનું ફાવે નહિ. અને મધ્યમ સ્થિતિવાળી સ્ત્રિઓને ઘરકામ કરવાની ફરજ પડે છે. એટલે બીજો કોઇપણ વખત તેમને અનુકૂલ પડવાનો નહિ. આ કારણસર આપણી છોકરીઓને ઘરકામની બાબતમાં સારી વાકેફગારી મળે છે અને તેમનું આરોગ્ય સુધરે છે. સુશિક્ષિત સ્ત્રીઓને અને કેટલાક પુરૂષોને પણ કેલવણીના પરિણામે ઘરકામમાં જે કંટાળો ઉપજે છે તેનું આ આબાદ ઓસડ હોવાથી તેઓ વધારે ઉપયોગી થશે. આ વિષયનું સવિસ્તર વર્ણન ઉપર આવીજ ગયું છે.

હાઇસ્કુલોમાં શિક્ષકનું કામ, સ્ત્રિઓનેજ માથે હોવું જોઇએ. બાર વર્ષથી વધારે ઉમ્મરની અને પરણેલી છોકરીઓને પુરૂષ શિક્ષકોના હાથ તળે રાખવી એ સલામતી ભરેલું નથી. વળી હાઇસ્કુલમાંની શિક્ષક સ્ત્રિઓ પણ વિવાહિત સ્થિતિની અથવા સારી વર્તણુકવાળી પુખ્ત ઉમરની વિધવા અથવા યુરોપિયન હોવી જોઇએ.

હાઇસ્કુલમાં ચલાવવાના વિષયોના અવશ્ય શિખવાના અને ઇચ્છાનુસાર શિખવાના એમ બે ભાગ પાડવા. સર્વગુણસંપન્ન સુશિક્ષિત સ્ત્રીનું પદ ધરાવવાને જેટલા વિષય જાણવા અવશ્યના છે તેટલા દરેક જણ શિખી શકે એ અશક્ય છે. તેથી દરેક જણે પોતાની શક્તિ અનુસાર, પોતાને રૂચે એવા અને પોતાથી બની શકે એવા બે ત્રણ વિષયો પસંદ કરવા. આ ઠેકાણે મ્હારા અભિપ્રાય મુજબ જે વિષયો અવશ્ય અને ઇચ્છાનુસાર રાખવા જોઇયે તે કયા અને કેટલા શિખવવા એટલુંજ માત્ર અહિં બતાવ્યું છે. એથી વધારે ઓછા વિષય સવડ પ્રમાણે અને સમાજ સ્થિતિને અનુસરી રાખવા.

### અવશ્ય શિખવવાના વિષયો.

૧ મરાઠી અથવા બીજી જે પોતાની માતૃભાષા હોય તે; તેનું વ્યાકરણ તેમાંના સારા સારા કવિનાં કાવ્યો; અને નિબંધ લેખન.

૨ હિંદુસ્થાનનો ઇતિહાસ.

૩ દુનિઆંની ભૂગોળવિદ્યા સંબંધી માહિતી.

૪ સંસ્કૃત (ડાક્તર ભંડારકર કૃત) પહેલું અને બીજું પુસ્તક, તથા છોકરીઓ અને સ્ત્રિઓ માટે સંસ્કૃત પુસ્તકોમાંથી વીણી કાઢેલા ફકરાઓ.

૫ શિવણકામ.

૬ ન્હાનાં છોકરાંઓને થતાં દરદોનું તથા તે ઉપરનાં ઓસડનું અને બાલરક્ષણ સંબંધી જ્ઞાન.

૭ રસોઈ કામ.

### ઇચ્છાનુસાર લેવાના વિષયો.

નીચે આપેલા વિષયો પૈકી ગમે તે બે દરેક જણે શિખવા.

૧ ઇંગ્રેજી.

૨ ઇંગ્લાંડનો ઇતિહાસ.

૩ અંકગણિત અને બીજગણિત. ( સામ્ય સમીકરણ સુધી )

૪ ભૂમિતિનાં પહેલાં બે પુસ્તકો.

૫ સંગીત (શાસ્ત્રીય રીતે ગાવું અને વગાડવું )

૬ ચિત્રકલા અને ચિતરવાનું કામ.

૭ પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર.

આ સિવાય બીજી પણ જે ઉપયોગી અને કૌશલ્યની કલા હોય તે. હાલની પદ્ધતિ પ્રમાણે હાઇસ્કુલમાં ભણતી છોકરીઓને મેટ્રીક્યુલેશનની પરીક્ષા માટે તૈયાર કરવાનું પસંદ કરવા જેવું નથી, અને હાઇસ્કુલમાં અપાતા સ્ત્રીશિક્ષણની દિશા પણ ખોટી લેવાઈ છે એમ ઉપર બતાવ્યું જ છે. સ્ત્રિઓ કામદાર કાયદાકુશલ અથવા તત્ત્વવેત્તા થાય એની અમારે જરૂર નથી. પરંતુ આ બધું જે કહેવામાં આવ્યું છે તે મધ્યમ સ્થિતિની સ્ત્રિઓને એકંદર રીતે અનુલક્ષિને છે એમ સમજવું. જેમની સ્થિતિ સારી અનુકૂલ હોય, જેમની બુદ્ધિ ઘણી તેજ હોય, જેમને વિદ્યાભ્યાસમાં અને બીજી અનેક કલાઓમાં તથા બીજા ધંધામાં પુરૂષોની બરાબરી કરવાની હિંમત હોય તેમણે સ્ત્રિઓની ( કોલેજમાં ) પાઠશાળામાં અથવા પુરૂષોની પાઠશાળામાં જઈ અભ્યાસ કરવો.

હાઇસ્કુલમાં શારીરિક શિક્ષણની સોઈ અવશ્ય જોઇએ અને તે માટે હાઇસ્કુલોમાં કસરતને લગતો સામાન તથા બિનખર્ચી ઈંગ્રેજી રમતો શિખવવાને લગતાં સાધનો આણી આપવાં.

હાઇસ્કુલોમાંના વિદ્યાર્થી વર્ગની દરસાલ લેખી પરીક્ષા લેવાની જરૂર નથી; પરંતુ હાઇસ્કુલમાંના શિક્ષણની સમાપ્તિ દાખલ છેવટે એક પરીક્ષા લેવાનું રાખવું. તોપણ દરવર્ષે છોકરીઓની મ્હોડાની પરીક્ષા લઇ તેમને ઇનામ આપવાં.

મ્હારા અભિપ્રાય પ્રમાણે ઉપર બતાવેલી હાઇસ્કુલની યોજના એવા પ્રકારની છે કે જનાની અને પડદાવાળી સ્ત્રિઓને પણ ત્યાં જવામાં હરકત નથી અને તેમને માટે જુદી જનાના સ્કુલ અથવા અલાયદા ખાનગી વર્ગ કાઢવાની જરૂર નથી. તોપણ આબરૂદાર અને શ્રીમંત માણસોની ઇચ્છા પોતાની છોકરીઓ અથવા સ્ત્રિઓને ત્યાં મોકલવાની ન હોય તો તેમણે પોતાને ઘેર ખાનગી વર્ગ ઉઘાડવો, તથાપિ શિક્ષણના વિષયો તો જેમ બને તેમ હાઇસ્કુલ પ્રમાણેજ રાખવા. તેને માટે શિક્ષક સ્ત્રિઓ અતિ ઉત્તમ વર્તણુકવાળી રાખવી અને તેમના ઉપર દેખરેખ રાખવાનું કામ હાઇસ્કુલની વડી શિક્ષકિણીને સોંપવું.

## કોલેજો.

કોલેજમાં શિખવવાનો વખત કયો અને કેટલો રાખવો, તેમાં કેવી વિદ્યાર્થીણીઓ દાખલ કરવી અને વિષયો કયા રાખવા ઇત્યાદિ બાબતોનો સૂક્ષ્મ વિચાર કરવાની અહિં જરૂર નથી. કારણ કે આ કોલેજોની જરૂર ઘણી થોડી સ્ત્રિઓને પડવાની: તેઓની સ્થિતિ સાધારણવર્ગની સ્ત્રિઓ કરતાં ભિન્ન પ્રકારની હોવાની; અને વધારે શ્રમ લેવાની તથા વધારે ખરચ કરી શકવાની તેમની શક્તિ હોવીજ જોઇએ. તોપણ વૈદકશાસ્ત્ર, બાલસંરક્ષણ તથા શિખવવાની કલા વગેરે સ્ત્રિઓને જાણવાની જરૂર હોવાથી દરેક સંસ્થાનમાં અને પ્રત્યેક ઇલાકામાં ઓછામાં ઓછી એક અથવા વધારે કોલેજો સ્થાપવી એ જરૂરનું છે.

## શિક્ષણગૃહો.

પ્રાથમિક શિક્ષણ માટની નિશાળો, હાઈસ્કુલો, અને કોલેજો એમનો એક બીજા સાથે સંબંધ ન હોવો જોઇયે, અને સંબંધ થવા જેવું જણાતું હોય તો તેમને એક બીજાથી છેટે રાખવાં એ સારૂં છે. તેમાં અપાતું શિક્ષણ ભિન્ન, અને શિક્ષકો પણ જુદા પ્રકારના હોવાના. દરેક પ્રાથમિકશાળા અને હાઇસ્કુલને લગતી આજુબાજુ બંધેજ જગ્યા હોવી જોઇયે અને તે જગ્યા રમવાના ઉપયોગમાં આવી શકે એવી તૈયાર કરાવવી; તથા કોલેજોમાં ત્યાં રહેનારાઓ તથા શિક્ષકોને રહેવાને સોઈ રાખવી જોઇયે.

ઉપરની સ્ત્રીશિક્ષણપદ્ધતિ સ્ત્રીકેલવણીની હિમાયત કરનારા સુધારકોને તથા જુના વિચારવાળા લોકોને પણ પસંદ પડશે અને તેમની ઇચ્છા પ્રમાણે સ્ત્રિઓમાં વિનય અને ઉપયોગીપણું ઓછું ન થતાં આ પદ્ધતિથી તેઓ સારી સુશિક્ષિત થઈ આપણા આર્યસમાજને ભૂષણરૂપ થશે એમ આશા રખાય છે. ઉપર વર્ણન કર્યા પ્રમાણે અથવા તેમાં ઘટતા ફેરફાર સાથે તેના મૂળતત્વોને અનુસરી એકાદ હાઇસ્કુલ કાઢવાથી સ્ત્રીશિક્ષણનો પાયો કેટલો મજબુત થાય છે એ જોવાની મ્હને જે ઘણી આતુરતા છે તે પૂરી કરવા પરમેશ્વરની પ્રાર્થના કરી આ લેખ અને આ અબલોન્નતિ માલા સમાપ્ત કરૂં છું.



Registered No. B 436

# સુન્દરીસુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु.

( પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી )

સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક.

પુસ્તક. ૨ | પ્રકાશક, | ઈ. સ. ૧૯૦૫: માર્ચ
અંક ૭. | બન્ધુસમાજ. | વિ. સં. ૧૯૬૧: ફાગણ

વિષયસૂચન



વાર્ષિક લવાજમ સવા રૂપિયો ટપાલ ખર્ચ સહિત.

અમદાવાદ—યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કમ્પની, લિમિટેડમાં મોતીલાલ શાંમળદાસે છાપ્યું.

## ગ્રાહકોને સૂચના.

(૧) ગયા વર્ષના, તથા ચાલુ વર્ષના લેવા, લવાજમ ભરી ચુકેલા, અમારા ગ્રાહકોએ અમારી સાથે કોઇ પણ બાબતનો પત્રવ્યવહાર કરતી વખતે આ પત્રના પાછલા અંકોમાં પ્રકટ થયેલી લવાજમની પ્હોંચમાં કૌંસમાં લખેલો પોતાનો નંબર લખી જણાવવા મેહેરબાની કરવી કે જેથી તેમના લખાણ ઉપર વખતસર ધ્યાન આપવાનું અમને સુગમ પડે.

(૨) ઘણુંકરીને તો ગ્રાહકો તેમજ બીજા ગૃહસ્થોના કાગળોનો ઉત્તર અમે અત્યાર સુધી અમારા ખર્ચેજ આપીએ છીએ. પરંતુ ઘણીકવાર જુજ કામ માટે અમારા તરફથી જવાબ મંગાવનાર સદ્‌ગૃહસ્થોને, અમને નિરર્થક ટપાલ ખર્ચમાં ન ઉતારવાની, વિનંતિ કરવામાં આવે છે. સાધારણ નિયમ એવો છે કે પોતાને માટેની ખાસ ખબર મંગાવનાર ગૃહસ્થે ટપાલખર્ચ મોકલી આપવું જોઇએ.

(૩) પ્લેગ અથવા બીજા કોઇ કારણથી અમારા જે ગ્રાહકોએ અત્યાર સુધીમાં ગામ અથવા ઠેકાણાં બદલ્યાં હોય, અથવા હવે પછીથી બદલે, તેઓએ પોતાના ગામની ટપાલ ઓફીસમાં તેને માટે ગોઠવણ કરી લેવા, અને તેમ નજ બને તો વખતસર અમને ખબર આપવા, તેમને વિનંતિ છે. એમ ન થવાથી માસિકો ગેરવલ્લે પડવાનો સંભવ રહે છે, અને તેવે વખતે તે ન મળવાની જોખમદારી અમારે માથે રાખવાનું, તથા વધારે અંકો ફરીથી મંગાવતાં ના કહેવા માટે નાહક ટપાલ ખર્ચમાં ઉતરવાનું, અમે પસંદ કરતા નથી.

(૪) મનીઓર્ડરથી પૈસા મોકલનાર ગ્રાહકોને વિનંતિપૂર્વક સૂચના કરવામાં આવે છે કે કુપનમાં તેમણે પોતાનું આખું નામ, ગામ, તથા તે પૈસાની બાબત, <u>સ્પષ્ટ અક્ષરે</u> લખવા ચુકવું નહીં. આ વિગતો પુરી ન પાડવાથી ઘણીકવાર લવાજમની પ્હોંચ સ્વીકારતાં અમને ઘણી અગવડ થઈ પડે છે.

વ્યવસ્થાપક.

---

## નમ્ર વિનંતિ.

આ પત્રનો ચાલુ બીજા વર્ષનો અર્ધ કરતાં વધારે ભાગ વીતી ગયેલો હોવાથી અમારા કદરદાન ગ્રાહકોને નમ્ર વિનંતિ કરવામાં આવે છે કે તેઓએ હવે બનતી જ્હેલી સગવડે પોતાનું લવાજમ અમારા તરફ મોકલી આપવા મેહેરબાની કરવી. વી. પી. થી લવાજમ ભરી દેવાની ઇચ્છા જણાવનાર ગ્રાહકોને પત્રનો હવે પછીનો અંક તે રીતે મોકલી આપવામાં આવશે.

વ્યવસ્થાપક.

# સુન્દરીસુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઈના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બલવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતન્ત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બનાં ખરા કલ્યાણ કરવા "શક્તિમતી અને ઉત્સાહિની બને કુટુમ્બના બાલકવર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધવર્ગ "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઈ પતિનુ જીવન ઉન્નત કરે અને તેના આંતર્ વિલાસોની ઊર્મિઓમાં પોતાના હૃદયતરંગ મેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાખે અને અન્તે સ્વદેશમાં હૃદયસૂર્યના તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે"

વર્ષ ૨ ] ઈ. સ. ૧૯૦૫ માર્ચ— ફાગણ, વિ. સં. ૧૯૬૧. [ અંક ૭ મો.

## કાવ્યકુંજ.

### બાળાવિનોદ.

૧

### ગરબી.

( જાય છે, જાય છે, જાય છે રે, આ વખત ભણ્યાનો વહી જાય છે.—એ ચાલ. )

ચાલો, સહીયર ! સંગે જઇયે રે,
મળી સર્વે રંગે રમીયે.

ફુલવાડીમાં ભેગાં ફરીયે,
બ્હેનો ! ગરબે ગીતો ગાઇયે રે.— ચાલો૦ ૧

કોકિલ તણી મિઠિ વેણુ સુણીયે,
વ્હાલા ! પાન અમીનું કરીયે રે.— ચાલો૦ ૨

કોમળ રસીલો ટહુકો લહીયે,
મિરાં! કંઠે આપણુ ભરીયે રે.— ચાલો૦ ૩

માધુરી માર્દવ રસ બે કહીયે,
સિંચે અર્ક કરી, તે પીઁછયે રે.— ચાલો૦ ૪

નિર્મળતા વર્ષ્યથી ભીંજીયે
મુખ શીતળ બિંદુ લીંજીયે રે.— ચાલો૦ ૫

છૂપી ઘેલી આંબની ડાળીયે;
હેલી મચવે, આત્મ ઝબોળીયે રે.— ચાલો૦ ૬

જગ નચવે મીઠી વાંસલડીયે;
લઈ અંશ જનો રીઝવીયે રે.— ચાલો૦ ૭

રેલ્યો રવ અણમોલો ગ્રહીયે;
પ્રીતે હૃદયપટ તે ભરીયે રે.— ચાલો૦ ૮

દિવ્ય સુરમ્ય પછી ઢાલવીયે,
વ્હાલાં વદન, સખી! મલકાવીયે રે.— ચાલો૦ ૯

રસિક મનોને રસથી રસીયે;
પછી આનંદે સહુ હરખીયે રે;— ચાલો૦ ૧૦

---

૨

## ગરબી.

(ઇતિહાસની આરશી સાહી૦—એ ચાલ.)

સુણો, સુણો, સખી સાજ! સુણો સહુ કાન દઈ;
અહીં વાયુ બજાવત આજ, મૃદંગ ગભીર કંઈ. ૧

'સર સર' કરતાં દૂર, ઝરણાં રમ્ય રમે;
કંઈ સારંગીના સૂર, પુરતાં આજ સમે. ૨

આ લીલા ઊંચા વાંસ, તાનથી શીર્ષ નમાવી;
ભરી દેતા રવ સહુ પાસ, રસીલી બંસી બજાવી. ૩

ને આ તરૂવર દેતાં તાલ, નિજ કર-પર્ણ થકી;
શિર ધુણવે તે આ કાલ, લાગી લેહ નકી. ૪

આ વૃક્ષક કો કો વાર, અંગુલિ કુંળી વડે,
અહિં તંબૂરાના તાર, મોહક શા છેડે! ૫

મધુરાં પક્ષી બોલાય, હીંચે તરૂશાખે,
સ્વર્ગીય સુગીતો ગાય, મીઠું પ્રિય ભાખે. ૬

એમ રમ્ય ઉદ્યાન મહિં સહુ આ મળિયાં;
બનિ ગાયકગણ ગુણવાન, સંગીતે ભળિયાં. ૭

---

૩

## ગરબી.

( રૂડો ! રૂડો ! મુલક ગુજરાત રૂડો !—એ ચાલ. )

ચાલો, સાહેલી !, આપણ ત્હાં જઇયે,
જઇ, ગાયકવૃન્દે એક થઇયે;
થઇ ભેગાં અમીનો રસ લઇયે,
લઇ, સ્વાદે થકી ઘુંટડા ભરીયે. ૧

ભરી ભરીજ તેથી મત્ત બનીયે,
બની, પંખી તરૂકુલ સંગ રમીયે;
રમી રમી, હરખથી મન ભરીયે,
ભરી, સર્વેની સહુ એક તાન થઇયે. ૨

એક તાને પ્રભુનાં ગીત ગાઇયે,
વળી પુષ્પોની સાથે પ્રીત કરીયે;
પછી તરૂની ડાળે ખુબ હીંચીયે,
અને અહા ! પંખીની મદ ઉડીયે. ૩

# વિવિધ વિહાર.

## ખોટે રસ્તે ભક્તિ.

વિમળાઃ—( ઘરના ઉમરા ઉપરથી ) કેમ વિરમતી બહેન, આમ બા'રોબાર ક્યાં ચાલ્યાં? કાંઈ બહુ મોઘાં થયાં છો! હમણાંનાં તો દેખાતાંયે નથી!

વિરમતીઃ—'મોઘાં' શેનાં; થોડા દિવસ થયાં એમના ટેબલનો એક રૂમાલ ગુંથવા માંડ્યો છે, તે ભરવામાં ને ભરવામાં મોડું થઈ જાય છે, તેથી નથી અવાતું.

વિમળાઃ—એમ! મ્હેં તો જાણ્યું, કે પેલા મહારાજ આવ્યા છે, ત્યાં દર્શન કરવા જતાં હશો, તેથી નહીં આવતાં હો.

વિરમતીઃ—ના, રે, ના; ત્યાં તે શું જાય, એવાં તે ક્યાં નવરાં છીએ, કે આખો દહાડો રખડતાં ફરીએ. એતો પેલી ચંદ્રમણીને સોંપ્યું. અલી! એતો આખો દિવસ મહારાજને ત્યાંને ત્યાં જ રહે છે.

વિમળાઃ—રહ્યાં. એમ તે પૂન્ય થતાં હશે! ધણી ઘેર ભૂખ્યો મરે, ને બાઈ ચાલ્યાં પૂન્ય કરવા. એના વર એક દહાડો મ્હારે ત્યાં આવ્યા હતા, તે એમને મ્હોડે કોણ જાણે કેટલુંયે બોલતા'તા. મહારાજનેયે કોણ જાણે કેટલી ગાળો પડી હશે, બિચારા પૂરા કંટાળી ગયા છે.

વિરમતીઃ—એ પણ બિચારા શું કરે; કેમ ના કંટાળે; રોજ તે એવું કેમ પાલવે! આખો દિવસ ધંધામાંને ધંધામાં થાકી જતા હોય, અને, ઘેર આવે ત્યારે સુખે રોટલો યે ખાવા ના મળે.

વિમળાઃ—એતો બહેન, મારા ઘરમાં રોજે કહે છે કે "ઘર વંઠયુ ને ભગતડું પેઠું."

વિરમતીઃ—એના વર કૃષ્ણલાલ જરા ભલા છે, તે કાંઇ બોલતા નથી, એને તો, પેલી રસિકના વર જેવો, વર જોઇએ, કે જરાયે વાંકાં ચૂંકા ન થવાય. બિચારા ભાયડા જતું કરે, ત્યારે બાયડીઓ વાંકી થાય. જો! જો! પેલી મંગુ જાય છે; એ પણ ભક્તાણિ છે. નક્કી કોઈ મહારાજને ત્યાં, કે મંદિરમાં જ જતી હશે; જરા બોલાવતો ખરી!

વિમળાઃ—મંગુ બહેન............ઓ મંગુ બ્હેન, જરા આવો તો ખરાં; ક્યાં ચાલ્યાં? હુંસુંને ઘેર?

મંગુઃ—ત્યાં તે શું કરવા જાય; નકામા બેસી રહેવું, ને માથાં ફોડવાં! પેલા નવા મહારાજ આવ્યા છે ને, તેમનાં દર્શન કરવા.

વિમળા —એમ, મ્હારા મનમા કે હંસુને ઘેર જતા હશે, સાભળ્યુ છે કે મહારાજને ત્યા તો બહુ બાયડીઓ એકઠી થાય છે! કેટલીક તો આખો દિવસ ત્યાની ત્યાજ રહે છે, આખો દિવસ શા દર્શન કરતા હશે!

મંગુ —એતો એમ, કે ઘેર એગી રહે, ત્યારે ત્યા બેઘડી રામનું નામ લેવાય

વિમળા —ઘેર નહિ લેવાતુ હોય?! શેનું રામનું નામ, હાલા બેસી બેસી સૌએ મારા ગામની કુથલીઓ તો કરે છે, નકામા ઢોંગ!

મંગુ —બેસ, બેસ, નકામુ શુ બકબક કરે છે, એવુ તે કોઈ કરતુ હશે! તનેયે બોલવાની ટેવ પડી છે તો!

વિમળા —શુ કામ ડાહ્યા થાવ છો! હુ એક દિવસ ત્યા આવી હતી, ત્યારે બધુયે જોયુ હતુ પ્હેલા તો મ્હારા મનમા કે કોણ જાણે ત્યા શીયે ભક્તિ કરતા હશે, અને, કોણ જાણે કેટલીયે માળાઓ ફેરવતા હશે, પણ પછી આવીને જોયુ ત્યારે બધી ખબર પડી

મંગુ —તોયે સહેજ પરમેશ્વરનુ નામ લેવાય. સહેજ ભગવાનનુ નામ કાને પડે તોયે પૂન્ય છે, "નાહ્યા તેટલુ પૂન્ય."

વિમળા —એમ તે પરમેશ્વર છેતરાતો હશે! એ તે કાંઈ ત્હમારા રમણિક જેવો નાનો કીકો છે! જુઠ બોલીએ, કુથલી કરીએ, બધાને ગાળો દેઇએ, અને, પછી મંદિરોમા અને મહારાજોને ત્યા મહાલામહાલ કરીએ એટલે પૂન્ય થઈ જતુ હશે! એમ કાંઈ પરમેશ્વર છેતરાય એવો નથી આટલી મોટી દુનિયા બનાવી છે, અને એટલુએ સમઝતો નહીં હોય! ખરા મનથી ઘેર પણ ક્યા ભક્તિ થતી નથી!

વિરમતી —ખરૂ છે, ઘેર ક્યા પરમેશ્વરને પૂજાતો નથી, તે, મંદિરોમા, ને મહારાજોને ત્યા ભટકીએ? "મન ચંગા તો કથરોટમે ગંગા."

મંગુ —તુંએ પહેલા મંદિરોમા દર્શન કરવા જતી'તી સ્તો! હમણા વળી આમ પવન વાયો છે, તે, જરા ડહાપણ સુઝયુ છે, બે દહાડામા ડાહી થઈ ગઈ!

વિરમતી —હા હું જતી'તી ક્યા ના કહું છુ. પણ એક દહાડો મને એમણે એક ચોપડી વચાવી, એમા શાસ્ત્રની એવી સારી સારી વાતો લખી હતી, અને, એના સાન સાગ દાખલા આપ્યા હતા, કે તું વાચે તો દીંગજ થઈ જાય આપણા શાસ્ત્રમા તો કહ્યુ છે કે, બાયડીઓને તો 'પતિ એજ પરમેશ્વર છે.' ધણીની ચાકરી કરે તો સૌએ સાગ-નાના થાય ત્યારથી જ મને તો લાગ્યુ, કે, શુ કામ મંદિરોમા

દોડંદોડા કરૂં ને કથામાં બેસી રહું ?! મ્હારે ઘેર જ પરમેશ્વર છે, તો બ્હાર શોધવા શું કામ જાઉં! કેડમાં છોકરૂં હોય, તોએ એવું તે કયું મૂર્ખું હોય, જે વળી ગામમાં શોધવા જાય!

વિમળાઃ—પણ એ સમઝે છે કોણ ?! હવે તો ધણી ઘેર આવે તો કહે નાંખો વખારે અને ચાલો મહારાજને ત્યાં! એમ તે સ્વર્ગ મળતાં હશે! અને વિરમતી! કેટલીક તો મહારાજના પગ સુદ્ધાંએ ધોઇને પીયે છે, જાણે એજ એમના ધણી!

વિરમતીઃ—અરે, જવા દેને; કેટલીક તો મહારાજના ઘરનાં બધાંએ કામ કરે છે; વાસીદાં વાળે, વાસણ માંજે, ધોતિયાં ધૂએ, ટુંકામાં બધુંયે કામ કરે; એને, પેલી—જવાદેને, શું કામ નામ દેવું; કોઇનું નામ દીધેથી શું વધારે છે. મંગુને ખોટું લાગશે, એની બહેનપણી થાય છે.

વિમળાઃ—કહેને લીલાવતી; એમાં તે શેનું ખોટું લાગશે, ખરૂં કહેવું છે તેમાં; "ખરામાં ખાર શો!"

વિરમતીઃ—તોએ, શુંકામ આપણે કોઇનું નામ દેવું? પેલા મહારાજને ત્યાં હું પહેલાં કથા સાંભળવા જતી'તી, ત્યાં કોઇ જાય તો દીંગ જ થઇ જાય. મહારાજ જાણે નિરાંતે સુંવાળી ગાદી ઉપર પોચે તકીએ અઢેલીને બેઠા છે; બીજું લુગડું ઓઢ્યું છે; માથે ભીનો રૂમાલ રાખ્યો છે; ગળામાં ફુલનો હાર ઘાલ્યો છે; સામે ભક્તાણીઓ કથા સાંભળવા બેઠી છે; કોઈ ભક્તાણી મહારાજને પંખો નાખે છે; મહારાજ તો જાણે કથા કરવા નહિ, પણ મઝા કરવા જ આવ્યા છે! જાણે ઇંદ્રપુરીમાંજ બેઠા!!

વિમળાઃ—અરે એમ કહેને કે જાણે ગોપિયોની વચ્ચે કહાન બેઠા!

મંગુઃ—સારૂં, સારૂં: શુંકામ નકામું બોલ બોલ કરે છે. મહારાજે ત્હારૂં શું બગાડ્યું છે, કે ત્હારી પાસે કાંઈ માગવા આવ્યા છે? એ ક્યાં કોઇને કહે છે કે "તમે આવો;" જેને ગરજ હોય તે જાય.

વિમળાઃ—મ્હારૂં તે શું બગાડે! હું કાંઈ એવી સાલાતુલી નથી કે તો! મ્હારા ઘરમાં તો એવા ઢોંગીઓને પેસવા ના દઉં પણ ઘણાનું બગાડ્યું છે; ઘણાના ઘરમાં ટંટો ઘાલ્યો છે, લડાઇએ રાખી છે ને ભાઇ અને ભાયડાઓને ભૂખે મરાવ્યા છે. બધાંયે જશે, પણ એવા મહારાજ કોઇ દહાડો સ્વર્ગે નહીં જાય.

વિરમતીઃ- મહારાજની ચાકરીથી [illegible] ! એવું તે મોહું-શું પૂન્ય થતું હશે! ઘેર ધણીની ચાકરી ના કરીએ, કે થી, ઘર સાર પણ સુખેથી ચાલે, અને પૂન્યનું પૂન્ય થાય! આતો રોજ રોજ મહારાજને ત્યાં જઇએ, અને નકામી લોકોમાં વાતો ઉડે, અને આબરૂ જાય. આપણાથી તો એવું ના થાય બા મનમાં તો કાંઇએ ના હોય, તોએ ચાર લોકોની આંખે આવીએ અને ચાર લોકોને દાંતે ચઢીએ.

મગુ—એ તો બહેન ખરૂં પણ—

વિમળા—અરે પણ ને બણ ના, બા, મ્હારં મારૂં તો કોઈ કાંઈ બોને, તે મ્હાનાથી તો ના ખમાય મ્હાનાથી તો મ્હોઢું એ ના બતાવાય હું તો ઝેર ગોળીને મરી જાઉં, એતો પેલી લીલાવતીથી જ ખમાય જોને, લોકોમા એને સારૂં મ્યુ કહુ બોને છે? નમમુ આપણે બાયડીઓ કાંઈ સમઝીએ નહીં, અને ડાહ્યા ડાહ્યા થઈને દોડીએ આપણા શાસ્ત્ર કરતાએ આપણે ડાહ્યા શાસ્ત્ર શાસ્ત્ર કરતા જઈએ, અને શાસ્ત્રથી ઉનટા ચાલતા જઈએ

વિરમતી—શાસ્ત્રમા તો ચોખ્ખુ લખ્યુ છે કે "બાયડીઓએ ખાલી રખ વુ નહીં બાય ડીને તો પતિ એજ પરમેશ્વર છે'

વિમળા—પણ ઘરમા બેમી રહેવુ ગમ ગમે બહાર ચાર વાતો માનવી હોય તે' ઠીક છે બધુ યે

વિરમતી—જ્વા દેને, અલી! આપણે શુ 'ફૂંકશે માથુ ને કાઢશે નતુ"

વિમળા—પણ આતે કેમ ખમાય કથાઓમા રોજે સાભળે છે, 'પતિ એજ પરમેશ્વર છે, ઘેર બેઠા જ ગગા છે' તોયે ક્યા ભાન છે છતી આંખે આંધળુ' આતો 'કથા સાભળી ફૂટયા કાન તોયે ન આવ્યુ બ્રહ્મજ્ઞાન'

વિરમતી—પણ આપણે શુ કરશે તે ભોગવશે પેલી લાડકોરની છોકરીએ તો, આ નના મહારાજ આવ્યા છે, તેમનો વરઘોડો ચઢયો હતો ત્યારે પછાડી કળશ ઉપાડયો હતો.

વિમળા—એતો લાડકોરે છોકરી ગામમા બતાવી, કે મ્હારી છોકરી આવી છે, જેવી હોય તે જોજો

મગુ—તેમા ત્હારૂં શુ ગયુ જેને જે ઠીક લાગ્યુ, તમે એવુ ના કરશો.

વિરમતી—ધીમે ધીમે બધુ યે બધ પડશે. લોકો સમઝશે, કે આમ કાંઈ પરમેશ્વર રાજી ના થાય, એટલે બધુ યે અટકશે મ્હારા ઘરમા રોજ કહે છે કે, 'હમણા તો ગાડરિયો પ્રવાહ છે પણ ઘેર વિચાર કરવા બેસે છે? છોકરીઓ જેમ જેમ ભણતી જશે, અને નવી નવી ચોપડીઓ વાચતી જશે, એટલે બધાયે તોફાન અટકશે'

વિમળા—પછી આ મહારાજો કાંઈ કમાશે નહિ, એટલે કહેશે કે, "હવે તેર કળિયુગ આ યે લોકોને ક્યા કાંઈ કથા વાર્તાનુ ભાન છે! હવે ધર્મ ક્યા છે, બધા નાસ્તિક થઈ ગયા છે"

વિરમતીઃ—એતો પહેલાં એમજ થવાનું; પછી ધીમે ધીમે બધુંયે ઠેકાણે પડશે.

મંગુઃ—જે થશે તે ખરૂં. મને નકામી બહુ ખોટી કરી; મોડું થઈ ગયું અને દર્શન કરવાયે ના જવાયું; પણ કાંઈ નહિં, આજે આ બધું સાંભળ્યું છે, તે બાબતમાં ઘેર જઈ એમને બધું પૂછી જોઈશ. જોઉં તો ખરી, એ શું કહે છે, એમની પાસે સારી સારી ચોપડીઓ મંગાવિને જોઇશ, એટલે બધુંયે ખબર પડશે; કાંઇ આટલું બધું બોલ્યાં છો તે ઢાંક્યું રહેશે? તમારા મનથી એમ છે કે તમે એકલાં જ શિખ્યાં છો!

વિમળાઃ—જો જોને, એટલે બધુંયે જાણશો. આટલી કથાઓ સાંભળી પણ કાંઇ સમજ્યાં નહિ, તે હવે શું સમઝશો! એતો "ભેંસ આગળ ભાગવત" જેવું થવાનું!

વિરમતીઃ—છાની રહેને વિમળા; કાલે બધી ખબર પડશે; કાલ મળજો હોંકે મંગુ બહેન!

મંગુઃ—કાલે તમે મ્હારે ત્યાં જ આવજોને; જાઉં છું.

વિમળાઃ—આવજો મંગુ બહેન.

મંગુઃ—તમે આવજો.

વિરમતીઃ—આજ તો મોડું થયું એટલે ઘેર ગયાં; એમને જરાક ચટકો લાગ્યો છે ખરો જોઇએ, કાલે શું કહે છે.

વિમળાઃ—જરા અક્કલ વાપરીને વિચાર કરશે, તો તરત બધું સમઝશે, પણ હાલમાં વિચાર કરે છે કોણ; "દેખાદેખી સાધે જોગ, પડે પિંડને વાધે રોગ."

વિરમતીઃ—જોઈશું; કાલની વાત કાલ; હું પણ જાઉં, જરા મોડું થયું.

વિમળાઃ—આવજો ત્યારે; કાલે હું તમારે ત્યાં બૂમ પાડીશ; આપણે બન્ને મંગુને ત્યાં સાથેજ જઈશું.

વિરમતીઃ—ઠીક; પણ જોજે બૂમ પાડવી ભૂલીશ નહિં હોં!

વસન્તવિનોદી.

(શિશુમણ્ડળ

# રમણીમણિમાળા.

## પ્રાચીન ભારતનાં સ્ત્રીરત્નો.

( ડીસેમ્બરના અંકથી ચાલુ. )

૩

**દેવહુતી**—મહાત્મા મનુ ભગવાનની તે પુત્રી હતી. જો કે તે મહાન્ રાજા હતો તોપણ ત્હેની અતિ પ્રિય પુત્રી એક અરણ્યનિવાસી ઋષિને પરણી હતી. ત્હેનું નામ કર્દમ હતું. આ ઋષિ ઘણા વિદ્વાન હતા એટલું જ નહિ પણ સાધુતા અને ભક્તિમાં કોઇ ત્હેમની બરોબરી કરી શકે તેવું ન હતું. રાજકન્યાની ત્હેમના ઉપર અગાધ પ્રીતિ હતી, અને ત્હેને પરિણામે ઋષિએ ત્હેની ખાતરજ ત્હેની સાથે વિવાહ કર્યો હતો. આ દંપતીનાં લગ્ન શાસ્ત્રોક્ત વિધિ પ્રમાણે થયા હતા. રાજપુત્રીએ ત્યારપછી રાજભુવન ત્યજી સ્વામીની સાથે એક ગાઢ અરણ્યમાં નિવાસ કર્યો હતો.

બાલ્યાવસ્થાથી જ રાજકન્યાને વિદ્યા ઉપર અપ્રતીમ પ્રેમ હતો. અને બહુધા તેજ કારણને લીધે તે ઋષિ સાથે ત્હેમના જ્ઞાનથી આકર્ષાઇને પરણી હતી. જ્યારે તે ઉંમરે પ્હોંચી ત્યારે ત્હેની વિદ્યા ઉપરની પ્રીતિમાં એટલી બધી વૃદ્ધિ થઈ કે ત્હેણે સંન્યાસિનીનું જીવન ગાળી આ બ્રહ્માણ્ડના રહસ્યનું ગૂઢ તત્વ જાણવાનો નિશ્ચય કર્યો. જો તે રાજકન્યા રહી હોત તો તે, તે સમયના સઘળા મહર્ષિઓ પાસે અધ્યયન કરી શકત, તથાપિ જે પરબ્રહ્મને જાણવાની ત્હેની ઇચ્છા હતી તે ભાગ્યે જ પુરી થાત. પણ અરણ્યમાં ત્હેને પતિ સહ તે પ્રયાસ ઘણો જ સરળ થઈ પડ્યો. આ ગ્રજે ત્હેણે તે મહાન્ કાર્ય વાસ્તે અતિ ઉત્સાહથી જે જે અધ્યયન કરવા યોગ્ય હતું ત્હેનુ અધ્યયન કર્યું, અને જેનો પ્રયોગ કરવા યોગ્ય હતો ત્હેનો પ્રયોગ કર્યો.

આ મહર્ષિપત્નીએ એક પુત્રરત્નને જન્મ આપ્યો, જે પુત્ર વસ્તુતઃ આપણા તત્વજ્ઞાનનો પિતા થયો." કારણકે ત્હેના પ્હેલાં તત્વજ્ઞાન શું છે ત્હેનો કોઇને ખ્યાલ હતો નહીં. આ મહાત્માનું નામ કપિલ હતું. મહાત્મા કપિલ મુનિએ સાંખ્યદર્શન રચ્યું. આ ગ્રંથની અંદર દુનિઆના ઉપક્રમ પછી પ્રથમ જ મનુષ્યના મનનું પૃથક્કરણ કરવાનો, ત્હેના સુખ દુઃખનાં કારણો શોધી ક્હાડવાનો, અને મનુષ્યનાં દુઃખ નિવારણ કરી મોક્ષ મેળવવાનાં સાધનો બતાવવાનો યત્ન કરવામાં આવ્યો છે. દેવહુતિએ તે મહાત્મામાં ત્હેમના નામ પ્રમાણેના ગુણોનું આરોપણ કર્યું. બાલ્યાવસ્થાથી જ ત્હેણે ત્હેમને એવું શિક્ષણ આપવા માંડ્યું કે જેના પ્રતાપથી ત્હેમને મનુષ્ય જાતિના મોક્ષનો ઉપાય શોધી ક્હાડવાનો માર્ગ દસ્યમાન થયો. જ્યારે તે મ્હોટા થયા ત્યારે ત્હેમણે ત્હેમનાં મહાન્ પ્રભાવવાળાં માતુશ્રીએ બતાવેલા માર્ગમાં નિરંતર શ્રમ કરીને છેવટે મનુષ્યજાતિના સુખનો ઉપાય ખોળી ક્હાડ્યો. આશરે

ત્રણ હજાર વર્ષ ઉપર દેવહુતિએ સ્વર્ગના ફીરસ્તાની માફક પોતાના પુત્રદ્વારા એક એવી વસ્તુનો પાયો નાંખ્યો કે જેની ઉપર પછીથી એક ભવ્ય અને સુંદર સંસ્થાન રચવામાં આવ્યું.

થોડાક સૈકા પછી બીજી એક સાધ્વી સ્ત્રીએ મહાત્મા કપિલ જેવા ગુણવાળા પુત્રને જન્મ આપ્યો. આ સ્ત્રીનું નામ **વિશિષ્યા** હતું. હેણે આપણા મહાન્ ધર્મોપદેશક તથા સુધારક મહાત્મા ભગવાન્ **શંકરાચાર્યને** જન્મ આપ્યો હતો. ભગવાન શંકરનો જન્મ ઈ. સ. ૭૮૮ માં દખ્ખણમાં ચિતામ્બરમાં થયો હતો. કીશોર વયમાં પિતાનો કાળ થવાથી તે પોતાનાં માતુશ્રી પાસેથી શિક્ષણ મેળવીને સમર્થ વિદ્વાન થયા હતા. સોળ વર્ષની ઉમર થતાં પ્હેલાં હેમણે મોટા ગ્રંથો ઉપર ટીકા લખી હતી. ભગવાન્ શંકરની વિદ્વતા તથા જ્ઞાન એવું હતું કે હેની બરોબરી કોઈ કરી શક્યું નથી અને કરી શકશે પણ નહિં. હેમણે વેદના ગૂઢ તત્વનું સત્ય સ્વરૂપ દુનિયા સમક્ષ રજુ કર્યું અને ક્ષય પામતા હિન્દુ ધર્મને સજીવન કર્યો. એમના જન્મ સમયે બૌદ્ધ ધર્મનો પ્રચાર ઘણો વધી ગયો હતો. હિન્દુ ધર્મ કોઇપણ સ્થળે નજરે પડતો નહીં. ભારતભૂમિનું અધ્યાત્મ જ્ઞાન મૃત્યુ શય્યાએ હતું. ભગવાન્ શંકરે આર્ય ભૂમિના અધ્યાત્મ જ્ઞાનમાં નૂતન સત્વ મુક્યું, અને હિન્દુ ધર્મને નવું જીવન આપ્યું. બૌદ્ધ ધર્મનો હિન્દુસ્તાનમાંથી સમૂળ નાશ કર્યો, અને હિમાલયથી કન્યાકુમારી સુધી હેમના ઉપદેશના પ્રતિધ્વનિએ હેમના વિરોધીઓનાં પ્રવચનોને ઢાંકી દીધા.

સોળ વર્ષની ઉમરે ભગવાન્ શંકરે સન્યસ્ત ગ્રહણ કર્યું અને ધારેલું કાર્ય સિદ્ધ કરવા નીકળી પડ્યા. સોળ વર્ષ પછી તે સ્વદેશ આવ્યા, અને મૃત્યુશય્યાએ સૂતેલી માતાને તે જે કાંઇ કરી શક્યા હતા તે નિવેદન કર્યું. હેમનો વૃત્તાન્ત સાંભળી હેમનાં માતુશ્રીને ઘણો હર્ષ થયો. હેમનાં કાર્યોના જયઘોષ કરતાં હેને બીજું શું વધારે પ્રિય હોઈ શકે?

૪

**લીલાવતી**—આપણ હવે લીલાવતી—જેનું યશોગાન આખી દુનિઆમાં ગવાય છે હેનો—થોડાક ઇતિહાસ જોઇશું. આર્ય ભૂમિને વિભૂષિત કરનાર ગણિત શાસ્ત્રમાં મહા પ્રવીણ મહાત્મા ભાસ્કરાચાર્યની તે પુત્રી હતી. ભગવાન્ ભાસ્કરાચાર્યે ગણિતનો એક ગ્રંથ લખી હેને પોતાની પ્રિય દુહિતાનું નામ આપ્યું છે. તે મહાત્માનો જન્મ ઇ. સ. ૧૧૧૫ માં થયો હતો.

લીલાવતી ઘણી જ કોમળ અવસ્થામાં વિધવા થઇ હતી. હેના પિતાએ પોતાના જ્યોતિષ શાસ્ત્રના અથાગ જ્ઞાનના પ્રભાવે જાણ્યું હતું કે જો હેનો અમુક સમયે વિવાહ થાય તો તે નિઃસંદેહ વિધવા થાય. તેથી હેણે તે સમયે ન પરણાવવાનો નિશ્ચય કર્યો અને તેટલા માટે સમય નક્કી કરવાને ઘડી માંડવામાં આવી. વિધાતાનો પ્રભાવ કાંઇક ઓર જ છે. તે મહાત્માની ઘણી કાળજી અને મ્હેનત છતાં હેમના સઘળા પ્રયત્ન નિષ્ફળ ગયા. જે વખતે તે કુમારીકા બાલ્યાવસ્થાની કુતુહલતાને લીધે ઘડીના છીદ્રમાંથી પાણી કેમ ઉપર આવે છે તે જોતી હતી તે સમયે હેના આભૂષણમાંથી એક ન્હાન મોતી તરીને હેન

અંદર પડ્યું. આથી પાત્રનું છીદ્ર બંધ થયું અને પાણી અંદર ભરાઇ શક્યું નહીં. આ બનાવ કોઇની દૃષ્ટિએ પડ્યો નહીં. યોગ્ય કાળે ઘડી તપાસવામાં આવી તો માલમ પડ્યું કે તે ભરાઇ ન હતી. આ ઉપરથી તપાસ કરતાં હેની અંદરથી મોતી જડી આવ્યું. આવી રીતે જો કે ધારેલો ઉદ્દેશ પાર ન પડ્યો તોપણ હેને પરણાવવામાં આવી અને પરિણામે તે અલ્પ સમયની અંદર વિધવા થઈ.

વિધવા થયા પછી હેણે હેના પિતા પાસે ગણિતશાસ્ત્રનો અભ્યાસ આરંભ્યો. ભગવાન્ ભાસ્કરાચાર્યનો મહાન્ ગ્રંથ લીલાવતી જે હેને ઉદ્દેશીને લખવામાં આવ્યો છે તેજ બતાવી આપે છે કે આ કઠિન વિષયનું લીલાવતીને કેવું વિશાળ જ્ઞાન હતું. એમ કહેવામાં આવે છે કે ગણિતના પ્રમાણથી તે કોઇપણ ઝાડના પાંદડા ગણી આપતી. હેણે પોતાનું જીવન વિદ્યાભ્યાસમાં ગાળ્યું હતું, અને ગણિત શાસ્ત્રનો અભ્યાસ હેનું સર્વસ્વ હતું.

કાળના અનન્ત પ્રવાહ ઉપર ક્ષણભર દૃષ્ટિ કરતાં ઇતિહાસ પટ ઉપર પ્રકાશ પામતી **ભાનુમતી** આપણી દૃષ્ટિએ પડે છે. જેવી રીતે લીલાવતી ગણિતશાસ્ત્રમાં નિપુણ હતી તેવી રીતે ભાનુમતી મંત્રયોગમા કુશળ હતી. બીદારના મહારાજા ભોજરાજની તે રાણી હતી. ઘણું જ શોકાસ્પદ છે કે ભાનુમતી વિષે એક મહીબર દંતકથાઓ શિવાય હેનો બીજો કાંઇ પણ ઇતિહાસ આપણી પાસે નથી. વળી આ દંતકથાઓ એવી છે કે તે ઉપર વિશ્વાસ મૂકી શકાય એમ નથી. ભોજરાજ આશરે બે હજાર વર્ષ ઉપર થઈ ગયો છે. ભાનુમતીનો મંત્રયોગ એવે સમયે પ્રસિદ્ધિમાં આવ્યો છે કે જે વખતે દુનિઆ લગભગ અજ્ઞાત અવસ્થા ભોગવતી હતી. તેમ છતા દરેક ગામ કે શેહેર જ્યાં બાજીગર હોય છે ત્યાં હેનું સ્મરણ અદ્યાપિ પર્યંત જળવાઇ રહેલું છે. આ લોકો હેનું આદર સહિત આરાધન કરે છે, અને હેનો પ્રભાવ એટલો છે કે આખા હિન્દુસ્તાનભરમા આપણને કોઇ એવો બાજીગર નહિ મળે કે જે શરૂઆતમાં હેની પ્રાર્થના કર્યા શિવાય પોતાના ખેલ શરૂ કરે.

# વિદ્યાકળા.

## કુદરતના વિવિધ ચમત્કાર.

( ડીસેમ્બરના અંકથી ચાલુ )

### ધરતીકંપ.

એક દિવસ ઉત્સુક તથા તેનાં માબાપ રાત્રે બેઠાં હતાં તેવામાં અચાનક જાણે ઘર ચકરચકર ફરતું હોય તેમ સઘળાને લાગ્યું, અને છાપરાંની વળીઓનો કકડાટ થયો. તે જોઇને અને સાંભળીને ઉત્સુક ગભરાયો અને પૂછ્યું, કાકા, આ જરાવારમાં શું થઈ ગયું? મને જરાવાર આ ઘર ફરતું હોય એમ લાગ્યું; અને સાથે આ વળીઓ પણ જાણે તૂટતી હોય એમ મને જણાયું. એ શું હશે કાકા?

વિજ્ઞાન—એને ધરતીકંપ કહે છે, એટલે કે ધરતી ધ્રૂજે છે. મેં તને કહ્યું છે કે પૃથ્વીની અંદર બળતું છે, તે કેટલીક વખત જ્વાળામુખી પર્વત રૂપે બહાર આવે છે. બહાર આવે છે ત્યારે, તેમજ કેટલીક વખત તે બહાર નથી નીકળી શકતું ત્યારે પણ, તેનું જોસ આસપાસ લાગે છે. અને આપણે પાણીમાં જરા હાથ પછાડીએ તો જેમ મોજું ચોમેર ફેલાઈ જાય છે, તેમ આ જોસનું મોજું ધીમે ધીમે ચોમેર ફેલાય છે અને તેથી આ પૃથ્વીને ધક્કો લાગે છે; ત્યારે ધરતીકંપ થયો કહેવાય છે.

આ ધરતી કંપથી નબળાં ઘર હોય છે તે તૂટી જાય છે, અને એક બે સેકન્ડ કરતાં વધારે રહે તો ઘણું નુકસાન થાય છે.

પરમેશ્વરની કૃતિઓમાં કેવો ચમત્કાર છે!!

### પાણી.

ઉત્સુક—કાકા, પેલો માણસ વાત કરતો હતો કે એ દેશમાં પાણીની એટલી તંગી છે કે પાણીનું વાસણ લોકો ખાટલા નીચે સંભાળથી રાખે છે, અને જો કોઈ તે લેવાને પ્રયત્ન કરે તો તેને જાનથી મારે છે; એ વાત ખરી હશે? જરા પાણીને માટે એમ શા માટે કરતાં હશે, વારુ?

વિજ્ઞાન—આપણને તો એમ લાગે; આપણને પરમેશ્વરે પુષ્કળ પાણી આપ્યું છે તેથી તેની ખરી કિંમત આપણને માલૂમ પડતી નથી. આપણે પરમેશ્વરનો પૂર્ણ ઉપકાર માનવો જોઇએ કે એવી ચીજને માટે પેલા માણસના જેવું કરવું પડતું-નથી. તેં ગુજરાતી છઠ્ઠી ચોપડીમાં રેતીનાં રણના પાઠમાં અલીબેગની વાત તો વાંચી હશે.

ઉત્સુક—હા, કાકા, પાણી વિના એક ઘડી પણ રહેવાય નહિ. એ પાણી શાનું બનેલું હશે.

વિજ્ઞાન—પાણી, ઑક્સીજન (પ્રાણવાયુ) અને હાઇડ્રોજન ( ) નામના બે વાયુનું બનેલું છે.

ઉત્સુક—ત્યારે, વરસાદ નથી આવતો ત્યારે તે બે વાયુમાંથી પાણી ઉત્પન્ન કરીને આપણું કામ કેમ નથી ચલાવતા?

વિજ્ઞાન—કેમકે તે બન્ને વાયુને જથાબંધ એકઠા કરવાની ઘણી મુશ્કેલી છે. પણ હું તને એક સરલ પ્રશ્ન પૂછવા માગું છું કે કુદરતી રીતે પાણીનો રંગ કેવો હોય?

ઉત્સુક—ઓહો, તેમાં તે શું? પાણીનો રંગ ધોળો હોય.

વિજ્ઞાન—હું એમ ધારતો જ હતો કે, તું એ જવાબ આપીશ. ધોળો રંગ તો આપણે દુધ જેવાને કહીએ છીએ. પાણી દુધ જેવું ધોળું છે?

ઉત્સુક—ના, કાકા, હવે તો વિચાર કરતાં મને લાગે છે કે તેને કોઈ રંગ જ નથી.

વિજ્ઞાન—તેજ વિચાર ખરો છે. જે કંઇ ફેરફાર એથી ઉલટો જોવામાં આવે તે તેની સાથે પૃથ્વીનાં રજકણો મળેલાં હોય તો જ થાય. જેમકે ડોળું પાણી, રાતું પાણી ઇત્યાદિ. રંગ એ પણ એક જાતની પૃથ્વી—માટી જ છે, તેથી આપણે પૃથ્વીનાં રજકણો કહ્યાં. જો કે દરીયાનું પાણી અમમાની દેખાય છે તેનું કારણ વળી બીજું છે. તે તો બહુ ઉંડાઇને લઇને, તેમ જ ઉપરના આકાશના પ્રતિબિમ્બને લઇને એવું દેખાય છે. એતો ઠીક પણ પાણીનો આકાર કેવો હોય છે, ઉત્સુક?

ઉત્સુક—પાણીનો આકાર તો કેવો હોય છે? સપાટ હોય છે બીજો કેવો.

વિજ્ઞાન—એક ગોળામાં પાણી ભરીએ તો? શીશામાં ભરીએ તો?

ઉત્સુક—ત્યારે પાણીને પૃથ્વીની માફક એકજ પ્રકારની આકૃતિ નથી, પણ જેમાં પાણી નાખીએ તેની આકૃતિ તે ગ્રહણ કરે છે.

વિજ્ઞાન—પાણીનું જોસ કેટલું હોય છે તેની તો તને ખબર હશે જ.

ઉત્સુક—હા. પૂર આવે છે ત્યારે ગામનાં ગામ પણ વખતે તણાઈ જાય છે. વળી આગગાડી વિગેરે હાલનાં ઘણાંખરાં યંત્રો જે વરાળની મદદથી ચાલે છે તે વરાળ પણ પાણીનું જ સ્વરૂપ છે.

વિજ્ઞાન—બરાબર.

ઉત્સુક—કાકા, ફલાણું પાણી ભારે અને ફલાણુ હલકું છે એમ લોકો કહે છે તેનો શો અર્થ?

વિજ્ઞાન—પાણી હમેશાં જે જે જમીનમા થઇને વહે તે તે જમીનના રજકણોની અસર સાથે લેતું ચાલે છે. કેટલીક વખત મજાના રેતીવાળા પ્રદેશમાં થઇને પાણી વહે

છે ત્યારે તે ચોખ્ખું ગળાઇને આવે છે. કોઇ ખારવાળા પ્રદેશમાં થઇને આવે તો તેમાં સ્હેજ ખારાશ આવે છે. જેમ પાણીમાં ખાર વધારે તેમ તે ભારે, એટલે કે તે પીવાથી અન્ન તરત પચી ન શકે; હલકું એટલે જે અન્નને તરત પચાવે તે. કેટલાક કુવાનું પાણી ભારે અને કેટલાકનું હલકું હોય છે. તેનો જે પ્રદેશમાં થઇને તેની સર નીકળતી હોય અને આવતી હોય તેના ઉપર આધાર રહે છે. સાધારણ રીતે ડુંગરી પ્રદેશનું પાણી ભારે હોય છે. પાણીના શા શા ઉપયોગ છે તે તો તું જાણતો હશે.

ઉત્સુક—હા, કાકા. એતો દેખીતા જ છે. પાણી વિના આપણે ઘડીભર પણ રહી શકતા નથી. પાણી વડે જ અન્ન પાકે છે, રંધાય છે અને ખાધેલું અન્ન પચે છે. પાણી સાફસુફ કરવાના કામમાં આવે છે અને વરાળ વિગેરેના રૂપમાં એક શક્તિ થઇ પડેલ છે જેથી મનુષ્યના સુખમાં અનેકધા વૃદ્ધિ થાય છે.

વિજ્ઞાન—પાણીની પ્રકૃતિ કેવી છે તે તું જાણે છે?

ઉત્સુક—હા, પાણી ઠંડું છે.

વિજ્ઞાન—બરાબર, પાણીની પ્રકૃતિ શૈત્ય (ઠંડાપણું) અને પ્રવાહીપણું છે. જે જે ચીજો આપણને ઠંડી લાગે તેમાં પાણીનાં રજકણો છે એમ સમજવું. હવા પણ ઠંડી તેને લઇને જ લાગે છે. આ પૃથ્વી ઉપર માત્ર એક ભાગ જમીન અને ત્રણ ભાગ પાણી છે. એ ખારા પાણીના મોટા મોટા ભાગોને મહાસાગરો કહે છે; જેવા કે પૅસિફિક, ઍટલાંટિક, ઉત્તર મહાસાગર, દક્ષિણ મહાસાગર ઇત્યાદિ તેઓથી નાના ભાગોને સમુદ્ર કહે છે; જેવા કે ભૂમધ્ય સમુદ્ર, અરબી સમુદ્ર વગેરે. એ સર્વમાં પાણી ખારૂં છે.

ઉત્સુક—કાકા, પરમેશ્વરે એટલું બધું પાણી શા માટે કર્યું હશે? અને વળી તે ખારૂં કરવા કરતાં મીઠું કર્યું હોત તો કેવું સારૂં?

વિજ્ઞાન—ઉત્સુક, પરમેશ્વરે જે કંઇ બનાવ્યું છે તે સર્વમાં કંઇ ઉંડો હેતુ સમાએલો હોય છે. એ મોટા સમુદ્રો હોવાથી વેપારમાં ઘણું સુગમ પડે છે. જ્યાં જ્યાં દરીયો હશે ત્યાં ત્યાં ઘણું કરીને વેપાર સારો ચાલતો હશે. તેનું પાણી ખારૂં છે તેથી તો આપણને ખાસ ઉપયોગી ચીજ મીઠું પૂરૂં પડે છે. જો મીઠું ન પાકત તો આપણી શી વલે થાત! વળી સમુદ્રોની અંદર અનેક પ્રકારના જીવ થાય છે જેમની જીંદગી ખારા પાણીમાં જ ટકી શકે છે. પરવાળાં નામનાં જીવડાં સમુદ્રોમાં જ રહે છે અને ધીમે ધીમે કરીને મોટા ટાપુઓ તેઓ બનાવે છે!!

ઉત્સુક—ટાપુઓ એટલે શું?

વિજ્ઞાન—ટાપુ અથવા દ્વીપ એટલે સમુદ્રમાં જમીન ઉંચી આવેલી હોય તે—જેની ચારે તરફ પાણી હોય. એવી જ રીતે પાણીના કેટલાક ભાગોનાં નામ પણ જાણવાનાં છે. સ-

સુદ્રનો ભાગ લાંબો થઈને જમીનમાં જતો હોય, તો તેને ઉપસાગર કે અખાત કહે છે. પાણીના બે મોટા ભાગને જોડનાર નાનો ભાગ સામુદ્રધુની કહેવાય છે. આ ખારાં પાણી ઉપરાંત મીઠાં પાણીનો સંગ્રહ પ્રભુએ આપણને આપેલો છે.

ઉત્સુક—હા. કાકા, એતો મને ખબર છે; નદી, ઝરાઓ વિગેરેમાં મીઠુ પાણી હોય છે. ઘણુંખરાં સરોવરમાં-તળાવમાં-પાણી મીઠું જ હોય છે. સમુદ્રોનું પાણી ખારૂં કેમ હશે, વારૂ ?

વિદ્યા—તે હું તને સમજાવીશ. પણ તે પહેલાં એક વાત તારે યાદ રાખવાની છે તે એ છે કે વરાળ એ પાણીનું સ્વરૂપ છે, અને વરાળ સિવાય વરસાદ, ઝાકળ, ધુમ્મસ, કરા, બરફ એ સઉ પાણીનાં જુજવાં જુજવાં સ્વરૂપ છે-પણ અંતે બધા પાણી જ છે. જેમ સોનામાંથી ઘાટ જૂદા જૂદા ઘડાય પણ મૂળ બધું સોનુ છે, તેમ જ આમાં પણ છે. એ સ્વરૂપો કેવી રીતે થાય છે તે હુ તને હવે પછી સમજાવીશ.

( અપૂર્ણ. )

સાકરલાલ મોતીલાલ વછરાજાની.

---

# વર્તમાન રંગ.

**સ્રીઅપરાધીઓ માટે એક ઉદ્યોગશાળા હોવાની જરૂર**—ન્હાનાં મ્હોટા સ્હેરોમાં અનુભવી માણસોને ગરીબ વર્ગના જુવાન બાળક અને બાળકીઓ રખડતાં જણાયા વિના રહ્યાં નહીં હોય. ઘણે ભાગે માબાપની કંગાલીયત અને ગુજરાન કરવાને અશક્ત સ્થિતિને લીધે રઝળતાં રાખેલાં તથા કોઈપણ આશ્રય વિનાના નાવારસ છોકરાંઓ એવી ભટકતી અને રખડતી જીંદગીના ભોગ થઈ પડે છે, અને કેટલાક હરામખોરોના હાથમાં સપડાઈ પોતાનુ ભવિષ્યનું આખું જીવન બગાડે છે, એટલુંજ નહીં, પણ સ્હેરની બીજી પ્રમાણિક અને આબરૂદાર વસ્તીને ત્રાસ રૂપ થઈ પડે છે. આ નિર્ભાગી જીવો, આ પ્રમાણે આપણને પીડાકારક હોવા છતાં, તેમની આ સ્થિતિનુ મૂળ કારણ ઉદાર બુદ્ધિથી તપાસતા, તેઓ આપણી દયાને જ પાત્ર છે એમ આપણને જણાયા વિના રહેતું નથી. કારણ કે, બાળપણથીજ જો તેઓને પુરતી સંભાળ અને રક્ષણ નીચે મુકી નઠારી સોબતમાં ફસાતાં બચાવી લેવામાં આવે, અને પછી કોઈ સારા ઉદ્યોગ તરફ તેમનું મન વાળવામાં આવે, તો રખડતી જીંદગી ગુજારવાનુ છોડી દઈ તેઓ પ્રમાણિક મહેનતુ નીવડવાનો ઘણો સંભવ રહે છે. યુરોપના દેશોમાં આ વિચાર લાંબો વખત થયાં સ્વીકારવામાં આવ્યો છે, અને ત્યાં એવાં નાવારસ તથા રખડતાં બાળકો માટેનાં આશ્રમો સરકાર તરફની તેમજ ઉદાર દી-

લનાં શ્રીમંત ગૃહસ્થોની સહાયતાથી ઉઘાડી નિભાવવામાં આવે છે. આવી કાંઈક સંસ્થાઓ આપણા દેશમાં પણ ઉભી કરવાનો વિચાર આપણા પરોપકારી સજ્જનોને પણ થયો હતો અને થાય છે, અને કેટલેક ઠેકાણે અનાથાશ્રમો ઉઘાડવામાં આવ્યાં છે, તેમ ઉદ્યોગશાળા પણ સ્થાપવામાં આવી છે. મુંબાઇમાં ડેવીડ સાસુનના નામની એક ઉદ્યોગશાળા ઘણાં વરસો થયાં ચાલુ છે. ગયા ફેબ્રુઆરી માસમાં તે શાળાની કમીટીની સભામાં વંચાયેલા રીપોર્ટની નોંધ લેતાં " મુંબાઈ સમાચાર " પત્રે જે ચર્ચા કરી છે તે ઘણીજ ઉપયોગી અને સમયસૂચક છે. બાળક તેમજ મ્હોટી વયની, નિરાધાર સ્થિતિના ભોગ રૂપ થઈ પડવાથી અપરાધી થયેલી, સ્ત્રીઓને યોગ્ય માર્ગે દોરવા માટેની એક ઉદ્યોગશાળા સ્થાપવાની ભલામણ કરતાં તે લખે છે કેઃ-" બાળ વયના પુરૂષ અપરાધીઓને ઉગારવામાં આ ખાતું જે સંતોષકારક સેવા બજાવે છે, તે જોતાં એજ પ્રકારનાં સ્ત્રીઅપરાધી વર્ગ માટેનાં ખાતાંની ખોટ આપણને વધારે માલમ પડી આવે છે. પુરૂષો કરતાં સ્ત્રીઓ માટેનાં આવાં ખાતાંની વિશેષ અગત્યતા માટે બે મત હોઈ શકેજ નહીં, પણ તેમ છતાં આ શ્હેર તો શું પણ આખા ઇલાકામાં તેમને માટે કોઇપિણ ઠેકાણે નામદાર સરકારે તેવી ગોઠવણ કરી આપી નથી તે ખરે જ આશ્ચર્ય અને દિલગીરી ઉપજાવનારૂં થઈ પડે છે. મરદો સાથે સરખાવતાં સ્ત્રીઅપરાધીઓનું પ્રમાણ આપણી તરફ બહુ ઓછું રહે છે તે ખરૂં; પણ તેટલા ઉપરથી જ જેઓ બાળ વયમાં ગુન્હાની જાળમાં ફસાતી હોય તેમને આવાં ખાતાંઓનો આશ્રો આપી રાહ ઉપર લાવવાની જોખમદારીમાંથી નામદાર સરકાર મુક્ત રહી શકે નહીં. તેમને તુરંગોમાં સડવા દેવી એ તેમની કુમળી જીંદગીનું સત્યાનાશ વાળવા જેવું છે. પુરૂષઅપરાધીઓ કરતાં પણ તેમના બાબમાં એવી સજાનું પરિણામ વધારે નઠારૂં અને ભયકર ઉતરવાની દહેશત રહે છે. એકલી સ્ત્રીવર્ગની બાળ અપરાધીઓ માટે જ નહીં, પણ આવાં કોઈ ખાતાંના આશ્રા વિના જેઓ અપરાધી કરતાં પણ વધારે બદતર (દુષ્ટ) જીંદગી ગુજારવાના કમકમાટ ભર્યા માર્ગ તરફ ઘસડાઈ જાય છે તેમનાં તારણને ખાતર, મુંબાઈ જેવાં શેહેરમાં આવું એકાદ અલાહેદું ખાતું વિશેષ અગત ધરાવનારૂં થઈ પડે તે વિષે બે મત હોઈ જ શકે નહીં........"

" મુંબાઈ સમાચાર " ની સત્ય દેશદાઝની લાગણી દર્શાવનારી આ સૂચના સંસાર-સુધારાનો એક ઉપાય સૂચવતી હોવાથી ઘણી જ અગત્યની છે. નિરાધાર સ્થિતિમાં અને ઉદ્યોગને અભાવે નીચ અનીતિને માર્ગે દોરાઈ જતી અનેક વિધવાના ઉદ્ધારને અર્થે આવી કોઈ સંસ્થાની ખાસ જરૂર છે, અને અમને આશા છે કે તેવાં નિર્ભાગી જીવોની તરફ દયાની દૃષ્ટિએ જોનાર સંસારસુધારકો નામદાર સરકારની તથા શ્રીમાન પરોપકારી ગૃહસ્થોની આવા કાર્યે માટે સાહાય મેળવવા યોગ્ય યત્ન કરશે.

**દાયા તરીકે હિંદી સ્ત્રીઓ વધારે હોવાની આવશ્યકતા**—એ વાત તો હવે સર્વ રીતે સ્વીકારવામાં આવે છે કે ભારે રોગથી પીડાતા રોગીઓના રોગનિવારણને અર્થે વૈદક સલાહની તથા દવાની જેટલી જરૂર છે, તેટલી જ, અથવા કેટલીક બાબતમાં તેથી પણ વધારે, અનુભવી મનુષ્યોને હાથે તેમની સારવાર થવાની જરૂર છે. કેટલાક

રોગો એવા હોય છે કે તે દૂર કરવામાં ઔષધની સારી અસર થાય તેટલા માટે દર્દીઓને દવાખાનામાં રાખવાની અગત્ય હોય છે, અને તેને વખતે તેમની માવજત કરવાને તેવા કામમાં માહીતગાર થયેલાં મનુષ્યોની જરૂર પડે છે. કોમળ પ્રેમાળ અને સમભાવવાળા (અન્ય જનનું દુઃખ દેખી જાતે દુઃખી થનાર) હૃદયને લીધે સ્ત્રીજાતિ આવી સારવાર કરવાનું કામ ઘણી અસરકારક રીતે બજાવી શકે છે એમ સિદ્ધ થઈ ચૂક્યું હોવાથી યુરોપના સર્વ દેશોમાં કેટલીક દયાર્દ્ર સ્ત્રીઓ આવાં કાર્યનો ધંધો જ લે છે; તેઓ નર્સ એટલે દાયા કહેવાય છે, અને પ્રથમથી તેમને તેનુ શિક્ષણ પણ આપવામાં આવે છે. તેના લાભ તથા ઉપયોગીપણા તરફ દૃષ્ટિ કરતાં આપણા દેશમાં પણ તેવા માર્ગ લેવાવાની અગત્ય છે એમ લાગવાથી મુંબાઇનાં કેટલાંક દવાખાનાંઓમાં તેવી દાયાઓ રાખવાનો પ્રચાર કેટલાંક વર્ષ થયાં ચાલે પણ છે. પરંતુ છેક હમણાં સુધી આ કાર્યો કરનાર સન્નારીઓ જોઇએ તેટલી સંખ્યામાં પુરી પાડવાનું બની શકતું ન્હોતુ. આ ખામી તરફ મુંબાઇની હાઇકોર્ટના માજી જજ મી. ક્રો તથા તેમનાં પત્નીનુ થોડાક સમય ઉપર લક્ષ ગયું હતું, અને તેમણે લાગણી ભરેલા હૃદયે તેને માટે જોઇતું ફંડ ઉઘરાવી આપવાનું માથે લઈ એક લાખ કરતાં પણ વધુ રૂપીયાની રકમ ભરાવી પણ આપી હતી. પગાર ઈ૦ ને માટે નાણાં તો આ પ્રમાણે તે પરોકારી દંપતીના અથાગ શ્રમથી મળી આવ્યાં હતાં ખરાં, છતાં તેથી મળતી સગવડ પુરતી રીતે અમલમાં મુકાઈ શકી ન્હોતી. કારણ કે દર્દીઓની રાતદિવસ સારવાર કરવાને દાયાઓને ત્યાં જ રહેવાની ઘણી જ જરૂર હોવા છતાં તેમને માટે મકાનની યોગ્ય સગવડ હતી નહીં. મુંબાઈ જેવા સ્હેરમા આ ખોટ પણ પુરી પાડનાર મર્હુમ એન. બી. વાડીયાનાં પત્ની જરબાઈ નામનાં ઉદાર પારસી સન્નારી નીકળી આવ્યાં. તેમણે આ મકાન માટે ઘણી મ્હોટી રકમનું દાન કર્યું, અને પોતાના પતિના સ્મરણાર્થે એ મકાનને "વાડીયા હોમ ફોર નર્સીસ" (દાયાઓ માટેનુ વાડીયા ગૃહ) એવું નામ અપાવ્યું. પરોપકારના સ્મરણસ્થંભરૂપ એ મકાનનો પાયો નાંખવાનુ કાર્ય ગયા ફેબ્રુઆરી માસમાં નામદાર ગવર્નર લૉર્ડ લેમીંગટન હસ્તક થયુ હતું.

અનેક રોગીઓની અસહ્ય પીડાના નિવારણ અર્થે આવાં અતિ ઉપયોગી ખાતાં સ્થાપવા માટે નિઃસ્વાર્થપણે ધન અને મનનો ભારે ખર્ચ કરનાર સ્ત્રીપુરૂષોને અમે ઘણાજ ઉપકાર સાથે ધન્યવાદ આપીએ છીએ. પરંતુ આને અંગે, હજી સુધી દાયા તરીકેનું કાર્ય કરનાર ઘણે મ્હોટે અંશે ઇંગ્રેજી સ્ત્રીઓ જ હોય છે તે જોતાં, એકાદ બે અગત્યના પ્રશ્નો ઉત્પન્ન થાય છે; અને તે એ કે, (૧) યુરોપીયન સ્ત્રીઓ કરતાં હિંદી સ્ત્રીઓને દાયાના કાર્યનું શિક્ષણ આપી તે કાર્ય તરફ દોરવાથી દેશને વિશેષ લાભ થાય કે નહીં; (૨) હિંદી સ્ત્રીઓને આ કાર્યમાં જોડાવાનું બનવા જેવું છે કે નહીં, (૩) હિંદુ કોમમાંથી સ્ત્રીઓના કયા વર્ગને તે કાર્ય ઉપાડી લેવાનું શક્ય છે ? આ વિષયો વિચારવા જેવા છે. (૧) પ્રથમ તો, યુરોપીયન પુરૂષોની પેઠે સ્ત્રીઓની નોકરી પણ આ દેશમાં મ્હોટો પગાર આપ્યા વિના મળી શકતી નથી, અને તેથી તેમની પાછળ કરેલું ખર્ચ આપણા દેશની સ્થિતિના પ્રમાણમાં ભારે થઈ પડયા વિના રહે નહીં એ ધ્યાનમાં રાખવા જેવું છે. બીજું, ઘણીક વાર ખાનગી કુટુંબોમાં પણ, અને ખાસ કરીને સ્ત્રીદર્દીઓને માટે, દાયાઓની સેવાનો

લાભ લેવાની જરૂર પડે છે; તેવે વખતે યુરોપીયન દાયાઓને ભારે ફી આપવી પડે છે, અને તેથી મધ્યમ સ્થિતિના લોકોથી તેમનો લાભ લઈ શકાતો નથી. વળી, દવાખાના-ઓમાં જુદી જુદી કોમનાં, અને તેથી જુદી જુદી ભાષા બોલનારાં, મનુષ્યો આવવાનો સંભવ હોય છે; પરંતુ યુરોપીયન સ્ત્રીઓને એકાદ કરતાં વધારે દેશી ભાષાનું જ્ઞાન હોવાનો સંભવ ન હોવાથી તે દર્દીઓની સારવાર કરવાનું કામ તેમને મુશ્કેલ થઈ પડે એમાં શક નથી. આને બદલે દેશી સ્ત્રીઓ આ કાર્ય કરનાર મળી આવતી હોય તો તેથી આ ત્રણે અડચણો ઘણે અંશે દૂર થાય એ નિર્વિવાદ છે. (૨) અત્યાર સુધીમાં હિંદિઓમાંથી પારસી કોમની કેટલીક સન્નારીઓએ આ ધંધો ઉપાડી લીધાનાં દૃષ્ટાંત મળી આવે છે, અને તેમાં તેમણે સંતોષકારક કામ કર્યાનો તેમના ઉપરીઓ તરફથી અભિપ્રાય પ્રસિદ્ધ થઇ ચૂક્યો છે; અને શિક્ષણની સારી સગવડ હોય તો બીજી પણ હિંદી સ્ત્રીઓ તે કાર્યમાં જોડાય એ ઘણું સંભવિત છે. હજી સુધી એ ધંધો નવો જ હોવાથી તે ઘણી સારી કમાણીનો માર્ગ થઇ પડે એમ હોવાથી જાહેર સેવામાં રોકાવા ઇચ્છનાર સન્નારીઓ તે તરફ વિશેષ દોરાય એ સ્પષ્ટ છે. (૩) એ ખરૂં છે કે જે કોમમાં સ્ત્રીઓને પોતાનું ગુજરાન નભાવવાનું પોતાને જ શીર હોય એવી સ્ત્રીઓ વિશેષ હોય, તેવી કોમમાંથી આ દાયાનું કાર્ય કરનાર કોમળ હૃદયની ઉછરતી અબળાઓ વધારે સંખ્યામાં મળી આવે; પરંતુ તેવી સ્થિતિના અભાવે આ ધંધો ઉપાડી લેનાર ઘણી હિંદુ સ્ત્રીઓ મળી આવવાનો સંભવ ઓછો છે. છતાં તેમાં પણ એવો એક વર્ગ છે કે જેમાંના મ્હોટા ભાગને પોતાનું ગુજરાન જાતે જ કરવાની ફરજ પડે છે, અને તે વર્ગ હિંદુ વિધવાઓનો છે. તે વર્ગમાંથી અનેક મધ્યમ વર્ગની પણ આબરૂદાર કુટુમ્બોની સન્નારીઓને ગુજરાનનું અન્ય કંઈ સાધન ન હોવાથી ભારે વિપત્તિ વેઠવી પડે છે એ વાત આપણા જનસમૂહનો અનુભવ ધરાવનાર સર્વે જનને અજ્ઞાત નથી. પ્રાથમિક સારી કેળવણી લીધા પછી આ ધંધાને લગતું શિક્ષણ જો તેઓ લે તો ઘણા અલ્પ સમયમાં કોઈ પણ સાધારણ બુદ્ધિની સ્ત્રી તેમાં નિપુણતા મેળવી શકે એમ અનુભવીઓનો અભિપ્રાય છે. તેની સાથે, ઘણે અંશે સ્ત્રીમંડળમાં રહી આ ધંધો કરવામાં આવે તો તે કાર્ય હિંદુ વિચાર અને લાગણી પ્રમાણે હિણપદભરેલું ગણાય એમ પણ અમે ધારતા નથી. ઉપરાંત, ગરીબ વિધવાઓને આશ્રય આપવા ઇચ્છનાર જે પરોપકારી ગૃહસ્થો તેમને લાયકના ધંધાની શોધ કરતા ફરે છે, તેઓએ પણ તેમનું ધ્યાન આ ધંધા તરફ ફેરવવા જેવું છે. દુર્દૈવે આપી પડેલી માઠી અવસ્થામાં દુઃખે રવડીરવડી જીવન ગાળ્યા કરતાં આવો ઉપયોગી ધંધો હાથમાં લેવાનો તેમને જો યોગ્ય સમજણું સાથે પ્રસંગ આપવામાં આવે તો ખચીત હાલના કરતાં વધારે મ્હોટા પ્રમાણમાં તેઓ તેનો લાભ લે, અને તે વર્ગને પરોપકાર કરી દેશનો સ્વાર્થ સુધારવાનું બની આવે. વળી દર્દીઓની ભાષાથી અજ્ઞાત યુરોપીયન દાયાઓ કરતાં તેમની ભાષા સમજનારી તેમની સ્વદેશી બ્હેનો વધારે કીમતી સહાય આપે એ પણ સિદ્ધ છે. તો આશા છે કે હિંદી આગેવાન ગૃહસ્થો તથા સુધારકો આ સૂચના ઉપાડી લઈ નામદાર સરકારનું તથા હિંદી જનસમૂહનું તે તરફ યોગ્ય લક્ષ દોરશે.

પાન્થ, બન્ધુસમાજ.

# વાર્તાલહરી.



## રતનનો સુધરેલો સંસાર.

### ( સ્ત્રીલેખ. )

[ નીચેનુ કલ્પિત ચિત્ર મ્હારા અલ્પ મગજ પ્રમાણે ઘડેલું છે. તે કંઈ બહુ તત્વનુ નથી, પણ તેમા થોડો ઘણો ભાગ મ્હાન આર્ય બન્ધુજનોને ધ્યાન લેવા જોગ છે એમ મને લાગ્યુ તેથીજ આ લેખ મને લખવાની ફિકર થઈ એમા જણાવ્યા પ્રમાણેજ, મ્હારી પણ શ્રી પરમાત્મા પાસે પ્રાર્થના છે કે તેમ થાઓ અસ્તુ ]

તારા—કેમ બહેન ? ઘણે દહાડે આજ તો દેખાઈ ! ખુશીમા તો છેની ?

મણી—હા, ઈશ્વિરકૃપાથી ઠીક છે, પણ આજ એક વાત તને કહેવા આવી છુ. તને ફુરસદ છે ?

તારા—હા, આજ મારે રસોઈની કાંઈ ઉતાવળ નથી મારા પતિ આજે રવિવાર હોવાથી કામલતાનુ નાટક જોવા ગયા છે. તે સાંજના મોડા આવશે

મણી—ત્યારે તો ઠીક, કારણ મારાથી આમ અવાતુ નથી આતો આજે મારા પતિ પણ કાંઈ જરૂરના કામમા આફીસમા વધારે રોકાવાના છે એટલે જ મને વખત મળ્યો પણ બહેન તુ કેમ જતી નથી નાટકમા ?

તારા—બહેન અગાઉ દેશીસમાજના નાટકમા હુ જતી હતી, પણ આ નાટકમાં મારા પતિ ના કહે છે કે કામલતા ખેલ સ્ત્રીઓને દેખાડવા જેવો નથી

મણી—બહેન એ વાત ખરી કે તેમા શૃગાર રસ વધારે મુક્યો છે જ્યારે કામલતા અને તેના પતિની પ્રથમ ભેટ થાય છે ત્યારે તે ઘણુ હદ બાહેરનુ પ્રણય રૂપ બતાવે છે. પણ બહેન તેથી કંઈ એમ નથી કે તે નાટક સ્ત્રીઓને જોવા લાયકજ નથી.

તારા—ત્યારે મારા પતિ શુ ખોટુ કહે છે ?

મણી—તારા પતિનુ કહેવુ તદન ખોટુ નથી. પણ મારો મત એવો છે કે ગમે તે વસ્તુ અને ગમે તે દેખાવ સારો અગર ખરાબ હોવાનો મનુષ્યની દષ્ટી ઉપર જ આધાર રાખે છે. કોઈ વસ્તુ ગમે તેવી ખરાબ હોય પણ ગુણી માણસ તેમાથી ગુણજ ગ્રહણ કરે

છે, અને અજ્ઞાન માણસ જ તેના કૃત્રીમ અવગુણોમાં ફસાઈ જાય છે. તું આવી સમજુ અને ડાહી છે તે તારા પતિને ખબર છે, અને વળી તેમણેજ તને તેવી યોગ્યતા આપી, ત્યારે તારા જેવી સ્ત્રીને તેવા એક તો શું પણ હજાર નાટકથી પણ કંઈ ખરાબ અસર થાય ખરી?

તારા—નજ થવી જોઇએ. અને વળી તેમાં તેવું શું છે?

મણી—હોય ભલે ગમે તે; પણ હું તો ધારતી નથી કે સ્વચ્છ સોના ઉપર કોઈ જાતનો મેલ ચડે અને તે કોઈ ચડાવે. બહેન, બધું એક મનનું કારણ છે. હા. એટલું કે રાતની વખતે હજારો પુરૂષોની વચ્ચે અરધી રાત સુધી ઘરની બાહેર જવું એ કદાચ ગેરવાજબી વાત છે. વળી, નાટકના પાત્ર કરતાં ચોરા દરની ટીકીરોમાં બેઠેલા પુરૂષો જ વધારે નાટક તો બાહેર ભજવે છે. ને વખતે નાપસંદજોગ વાત છે. પણ એક કેળવાયલી અને સદ્ગુણી સ્ત્રીને નાટક જોવું એ તો ઉલટો પ્રત્યક્ષ દાખલો જોઈ તેમાંથી સાગ ગુણોનો કેટલોક અનુભવ મળે છે.

તારા—પણ બહેન, બધી સ્ત્રીઓ તેવી હોય ત્યારેની?

મણી—હાસ્તો. દરેક પતિએ પોતાની પત્નીને તેવી બનાવી પછી જ તેને તેવા પ્રત્યક્ષ પરછા બતાવવા.

તારા—ખરી વાત, બધું હું ને તું બોલી રહીએ એટલું જ. આજ કાલ તો બધાને આપતાપર કોપનો મારવો ગમે છે. ખરે હુંતો ભુલી! ઠીક યાદ આવ્યું. તારા પેલા પડોસી બંગલાવાળા છે. તેનું નામ શું?

મણી—મોતીલાલ.

તારા—હા તેજ. તે પરણવાના હતા તે પરણ્યા કે!

મણી—અરે હા. પરણ્યાને તો વરસ થવા આવ્યું, અને તેનીજ વાત કરવા આજે આવી હતી. પણ આડી વાતે ચડી ગયાં.

તારા—આડી શેણે! એ પણ એક શીખામણની વાત થઈ બહેન! તું તે વળી નકામી વાતો કરે?

મણી—ઠીક હવે સાંભળ મારી વાત. મોતીલાલ વકીલ ઘણો હુંશીઆર અને સમજુ છે એમ આપણે અગાઉ જાણતાં હતાં, પણ તેથી ઉલટું જ છે. અરે તે પોતે સ્ત્રીકેળવણી માટે કેટલીક વખત તો ભાષણો આપે છે. પણ તે સઘળું મને તેની હાલની પત્ની તરફની વર્તણુક જોઈ બધું ખોટું લાગે છે, અરેરે, સ્ત્રીકેળવણીની ઉન્નતિ અવલોકવાને ભારતવાસી જેટલા ઉત્કંઠ છે, તેટલાજ તેમ કરી શકવાને પછાત છે. હવે તે વકીલ ગયા માગસર માસમાં કાઠીયાવાડ તરફથી, તેના માબાપે વેસવાળ કરેલું હશે, તે બાર વરસની

કન્યા પરણી આવ્યા. તેને આજે નવ મહીના થયા. હવે એ . કન્યાના માબાપ તો, કહે છે કે, સાવ ગરીબ છે; અને વળી તેમનું રહેઠાણ ગામડું એટલે ત્યાં નીશાળ પણ ક્યાંથી? તેથી તેણે ત્યાં તો ભણવું તે શું એ જાણ્યું પણ નથી. વળી માબાપ ગરીબ એટલે માને ઘરના કામમાં મદદ કરવી, નાનાં ભાઈ બહેનોને રમાડવાં, તેમાંજ ૧૨ વરસ કાઢેલા; પણ રૂપાળી ઘણી છે એટલે નહાનપણમાં જોઈ તેમના (મોતીલાલના) બાપે વેસવાળ કરી મુકેલું અને વેશવાળ કરી છ મહીનામાં જ તે તો બીચારા મરકીનો ભોગ થઈ ગયા, અને પાછળ બે મહીના પછી તેમની વહુ–મોતીલાલની મા–તે પણ પતિનું અગાધ દુઃખ માથે પડતાં ક્ષીણ થઈ ગયાં અને ગાળી ગાળીને શરીર પાડી નાખ્યું.

તારા—હા, એ મને ખબર છે. બીચારાં ઘણાં ભલાં હતાં.

મણી—હવે એ મોતીલાલ વકીલ ગમે તેવા ડાહ્યા કહેવાય છે, પણ ગરીબ બીચારી રતનને (તેની વહુનુ નામ) એટલું દુઃખ આપે છે! કંઈ વાત નહી.

તારા—પણ એટલું તે શુ દુખ?

મણી—બહેન. જ્યારે કોઈ બાહરનુ માણુસ તેના ઘરમાં આવે છે ત્યારે, તે તરત જ તેના વગોણા કરવા માંડી જાય છે. વળી જ્યારે કોઈ સોમદાર કહે, તમારાં વહુને તો બનાવો? ત્યારે તે તેની પાસે પણ કપાળ કુટે છે, અને દોમદારના ઘણા કહેવાથી રતનને બાહેર બોલાવે છે. તે પણુ કેમ કે જાણે સરકારી વારંટ. જ્યારે તે શરમાતી શરમાતી આવી ત્યાં ઉભી રહે છે, ત્યારે “કેમ એ જંગલી? કેમ ઘુવડ જેવી શું થઈ ગઈ છે? ચાલ, બેસ આમ, રાંડને કંઈ રીત કે બાત કે દહાડે આવડશે, કોણ જાણે?” આવી રીતે પરણ્યાને આઠ કે દસ દીવસ થયા પછી હમેશાં તેને દુઃખ આપે છે. મેં કદી તેની સાથે સુખનો શબ્દ બોલતાં સાંભળ્યા નથી, અને તે બીચારી નાદાન બાળકી ઉલટી હુંશીયાર થવાને બદલે ધાસ્તીનાં હેમત ખાઈ કેવી મુકાઈ ગઈ છે!

તારા—અરેરે કેવો ઘાતકી સ્વભાવ! વિના કારણ આટલું શા માટે કરે છે? તેને ધીરે ધીરે બધુ શીખવે તો ન શીખે?

મણી—અરે શીખવવાની વાત જ મુકી દે. મે તેને કદી તેની પાસે પાંચ મીનીટ પણ શીખામણની વાત કહેતા સાંભળ્યા નથી. કદાચ કોઈવાર તે કંઈ પુસ્તક વાંચતા હોય અને તે બીચારી આવીને પુછે કે “શું વાંચો છો? મને સંભળાવોની, મને વાંચતાં શીખવોની,” તો તેને કહેવાને અને શીખવવાને બદલે “ચાલ જા અહીંથી આઘી, માથું ફેરવીશ નહી. તને જંગલીને તે શુ સમજણ પડે? જાજા, પડી રહે અંદર, શીખ્યાં તમે, શીખવાના હતે તો હજુ સુધી આવી જ શું કામ રહેત, ચાલ જા અહીંથી.”

તારા—અરે એ બધી વાતે ડાહ્યા છતાં આમ કેમ કરે છે?

મણી—બહેન, ડાહ્યા આજકાલ બધા છે. મોઢેથી બોલવું જેટલું સહેલું છે; તેટલું જ કરી બતાવવું તેનાથી હજારગણું મુશ્કેલ છે.

તારા—હાસ્તો કરવું ને મરવું તો બરાબર છે. જેની પેલા એકની વાત છે, કે પૂર્વે કોઈ શિષ્ય ગુરૂ પાસે શીખવા રહ્યા હતાં. ગુરૂજી તેની પત્ની સાથે સલાહસંપથી અને કોઈ તેના મનની ઇચ્છાને તાબે થઈ વર્તતા તે જોઈ શિષ્ય કહે તમે આવા જ્ઞાની થઈ સ્ત્રીવશ શું થઇ જાઓ છો? ત્યારે ગુરૂએ કહ્યું, "ભાઈ સંસાર ચલાવવો એ એમ જ ચાલે. સ્ત્રીની પણ આપણે કોઈ ઇચ્છા પાર પાડવી જોઇએ. અને તેને મળી ચાલવું જોઇએ:" આથી શિષ્યે અભીમાનથી તે વાત માની નહી અને ધુતકારી કાઢી. ઘણે વરસે તે ગુરૂજી પાછા પોતાના શિષ્યના અભીમાની વર્તન માટે તેનો સંસાર કેવો ચાલે છે તે જોવા તેને ઘેર આવ્યા. હવે તે શિષ્યની સ્ત્રી એવી કલાંઠ હતી કે શિષ્યને તો પાંદડે પાણી પાતી, અને શિષ્ય હાથે પગે લાગે તો પણ તેનો હુકમ મનાતો નહી. જ્યારે પોતાના ગુરૂજીને પોતાને ઘેર આવતા જોયા ત્યારે તે બહુ જ ગભરાયો કે હવે શું કરવું? પોતાની આબરૂ કેમ રહેશે? આખરે પોતાનો દમામ બતાવવા સ્ત્રી પાસે એટલું કબુલ કરાવ્યું કે મારા ગુરૂ દેખતાં હું તને કંઈ કહું તો મારા સામુ એક અક્ષર બોલીશ નહી. દયા કરીને મારી એટલી આબરૂ સાચવજે. પણ તે સ્ત્રીએ તેના સો વખત કહેવાનું અપમાન નહી કરૂં એટલું કબુલ્યું. હવે જ્યારે ગુરૂજી જમવા બેઠા ત્યારે તે સ્ત્રીએ પણ હોંસથી ઘણી સારી રસોઈ બનાવેલી, પણ શિષ્યજી દમામ બતાવવા માટે આ કેમ કર્યું? આ તો ખારૂં કર્યું, આ તો બળી ગયું, આ તો કાચુ છે, એમ કહી અનેક વખત કેટલીક ગાળો આપી ગુરૂજીને પોતાનો અમલ કેવો છે તે બતાવ્યો. છેવટ જ્યારે કઢી પીરસવા તે સ્ત્રી આવી ત્યારે પણ તેણે તેવા જ દમામમાં ખોડ કાઢી. આથી તે સ્ત્રીએ પોતાના અસલ સ્વભાવપર જઈ એકદમ કઢીનું હાંડલુ તેના ભાણામાં પછાડયુ. અને "હવે હું કંઇ સાંખવાની નથી, મારી કબુલાત પ્રમાણે મેં સો વખત સાંભળ્યું," આમ કહી ચાલી ગઈ. ગુરૂજી તો દાઝી ગયેલા શિષ્યને જેમ તેમ પકડી ઘરમાં લાવ્યા અને આવી રીતે ખોટો દમામ બતાવવા માટે તેણે આટલું કર્યું તે માટે ઠપકો આપી, તેની સ્ત્રીને પણ કેટલીક શીખામણ આપી, ઘેર ગયા, આવી રીતે તેણે કહ્યું તો ખરૂં, પણ કરી બતાવવાનો ખરો રસ્તો છોડી આડે રસ્તે ચડ્યા અને ફજેત થયા. માટે તેવા કહેનારા તો ઘણા છે પણ તેવી મહેનત લઈ પોતાની સ્ત્રીને કળથી કોણ શીખવે છે? હવે આજે મારા પતિએ કહ્યું છે કે તે મોતીલાલનો એક દોસદાર અમદાવાદથી આવવાનો છે તે ઘણો ડાહ્યો અને સમજુ છે, માટે તેનાથી તે કાંઈ સુધરશે ખરો; અને તેને અગાઉથી મારા પતિએ બધી હકીકત જણાવેલી છે. જોઇએ હવે શું થાય છે. વારૂ બહેન હવે હું જાઉં છું.

તારા—પણ તેના દોસદાર આવી શું કરે છે તે મને જરૂર ખબર આપજે. આવજે બહેન.

(અપૂર્ણ.)

ત્રિભુવનતનયા.

# સમય તરંગ.

**સ્ત્રીશિક્ષણપરીક્ષાનું પરિણામ**—ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી અમદાવાદમાં આ પરીક્ષા ચાલુ માસની તા. ૧૩ મી તથા ૧૪ મીએ લેવાઈ હતી; તેમાં અત્રેની ફીમેલ ટ્રેનીંગ કોલેજમાંથી ૧૩, વડોદરાની ફી. ટ્રે. કોલેજમાંથી ૫, શુક્લતીર્થથી ૧, વીરસદથી ૧, અને આણંદથી ૧, મળી ૨૧ સ્ત્રીઓએ પ્રથમ ઉમેદવારી કરી હતી, પણ તેમાથી બે સ્ત્રીઓ પરીક્ષા વખતે ગેરહાજર હતી. આમાંથી ૧૭ પાસ થઈ છે; તેમનાં નામ તથા તેમને મળેલાં ઈનામ નીચે પ્રમાણે–**ઉંચું ધોરણ; સીમાબાઈ ઈબ્રાહીમ**, એમણે સોસાઇટીના નિયમ કરતાં વધુ અભ્યાસ કરેલો હોવાથી તેને રૂ. ૩૦; મણિ નથુભાઈ, રૂ. ૨૨ા; કૃપા સોમાભાઈ રૂ. ૨૨ા; ચંચળ ચુનીલાલ રૂ. ૧૫, ચંચળ મગનલાલ રૂ. ૧૦; તથા નર્મદા દયાશંકરને ખર્ચ માટે રૂ ૫ આપવાની મેનેજીંગ કમીટીને ભલામણ થઈ છે. **નીચલું ધોરણ**; મણિ છોટાલાલ રૂ. ૨૫, ગોદાવરી પરભુલાલ રૂ. ૨૦; **લીલી ભીખાભાઈ** રૂ. ૧૫; ચંચળ ઝવેરીલાલ રૂ. ૧૫; **લીયા** મુસુફભાઈ રૂ. ૧૫, અને જેકોર બેન્જનમીન, ગોદાવરી શંકરલાલ, દિવાળી મગનલાલ, હીરા મથુરભાઈ, મહાલક્ષ્મી જુગલભાઈ, તથા વરજીનીયા દેસાઈ દરેકને રૂ. ૧૦; નાપાસ થયેલી બે સ્ત્રી ઉમેદવારમાંથી એક વડોદરેથી આવેલી હોવાથી તેને ખર્ચના રૂ. ૩ આપવાની મેનેજીંગ કમીટીને ભલામણ થઈ છે.

**સ્ત્રીસમારંભ**—મુંબાઈમાં હિન્દુ લેડીઝ સોશીયલ કલબ (હિન્દુ સન્નારી સમાજ) નો વાર્ષિક મેળાવડો થોડાક સમય ઉપર લેડી જહાંગીરજી કાવસજી રેડીમનીના પ્રમુખપણા નીચે થયો હતો. તેમાં ગયા વર્ષ દરમીયાન આ સમાજે કેટલાંક સારાં કામો કર્યાનો રીપોર્ટ વંચાયો હતો. તેના સભાસદોમાં હાલમાં ૧૦૮ ની સંખ્યા છે. ગયા એક વર્ષમાં જ તે સમાજના વ્યવસ્થાપક મંડળે સ્ત્રીઉપયોગી કાર્યો માટે રૂ. ૪૦૦૦ ભેગા કર્યા હતા.

નેશનલ ઇન્ડીયન એસોશિએશન (પ્રજાકીય હિન્દી સમાજ) ની સન્નારીઓની મુબાઇની શાખાની વાર્ષિક સભા માર્ચ માસની તા. ૨૩ મીએ હાઇકોર્ટના વડા જડજનાં પત્ની લેડી જેન્કીન્સનાં પ્રમુખપણા નીચે મળી હતી, તેમાં સ્ત્રીસભાસદોની મ્હોટી સંખ્યા હાજર હતી. તે વખતે વંચાયેલા રીપોર્ટમાં જણાવવામાં આવ્યું હતું કે તે મંડળ તરફથી ગયે વર્ષે રૂ. ૨૦ ની સ્કોલરશીપ નર્સ (દાયા) નું કામ શીખવા માટે બે સ્ત્રી વિદ્યાર્થીઓને આપવામાં આવી હતી, તથા મુંબાઇની મ્યુનિસિપલ સ્કુલોની સ્ત્રીશિક્ષકોને મળતા ઘણા હલકા પગારને લીધે તેમને મદદ કરવાના હેતુથી રૂ. ૧૦૦ આપવામાં આવ્યા હતા. હાલમાં તે મંડળીમાં ૧૭૦ સ્ત્રીસભાસદો છે. ખરચ બાદ કરતાં ગયા વર્ષની આખરે રૂ. ૨૮૮૩ ની રકમ સમાજ પાસે શીલીકમાં હતી.

તેજ નેશનલ ઇન્ડીયન એસોસિએશનની સન્નારીઓની મદ્રાસની શાખા તરફથી ઉદ્ઘા-

ડેલા "ગૃહશિક્ષણ" ના વર્ગમાં કેળવણી લેતી સ્ત્રીવિદ્યાર્થીઓને ઈનામ આપવાનો મેળ વડો માર્ચની તા. ૨૪ મીએ મદ્રાસમાં ભરાયો હતો. તે વખતે મિસિસ બેન્સન નામ અંગ્રેજ સન્નારીએ ત્યાં મળેલી હિંદી સુન્દરીઓ તથા સ્ત્રીવિદ્યાર્થીઓને એક ટુંકા ભા ણમાં ઘણો સારો બોધ આપ્યો હતો. તેમાં મુખ્ય લક્ષ ખેંચે એવી એ બાબતો એ હ કે (૧) હિન્દી સ્ત્રીઓએ અંગ્રેજી ભાષા જાણવાની, અને (૨) કુદરતની સુન્દરતાને ઓળ તેને મળતાં આવે એવાં સુન્દર કળાઓનાં કામ કરતાં શીખવાની, ઘણી જરૂર છે એ મ્હેંણે જણાવ્યું હતું.

**સંસારસુધારો:-પુનર્લગ્ન**—ગયા ફેબ્રુઆરી માસમાં મુંબાઈમાં મિ. ભગવાનદાસ આશ્રયથી ઔદિચ્ય ટોળકીયા બ્રાહ્મણ જ્ઞાતીમાં પ્હેલવ્હેલું પુનર્લગ્ન કરવામાં આવ્યું હ પુનર્લગ્ન કરનાર બાઈ મણિની વય હાલ ૧૯ વર્ષની છે, અને તે પોતાની ૧૨ વર્ષની ઉમ્મ વિધવા થઈ હતી. તેના હવે થયેલા પતિની ઉમ્મર હાલ ૨૫ વર્ષની છે. પુનર્લગ્નની ક્રિ વેદોક્ત વિધિ મુજબ આર્યસમાજના શાસ્ત્રીએ કરાવી હતી, અને બન્ને વરકન્યાએ પરણ રહ્યા બાદ પતિપત્ની તરીકેની પ્રતિજ્ઞા લીધી હતી.

ગુજરાત કરતાં પણ ઉત્તર હિન્દુસ્થાનમાં, અને ખાસ કરીને તે તરફના બ્રાહ્મણોમ બાળવિધવાનાં પુનર્લગ્ન વધારે સંખ્યામાં થાય છે. વિશેષમાં એ છે કે ઉત્તરહિન્દમાં પુનર્લગ્ન રનારા ઘણા તો પોતે પંડિત અને જાણીતા વિદ્વાન ગૃહસ્થો હોય છે. થોડા સમય ઉપ સ્મૃતસરમાં બાળવિધવા સુશીલાદેવીનાં પુનર્લગ્ન "અવધ સમાચાર" ના આગલા અધિપતિ બ્રાહ્મણ જ્ઞાતિના પંડિત, દીનાનાથ સાથે થયાં હતાં, તે સમયે ઘણા પંડિતોએ તેમાં ભાગ લીધો હતો. તે પછી સુરતફા શ્હેરમાં પણ હાલમાં એક જાણવા જેવો પુનર્વિવાહ થયે હતો, અને તે પણ બાળવિધવાનો હતો. વર તથા કન્યા ક્ષત્રિય જ્ઞાતિનાં હતાં, અને જાણીતા પંડિત લલિતાપ્રસાદે ક્રિયા કરાવી હતી. તે સમયે લગ્નના મર્મ શું છે તે વિષે વ્યાખ્યાન આપવામાં આવ્યું હતું, અને થયેલા પુનર્લગ્નથી હાજર રહેલા હિન્દુઓ પ્રસન્ન થયા હતા એમ તે તરફના એક વર્તમાનપત્રથી જણાય છે.

**પરચુરણ**—ટીકીટ કલેકટર તરીકે સ્ત્રીઓ: સ્ત્રીમુસાફરોની સગવડ માટે ઇસ્ટ ઇન્ડીયા રેલ્વે કંપનીએ નલહરિ જંકશનમાં બણ સ્ત્રીઓની ટીકીટ કલેકટર દાખલ નીમણુક કર્યાની ખબર બ્હાર આપી છે.

---

## લવાજમની પહોંચ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૧ | ( નં. ૩૮૭ ) | રા. ગુલાબભાઇ જીવનરામ. | (વર્ષ ૨.) | વાવડી. | ૧-૪-૦ |
| ૨૨ | ( નં. ૩૮૮ ) | ,, અમીચંદ પિતાંબર દલાલ. | (વ. ૨.) | અમદાવાદ. | ૧-૪-૦ |
| ૧૨૩ | ( નં. ૩૮૯ ) | ,, ફકીરભાઇ લાલભાઇ. | (વ. ૨.) | આણંદ. | ૧-૩-૦ |
| ૧૨૪ | ( નં. ૧૨૨ ) | ,, છોટુભાઇ નારણજી. | (વ. ૨.) | અમદાવાદ. | ૧-૪-૦ |
| ૧૨૫ | ( નં. ૨૬૯ ) | ,, ગુલાબચંદ ભગવાનજી અદાણી | (વ. ૨.) | ભાવનગર. | ૧-૪-૦ |
| ૧૨૬ | ( નં. ૨૧૭ ) | ,, કરસનદાસ પિતાંબરદાસ. | (વ. ૨.) | મુંબાઇ. | ૧-૪-૦ |
| ૧૨૭ | ( નં. ૩૯૦ ) | ,, પ્રહલાદજી સેવકરામ. | (વ. ૨.) | દેહગામ. | ૧-૪-૦ |
| ૧૨૮ | ( નં. ૭૪ ) | ,, વિષ્ણુલાલ નટવરલાલ. | (વ. ૨.) | જુનાગઢ. | ૧-૪-૦ |
| ૧૨૯ | ( નં. ૩૯૧ ) | ,, કહેલાલ નટવરલાલ. | (વ. ૨.) | ખારાઘોડા. | ૧-૪-૦ |
| ૧૩૦ | ( નં. ૩૯૨ ) | ,, મુનશી ભાલચંદ્ર ભગવંતરાવ. | (વ. ૨.) | અમદાવાદ. | ૧-૪-૦ |
| ૧૩૧ | ( નં. ૩૯૩ ) | ,, કાળીદાસ મોતીચંદ પારેખ. | (વ. ૧) | ધોરાજી. | ૧-૪-૦ |
| ૧૩૨ | ( નં. ૩૯૪ ) | ,, એસ. વસન્તરાય નરભેરામ. | (વ. ૨.) | મુંબાઇ. | ૧-૪-૦ |
| ૧૩૩ | ( નં. ૩૯૫ ) | ,, શાહ કલ્યાણજી ગોવિંદજી. | (વ. ૨.) | નાગપુર. | ૧-૪-૦ |
| ૧૩૪ | ( નં. ૨૯ ) | ,, રણછોડશંકર પ્રભાશંકર. | (વ. ૧.) | ભાવનગર. | ૧-૪-૦ |
| ૧૩૫ | ( નં. ૩૩ ) | ,, પરજન્યરાય વૈકુંઠરાય. | (વ. ૨.) | અમદાવાદ. | ૧-૪-૦ |

# સુન્દરી સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઈના શબ્દોમા કહીએ તો "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વૈરથ થાય, શરીરે બલવતી, રોગહીન અને "સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમા કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત–સ્વતંત્ર થાય ને તે મુક્તતાથી "અને સ્વતંત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને ક્લેશોમાથી છુટી એ કુટુમ્બનાં ખરાં કલ્યાણ કરવા "શક્તિમની અને ઉત્સાહિની બને કુટુમ્બના બાલકવર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધવર્ગો "કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે;" પતિભક્તિપરાયણ થઈ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર્ વિલાસોની ઊર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઇ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાખે અને અન્તે સ્વદેશમા હૃદયસૂર્યના તેજસ્વી કિરણો સપૂર્ણ વિસ્તારથી પ્રસારે.—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી... "સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે"

વર્ષ ૨ જું ] ઈ. સ. ૧૯૦૫ એપ્રીલ–ચૈત્ર, [વિ. સં. ૧૯૬૧. [ અંક ૮ મો.

## કાવ્યકુંજ.

### सखीने आमन्त्रण.

આવો ને, સહિયર! ઉન્નત જીવનજલ ઝીલવાને જઈએ રે!
પુણ્ય સલિલઅવગાહનથી, સખિ! અન્તરપાવન થઈએ રે!
આવો ને, સહિયર! ઉન્નત જીવનજલ ઝીલવાને જઈએ રે!

પ્રભુના ગિરિથી અવતરે શાન્ત મંગલશિવ નીર:
શમવે મનુકુલતાપને છાયા તરુવર તીર!

શીતલ સૌમ્ય સુધારસ, સુન્દરિ! રેલી રહ્યો જઇ લઈએ રે!
આવો ને, સહિયર! ઉન્નત જીવનજલ ઝીલવાને જઈએ રે!

સ્ફટિક વિશદ વરસી રહ્યા સુરસરિતાના ધોધઃ
લલિતે કરી શ્રાન્તાત્મને પ્રેરે પ્રાણ-પ્રબોધ!

સાડી સજો, સખિ! સ્નેહ સુરંગી, વારિ પરસ્પર દઇએ રે!
ચાલો ને, સહિયર! ઉન્નત જીવનજલ ઝીલવાને જઇએ રે!

कान्त.

---

## મ્હારી ગૃહ દેવી!

"જયજય ગુણવતી ગૃહ દેવી!
અર્ધ મીંચેલી આંખલડી તુજ
પ્રણયરસ નીગળેલી:
કંઈ બીડેલા હસતા હોઠે
અંતર્ તૃપ્તિ ઠરેલી·
મંગળ મુગ્ધ મધુરે મુખડે
ઓછી ઓછી થયેલી,
વીર બહુક બાલાની જનની
મહા ભાગ્યથી મળેલી,
અજબ દીપે તું દેશોદયની
ઉષા સમી ઉઘડેલી".

લલિતાલય. લલિત-ત્વસ્મિલ.

---

કેળવણી પામેલી સ્ત્રીઓ ઘેરેઘેર પ્રેમસંપની અને પછી દેશને અર્થે ભક્તિ અને શૌર્ય એ બંની વૃદ્ધિ કરશે. સ્ત્રીઓએ જનમંડળ અને દેશ ઉપર બહુ બહુ અસર કરી છે, એ વિષે રજપુતસ્થાન, ગ્રીસ, રોમને જર્મની એ દેશ જેવા જોઈએ તેવા દાખલા આપે છે.

નર્મગદ્ય.

# ગૃહધર્મ.

## અભણ માતાથી છોકરાં ઉપર થતી અસર

( ગયા નવેમ્બરના અંકથી ચાલુ )

સ્ત્રીલેખ—( લખનાર બ્હેન છબીબાઇ નાનજી )

ભણેલી માતા જ્યારે પોતાની દીકરી સાસરે જાય છે ત્યારે પોતાના ધણી સાથે કેમ વર્ત્તવું, શીયળ વ્રત કેમ પાળવું, સાસુ સાથે કેમ વર્ત્તવું, સસરા સાથે કેમ વર્ત્તવું, દીયર સાથે કેમ વર્ત્તવું તે તથા જેઠ સાથે, નણદ સાથે, જેઠાણી સાથે, દેરાણી સાથે, વગેરે સાસરીયાના માણસોની સાથેની વર્ત્તણુક શીખવે છે. તથા તેનના બીજા સગાની સાથેની વર્ત્તણુક પણ શીખવે છે. વળી ઘરના ચાકર, દાસ, દાસીઓ, સાથે કેવી રીતે બોલવું ચાલવું તે પણ શીખવે છે. તથા પોતાના બાળકોને કેવી રીતે ઉછેરવા વગેરેનું જ્ઞાન પણ તેને આપે છે. હવે ઘરની વ્યવસ્થા કેમ કરવી, સુઘડ રહેવું, ઘરમા સઘ વસ્તુ સ્વચ્છ રાખવી, તથા ઘરમા ગોઠવણી કેવી રીતે કરવી એ સર્વથી પોતાની અજાણી બાળાને માહેતગાર કરે છે વળી પોતાના ઘરના માણસોના શરીર કેવી રીતે નિરોગ રહે, તે ઉપાયો પણ બતાવે છે એ રીતે તમામ બાબતોના કેળવણી પામેલી માતા પોતાની દીકરીને પ્રવીણ કરે છે. વૈદક જાણવું એ સ્ત્રીઓને ઘણું અગત્યનું છે. કારણ કે, પોતાનું છોકરું માંદુ પડે ત્યારે તેને ઘણી અડચણો આવે છે, પણ જો પોતે વૈદકના નિયમ જાણતી હોય તો, તેને એવી અડચણો દુર થાય. બાળકને કેમ ઉછેરવું, તેના ખાવા પીવામાં કેવી સભાળ લેવી, સાધારણ દરદોમા શા ઉપાય લેવા એ બધું જો સ્ત્રી થોડું ઘણું વૈદક જાણતી હોય તો, તેને માલુમ પડે છે ભણેલી સ્ત્રી તેનું બાળક માંદુ પડે તો તેને તુરત દવા કરે છે. બાળકોને કેવી રીતે રાખવા તથા માંદા પડે ત્યારે દવા દારૂ કેમ કરવાં, વગેરેથી અણવાકેફ હોવાને લીધે ઘણી માતાઓ પોતાના બાળકનો અમૂલ્ય જાન ખુએ છે. પણ સુધરેલી માતાઓ વૈદકની બાબતમા પ્રવિણ હોવાને લીધે તે પોતાના ઘરમા છોકરાને દવાદારૂ સારી રીતે કરે છે. પરતુ આપણા દેશની મૂર્ખ માતાઓ આવી જાતનું બરાબર જ્ઞાન ધરાવતી હોય તો તેથી દર વરસે હજારો બાળકોની થતી ઘાત અટકે. કેટલીક અભણ માતાઓ જ્યારે ઘેર દીકરી આવેછે, ત્યારે ઘણીજ દિલગીર થાય છે અને કેટલી એક તો કહેશે કે અરે બાઇ દીકરીનો પથરો આવ્યો. અને પછી તેનું બરાબર રક્ષણ કરતી નથી. દીકરો આવે ત્યારે રાજી થાય છે. પરતુ તે ભણેલી માતા હોય તો તે જાણે કે, આ દુનિયામા જેટલો દીકરો ઉપયોગી છે, તેવીજ દીકરી પણ ઉપયોગી છે. માટે, હે બેનો દીકરી તથા દીકરા પર સરખું હેત રાખો.

**અંધવાડમાં કેવી રીતે વૈદક કરવું તે જાણતી નથી**

**પુત્ર પુત્રી ઉપર સમાન ભાવ રાખતી નથી.**

## ગરબી.

સુણો બેનો સર્વે આજ વિનતી મારી રે,
હું કહું છું સૌને કાજ લેશો વિચારી રે;
જ્યારે આપણા આર્યો ઘેર જન્મે બાળા રે,
ત્યારે માને મોટો કેર પ્રગટે જ્વાળા રે.

પહેલાં પુત્રની રાખે આશ સર્વે નારી રે,
પુત્રી જોઇને પામે ત્રાસ રીત નઠારી રે;
તમે એવી ન રાખો આશ એ નર નારી રે,
કદી થાશો નહિ ઉદાસ બ્હેનો મારી રે.

જે ઉત્તમ કુળની નાર એમ ન કરશે રે,
તે સર્વ પ્રસંગે સાર ધીરજ ધરશે રે;
જે દુહિતાથી દુખાય, નારી નઠારી રે,
જેને હૈયે હર્ષ મદાર, ઉત્તમ નારી રે.

પુત્રીને લક્ષ્મી પેર પ્રેમે પાળો રે,
માનો પરમેશ્વરની મહેર નેહે નિહાળો રે;
એવી આર્યોની રીત શીખજો શાણી રે,
તમે રાખો પ્રેમ પુનિત રંકને રાણી રે.

આપો નીતિ રીતીનું જ્ઞાન પુરણ પ્રીતે રે,
ગણો સુતને સુતા સમાન પુરણ પ્રીતે રે.

જ્યારે આપણા આર્યોને ઘેર દીકરી આવે છે, ત્યારે તેની માતાને જાણે મોટો કેર થયો હોય, તેમ મનમા જ્વાળા ઉત્પન્ન થાય છે. જ્યારે સ્ત્રી ગર્ભવતી હોય છે, ત્યારે બધા દીકરાની આશા રાખે છે. પરંતુ જ્યારે દીકરી આવે છે, ત્યારે તે જોઇને ઘણાજ ત્રાસ પામે છે. પણ હે સ્ત્રીઓ ને પુરૂષો તમે એવી ઇચ્છા કોઈ દિવસ રાખશો નહિ. અને હે મારી બેનો તમે મનમાં જરા પણ ઉદાસ થશો નહિ. જે ઉંચા કુળની સ્ત્રી હોય તે કદી એમ કરતી જ નથી. અને તેતો બધે વખતે ધીરજ રાખે છે. જે દીકરીથી દુખ પામે છે, એ સ્ત્રીને નઠારી જાણવી. અને જેના મનમાં હમેશાં હર્ષ હોય છે તે સ્ત્રીને ઉત્તમ જાણવી. દીકરીને લક્ષ્મીની પેઠે હેતથી પાળો. ને તેને સ્નેહે કરીને નિહાળો. તથા પરમેશ્વરનો ઉપકાર માનો. હે શાણી બેનો એવી આપણા આર્યની રીત છે. હે ગરીબ ને રાણી તમે હમેશા તેના પર પ્રેમ રાખો. પુત્રીને નીતિ ને રીતીનુ જ્ઞાન આપો. અને દીકરાને ને દીકરીને સરખાં હેતથી ગણો. માટે જો ઇશ્વરના નિયમ પ્રમાણે જોઇએ તો છોકરો તથા છોડી સમાન ઉપયોગી છે. અને સૃષ્ટિની ઉત્પત્તિને માટે બંનેની સરખી જરૂર છે. છોડીઓ દુખકારક નિવડવાનુ ખરૂં કારણ પૂછાવો તો આપણો લોક જ છે. તેમને જો સારી રીતે કેળવીશું તો તે આપણને સુખકારક થઇ પડશે.

વળી વિચાર કરો કે કટાર, કિંવા તરવાર વગેરે હથીયારો કમરે બાંધવાના છે તેને બીજે સ્થળે ગોઠવવાથી જીવની જ હાની થાય છે. તેમાં જેમ હથીયારોનો દોષ નથી, તેમ કન્યાઓનો પણ કશો અપરાધ નથી, પરંતુ તેઓને સારી કેળવણી મળતી નથી. તેથીજ આપણે દુ:ખી થઇએ છીએ. પણ અજ્ઞાન માતા પુત્રપુત્રી પર સમાન ભાવ રાખતી નથી. તેથી અજ્ઞાનતાને લીધે તેઓ એમ કરે છે. વળી આપણી સ્ત્રીઓ કર કસરમાં પણ સમજતી નથી. જ્યાં જોઇએ ત્યાં જગએ ન વાપરે, ત્રેવડ કરે; ને જ્યાં વાપરવાની જરૂર નથી ત્યાં ઘણું વાપરે છે. પરંતુ કરકસર એ મોટો સદ્ગુણ છે. એ સદ્ગુણ વાળુ માણસ ઝટ પૈસાદાર થઈ શકેછે.

**ઉપજ ખર્ચનું ભાન રહેતું નથી તેથી છોકરાં પર કરજનો બોજો થાય છે.**

કાંકરે કાંકરે પાળ બંધાયને ટીપે ટીપે સરોવર ભરાય. એ કહેવત મુજબ થોડું થોડું સંઘરી રાખેલા ધનથી એક સારી રકમ ઉભી થઈ શકે છે. કેળવાએલી માતા કરકસરથી ચાલે છે. તેથી તેનાં છોકરાં પણ દેવાદાર થતાં નથી. વળી કહેવત છે કે મો કસરને એક મફર. એક મજર મારીને એક પુરૂષ જેટલી કમાઈ બહારથી મેળવી લાવે તેટલીજ રકમ ઘરમાં બેઠા બેઠાં મો કમર કરવાથી એક સ્ત્રી એકઠી કરી શકે છે. પણ તે કેળવણી પામેલી હોય તો, નહિ તો તેનામા કરકસર નથી હોતી. ત્રેવડ ત્રીજો ભાઈ છે. માટે દરેક બાબતમાં ત્રેવડ કરવી જોઇએ. સ્ત્રી કરતાં પુરૂષને વધારે જોઇએ કારણ કે દરરોજ પરચુરણ, ઝીણી રકમોનો ખર્ચ કરવાનુ કામ સ્ત્રીનુ હોય છે. તે દરરોજ થોડું થોડું બચાવી સારી રકમ એકઠી કરે છે. પણ અભણ સ્ત્રીઓને એવુ ભાન હોતું નથી. તેતો કંજુસાઈ કરે. પણ કંજુસાઇ ને કરકસરમાં ઘણો ફેર છે. તેથી કરીને મૂર્ખ સ્ત્રીનાં છોકરાં પર કરજનો બોજો વધી જાય છે

( અપૂર્ણ. )



આ સંસારના હાથપગ પુરૂષો છે, સંસારનું હૃદય સ્ત્રીઓ છે. સ્ત્રીઓનાં કામ તેથીજ અંતરનાં છે, ગુપ્તમાં છે; પુરૂષના કામ બાહ્ય છે, પ્રસિદ્ધ છે. સ્ત્રીઓનું રાજ્ય ઘરમાં છે, પુરૂષોનું ઘર બહાર છે. સ્ત્રીઓ સાચવે છે, કેળવે છે, ભોગવે છે, ભોગવાવે છે, પ્રેરણા કરે છે, ઉત્સાહ વધારે છે; પુરૂષો મેળવે છે, લાવે છે, અનુભવે છે, કરી બતાવે છે, સાહસથી બહાર પડે છે. પોતપોતાના ગુણોને લીધે સ્ત્રીઓ અને પુરૂષો આ પ્રમાણે કરી શકે છે, એટલું જ નથી, તેમના શરીર પણ તેજ ગુણોને લીધે જે કામ કહ્યાં તેને માટે જ જોઈએ તેવાં ઘડાયેલાં છે. આ પ્રમાણે ગુણથી, શરીરથી, કામથી, જે વિભાગ પડેલા છે, તેમાંજ રહીને જો સ્ત્રી પુરૂષ પરસ્પર સંસાર વહે તો આ દુ:ખી સંસાર બીજુ સ્વર્ગ થઈ રહે, ને કંકાસનું મૂળ નીકળી જાય.

મણિલાલ નભુભાઇ કૃત બાળવિલાસ.

# વિવિધવિહાર.

## "બાળકની કુટેવ: તે કેમ ટાળવી"

જેમ કુમળુ ઝાડ વાળો તેમ વળે તેમજ બાળકને જેમ ટેવો તેમ ટેવાઈ રહે છે નાજુક ઉગતા રોપાના થડીના તથા ડાળીને માળી જેવો ઘાટ ટાપટીપ કરીને આપવાની કોશીશ કરે છે તેવોજ ઘાટ અને વળણ આગળ ઉપર પકડે છે તેમજ બચ્ચાને તેની માતા આરંભમાંજ જેવી ટેવ નાખવે છે તેવીજ રીતની લઢણ પડી ભવિષ્યમા તેનાજ આચારવિચારની, મુશ્કેલીથી જ ભુસાય એવી મજબુત, છાપ તેના મગજ ઉપર પડી રહે છે માળીની કાળજીથી પુરતુ પોષણ પામી પુષ્પ વૃક્ષો યોગ્ય વખતે પૂરવસંતબહારમા ખીલી નીકળી નિર્મળ સુવાસથી મગજ તર કરી માળીને બદલો વાળી આપે છે તેમ સુશીલ માતાના પોષણ અને શિક્ષણથી તનમનથી ખીલતુ બાળક સદ્‌ગુણરૂપી સુવાસથી વિશુદ્ધ સુખ આપી પોતાના જનકજનેતાના જીવનને મહા આનંદમય કરી દે છે

સ્વાભાવિક રીતે જન્મથી બાળકની માવજત અને તનમનનુ પોષણ માતાને સ્વાધીન રહે છે તેથી મધ્ય ભાગ આચારવાળુ બાળક જોતા તેની માતામા પણ સારા સ્વભાવ અને વિદ્યાના સંસ્કાર હશે જ એમ આપણે તરત અનુમાન કરી શકીએ

બાળકની સારી નઠારી ટેવો વાસ્તે માતાજ પ્રથમ દરજ્જે જવાબદાર છે કારણ કે ઘણુ કરી પેહેલા પાચ વરસ સુધી તો તે હમેશા માતાનાજ સંસર્ગમા રહે છે તેથી બાળકની ચાલચલગત જોઈ માતા અભણ અને ફુવડ છે અથવા સુઘડ અને ડાહી છે એ તરત ખ્યાલમા આવી જાય છે

સારાંશ એ કે બાપને તો ઘણે ભાગે બહારનુ દુનીઆદારીનુ કામ રહેતા બચ્ચાની જોખમદારી માતાને જ શિર છે વાસ્તે બાળકના લાભ ગેરલાભની દરકાર ન કરતા ભપકાદાર રૂપેરી ઘરેણાનુ ભારણ કરી દેખાવડા કરવાની મેહેનત કરવાને બદલે, પ્રથમ તો તે તંદુરસ્ત રહે અને કોઇ નઠારી ટેવમા ન ફસાય, અને કદાચ કોઈ ટેવ અનાયાસે પડી ગઇ તો તે યુક્તિથી તેના કુમળા મગજમાથી તરત દૂર કરી તેનુ શરીર બળ અને મનશક્તિ ખીલવવાની કોશીશ કરવી એજ માતાની બચ્ચા પ્રત્યેની મુખ્ય ફરજ છે

બચપણની કુટેવોમા માતાનો જ દોષ છે એમ કહેવામા કાંઇપણ અતિશયોક્તિ નથી તે કેવી રીતે દૂર કરવી અથવા અટકાવવી એ બાબત વિવેચન કરવા અહીં કાંઇક પ્રયત્ન કર્યો છે તે સમજી બાળકના હિતમા વર્તવા સર્વે માતાએ કાળજી રાખવી જોઇએ

( ૧ ) બાળકની પ્રથમ તો મુખ્ય ટેવ "રડવુ" જન્મે ત્યારથી જ એ ઇચ્છા બતાવવાનુ સાધન છે. બાળક કાંઈ કારણ વગર રડે નહીં. સાધારણ રીતે અવાચક બચ્ચુ

ભૂખ લાગી હોય અથવા શરીરમાં કાંઈ વ્યાધી અથવા બેચેની હોય ત્યારેજ રડે. એમ ન સમજવું કે "બાળક તો રડતાં જ ભલાં." એવા જુઠા ખ્યાલથી બેદરકારી રહે ત્યારે જ બાળકનું રડવું "કુટેવ" રૂપ થઈ પડે છે. બનતાં સુધી થોડું રડે એવી રીતે વર્તવું. છતાં રડે તો રડવાનું કારણ શું? એ જાણવાની બરાબર તજવીજ કરવી.

( ૨ ) તંદુરસ્ત બાળક ભૂખ લાગે ત્યારે જ ઘણું કરી રડે છે. બાળક જન્મ્યા બાદ છાતીમાં દુધ વહેતું થાય ત્યારથી જ ત્રણ ત્રણ અથવા ચાર ચાર કલાકે (દુધનાં પ્રમાણમાં અને જરૂર જણાય તે પ્રમાણે) રોય યા ન રોય તોપણ નિયમસર ધવરાવવાની ટેવ પાડવી. ઘડી ઘડી જેમ રડે તેમ ઝટ વખત કવખતે છાતીએ લેવાથી માતાનાં આરામમાં પણ ભંગ થાય છે અને જો સ્તનમાં તરત દુધ નથી આવતું તો બાળકને ચાલુ અસંતોષ રહે છે અને હરઘડી રોયા જ કરવાની કુટેવ પડી જાય છે. આ પ્રમાણે નિયમસર ધવરાવનાર માતાને તરત અનુભવ થાશે કે બચ્ચું કેમ જાણે ઘડીયાળનો વખત જાણી રહ્યું ન હોય તેમ વખત થાશે ત્યારે જ રોવા માંડશે. તે પહેલાં આરામથી પડયું રહેશે. બાળક મોટું થતું જાય ત્યારે પણ આ "નિયમ" પકી રીતે જાળવવો.

( ૩ ) બચ્ચાંને રાત્રે પણ ધવરાવી તરત જોળી અથવા પારણાંમાં નાંખવું. પણ બિછાનામાં પડખે લઈ સુવું નહીં. સ્વાર્થી માતા ઉંઘવાની લાલચે મ્હોંમાં છાતી દઇ સઇ જાય છે અને છોકરૂં રાતભર ચૂંસ્યા જ કરે છે. દરમીઆનમાં ઉંઘમાં ને ઉંઘમાં પડખું ફેરવતાં છોકરૂં દબાઇ ગુંગળાઇ મરવાના સેંકડો દાખલા સાંભળવામાં આવ્યા છે.

( ૪ ) સુવાડતી વખતે હરવખત જોળી અને ઓઢાડવાનાં કપડાં જરૂર ઝાટકવાં. કેમકે તેમાં છવજંતુ ભરાઇ રહેવાનો ઘણીવાર સંભવ રહે છે.

એક દાખલો સાંભળ્યો છે કે ઘોડીયાની જોળી અને ઓઢાડવાનાં કપડાંમાં વીંછી ભરાઈ રહેલ તે બાળકને સુવાડતાં તેને કરડયો. તેની વેદનાથી બાળક રડવા માંડયું. માએ જાણ્યું કે તેને સુવાનું મન નથી એટલે રડયા કરે છે. અને બરાબર કારણ ખોળ્યા વગર જેમ જેમ તે રડવા માંડયું તેમ તેમ તે જોરથી હીંચકાવતી ગઇ. આખરે શાંત પડતાં જોયું તો ડંખની અસરથી તે મરી ગએલું જણાયું.

( ૫ ) રમતું હોય ત્યાં સુધી કદી તેને જોરાવરીથી સુવાડવું નહિ, ખૂબ રમવા દેવું. રમતાં રમતાં થાકી પોતાની મેળે સુઇ જશે. બહુ હીંચકાવવું પણ નહિ પડે.

( ૬ ) ઉર લાવવા વાગ્તે જેમ થોડું હીંચકાવાય તેમ સારૂ,બનતાં સુધી હીંચકા નાંખ્યા વગર ઉંઘવાની ટેવ પાડવી એ ઉત્તમ.

( ૭ ) રાતે ઉંઘમાંથી જાગી રડવાનુ કારણ ઉન્હાળામા ઘણુ કરી બફારો અથવા માકડ મચ્છરનો ઉપદ્રવ અને શિયાળામા ટાઢ અને પેશાબથી ભીંજાયલા કપડાં વગેરે એ કારણો દૂર થાય તો તે પાછુ શાંતીથી સુઇ જાય છે.

( ૮ ) એ વગેરે નિયમ ધ્યાનમા રાખવામા આવશે તો બચ્ચાને ધમકાવી, ડર બતાવી, સુવાડવાની કોઇ દિવસ જરૂર નહી પડે.

"સુઇ રહે!" નહિ તો "જો હાઉ આવે છે!"

"જો, કૂતરા બસે છે કરડી ખાશે!" "બાવા લઇ જશે"

એવા કરડા વચનના પ્રહાર ફક્ત સુવાડવા વાસ્તેજ એ કુમળા ફૂલના કાન પર પડ્યા કરે છે, તેની ધાસ્તીના ભણકાર તેના કાનમાં હર વખત વાગ્યા કરે છે તેથી બાળવયમાથીજ કૂતરા બિલાડા અને અતીત વેરાગી અને નવીન દેખાવના માણસોથી તે ડરતા શીખે છે.

( ૯ ) એવી રીતે દિલ પોચુ પડી બ્હીકણુ તો બની જ ગએલ હોય છે. તેવામા તે કાઇક સમજુ થતા તેની પાસે ગ્લાની પેદા કરે અને વેહેમી બનાવી દે એવી ભૂતપ્રેતની અને જાદુમન્ત્રની વાતો કરવામા આવે છે, તેથી બ્હીક અને વેહેમનું મૂળ તેના મગજમા જડ ઘાલી જાય છે. કૂવામા, ખાલી ઘરમા, ખૂણે ખાચરે કે અંધારામા અને ઝાડપાનના ખડખડાટમા તેને બનનાજ ભણકારા પડે છે

શૂરવીર અંગ્રેજ "નેલ્સન" પાંચ વર્ષનો હતો ત્યારે તેની દાદી બહાર કાંઈ કામે ગઇ હશે તેને શોધવા ઘરમાથી નીકળી પાસેના જંગલમા ચાલ્યો ગયો તે વખતે અંધારૂ થતા ભૂલો પડ્યો અને પાણીનુ નાળુ રસ્તામા આવતા ત્યાંઅટકી પડી રસ્તો ખોળવા વિચારમા પડ્યો. દરમીઆનમા તેની દાદી પણ તેનેજ ખોળતી ખોળતી ત્યાંજ આવી પહોંચી. તેણે "નેલ્સન"ને પૂછ્યું કે "અરે તુને જંગલમા બ્હીક ન લાગી?" તેને નેલ્સને પૂછ્યુ "બા બ્હીક તે શુ?" (મતલબ કે તેને બ્હીકનો ખ્યાલ પણ નહોતો.)

એજ "નેલ્સન" મોટો થતા મહા શૂરવીર લડવયો નીવડ્યો.

આ "નેલ્સન" નો સવાલ શુ સૂચવે છે? એજ કે તેના ઘરના માણસો તરફથી તેની પાસે બ્હીક ઉપજાવી જુસ્સો નરમ પાડી નાખે એવી વાતોનો ઉચ્ચાર પણ કરવામા નહોતો આવતો.

( ૧૦ ) છોકરાઓને વાર્તાઓનો બહુ શોખ હોય છે. તેમની પાસે એવી વાતો કરવી કે જેથી ગમત સાથે કાઇક ઉપયોગી જ્ઞાન પણ મળે, અને તેમા ઇતિહાસ તથા

સંસારિક બનાવોની સચ્ચાઇ હોય જે વાતોથી જૂદા હવાઈ તુરંગોમાં તેનું મન રોમાય અને વિચારશક્તિ આડે રસ્તે દોરાય એવી અસંભવિત વાતો કદી કરવી નહીં

(૧૧) છોકરૂં બહુ રડે નહીં અને સૂતું રહે તે વાસ્તે સ્વાર્થી માતા તેને અફીણ યા બાળાગોળીનું વ્યસન પાડે છે આ "કુટેવ" સર્વને જાણીતી છે એટલે એ બાબત વધારે વિવેચન કરવાની જરૂર નથી દિલગીરી માત્ર એટલી જ થાય છે કે એથી થતા નુકસાન જગજાહેર છે છતા હજુ પણ સેંકડો બચ્ચાઓમા આ વ્યસનની બુરી ટેવ જોવામા આવે છે અફીણ અથવા ગોળી આપ્યા ન હોય ત્યાં સુધી છોકરૂં સુસ્ત પડ્યુ રહે અને રડ્યા કરે એ શું થોડી પરાધીનતા? એ વ્યસનમાં કાંઈ અનિયમિતપણું થતાં ઝાડો થાય પેટ ચઢી આવે વગેરે વિટંબણા નાજુક ફુલને શું ઓછી હાની કર્તા છે? તેના ભયંકર પરિણામોનો અનુભવ બહુ જણને થયો હશે

આ ટેવ જેને હોય તેને વગર વિલંબે એકદમ છોડાવવી છોડાવતા થોડો વખત શરૂઆતમા નબળાઈ, ઝાડો વગેરે જણાય તો બિલકુલ ગભરાવું નહીં ડાક્ટરની સલાહ લઇ 'કેમિકલ ફુડ' વગેરે કોઈ પૌષ્ટિક દવા યોગ્ય રીતે આપવાથી તબીયત તરત ઠેકાણે આવી જશે

(અપૂર્ણ)

કેશવલાલ વિ. જયશંકર ધોળકીયા.

---

## 'વર્તન કેરી રીતલડી ગીત શુભ રે'

### (ગરબી)

આવો બ્હેની આજે ગાઈયે આપણે
વર્તન કેરી રીતલડી ગીત શુભ રે
નહનું હસવું રડવું કેવું લોકમાં,
કરવું ધરવું કાગળ કેવે રૂપ રે— ૧

મૃદુ મૃદુ મિષ્ટ વેણુ વદેયા શું નવ્યું!
જે નવ અંતર માંહિ મિઠાશનું મૂળ રે
વાચન લેખન પાઠ પડે ? પામિયે ?
જો, ના, નમ્ર સ્વભાવે દિપન્યું નૂર રે.— ૨

લટકત મટકત ચાલ હિંડેથી શું થયું !
સહિપણુ વિનયનું સંવર્યું ના સુખરૂપ રે;
સુંદર નૌતમ શણગારો ક્યમ શોભશે!
દિવ્ય શિયળપટકુળ ગમ્યું મન ધૂળ રે.— ૩

માળા પૂજ્ન કંકૂ છાંટે શું મળે !
કદિ નિજ નાથ ગણ્યો ના શિર પર ભૂપ રે;
નાહ્યે ધોયે સાબુથી શું ઉપડ્યું !
કદિ, ના રાખ્યૂં અંતર સ્વચ્છ ખૂબ રે.— ૪

બુદ્ધિ દીધી હશે તે શા અર્થની !
નાખ્યો શુભ ઉપકારને ઉંડે કૂપ રે;
ડહાપણનો દરિયાવ બનેથી શું વળ્યું !
રસિયા સંપે પ્રિતિનું ના પૂર રે.— ૫

વિવિધ ભોજન રાંધ્યાં તે ક્યમ ફાવશે !
નિરખ્યાં ભોજનપાત્ર ચડે જ્યે સૂગ રે,
નિશદિન ઘરનો ભાર વહ્યો તે વેઠ છે
જ્યે નવ ઘરનું યંત્ર છે નિયમિત શુભરે.—૬

આ, જો, થોડું ગાયું વધુ તે માનિયે,
સોમાં આવે પાર નહિં, છે ખૂબ રે;
ઘુંટલડો એક અમૃતનો ઝટ દાખવે
શો તે માંહિ સ્વાદ રમે રૂમઝૂમ રે.— ૭

વસન્તવિનોદી.

( શિશુમણ્ડળ )

# વાર્તાલહરી.



## રતનનો સુધરેલો સંસાર—સ્ત્રીલેખ.

( ગયા માસથી ચાલુ )

ભણી ઘેર ગઇ તે જ સાંજે મોતીલાલના દોસ્તદાર પ્રાણલાલ અમદાવાદથી આવ્યા હવે આપણે તે મોતીલાલને કેમ સુધારે છે તે તેના ઘરમાં જ જોઇએ. ઘણા દીવસથી મળેલા દોસ્તદારને જોઈ મોતીલાલ બોલ્યા અરે પ્રાણલાલ આવો કેટલે મહીને મો બતાવ્યું? લગ્ન વખતે પણ આવ્યા નહીં?

પ્રાણલાલ—વા કર ભાઈ સગરી નોકરીને જોઇએ ત્યારે કઈ રજા મળે છે? આવો હવે તો આવ્યો, વારુ ભાગ ભાભી ક્યાં?

મોતીલાલ—અરે એ અહરૂ નહી શું ભાઈ, હું તો ફાસામાં પડ્યો

પ્રાણલાલ—કેમ? હજી પરણ્યાને વરસ તો પુરૂ થયું નથી તેટલામાં આ શું! આ ટલા કંટાળીને કેમ બોલો છો? હજી તો નવો મામલો છે

મોતીલાલ—અરે ભાઈ શું કહું? બાપાએ મારા ગળામાં એક ઢોર બાંધ્યું છે તેની સાથે તે શું સંસાર ચલાવું! અને શું સુખ લઈ શકું? નથી તેને એક અક્ષર ભણતા આવડતો, કે નથી તેને કંઈ રીતભાતની ખબર, કે નથી કંઈ બોલવા ચાલવાની સુધ બુધ, જંગલીની પેઠે કહીએ તેટલું કરે અને આમ વખત ઔરંગ બેસી રહે, અને કંઈ કહીએ ત્યારે રડવા મંડી જાય છું તો કંટાળી ગયો કે આના કરતાં કુંવારા હતા તે ઠીક હતું જુઓની, સ્ત્રીઓ કેવી હુંશીયાર હોય છે? હાલમાં અને પ્રાચીન કાળમાં તો સ્ત્રીઓ એવી થઈ ગઈ છે કે તેની કીર્તી હજી ગવાય છે તે સ્ત્રીઓ શું આના જેવીઓ હશે? આ તો ખાલી ઢોર.

પ્રાણલાલ—મોતીલાલ? ખરેખર અફસોસ કે તારા લગ્નને હજી વર્ષ થયું નથી એટલામાં તેં તારી પત્નીની કંઈ પણ પરીક્ષા કરી હોય એમ મને લાગતું નથી નહી તો તું આવું કંટાળાભર્યું બોલવું બોલત નહીં પણ મારા ભાભીને આહીં બોલાવતો ખરો?

મોતીલાલના બોલાવાથી રતન બાહેર આવી અને જ્યાં મોતીલાલ અને પ્રાણલાલ બેઠા હતા ત્યાં ગાદીયા પર નીચે બેઠી.

મોતી—જૂઓ, છે કંઈ અક્કલ? હવે અહીં ખુરસી પર બેસતાં શું થતું હતું?

પ્રાણ—ભાઈ! તું બધી વાતે શાંત છે અને આ બાબતમાં આવો ચીરડાઈ કેમ થઈ ગયો કોણ જાણે? તારી સ્ત્રી કેવી ગરીબ સ્વભાવની દેખાય છે? હું તો તેનામાં કંઈ ખામી જોતો નથી. ફક્ત તે ભણેલી નહી હોય તેથી શું થયું? કોઈ જન્મ થતાં જ નથી શીખતાં! વળી તું આવી રીતે તેને ઘડી ઘડી ધુતકારે ત્યારે તે કોની પાસે કેળવણી લે? આપણી સ્ત્રી તેના પિતાને ત્યાં ન કેળવાયલી હોય તો તેને લગતી મહેનત લગ્ન થયા પછી પતિએ જ કરવી અવશ્ય છે. તારી સ્ત્રીને જો તેં તારાં મોટાં લેકચરો (ભાષણો) અને લખાણ કર્યા મુજબ કેળવણી હોત તો, નવ મહીનામાં હીરાની જેમ તારા ઘરમાં પ્રકાશીત થાત. પણ તને ઘડતાં જ ન આવડી. હવે હું પુછું તેનો ઉત્તર દે અને પછી હું કહું તે પ્રમાણે કર એટલે જો કે તારો સંસાર કેમ સુધરે છે. બોલો પહેલું એ કે તમે તેને દીવસમાં કેટલી વખત વઢો છે?

મોતી—તે મીનીટે મીનીટે વઢવા જેવું કરે છે.

પ્રાણ—વારૂ તેની પાસે દીવસનો કેટલો વખત તેને શીખવવા માટે બેસો છો?

મોતી—અરે શીખવે તે શું તે ઢોરને? હું તો કદી તેની સાથે અમથો પણ વધારે બોલતો નથી.

પ્રાણ—વારૂ તમે તેને કોઈ પણ સ્ત્રી અથવા પુરૂષ શિક્ષક રાખી શીખવવાનો પ્રયત્ન કર્યો છે?

મોતી—અરે શું મારા ભાઈ તુએ વાત કરે છે? શીક્ષક રાખી ઉલટી ફજેતી કરાવું? તે શું શીખતી હતી?

પ્રાણ—તે કોઈ દીવસ તમને શીખવવા વીશે કહે છે?

મોતી—તે તો કહે. જાણે ભણવું એ તો રમત વાત હોય તેમ જ્યારે હું કાંઈ વાંચવા બેસુ કે માથુ ખાઈ જાય કે મને સંભળાવો, મને શીખવો. હું ક્યાં તેની સાથે માથુ ફોડુ.

પ્રાણ—વારૂ ત્યારે તેં કેમ જાણ્યું કે તે તદન ઢોર જેવી છે?

મોતી—તેના દેખાવ ઉપરથી. હુસીયાર હોય તો કંઈ ઢાંક્યુ રહે?

પ્રાણ—વારૂ તમે નહાના હતા ત્યારે તમને આ વકીલનો અભ્યાસ આવડતો હતો ખરો કે?

મોતી—પણ અમે મહેનત કરી શીખ્યા કે નહી?

પ્રાણ—પણ તમને આવી કેળવણી આપવા કોઇને ખરા મનની કાળજી હતી કે નહી?

રાખતાં, અને વળી એ તો મને યાદ આવે છે કે મારા પીતાજી મને કેટલુંક શાંતીથી દરેક વાતનું મનન કરાવતા અને મારો ઉત્સાહ વધારતા.

પ્રાણ—એમ ત્યારે; તમારા માતાપિતાએ તમારા માટે કેટલી કાળજી રાખી અને પૈસાનો ખરચ કરી તમને કેળવ્યા. પણ જો નહાનપણમાં તેણે તમારે માટે તેમ ન કર્યું હતે તો તમે શીખત ખરા કે ?

મોતી—નહી જ. શીખનારને શીખવનાર જોઇએ. અમથું કંઇ શીખાય છે ?

પ્રાણ—ત્યારે હવે મને કહો કે તમારાં પત્નીને નહાનપણમાં કોઇએ પીયરમાં શીખવ્યું છે ખરૂં કે ?

મોતી—અરે પીયરમાં શું શીખે ? જ્યાં આખો દીવસ કામ કરતાં પરવાર ન આવે ત્યાં શીખવે કોણ ? વળી ગરીબીને લીધી નીશાળે પણ ક્યાંથી મોકલે ? વળી નીશાળ પણ તે ગામડામાં ક્યાંથી હોય ?

પ્રાણ—વારૂ, ત્યારે તેને નહાનપણમાં કોઇએ શીખવ્યું નથી એ વાત તો તમે કબુલ કરો છો ખરા. અને તેથી તે ક્યાંથી કેળવાયલી હોય એ વાત ખરી કે નહી ?

મોતી—એ વાત ખરી.

પ્રાણ— તમે પણ લગ્ન થયા પછી તેની પાછળ કેવી શીખવવાની મહેનત લીધેલી છે તે તમારા કહ્યાથી જણાય છે કે કંઈ કર્યું નથી. ત્યારે વિચાર કરો કે ઢોર જેવી રહી તેમાં વાંક કોનો ? માબાપની સ્થીતી તો તમે કહી તેમ છે. વળી તેઓ તદન જુના વીચારના અને અભણ છે એમ કહો છો. એટલે તેમણે તો નહી શીખવ્યું. પણ તમે મોટા વકીલ, જ્યાં ત્યાં સ્ત્રી કેળવણીની ઉન્નતી કરવામાં ઉત્સાહ જણાવતા, અને પૈસાથી પણ સુખી છો; તે તમે શું કર્યું ?

મોતી—તે જ વકીલને તેં બાંધી લીધો.

પ્રાણ—ત્યારે તમે આવા સર્વગુણસંપન્ન હોઈ તમે તેને માટે કંઈ ન કર્યું તો તે વાંક તમારો છે. એમ હું ખાત્રીથી કહું છું. નકામી તે ગરીબ સ્ત્રીને વગોવો છો ? શું તમારી વીદ્યાને એ શોભે છે ?

મોતી—ખરેખર, પ્રાણલાલ આજ જ તેં મારી ઉંઘ ઉડાડી અને મને ખરી સમજણ પાડી છે કે સ્ત્રીઓને નહાનપણમાં માત પીતાએ અને તે પછી લગ્ન થતાં પતિએ કેળવવી જોઇએ. અરે હવે જ મારા ધ્યાનમાં આવ્યું કે આજ કાલના ઘણા હુસીયાર અને કાબેલ નરો પણ સ્ત્રીની ઉન્નતી કરવા ઘણી ઇચ્છા રાખે છે પણ તે પ્રમાણે કરી શકતા નથી. તેની મારા પોતાના ઉપરથી આજે મારી પુરતી ખાત્રી થઈ છે. અરે હું કેટલે ઠેકાણે આવી બાબતો વિવેચનથી જણાવતો, સ્ત્રીઓને કેમ કેળવવી તેના સીદ્ધાંતો પણ મેં કેટલા વર્ણવેલા મારા ધ્યાનમાં છે. પણ અરે મારાં લગ્ન થતાં તેમાંનું કશું હું મારી સ્ત્રી

મારે કરી શકયો જ નહી. મેં કદી પણ તેને શીખવાને લગતી વાત પણ કરી નથી, બસ મૂઢ છે એમ જાણી હડધુત કરતો અને તદન બેદરકાર રહી જાણે તે પોતાની મેળે જ કેળવાઈ મને સુખ આપે એમ આશા રાખતો. પણ ક્યાંથી તેમ થાય! તેણે જન્મથી કેળવણીનું નામ સાંભળ્યું નથી તે કેળવણી તે શુંએ ક્યાંથી જાણે ? અરે આપણ પુરૂષો માટે સાત વર્ષની વય થતાં જ કેટલા ઉપાય ચાલુ થાયછે ? કેટલાક પાસે પૈસા ન હોય તો કરજે કાઢી પણ દીકરાને ભણાવે છે, અને ક્યારે મારો દીકરો ભણીગણી હુશીયાર થાય તેમ અહરનીશ ચીંતયા કરે છે. પણ દીકરી પાછળ તેને સોમે હીસ્સે પણ કોઈ ધ્યાન આપતું નથી. વળી વય થતાં સાસરે જાય ત્યારે મારા જેવો પતિ મળે, એટલે જુઓ પછી તેની કેળવણી! સ્ત્રી તો જાણે બધું શીખીનેજ આપણા ઘરમાં આવી છે. એટલે તેને કંઈ પણ કેળવણી ન આપતાં તેના તરફથી સુખની ઇચ્છા રાખી નકામો તેનો તિરસ્કાર કરે છે. ત્યારે સ્ત્રીકેળવણીની ઉન્નતી તે શી રીતે થાય. હીરો પણ ખાણમાંથી નીકળ્યા પછી ચતુર કારીગર પાસે ઘડાય છે અને પછીજ તેનું ખરૂં સ્વરૂપ પ્રકાશે છે. વહાલા મીત્ર પ્રાણુલાલ, આજે તેં મારી સુધ ઠેકાણે આણી છે અને મારા કરમાતા સંસારરૂપી રોપાને પાછું જ્ઞાનરૂપી જળ સીંચી ખરતાં બચાવ્યું છે, અને હવેથી તેજ જળ હું છીંપી મારા સંસારને મોટા વૃક્ષના રૂપમાં લાવું છું કે નહી તે જોજે. અને આ મારી પ્રિયપત્ની,-કે જેને મેં આજે જ પ્રિય એમ કહ્યું છે, તેને મારાથી જેટલું બનશે તેટલું જ્ઞાન આપી તેનાથી દરેક સુખ મેળવીશ.

પ્રાણ૦—ભાઇ ઇશ્વિર તારી ઇચ્છિા પાર પાડો એવી મારી પ્રાર્થના છે. ભાઈ હવે ચાલો જમી લઇએ.

જમવાની તૈયારી થતાં બંને જણ જમ્યા. બીજે દીવસ પ્રાણુલાલ અમદાવાદ ઉપડી ગયા અને મોતીલાલના સંસારમાં સુખનું બી રોપી ગયા, અને તેને હમેશાં પાણી પાવાનું કહેતા ગયા. તેમ મોતીલાલ પણ મહેનત લઈ પોતાનું કૃતવ્ય કરવા મંડ્યા.

વળી એક દીવસ ઉપલી વાતને બે મહીના થયા હશે ત્યારે તારા અને મણી બંને બેનપણીઓ મળી.

તારા—કેમ બહેન, તું તો ગામમાં છે કે બહાર ?

મણી—શું કરૂં બહેન ? મારા ઘરમાં મારા પતિની તબીયત જરા ઠીક નહોતી; ત્યાર પછી મારાં જેઠાણીની સુવાવડ આવી તેમાં એક મહીનો વખત મળ્યો નહી, પાછું મારા શરીરે પંદર દીવસ ઠીક નહોતું, એમ બે મહીના ચાલ્યા ગયા. આજે પાછી નવરાસ મળતાં કીધું ચાલ 'તારા' પાસે જઈ આવું:

તારા—ઠીક, પણ પેલી વાત યાદ છે કે ? પેલા મોતીલાલ વકીલની ? તેનું હવે શું થયું ?

મણી—અરે બહેન તેના જેવી તો હવે કોઈ સુખી નથી. જ્યાં સ્ત્રી પતિની પ્રીતી ને પાત્ર થઈ, પછી તેને બીજી શી ખામી હોય?

તારા—અહો! એટલું બધુ કોણે કર્યુ?

મણી—કોણ કરે કેમ, મેં તને નહોતું કહ્યું કે તેનો કોઈ દોમદાર આવવાનો હતો તે ઘણો અક્કલવાન માણસ છે? અને તેના આવવા પછીથીજ આ બધું થયું. અને હવે તો તે કહે છે કે કેવી મારી પત્ની ગરીબ અને સાન સ્વભાવની અને હુસીયાર છે?

તારા—પણ તેના દોમદારે શું કર્યું તે તો કહે?

મણીએ જે આપણે જોઇ ગયા તે બધી વાત કહી.

તારા—ત્યારે અંતે મોતીલાલેજ તેની પાછળ મહેનત લઈ તેને કેળવી.

મણી—હા. અને હુ ને તું પણ ક્યાં માબાપને ત્યાથી શીખી આવેલાં હતા? મને પણ મારા પતિજ જ્યારે જ્યારે રાતની વખતે વખત મળતો ત્યારે સારાં સારાં પુસ્તકો વાંચી સંભળાવી તેમાંથી મારા ધર્મ મને સમજાવતા, ઘરના માણસો સાથે કેમ વર્તવું, સાસરામાં દરેક વડીલ તરફ કેમ વર્તવું, તે પણ સમજાવતા. વળી મારી પાસે પણ અભ્યાસ કરાવતા, તેમાં કદી કંટાળતા નહી, નહી તો હું તો સાવ ગાંડી જેવી હતી!

તારા—અને હું પણ કેદાડે આટલી ડાહી હતી? મને તો બસ, ફલાણા કપડાં લઉ અને ફલાણીના જેવી બંગડી કરાવું અને ફલાણીના જેવું પોલકું કરાવું એવાજ તોર હતો; પણ મારા પતિએજ મને ધીરે ધીરે શીખામણ આપી એવી તો શાંત કરી કે હવે તો મને તેવા મીથ્યા વસ્ત્ર અને દાગીના માટે કદી યાદ પણ થતી નથી, અને મારા પતિ તરફના ધર્મજ જાણે હુ કેમ રીતે વધુ અને વધુ સારી રીતે બજાવું એવજ વીચારમાં મન હોય છે. પણ આવા વીચાર અને આવી શુદ્ધ બુદ્ધી ખીલવવા માટે મહેનત તો મારા પતિએજ લીધેલી છે.

મણી—બહેન હાલમાં જ્યાં જ્યાં બારીક નજરથી જોશુ ત્યાં મોતીલાલના જેવાજ કહેવાના સુધારકો હોય છે. મારા પતિ અને તારા પતિ જેવા તો કોઈકજ હશે કે પોતાની સ્ત્રી પાછળ મહેનત લઇ તેને કેળવે.

તારા—ખરેખર તેમજ છે. માટે સ્ત્રીકેળવણીની ઉન્નતિ થતી નથી, નહાનપણમાં માતાપીતા બેદરકારી રાખે અને લક્ષ આપે નહી, પતિને ઘેર જતાં ત્યા પણ તેમ થાય, ત્યારે કાચી બુદ્ધીની સ્ત્રીઓ જરૂર હઠીલી, રીસાળ, કજીઆખોર અથવા કુચાલે ચડી જાય છે, અને તેને કશી વાતનો અનુભવ મળતો નથી. પતિ સાથે પણ વીરોધ કરે છે, કદી મળતી રામ આવતી નથી, અને છોકરાં છૈયાં થતા તે પણ તેવાંજ થાય છે.

મણી—ખરી વાત છે. મા તેવાં છોકરાં એ કાંઇ ખોટુ છે? માતાના બધા ગુણ

બાળકમાં અવશ્ય આવે. ઘણા વર્ષથી સ્ત્રીકેળવણી એ વીશે અપાર લેખો, અપાર લેક્ચરો, બધું ઘણુંએ થાય છે, છેલે સ્ત્રીઓની સભાઓ પણ થવા માંડી, પણ એ દરેક બાબતમાં જેટલું જોઇએ તેટલું કંઈજ થયું નથી. એક ખરી ગૃહણીને નીતિ અને જ્ઞાનની કેળવણી આપવાની જરૂર છે. પણ તેવી સ્ત્રી તો જવલેજ દેખાય છે, તેનું કારણ એજ કે જેટલું મોઢે બોલાય છે તેટલું વર્તન કરી કરાવી શકાતું નથી.

પ્રાચીન કાળમાં જે જે મહાન પતિવ્રતા દેવીઓ થઈ ગઈ તેનું વૃતાંત વાંચતાં, તેમાં બારીકાથી જોશું તો ખાત્રી થાય છે કે, તેઓએ નહાનપણમાં માતા પાસેથી અને મોટપણે પતિ પાસેથી કેળવણી લીધી છે. તેઓના માતપિતાએ તેમના માટે કેટલાક ઉપાયો કરેલા છે અને લગ્ન થયા પછી પણ તેઓના પતિઓ કે જેઓ પણ પ્રખ્યાત નરો થઈ ગયા છે તેઓએ પણ તેમને પાસે બેસાડી કેવું કેવું જ્ઞાન સમજાવેલું છે. અને અર્ધાગના પ્રત્યેના પતિ તરીકેના પોતે પણ પોતાના ધર્મ સાચવી તેને તેના ધર્મ સમજાવતા, અને તેઓને આવી મહાન શક્તી મળી હતી એ તેમનુંજ દાન હતું. હાલની પેઠે નહી કે વાવ્યા વગર ફળ ખાવાની ઇચ્છા રાખવી! તેઓ તો પુરતી મહેનત કરી પછીજ મીઠાં ફળ ખાતા. તેવાં આજ બધાને ખાવા ગમે છે પણ મહેનત કરવી ગમતી નથી! માટે જો પોતાની સ્ત્રીને ખરી નીતિ અને જ્ઞાનની કેળવણી આપી તેના તરફથી સુખ લેવું હોય તો તેને નહાનપણમાં માતાએ અને સાસરે આવતાં કેળવાયલા પતિ એજ મહેનત લેવી જોઇએ. તે વગર હજારો લેખો, હજારો લેકચરો, હજારો સભાઓના મેળાવડા એ કંઈ કરી શકવાના નથી. તેવી અનેક બાબત કદી પણ સહસા છાતીમાં સચોટ છાપ નહી બેસારે, પણ પતિ અથવા માતા તરફથી મીઠાસના શબ્દોમાં એક મીનીટમાં કહેલું એક વાક્ય પણ તેની છાતીમાં કાયમ ઘર કરશે. માટે આર્ય બંધુઓ આપણા જેવી અભણ અને પછાત પડેલી બુદ્ધિની સ્ત્રીઓને તેની બુદ્ધિ ખીલવવા આગળ પડે અને દીવસનો થોડો ભાગ પણ સ્ત્રીને માટે લઈ તેને કેળવે, ને પછી જુએ કે તેમની રાખેલી ઇચ્છા પાર પડે છે કે નહી? અને તેમની મહેનતનું ફળ મળે છે કે નહી?

તારા—ખરેખર મળશેજ.

મણી—ખરેખર મારી શ્રી પ્રભુ પાસે પ્રાર્થના છે કે મારા આર્ય બંધુઓમાં એવી બુદ્ધિ પ્રેરી અમો સ્ત્રીવર્ગની હાલત સુધારી તેમાંથી પોતે પણ સુખ લે.

વારૂ બહેન આવજે હવે હું જઈશ.

(સંપૂર્ણ.)

ત્રિભુવનતનયા.

# સ્વાગતમન્દિર.



કલાપીનો કેકારવ, એટલે સંસ્થાન લાઠીના સ્વર્ગવાસી ઠાકોર સાહેબ સુરસિંહની કવિતાઓનો સંગ્રહઃ—પ્રકાશક; રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ, ભાવનગર.

અર્વાચીન ગૂજરાત-કાઠિયાવાડના આપણા એકપુરા રાજવી કવિના આ કાવ્ય-ગ્રન્થને પ્રેમભર્યો આવકાર આપતાં અમને આનન્દ થાય છે. પરન્તુ તે આનન્દની સાથે ખેદ મિશ્રિત છેઃ યૌવનનો વિકાસ થતાં થતાંમાં,—જે સમયે આપણા આધુનિક યુવકોના હાથમાંથી ક્રિકેટનું બેટ અને પરીક્ષાનાં પુસ્તકો ખસ્યા પણ હોતાં નથી તેટલી ઉમ્મરમાં, પોતાના કાવ્યગાનથી સરસ્વતી દેવીના મન્દિરને ચાચર ગજાવી મૂકવો એ કોઈ વિરલ મહાશયોને માટે જ નિર્માણ થયું હોય છે; અને તેથી 'કેકારવ' અને 'હમીરકાવ્ય', તથા 'સંવાદ' અને બીજા ગદ્ય લેખોના લખનાર આ કવિવરને આપણે હેમની પ્હેલી પચીશીની લગભગમાં જ પરલોકવાસી થયેલા જોઈએ છીએ ત્યારે આપણી રઢિયાળી 'ગરવી' ગુર્જરીએ પોતાના એક ખરેખરા સંસ્કારી, આશાભર્યા, બાલપંખીને ઉડવા શીખતાં શીખતાંમાં જ ગુમાવ્યું છે, એમ હૃદયમા થઈ આવી દિલગીરી થયા વિના રહેતી નથી. પ્રાચીન સૌરાષ્ટ્રના વીરજીવનની જે આછી આછી ઝાંખી કરવાને અત્યાર સુધીમાં આપણાં મનલોચન ભાગ્યશાળી બન્યાં છે હેના પ્રચંડ તરંગોમાં પ્રીતિ માધુર્ય ભર્યા રસ-જીવનની લલિત લહરિઓ રેલાવતાં મેહેરામણસિંહનાં રસિક કવન જેટલી ઝળકથી આપણા સાહિત્ય પ્રદેશને શણગારે છે, તેટલી જ બલ્કે તેથી પણ વધારે મોહક સુન્દર બાનીથી ઝમકતી—હેના કરતાં પણ વધારે સુરસ કાવ્યકૃતિઓથી સુહાતી આ મયૂરરાજની મિઠ્ઠી કેકાઓ આપણા હૃદય પ્રદેશમાં રમે છે.

'કેકારવ' નું પુસ્તક ઊંચી પ્રતિના કાગળ ઉપર મનોહર સ્વચ્છતાથી ભાવનગરના દરબારી છાપખાનામાં છાપવામાં આવ્યું છે; ભાવનગરના ઠાકોર સાહેબે તે છપાવી આપ્યું છેઃ સ્વર્ગસ્થ સુરસિંહના કુટુંબીઓ અને સ્નેહીઓ તરફથી પ્રકાશનમાં પુરતી મદદ મળી છે; કલાપીનાં સ્નેહરાજ્ઞીને તે સમર્પિત થયેલું છે; કાન્તના તખલ્લુસથી જાણીતા થયેલા સાક્ષર કવિવર હેના પ્રકાશક છે; 'સુદર્શન' અને 'ચન્દ્ર' માસિક પત્રોના વાચકોને આપણી રાજવી કવિની પ્રતિભાભરી લેખિની સાથે સહૃદયતા, અને સમસ્ત ગૂજરાતી વાચક વર્ગને હેની તરફ સન્માન વૃત્તિ છે; પારસીઓમાં પણ હેમનાં લખાણ વાંચવા તરફ ઉત્સુકતા અને હેમની કાવ્ય લહરિઓ પોતાનાં અંતરમાં ઉતારવા તરફ પ્રયત્ન શરૂ છે; કાઠિયાવાડનાં સામાન્ય રીતે અતિશય પાછળ પડી ગયેલાં રાજકુટુંબોમાં પણ હેમની જીવન વૃત્તિઓ—હેમની લેખિનીનું અનુકરણ ક્યારનુંયે થવા માંડ્યું છે; તથા અત્રેની ગૂજ-રાતી. સાહિત્યસભા (જે પ્હેલાં 'સોશિયલ અને લિટરરી એસોસિએશન' ના નામથી ઓળખાતી હતી તે-) ની તરફથી આરંભાયલી 'ગુર્જર સાક્ષર જયન્તીઓ' માં રાજ-

વર્ગ અને કવિ વર્ગના પ્રતિનિધિ તરીકે તેમને પ્રથમ 'જયન્તી'નું માન મળ્યું હતુંઃ- તેજ લેખકની તરફની આ સર્વવૃત્તિ-પ્રવૃત્તિ તરફ નજર નાંખીશું તો આપણને તરત જ ખાત્રી થયા વિના રહેશે નહિં કે સર્વ દિશાઓમાંથી, સર્વ હૃદયો તરફથી આપણા પરલોકવાસી કવિવરના આ મંજુલ ટુહૂરવને એક સરખી સહાય, એક સરખો સંતકાર મળ્યો છે. એ જેટલું કલાપીની કૃતિઓને માન ભરેલું છે, તેટલું જ આપણી સુમધુર ગુર્જરીનાં બાલકોની પ્રફુલ્લિત થયે જતી રસિકતાને શોભાભર્યું પણ છે જ.

પ્રકાશકે કલાપીની કવિતાઓ એકઠી કરી છપાવવા જે તસ્દી લીધી છે ત્હેને માટે નિઃસંશય બધી ગૂજરાતી વાંચનારી આલમ ત્હેમના આભાર તળે છે; અને પ્રારંભમાં મૂકવામાં આવેલા 'કલાપીને સંબોધન'-એ નામના એક અતિ ગેય, સુરમ્ય, ન્હાનકડા કાવ્યથી ત્હેમણે તે આભારવૃત્તિમાં ઘણો મ્હોટો વધારો કર્યો છે. છતાં કેટલીક અગત્યની વસ્તુઓ-ત્હેમણે પણ કબુલ કર્યું છે કે-રહી ગઈ છે; કલાપીના રસજીવનનાં આન્તર તત્વો પ્રકટ કરવાનો વખત આવ્યો નથી એ પ્રકાશકની સૂચના સ્વીકારતાં પણ-થોડી પણ હકીકત ત્હેમના વિશેની બ્હાર પાડવામાં આવી નથી-એ આ ગ્રન્થની પરિપૂર્ણતામાં દોષરૂપ લેખાય એ સ્વાભાવિક છે. અમારું માનવું એમ છે કે, રા. રા. મણિશંકરની પોતાની લખેલી કલાપી વિશેની ટૂંકી નોંધ જે 'વસન્ત' પત્રમાં 'સાક્ષર જયન્તી' ના પ્રથમ પ્રસાદરૂપે આપવામાં આવી હતી તેટલી પણ હાલને માટે બસ થાત. કલાપીના પત્રો માંના ઉતારા બહુ સારી રીતે લેવામાંઆવ્યા છે અને ઉપોદ્ઘાત પણ એક વિદ્વત્તાભર્યો, શાસ્ત્રીય લેખ છે; પરન્તુ ત્હેમાંથી પણ કલાપીના જન્મ અને મૃત્યુની તિથિ જેવી સાધારણ જિજ્ઞાસા ઉત્પન્ન કરે ત્હેવી બાબતો પણ મળી આવતી નથી. કોષ અને વિવેચનની જરૂરિયાત તો પ્રકાશક પોતે પણ કબુલ જ કરે છે; પરન્તુ ત્હેમના ખાસ લક્ષપર લાવવા જેવું એ છે કે, આ કાવ્યો સુગમતાથી વાંચી શકાય ત્હેને માટે અમુક વૃત્ત, કે છંદની સૂચના કરવાની પ્રચલિત રીતિનો અનાદર કરવા જેટલો ગૂજરાતી વાચક વર્ગ હજી અમારા માનવા પ્રમાણે આગળ વધ્યો નથી અને પદ્ય બન્ધમાં હ્રસ્વ દીર્ઘના જે ફેરફાર થાય છે ત્હેના સૂચનનો ત્યાગ પણ આપણા સાહિત્યના ઉપાસકોની બાલ્યાવસ્થામાં લાભકારક નથી.

( અપૂર્ણ. )

---

# વર્તમાનરંગ.

**ધરતીકંપથી થયેલી ભારે હાનિ**—લગભગ નવ દશ વર્ષ થયાં દુકાળ પ્લેગ વગેરેના રૂપમાં કુદરતના માર આપણા નિર્ભાગી દેશ ઉપર પડ્યાજ કરે છે તેમાંથી મુક્ત થઈ શાંતિ મેળવવાનો સમય તો હજી આવ્યો નથી તે દરમીયાન "દુબળા ઢોરને બગાઇઓ ઘણી" એ કહેવતના દૃષ્ટાંત રૂપે દેશના એક ભાગ ઉપર આવી પડેલી એક

બીજી ભયંકર આફતથી અમારા ગ્રાહકોને વાકેફ કરી તેમનુ દયાળુ હૃદય તે તરફ ખેંચવાની અમે જરૂર ધારીએ છીએ. એપ્રીલ માસની તા. ૪થીએ સ્હવારના આશરે સવા ૭ વાગે ઉત્તર હિંદુસ્થાનમા જુદે જુદે ઠેકાણે ધરતીકંપના જે ઘણા સખ્ત આંચકા લાગ્યા હતા, તેનાથી ઘણાંજ ત્રાસદાયક પરિણામ ઉપન્યા છે. કઈક ઠેકાણે મેંકડો વર્ષોના જુને અને ગંજાવર મકાનોના છાપરા કે થાંભલા તુટી પડયા છે, મસીદોના ઉંચા ઉંચા મીનારા જમીનદોસ્ત થઈ ગયા છે, કેટલાક મ્હોટા બંગલાઓ તદ્દન ઉખડી ગયા છે, દેવળો શુમ થઈ ગયાં છે, મ્યુનિસીપાલીટીઓના મ્હોટા મંડપો આખાને આખા ઢળી ગયા છે, સ્ટેશનોના મકાનોના ચૂરા થઈ ગયા છે, કિલ્લાઓના ખંડેર થઈ ગયાં છે. હિમાલયની તળેટીમાં કેટલેક ઠેકાણે ડુંગરના ખડકો ગબડી પડયા છે, જમીનમા મ્હોટા મ્હોટા ચીરા પડયા છે, તળેટીમા ધર્મશાળા નામનુ લશ્કરી મથક હતું તેને સૌથી વધારે જોખમ લાગ્યુ છે, તેમા હિંદીઓના લત્તાના તમામ મકાનો પાયમાલ થઈ ગયા છે, અને આખુ ગામ લગભગ નાશ પામ્યા જેવુ જ થઈ ગયુ છે, ત્યાંજ આવેલા પાલમપુર ગામની પણ તેજ સ્થિતિ થઈ છે, તેમ વળી પંજાબમાની બીયાસ નદીના પ્રવાહની દિશા પણ બદલાઈ ગઈ છે. પરંતુ આટલુંજ બસ નથી, નિર્જીવ વસ્તુઓની હાનિથી, અને તેને લીધે થયેલી કરોડો રૂપીયાની ખુવારીથી જ, આ ત્રાસ અટક્યો નથી મનુષ્ય જીવોનો થયેલો નાશ પણ તેટલોજ ભયંકર છે. કાંગ્રા ખીણમા હજારો મનુષ્યો માર્યા ગયા છે, ઉપર જણાવેલા પાલમપુર ગામમા સેંકડો જીવોની હાનિ થઈ છે, તેમ ધર્મશાળામા ગુરખા લોકોની ૪૦૦ બહાદુર વીરોની આખી પલટણની પલટણ માર્યા ગઈ છે, તેમ યુરોપીયન લશ્કરીઓમાના પણ કેટલાક મૃત્યુવશ થયા છે. ફક્ત બન્ને ઠેકાણે મળીનેજ લગભગ ૧૨ હજાર મનુષ્યોના જીવ ગયા છે એમ અટકળ કરવામા આવી છે આ ઉપરાંત જનાવરોની ખુવારી થઈ છે એનો તો હિસાબ જ નથી. આ પ્રમાણે લાહોર, અમ્રતસર, જલંધર, ફીરોઝપુર, મુલતાન, રાવલપીંડી, કાશ્મીર, કાંગ્રા ધરમશાળા, પાલમપુર, મરી, પત્યાલા, સીમલા, દિલ્લી વગેરે સ્થાને થયેલા નાશનો આતો ફક્ત સંક્ષેપમાત્રજ હેવાલ છે, પણ તેની વિગતવાર હકીકત સાંભળતાંજ આપણને કંપારી છુટે છે, તો તે ભયાનક બનાવ જે તોએ નજરે જોવાનો તથા જે નિર્ભાગી જીવોને તે અનુભવવાનો પ્રસંગ આવ્યો હશે તેમના હૃદયની શી દશા થઈ હશે '

આવી ત્રાસદાયક આફતનો વર્ષાદ વર્ષાવનાર કુદરતનો આ ભયંકર બનાવ કેવી રીતે બની આવ્યો હશે એ અમારા વાચકોમાના કેટલાકને પ્રશ્ન થઈ આવશે. પૌરાણિક વિચારો કે દંતકથાઓને આધારે આપણા દેશમા હજી પણ કેટલા નુ એમ માનવુ છે કે આ પૃથ્વી શેષનાગની ફેણ ઉપર ટકી રહેલી છે, અને પાસુ બદલવાના કે એવા કોઈ કારણસર નાગ પોતાનુ માથું હલાવે છે ત્યારે ધરતી હાલે છે. એ પણ મ્હોટા ચમત્કારોના કારણને માટે પ્રત્યક્ષ પુરાવો ન મળવાથી મનુષ્યનુ અજ્ઞાન મન તેને માટે કઈક કલ્પનાઓ બાંધે છે, તેમ આ પણ તેવીજ એક કલ્પના છે. તેનું ખરૂં કારણ શુ છે તેનુ કઈક સૂચન અમારા ગયા અંકમા " વિદ્યાકળા " ના વિભાગમાના લેખમા કરવામા આવ્યુ છે તે તરફ અમે અમારા વાચકોનુ લક્ષ દોરીએ છીએ. હાલ બનેલા બનાવ પછી

કેટલાક ભૂસ્તરવિદ્યામાં પ્રવીણ અનુભવી શોધકોએ તપાસ કરી તેવું એવું કારણ શોધી કહાડયું છે કે હિમાલય પર્વતના એક ભાગ ઉપર જ્વાળામુખી પર્વત ફાટી નીકળ્યો છે, ડુંગરના શિખર ઉપરથી અગ્નિ અને ધુમાડાના ગોટેગોટા નીકળતા ત્યાંના લોકોના જોવામાં આવે છે, અને તેજ આ ધરતીકંપનું કારણ છે; એટલે કે જેમ દારૂખાનાની કોઠી છુટતાં તેમાંનો અગ્નિ કેટલીક વખતે વધારે બળથી બ્હાર આવવા પ્રયત્ન કરતાં તે કોઠીને ફાટી નાંખી ઉરાડી મુકે છે, તેમ પૃથ્વીની અંદરના પ્રચંડ અગ્નિએ ફાટી નીકળી બ્હાર દેખાવ દીધો છે, અને તેમ કરતાં પૃથ્વીનાં પડોને ઉથલપાથલ કરી નાંખ્યાં છે, અને તેથીજ આવાં પરિણામ નીપજી આવ્યાં છે. આવા બનાવ સૃષ્ટિને લાભકારક કે અગત્યના છે કે કેમ તેનો જો તાત્કાળીક પરિણામોથી ઠરાવ કરીએ તો તો બેશક તે અનિષ્ટજ લાગે; પરંતુ અનંતકાળને માટે નિર્માણ થયેલી સૃષ્ટિના લાભાલાભનો ન્યાય આપણી સંકુચિત દૃષ્ટિએ ન કરતાં "ઇશ્વર જે કરે તે સારાને જ માટે" એ સૂત્ર ઉપર આપણે તો સંપૂર્ણ શ્રદ્ધા જ રાખવાની છે.

આવે વખતે દેશરક્ષક તરીકે આપણા રાજ્યકર્ત્તાએ પણ આપત્તિમાં આવી પડેલાઓ માટે દયાની લાગણી દર્શાવી છે, અને તેમનું સંકટ નીવારવાના બનતા ઉપાયો પણ યોજવા માંડયા છે. નામદાર શહેનશાહે તથા રાજ્યકુટુંબે, તેમજ યુરોપના કેટલાક દેશોએ તથા જાપાનના મ્હોટા અધિકારીઓએ ના. વાઇસરોય મારફતે દીલસોજીની લાગણી બતાવી છે. એટલુંજ નહી પણ આપત્તિવશ થઈ પડેલાંનો ઉદ્ધાર કરવાને માટે એક મ્હોટું ફંડ પણ ઉઘરાયું છે તેમાં અત્યાર સુધીમાં રૂ. ૧૨૦૨૦૦ ભરાઈ પણ ચૂક્યા છે.

દેશના એક અંગ ઉપર થયેલા આ કારી ઘાની વેદના આખા હિંદુસ્થાન દેશને થઇ આવી છે, અને સર્વ સ્થળેથી દયાની લાગણી દર્શાવાય છે, એ એક રીતે સંતોષકારક છે; કારણ કે તેથી, હિંદી પ્રજાના શરીરમાં દેશદાઝનું લોહી એકજ અવયવમાં ઠરી રહેલું નથી પણ તેના દરેક અંગમાં વહે છે, અને એક બીજાના સુખદુ:ખની લાગણી સર્વ શરીરમાં સરખી રીતે પ્રસારે છે એમ સ્પષ્ટ સૂચન થાય છે. આ દેશદાઝનું લોહી સ્વદેશી સ્ત્રીવર્ગમાં પણ વ્હેતું થાય અને તેમના હૃદયમાંથી પણ તેવીજ દયાની લાગણીનું ઝરણ સ્ફૂરે એજ અમારી આગ્રહપૂર્વક ઇચ્છા છે.

**નામદાર પ્રીન્સેસ ઓફ્ વેલ્સને મુંબાઇની હિંદી સન્નારીઓ તરફનો આવકાર:**—નામદાર પ્રીન્સેસ ઑફ્ વેલ્સ (ઇંગ્લાંડના સૌથી મ્હોટા રાજપુત્રનાં પત્ની) જે આવતા નવેમ્બર માસમાં પોતાના પતિની સાથે હિંદુસ્થાનની મુલાકાતે પધારનાર છે તેમને મુંબાઇની સઘળી કોમોની હિંદી સન્નારીઓ તરફથી આવકાર આપવાને લગતી કેવી વ્યવસ્થા કરવી તે સંબંધી વિચાર ચલાવવાને જુદી જુદી હિંદી કોમોની સુંદરીઓની એક સભા ગઈ તા. ૧૭ મીએ સર જમસેદજી જીજીભાઈના એક બંગલામાં મળી હતી. શેહેરના ઘણાક આગેવાન ગૃહસ્થોની પત્નીઓ આ સ્થળે એકઠી થઈ હતી, પરંતુ પારસી કોમની સન્નારીઓની સંખ્યા વિશેષ ભાગે દૃષ્ટિએ પડતી હતી.

સભાનુ કામ આરંભતા મીસીસ *બદ્રુદીન તૈયબજીની દરખાસ્તથી તથા મીસીસ +ચંદાવરકરના અનુમોદન (ટેકા) થી ×લેડી જમશેદજી જીજીભાઇને પ્રમુખ સ્થાન આપવામાં આવતા તેમણે નીચેની મતલબનુ ભાષણ કર્યુ હતુ —

"પ્રિય બ્હેનો, આજે આપણે જે કામ માટે ભેગા મળ્યા છીએ તે ત્હેમને ખબર જ છે કે નામદાર પ્રીન્સેસ ઑફ વેલ્સ જે પોતાના રાજવંશી ભર્તાર સાથે થોડાક વખત પછી અત્રે આવનાર છે તેમના સબંધમા છે આપણા રાજવંશી કુટુબના મનુષ્યો, અને તેમા ખાસ કરી જેઓ ભવિષ્યમા રાજગાદી શોભાવનાર છે તેઓ, પોતાની મ્હોટી શેહનશાહતના દૂરના ભાગોની મુલાકાત એકથી વધારે વાર લઈ શકે એ બનવા જોગ નથી. ત્રીસથી વધારે વર્ષ પ્હેલા આપણા હાલના શહેનશાહ જેઓ તે વખતે §પ્રીન્સ ઑફ વેલ્સ હતા તેઓ પોતાની હિંદુસ્થાનની મુસાફરી દરમીયાન મુંબાઇમા પધાર્યા હતા, પણ તે વખતે તેમના માનવંતા પત્ની પ્રીન્સેસ ઑફ વેલ્સ જે હાલ રાજ્યમાતા થયા છે તે તે નામદારની સાથે પધારેલા ન હોવાથી તેમના દર્શન કરવાને તથા તેમને યોગ્ય આવકાર આપવાને આપણને પ્રસગ મળ્યો ન્હોતો. તે પછી પણ આશરે આગેક વર્ષ ઉપર જ્યારે હાલના નામદાર પ્રિન્સ તથા પ્રિન્સેસ ઑફ વેલ્સ પોતાના મહાન રાજ્યના જુદા જુદા ભાગોની મુલાકાત લેવા મુસાફરીએ નીકળ્યા હતા, ત્યારે હિંદુસ્થાનને પણ તેઓ મુલાકાતનો લાભ આપશે એમ ઉમેદ રાખવામા આવી હતી. પરતુ કેટલાક કારણોને લીધે એ રાજવંશી જોડુ આ દેશની મુલાકાત લઈ શકશે નહીં એમ જ્યારે નક્કી થયુ હતુ ત્યારે આપણને કેટલીક નાઉમેદી થઈ આવી હતી પણ હવે જ્યારે સત્તાવાર રીતે જાહેર કરવામા આવ્યુ છે કે નામદાર પ્રીન્સેસ ઑફ વેલ્સ પોતાના પતિની સાથે હિંદુસ્થાનની ખાસ મુલાકાત લેવા આવનાર છે ત્યારે આપણી તે વખતની નિરાશા હાલમા ખુશાલીમા ફેરવાઈ ગઈ છે. વળી વધારે ખુશી થવાનુ કારણ આપણને એ છે કે હિંદુસ્થાનની જે ધરતી ઉપર તે નામદાર બાનુ પોતાનો પ્હેલો પગ મૂકશે તે ધરતી આપણી સુદર મુંબાઈ નગરી છે કે જેને માટે આપણે મગરૂર છીએ આપણી આગળ આપણા હને પછીના મહારાણી પધારે તે મુબારક પ્રસગનો લાભ લઈ આપણે હિંદુસ્થાનની સ્ત્રીઓ જો તે નામદારને આવકાર દઈશુ તો ઈગ્રેજ સરકારની વફાદાર રૈયત તરીકે આપણે આપણી એક મ્હોટી ફરજ બજાવેલી ગણાશે. હિંદુસ્થાનની રાજભક્ત પુત્રીઓ તરીકે આપણી તે ફરજ છે કે તે નામદાર રાજવંશી સન્નારીને તેમના મ્હોટા દરજ્જાને છાજતો તેમજ આપણને શોભા ભળે તેવો આવકાર આપણે મુંબાઇની દેશી સન્નારીઓ તરફથી આપીએ"

---

+ બદ્રુદીન તૈયબજી તથા ચંદાવરકર એ બન્ને મહાન પુરુષો મુંબાઇની હાઇકોર્ટ (આખા ઇલાકા માટે ન્યાયની સૌથી ઉચી કચેરી) ના આપણા સ્વદેશી લોકપ્રિય અને માનવંતા જડજો છે.

× ઉમરાવની એક પદ્દી મેળવેલા પુરુષની પત્નીને 'લેડી' નુ માનવંત ઉપનામ લગાડાય છે આ પદ્દી ઘણી ઉચી મનાય છે અને થોડાને જ મળે છે. સર જમસેદજી જીજીભાઈ તેમાના એક છે

§ ઈંગ્લાંડમા રાજ્ય કરનારના સૌથી મ્હોટા પુત્રને આ ઇલ્કાબ હોય છે, અને તે ગાદી ઉપર ન આવે ત્યા સુધી તેને લાગેલો રહે છે.

ત્યાર પછી જે એક પછી એક દરખાસ્તો મુકાઈ તથા પસાર થઈ હતી તેમાંની

પ્રથમ દરખાસ્ત

લેડી દીનશાહ પીટીટે નીચે પ્રમાણે મુકી હતી:—"નામદાર પ્રીન્સેસ ઑફ વેલ્સ મુંબાઇના કિનારા ઉપર આવે તે વેળા તેમને હિંદની સઘળી કોમની બાનુંઓ તરફથી આવકાર આપવાને લગતી મ્હોટા પાયા ઉપર ગોઠવણ કરવી." આ દરખાસ્તને લેડી ધનબાઈ જહાંગીરજીએ, લેડી હરકીસનદાસ નરોતમદાસે, તથા મિસ શિરીન માણેકજી ખરસેદજીએ અનુમોદન આપતાં ઉપર જણાવેલી મતલબનાં ટુંકાં ભાષણો આપ્યાં હતાં. મત લેવાતાં સર્વાનુમતે તે મંજુર થયા પછી

બીજી દરખાસ્ત

મીસીસ રૂસ્તમજી બેહેરામજી જીજીભાઇએ મૂકી હતી કે "નામદાર પ્રીન્સેસ ઑફ વેલ્સને આવકાર આપવાની ગોઠવણ કરવાને માટે સન્નારીઓનું એક સામાન્ય મંડળ નીમવું" અને તેમાં જુદી જુદી કોમોની ૧૫૦ સ્ત્રીઓનાં નામ આપવામાં આવ્યાં હતાં. આને મીસીસ નાનુ નારાયણ કોઠારીએ ટેકો આપ્યો હતો, તથા તે સર્વાનુમતે મંજુર થઈ હતી.

ત્રીજી દરખાસ્ત

મીસીસ અબદુર-લતીફે આ ઉપાડેલું કાર્ય સફળ કરવા એક વ્યવસ્થાપક મંડળ નીમવા માટે મુકી હતી, અને તેમાં ૨૪ નામો આપ્યાં હતાં, જેમાંનાં ૭ હિંદુઓમાંથી ચાર ગુજરાતીઓનાં નામ હતાં. આ દરખાસ્ત પણ મંજુર થયા બાદ મુસલમાન કોમની પડદામાં રહેનારી બાનુઓને પણ તે પ્રસંગનો લાભ મળે એવી ગોઠવણ કરવાની એક મુસલમાન બાઈ તરફથી આવેલી સૂચના પણ મંજુર થઈ હતી અને પછી સભા વિસર્જન થઈ હતી.

સુંદર મુંબાઇની સુંદરીઓની આ હીલચાલ યોગ્ય માર્ગે જ છે એમાં તો કંઈ સંશય નથી. રાજ્યભક્તિ બતાવવા જેવા શુભ પ્રસંગે પુરૂષોની પેઠે સર્વ જુદી જુદી જાતોની સન્નારીઓ પણ ધર્મ, ભાષા, આચાર વિચાર વગેરેનો ભેદ બાજુ ઉપર મુકી દઇને, સર્વે એક જ દેશની પુત્રીઓ છે એવી સ્વદેશપ્રેમની લાગણીથી, એકઠી થઈ આવા મહાન કાર્યમાં પુરતા ઉમંગ અને જુસ્સાથી પ્રવૃત્તિ કરે એ પણ એક દેશોદયનું ઉજ્વળ કિરણ જ છે એમ અમે માનીએ છીએ. છતાં અમારે કહેવું જોઇએ કે આવી હીલચાલની પૂર્ણ યોગ્યતા બ્હારના આડંબરભર્યા મ્હોટા મેળાવડામાં રહેલી છે તેના કરતાં વિશેષ તો તેને અંતે કંઇક વ્યવહાર દેશહિતનો ઉદ્‌ભવ થવાનો સંભવ રહે એવાં પગલાં લેવામાં રહેલી છે. અમે ધારીએ છીએ કે તે નામદાર પ્રીન્સેસ ઑફ વેલ્સ મુંબાઇના કિનારા ઉપર આવતાં આ સુંદરીઓના એક ભવ્ય મેળાવડામાં તેમને એક મ્હોટું માનપત્ર આપવામાં આવશે; અમે એમ પણ ધારીએ છીએ કે તે માનપત્રમાં, હિંદી સ્ત્રીઓને ઇંગ્રેજી રાજ્યથી ઘણા ઘણા લાભ થયા છે, હિંદી સ્ત્રીઓ ઇંગ્રેજી રાજ્ય તરફ સંપૂર્ણ વફાદારી ધરાવે છે, અને ઇંગ્રેજી પ્રજાનો હિંદુસ્થાન ઉપર રાજ્યકર્ત્તાનો સંબંધ ઇશ્વર સર્વદા કાયમ રાખે એવી તેની પ્રાર્થના કરીએ છીએ, ઈ. ઈ. યોગ્ય અને સત્ય વાક્યો અને વિચારો દર્શાવવામાં આવશે. પણ તેની સાથે અમે એટલું પણ ઇચ્છીએ છીએ કે તેજ માનપત્રમાં, હાલ દેશમાં સામાન્ય તથા હલકા વર્ગની સ્ત્રીઓની ( ઉંચા વર્ગની લલનાઓએ પોતાની વૈભવી અવસ્થાના લાભો ઘડીભર વિસરી જઇ પોતાની ઓછી ભાગ્યશાળી પણ સ્વદેશી બ્હેનોની સ્થિતિ તરફ નજર નાંખ-

વાની જરૂર છે) વાસ્તવિક સ્થિતિ શી છે, તથા તેની સુધારણાને અર્થે સરકાર તરફથી કયા ખાસ ઉપાયો લેવાવાની આવશ્યકતા છે એ વિષય તરફ પણ તે નામદાર રાજપત્નીનું ખાસ લક્ષ દોરવાની ઘણી જરૂર છે. હિંદી સ્ત્રીઓને સ્ત્રીકેળવણીનું કયું સ્વરૂપ વિશેષ અનુકૂળ છે તે નક્કી કરી તે જ પ્રમાણે કન્યાઓને કેળવણી આપવામાં તથા દેશમાં કન્યાશાળાઓની સંખ્યા ઘણી વધારવા માટે અને પ્રજા કેળવણી આપવાને વિશેષ દોરાય એવા ઉપાયો યોજવા માટે નાણાની પુરતી મદદ આપવામાં-અત્યાર સુધીમાં સરકારે કેટલું ઓછું કર્યું છે તે બાબત તરફ;-રેલવેની મુસાફરીમાં ત્રીજા વર્ગની સ્ત્રીમુસાફરોને વેઠવી પડતી અનેક અડચણો તરફ;-પુનર્વિવાહ કરવાનું ન પસંદ કરનાર નિરાધાર હિંદી વિધવાઓનું જીવન ઉન્નત કરવા અર્થે તેમને લાયકના ઉદ્યોગો શિખવાના સાધન તરીકે દેશના જુદા જુદા ભાગોમાં ઉદ્યોગશાળાઓ સ્થાપવા તરફ;-મુંબાઇની આ પ્રતિનિધિ રૂપ ઉભી થયેલી સ્ત્રીસમાજે રાજકુટુંબનું ધ્યાન ખેંચવાની અગત્યતા વિષે જેટલું બોલીએ તેટલું ઓછું-જ છે. તેના પરિણામે હાલ તરત નહિં તો થોડાક સમય પછી પણ તે તે માર્ગે દેશનું વાસ્તવિક હિત થવા સારો સંભવ રહે છે. અને મુંબાઇની આ હિલચાલ સાથે સંબંધ રાખનાર પુરૂષો તથા સન્નારીઓ અમારી આ સૂચના વિષે યોગ્ય વિચાર કરશે એવી આશા છે.

પાન્થ, બન્ધુસમાજ.

# સમય તરંગ.

**સ્ત્રીકેળવણીના સમાચાર—**મદ્રાસ ઇલાકાની કેળવણીને લગતા ૧૯૦૩-૦૪ ના રીપોર્ટ ઉપરથી જણાય છે કે ત્યાં સ્ત્રીકેળવણીમાં ઘણો વધારો થયે જાય છે, પરંતુ તેમાં પણ યુનિવર્સીટી (મેટ્રીક્યુલેશનનો તથા તેથી ઉપરની પરીક્ષાઓનો અભ્યાસ કરાવનાર મંડળ) નો અભ્યાસ કરતી સ્ત્રીઓનો હેવાલ વધારે જાણવા જેવો છે. તે વર્ષે મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં ૧૮૩ સ્ત્રીઓ બેઠી હતી, જેમાંથી ૨૯ પાસ થઇ હતી. તેમાં ધ્યાન ખેંચે એવું એ હતું કે જ્યારે ૧૦૪ યુરોપીયન બાળાઓમાંથી માત્ર ૧૧ જ ફત્તેહમંદ થઇ હતી, ત્યારે ૩ બ્રાહ્મણ કન્યાઓમાંથી ૨ વિજયી નીવડી હતી. કોલેજ (પાઠશાળા) ની કેળવણીનો લાભ લેતી સ્ત્રીઓની સંખ્યા ૩૭ હતી. આર્ટસની પ્હેલી (બી. એ. ની પ્હેલાંની) પરીક્ષા માટે ૩૩ સ્ત્રીઉમેદવારોમાં ૧૨ દેશી સ્ત્રીઓ હતી જેમાંથી ૭ પાસ થઇ હતી. બી. એ. ની પરીક્ષામાં ૬ સ્ત્રીઓ બેઠી હતી, જેમાંની ૨ બ્રાહ્મણ સ્ત્રીઓ હતી, અને તે બન્ને પાસ થઇ હતી. સ્ત્રીઓને માટેની ખાસ કોલેજોમાં વધારો થયો ન્હોતો, પરંતુ છોકરાઓની કોલેજોમાં ૨૩ સ્ત્રીઓ અભ્યાસ કરતી હતી. તે વર્ષના અંત સુધીમાં જે ૨૩ સ્ત્રીશાળાઓને સરકાર તરફથી મદદ આપવામાં આવતી હતી, તેમાંની ૨૨ ખ્રીસ્તી મીશનની દેખરેખ તળે છે એ ખાસ લક્ષ ખેંચનારી બાબત છે.

" સુન્દરી સુબોધ " નો પધારો.

# સ્ત્રીઓનાં કર્તવ્ય.

---

સ્વાગત કમિટીએ પોતાને આગ્રહપૂર્વક આમંત્રણ કર્યા બદલ પ્રથમ યોગ્ય શબ્દોમાં તે કમિટીનો આભાર માની દા કૃષ્ણાબાઇ બોલ્યાં :

અત્યારે આપણે જે કાર્ય એટલે મહોત્સવ ઉજવવા માટે એકઠાં થયાં છીએ તે કાર્યના ઉપયોગીપણાનો ચાલો આપણે વિચાર કરીએ. આપણા પૂર્વજોએ જે જે યાત્રાનાં સ્થળો અથવા પ્રસિદ્ધ દેવોનાં ધામ નક્કી કર્યા છે તે સ્થાનો ઘણે ભાગે રમણીય ઠેકાણે આવેલાં હોય છે. વાડી, ઔદુંબર જેવાં ક્ષેત્રો જુવો, કોલ્હાપુર પાસે આવેલું પ્રયાગ ક્ષેત્ર લ્યો, અથવા આ સ્તવનિધિના ક્ષેત્ર તરફ જ નજર કરો. પાણેજ સ્વચ્છ નદીનું અથવા તળાવનું ભુરૂં રમતુ પાણી, ન્હાનાં ન્હાનાં ઝાડ જેના ઉપર ઉગ્યાં છે એવા પર્વતની હારો, સંધ્યાકાળે બે ઘડી આનંદમાં ગાળવા બેસવા માટે ગાલીચા કરતાં પણ શુદ્ધ અને સ્વચ્છ કિનારાની રેતી, કદિ કદિ ઉત્તમ બાંધેલા નદીના ઘાટ, આ સર્વ જોઇને કોની વૃત્તિ તલ્લીન ન થાય વારૂ ? ગમે તે ધામમા જાઓ, ત્યાં આગળના એકદર રીતે ભવ્ય અને ઉચ્ચ દેખાવો નિહાળતાં મનને જે એક પ્રકારનો આનંદ અને શાંતિ મળે છે, તેમ બીજા કશાથી પણ થતું નથી. તથા તે સુંદર દેખાવો નજરે પડતા, મનની અંદરના બધા ક્ષુદ્ર વિચારો ક્ષણભર તો નષ્ટપ્રાય થાય છે. આવી મનોહર સૃષ્ટિ પ્રભુએ માત્ર આપણા ઉપભોગને માટે નિર્માણ કરી છે એવો મનમાં ખ્યાલ આવતા કૃતજ્ઞતાપૂર્વક આપણે ત્હેનું નામ સ્મરણ કરીએ છીએ અને આપણે માટે આ રળીયામણુ વિશ્વ ઉત્પન્ન કરનાર જગન્નિયંતાને આપણે અત્યંત આદર અને પ્રેમથી ગદ્‌ગદ્ કંઠે નમસ્કાર કરીએ છીએ : તથા આવા પવિત્ર ધામમાં આપણો દેહ-પાત થાય તો આપણું મ્હોટું ધન્ય ભાગ્ય સમજી, પ્રસંગ પડે તો આપણો દેહ પણ આ ઠેકાણે અર્પણ કરીએ એવી આપણા મનની ઉંચી સ્થિતિ થાય છે. આવે વખતે સઘળો સ્વાર્થ એક કોરાણે મુકી આ જન્મ લીધાનું - આપણે/ સાર્થક કરવું જોઇએ, એમ આપણને લાગી આવે છે સમાજસ્થિતિમા સુધારો કરવા માટે વિચાર ચલાવવા સારૂ જે કાંઇ યોગ્ય સ્થળો હશે તે પણ આવાજ પ્રકારના. સમાજ તરફનાં કર્તવ્યો સાધવામાં હમેશાં પોતાને કાંઇક ઘસાવુ પડે છે અને પોતાનો સ્વાર્થ એક બાજુએ ખસેડવો પડે છે, તથા ક્ષણમાત્ર પણ સ્વાર્થનો જે લય થાય છે તે આવાં મંગળ ઠેકાણે અને આવા મંગલ પ્રસંગે

આપણા જૈનધર્મનો બ્હોળી નજરે વિચાર કરીએ તો, તેના જેવા ઉંચાં તત્ત્વો આચરણમા આણવાનો યત્ન જેટલો આ ધર્મમાં કરવામા આવ્યો છે. તેટલો અન્ય ઘણા થોડા ધર્મોમા થયો છે એમ જણાઇ આવશે. આપણા પૈકી કેટલીએક

સ્ત્રીઓ જપ કરે છે; કેટલીએક મ્હોટે ગળસકે ઉઠી સ્નાન કરી બબ્બે કલાક પૂજામાં ગાળે છે; બીજી કેટલીએક અન્ય પ્રકારે પરમેશ્વરની ભક્તિ કરે છે; પરંતુ આ સર્વ ભક્તિને સ્વાર્થીભક્તિ કહેવાની હું હિંમત ધરૂંછું. જે પ્રમાણે, કોઈ રાજાનો સેવક તેનાથી દૂર હોઇ પોતાને સોંપેલું કામ પોતાની સદસદ્ વિવેકવૃત્તિને વાપરી, પોતાના કર્ત્તવ્યને અનુસરી, યોગ્ય રીતે બજાવે છે, તો તે રાજા દક્ષ હોય તો તેને વધારે વધારે ઉંચી પદ્વીએ ચઢાવે છે, અને " જો હુકમ " કહી હાથ જોડી પોતાની સમીપ હાજર રહેનારા અથવા પોતાની પ્રશંસા કરે જનારા બીજા નોકર કરતાં તેની વધારે યોગ્યતા લેખે છે; તેવીજ રીતે રાત દિવસ રામ નામનો જપ કરીને બેસી રહેનારા કરતાં જે કોઈ પોતાનાં રોજનાં કર્તવ્યો ઉલ્લાસપૂર્વક સાધી પરમેશ્વરને અર્પણ કરે છે તેનેજ ખરો ધન્યવાદ ઘટે છે. સંસારની બધી જંજાળમાંથી છુટા થઇ, જંગલમાં વસી, હરિના નામનો જાપ કરતા બેસવું એ સંસારમાં રહી ભક્તિ પુરઃસર પોતાનાં કર્તવ્યો કર્યે જવા કરતાં ખરેખર સહેલું છે. જંગલમાં વસનારને મોહપાશજ નડતા નથી, અને તેમને જીતવાની તથા મનનો સંયમ કરવાની જરૂર પડતી નથી. મોક્ષપ્રાપ્તિના સંબંધમાં જૈનોની ભાવના કેવા પ્રકારની છે તે "તત્વાર્થસૂત્ર"માં ઉત્તમ રીતે દેખાડયું છે. તેમાં કહ્યું છે કે " સમ્યગ્દર્શન જ્ઞાન ચરિત્રાણિ મોક્ષમાર્ગઃ "; સમ્યગ્દર્શન એટલે જીનના ઉપદેશ મુજબ તત્ત્વવિષયમાં પ્રેમ; સમ્યગ્જ્ઞાન એટલે યોગ્ય જ્ઞાન; અને સમ્યક્ચરિત્ર કહેતાં શીલપૂર્વક વર્ત્તણૂક; એટલે નિંધ વસ્તુનો સંપૂર્ણ ત્યાગ. આ ત્રણે વસ્તુ સાધવાથી મોક્ષપ્રાપ્તિ થાય છે; એટલે પ્રાણિમાત્ર તરફ દયાભાવ રાખવાથી, આજુબાજુની વસ્તુઓનું જ્ઞાન મેળવવાથી, અને નિંધ બાબતોને વર્જ્ય કરવાથી મોક્ષ સધાય છે. સ્વાર્થનો ત્યાગ કરવાની બુદ્ધિ બીજા બધા ધર્મો કરતાં જૈનધર્મમાં વધારે વખાણવા જોગ છે. માંસાહાર તો એક કોરાણે રહ્યો, પરંતુ કોઈપણ જીવજંતુ પેટમાં જવા પામે નહિ તેટલા સારૂ રાત્રિએ જમવાની પણ તે ધર્મમાં મનાઇ કરવામાં આવી છે. આપણને કરડી આપણા પોતાના લોહીથી પુષ્ટ થયેલા માંકણ અને મચ્છરનો નાશ કરવાનું તો વેગળું રહ્યું, પણ જે ધર્મમાં તેમના પોષણ માટે દ્રવ્યનો વ્યય કરી એકાદ રાત મનુષ્યનું રક્ત તેમને પાવાનો રિવાજ છે, એવા ધર્મને ઉન્નત ન કહિએ તો બીજું શું ઉપનામ આપી શકીએ ? કોઇપણ પ્રકારનો ઉપદ્રવ ન કરે એવાં પ્રાણીને ઇજા ન કરવાનું તો હોયંજ; પણ જે પ્રાણિ આપણને ત્રાસ આપી આપણી રાત્રિની નિદ્રા સુદ્ધાંતનો ભંગ કરે છે તેમના ઉપર, અથવા સાપ જેવા મહા ઘાતક પ્રાણી ઉપર, ઉલટી દયા રાખવાની, એટલે આપણા ઉપર અપકાર કરનાર તરફ ઉપકાર કરવા જેવી પરોપકાર વૃત્તિ બીજા કયા ધર્મમાં આટલી રીતે પ્રકટ થયેલી જડશે ? અતિ ક્ષુદ્ર જીવજંતુ સુદ્ધાંતના સંબંધમાં જ્યાં આવી રીતે ભૂતદયા આપણામાં વાસ કરે છે ત્યાં અરસપરસ મનુષ્ય પ્રાણી સાથે આપણે કેટલા દયાભાવથી અને પ્રેમથી વર્તવું જોઇએ ? બીજાને શબ્દ માત્રથી દુઃખ ઉત્પન્ન કરવું એ જૈનધર્મમાં પાપ ગણાય છે. આમ હોવા છતાં ન્હાની ન્હાની છોકરીઓને વૈધવ્ય દશામાં આપણે શી રીતે જોઈ શકીએ છીએ ? તેમના જેવી બીજી છોકરીઓ સંસારસુખમાં આનંદ કરતી હોય છે, ન્હાનાં છોકરાંને ખોળામાં રમાડતી નજરે પડે છે, અને આ નિર્ભાગી છોડી એકાદ ખુણામાં આંસુ ઢાળતી બેઠી હોય છે, એ શું અન્યાય નથી ? હવે આ બાબતમાં તમે એમ સમાધાન કરશો કે તે છોકરીનું નસીબજ એવું. તેમાં આ-

પણે શું કરીએ ? પરંતુ આ જવાબથી સમાધાન થતું નથી. જેમ કોઇ માંસાહારી પુરૂષ પોતાના ભક્ષ્ય પ્રાણીના પ્રારબ્ધમાંજ મરવાનું લખેલું છે એમ કહી તેનો નાશ કરી તેને પોતાના આહારના ઉપયોગમાં લેછે તેજ પ્રમાણેની આ સ્થિતિ છે. આ છોકરી બાલવિધવા ન થઈ બેસે એમ કરવાનું આપણા પોતાના હાથમાં છે.

ન્હાનપણમાં લગ્ન કરવાના સંબંધમાં શાસ્ત્રનો આધાર નથી એમ હવે નિર્ણય થઈ ચુક્યો છે. મુસલમાનોએ હિંદુસ્થાન ઉપર ચઢાઇઓ કરી તે વખતે તરૂણ કુમારિકાઓ તેમના હાથમાં પડે નહિ તેટલા સારૂ બાલપણથીજ તેમનાં લગ્ન કરી દઈ તેમને પોતાના પાલકોને સ્વાધીન કરી દેવામાં આવતી હતી એમ એક કલ્પના છે, અને આ કલ્પનામાં પણ મને કાંઇક સત્યનો અંશ જણાય છે. હિંદુ પુરાણોમાં જે જે લગ્ન સંબંધી ઉલ્લેખ દૃષ્ટિએ પડે છે તે સર્વ લગ્નો ઉમરે આવ્યા પછી સ્વયંવર વિધિથી થયેલાં છે. સીતાજીએ શ્રી રામચંદ્રને વરમાળા આરોપી તે મ્હોટી ઉંમરેજ; રૂક્મિણીજીએ શ્રી કૃષ્ણને પત્રિકા લખી તે પણ પોતે ઉંમરે પ્હોંચ્યા પછીજ; અને સાવિત્રીએ પોતાના પતિ તરીકે સત્યવાનને પસંદ કર્યા તે પણ બાલપણમાં નહિં. આ પ્રકારનાં પ્હેલાનાં વખતનાં ઉદાહરણો આપણામાં છે. વારૂ બીજા દેશો જોઇએ તો ત્યાં પણ આપણામાં હાલ પ્રચલિત છે એવો દુષ્ટ રિવાજ હોવાનું શું કાને પણ પડયું છે? પશ્ચિમ તરફના દેશોમાં, આપણા રાજકર્ત્તા અંગ્રેજ લોકો, ફ્રેંચ ઈત્યાદિ કોઇનામાં પણ આટલી ન્હાની ઉંમરમાંથી સંસારની બેડીઓ પગમાં પ્હેરાવવાનો ચાલ નથી. આપણી નજીકના દેશો જેવા કે ચીન, જાપાન, ત્યાં પણ આ રિવાજ હોવાનું સાંભળ્યું નથી. આફ્રિકાના જંગલી લોકો પણ આ બાબતમાં આપણા કરતા વધારે સુધરેલા છે. પુરાતન પૂર્વજોનાં દૃષ્ટાંત તો કોરાણે રહ્યાં પણ પાસેના દેશોમાં પણ જે વાત કોઈ જાણતું નથી, એવો દુષ્ટ રિવાજ આપણામાંજ કયા દુર્દૈવથી દાખલ થવા પામ્યો?

ન્હાનપણમાં લગ્ન કરવાના રિવાજથી આપણને કેવું નુકસાન થાય છે, આપણા દેશની કેવી રીતે પડતી થતી આવે છે એનો આપણને ખ્યાલ સરખો પણ નથી આવી શકતો! છોકરીનું એકવાર લગ્ન થયું એટલે તે પરતંત્ર થઇ, તેના ઉપર તેનાં સાસુસસરાનો હક થયો. છુટથી વર્ત્તવું, ન્હાની છોકરીને લાયકની રમતો રમવી, એ વગેરે છોકરી સાસરે આવે ત્યારે એને મળવાનું ખરૂં? છોકરીનો જન્મ થતાંજ લાગલીજ ત્હેના લગ્નની વાતની શરૂઆત થાય છે. જાણે કે તેનું લગ્ન થયું એટલે દુનિઆં અંદરની તેની બધી કર્ત્તવ્યતા પુરી થઇ. લગ્ન કોનામાં થતાં નથી? ન્હાના જીવજંતુ સુદ્ધાંતમાં પણ થાય છે પરંતુ લગ્ન અને સંસાર એ શિવાય આપણે સ્ત્રીઓને દુનિઆમાં બીજું કાંઇ કરવાનુંજ નથી? આપણે પણ શું પરમાર્થ સાધવાનો નથી? તો પછી આપણું પૂર્ણ વય કે જે વખતે સર્વ પ્રકારની છુટ હોવી જોઇએ, અને આપણને કાંઈ પણ કેલવણી મળી આપણાં મન વિશુદ્ધ થવાં જોઇએ, તે વખતે પણ આપણા ઉપર સંસારનું ધુસરૂં નાંખવામાં આવે તો તે આપણે શા સારૂ સહન કરવું ? બ્હેનો, બાર તેર વર્ષની છોકરી તે શું? અને એ ન્હાનાં બાળ બચ્ચાંને ઉછેરી શકે પણ શું? જેનું પંડનું બાલપણ હજી પૂરૂં થયું નથી તેજ જાતે માતા થઈ બેસે તો એને માતૃપદ શોભે પણ કેવી રીતે?. ૧૪—૧૫ વર્ષની છોકરીને છોકરાં ઝાલતાં પણ પુરૂં આવડતુ નથી. વારૂ તે ઉંમરમાં તે છોકરીની શા-

રીરિક વૃદ્ધિ પૂર્ણ થઇ ગઇ હોય છે? છોકરીઓનો શારીરિક વિકાસ સાધારણ રીતે ૧૮ મે વર્ષે અને છોકરાઓનો ૨૧ મે વર્ષે પુરો થાય છે. શારીરિક સ્થિતિ સંપૂર્ણ વિકાસ પામેલી ન હોય એવી અવસ્થામાં છોકરાં થવાના સબબથી સેંકડો સ્ત્રીઓ સુવાવડમાં મૃત્યુવશ થાય છે અને આ નિર્દય રિવાજનો ભોગ થઇ પડે છે એ આપણામાંથી કોઇના પણ લક્ષમાં આવતું નથી? જ્યાં માતાનીજ શરીર સંબંધી વૃદ્ધિ અપૂર્ણ, ત્યાં તે છોકરાંનો સંપૂર્ણ વિકાસ શી રીતે થવાનો? પછી આપણી સંતતિ તેજહીન, હિંગુછ જેવી, અને નિર્માલ્ય થાય તો તેમાં દોષ કોનો? સાહેબ લોકોનાં છોકરાંનું વજન જન્મે છે ત્યારે ૬ થી ૮ રતલ હોય છે. આપણાં છોકરાં કોક કોકવાર ૪-૪॥ રતલ થાય છે. તેમનાં છોકરાંને રસ્તામાં રમતાં તમે જોયાં હશે કેવાં મજબુત, દેખાવડાં, ભરેલા હાડનાં અને લઠ્ઠ હોય છે? તેમની સ્ત્રીઓ પણ આપણે મુકાબલે કેટલી સશક્ત હોય છે? ૩૫ વર્ષે થયાં એટલે આપણામાં ઘડપણની શરૂઆત, તે એમનામાં જુવાનીના ખરા બ્હારની અવસ્થા. આપણે ૫૦ થયાં એટલે તરી પાર ઉતર્યા, પછી ૮૦ અને ૯૦ વર્ષની વાતજ ક્યાં?

છોકરીઓને ૧૨-૧૩ વર્ષની ઉંમરમાંથી અને છોકરાઓને ૧૭-૧૮ વર્ષથી છોકરાં થવા માંડ્યાં એટલે તેમનું બાકીનું બધું શિક્ષણ અટપાયું. ઘરમાં કર્તા હર્તા માબાપ ન હોય તો પછી તે વયમાંથીજ સંસારનો ભાર છોકરાએ વ્હેવો જોઇએ. હિંદુ શાસ્ત્રનો સાધારણ નિયમ છે કે પહેલું તપ ન્હાનપણમાં ૧૨ વર્ષ સુધી, બીજું ૧૨ થી ૨૪ સુધી ગુરૂને ઘેર વિદ્યાભ્યાસમાં અને બ્રહ્મચર્ય સેવનમાં પુરું કર્યા પછી પુરૂષ ગૃહસ્થાશ્રમને માટે લાયક થાય છે.

એક સાધારણ કુતરાનું બચ્ચું આપણે ઘેર પાળ્યું હોય છે તો તેને માટે આપણે શ્રમ લેવો પડે છે. વખતો વખત એને નિયમિત ખોરાક આપવો જોઇએ, તેને રોજ ન્હવડાવવું જોઇએ, તેને સારી ટેવો પાડવી જોઇએ, ગમ્મત માટે પોતાના મ્હોંમાં લાકડી પકડતાં, વખતે પાછલાં પગે ઉભા રહેતાં, એમ પણ આપણે શિખવીએ છીએ. તો પછી આ ન્હાનાં ન્હાનાં છોકરાં આપણને થાય તેમના પાલણ પોષણની કેટલી ભારે જવાબદારી આપણા ઉપર આવી પડે છે વારૂ? નરદેહ પ્રાપ્ત થવો એ મહા પુણ્યાર્થનું ફલ છે એવી આપણા લોકોની માન્યતા છે. તો દર વર્ષે હજારો ન્હાનાં ન્હાનાં છોકરાં જન્મીને તરત મરી જાય છે એ હત્યા કોના ઉપર? પ્રાણી જન્મે છે તે આવે એમને એમ પાછા ચાલ્યા જવા માટે નહિં. એક સાધારણ ન્હાનો શો પથરો એક દિવસભર માત્ર હાથમાં રાખી મુકીએ તો તે મુદ્દતનો આપણને ભાર લાગે છે. તો પછી નવ માસ સુધી દેહને ઉદરમાં સાચવી રાખતાં કેટલું સંકટ પડતું હશે? આ દુઃખ વધારે ન લાગે તે સારૂ ઇશ્વરી ઘટના તો છે. છતાં અતિશય નાજુક એવા પોતાના ઉદરમાં દેહનું પોષણ માતા કરે છે તે આગળ ઉપર જન્મનાર બાલક તરફના વાત્સલ્ય ભાવને લીધેજ. ને બાલક જો ૧-૨ દિવસમાં ગમે તેવા નજીવા કારણથી ગત થાય તો તે માતાને કેટલું દુઃખ થતું હશે? આ બાલહત્યા થતી અટકાવવાનું આપણા હાથમાં છે. છોકરાં ન્હાનપણમાં ગત થવાનું એક કારણ તો એ છે કે તે માતાનો શારીરિક વિકાસ બરાબર ન થયો હોવાને લીધે છોકરાં પણ અર્ધાં નબળાંજ જન્મે છે, અને બીજું કારણ, જ્યાં માતાજ ન્હાની ઉંમરની અને તેનેજ સંભાળવાને

બીજાં માણસોની જરૂર, તો પછી ન્હાના બાળકની શી રીતે તે સંભાળ રાખી શકે? એની સંભાળ રાખવામાં સ્વાભાવિક રીતેજ બેદરકારી થઇ જાય છે.

માતાએ જાને આપવાની કેળવણી એટલે ઉત્તમ પ્રકારનું નીતિનું અને શારીરિક શિક્ષણ, તે આ છોકરાને આપવાની યોગ્યતા આવી માતાને શું પ્રાપ્ત થઈ હોય છે ? છોકરાંની પ્હેલી નિશાળ મા; તેમને સર્વ રીતે સુદૃઢ કરનારી, સત્ય ઉપર પ્રીતિ ઉપજાવનારી, દીન મનુષ્યો તરફ પરોપકાર કરતાં શિખવનારી, વડિલ વર્ગ પ્રતિ આદરબુદ્ધિથી વર્તવામાં દોરનારી, છોકરાંનાં કોમલ અંતઃકરણમાં સદ્‌ગુણોનું બીજ વાવનારી, છોકરાંની ખરી શિક્ષક તો માતાજ છે. મ્હારે કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે કોઈ પણ સ્ત્રી સાધારણ રીતે ૧૮ થી ૨૦ વર્ષની ઉંમર થતા સુધી માતૃપદને તથા ઉપર બતાવેલાં કર્તવ્યો બજાવવાને લાયક હોતી નથી. પણ તેનું લગ્ન ન્હાનપણમાં થયું હોય, પારણામાંથીજ તેને મીંઢળ બાંધી દીધું હોય, તો પછી આ બાબતો તેનાથી શી રીતે બની શકે ?

બાલવિવાહથી બીજો એક મોટો ગેરલાભ થાય છે. ઇંગ્લાંડમાં દરેક કુટુંબમાં છોકરાઓને કદિ ઘેર રાખવામાં આવતા નથી. વિદ્યાપ્રાપ્તિ અર્થે બીજે ગામ હોય છે, અથવા ઉદરપોષણ માટે અન્ય દેશ મોકલવામાં આવે છે. પરદેશમાંથી પૈસા કમાઈ આવ્યા પછી તેમનાં લગ્ન થાય છે, અને ત્યાર બાદ તેમના સંસારની શરૂઆત થવાની, એટલે તે લોકો પરદેશમાંથી સંપત્તિ પેદા કરી લાવી પોતાના દેશમાં તેનો વ્યય કરે છે. આમ કરવાથી તેમના પોતાના દેશની દોલતમાં સ્વાભાવિક રીતેજ વધારો થાય છે આપણામાં એકાદ દિવસ સારૂ મુંબાઇ જવાનું થતાં પણ જીવ ઉપર આવે છે, કારણ કે પાછળ છોકરાં અને સ્ત્રીનું લશ્કર વળગેલું હોય છે. આને બદલે જો લગ્ન થયેલું ન હોયતો પછી પુરૂષ ગમે ત્યાં જવાને અથવા વેપારરોજગાર કરવાને સ્વતંત્ર થાય. બાલલગ્નથી નિઃસત્વ પ્રજા ઉત્પન્ન થઈ દેશને નુકશાન થાય છે; તેવીજ રીતે પૂર્વાવસ્થામાંથીજ પુરૂષોના પગમાં બાયડી છોકરાંની બેડી પડવાથી, ફાવે તે ઠેકાણે જઇ પોતાની ઉન્નતિ તેમનાથી કરી શકાતી નથી આપણા દેશની પડતીનું આ પણ એક કારણ છે.

શરીરસંપત્તિ એ બધી જાતની સંપત્તિમાં મુખ્ય પદે છે. આરોગ્યપૂર્ણ મનુષ્ય દરિદ્રાવસ્થાથી બ્હીવાનો નહિં, જો કાચો પાકો રોટલો મળે તેજ પાંચ પકવાનથી પણ તેને મીઠો લાગવાનો. રોગી મનુષ્યને બધું જગત નીરસ ભાસે છે. ઐશ્વર્યપ્રાપ્તિ કરી લેવી, ઇજ્જતઆબરૂ મેળવવી, પોતાની માનસિક, નૈતિક, સામાજીક, રાજકીય, અગર ધાર્મિક સુધારણા કરવી એ સુદ્ધાંતનો પુષ્કળ આધાર શરીરના આરોગ્ય ઉપર રહેલો છે. આ શારીરિક સ્વાસ્થ્યની પુરૂષોની પેઠે આપણે પણ આવશ્યકતા છે. કેમકે પુરૂષ બ્હારથી અન્ન વગેરે મેળવી લાવે છે, તેને વ્યવસ્થિત રીતે તૈયાર કરી તેમના સમક્ષ મુકવાનું કામ આપણું છે. એટલુંજ માત્ર નહિં પણ આપણો ન્હેરો કદાચ ઉતરી ગયેલો હોય તો તેની અસર એક બીજા ઉપરથી આખા ઘરમાં ફેલાય છે તેટલા માટે આપણાં શરીર સુદૃઢ રાખવાં એ એક આપણી ફરજ છે. તે સારૂ મ્હેં ઉપર કહયું તે મુજબ ન્હાનપણમાંથીજ છોકરાં થવાની સ્થિતિમાંથી આપણો છુટકો પ્હેલો થવો જોઇએ. બીજું, આરોગ્યશાસ્ત્રના નિયમોનું પણ આપણને જ્ઞાન હોવું જોઇએ. શુદ્ધ ખુલ્લી હવા આપણે કેટલી જરૂરની છે,

અથવા ઘરની જમીન ભેજવાળી હોવાથી શરીરને કેવી રીતે હાનિ થાય છે, અગર ઘરનં ગટરોના નળ સાફ ન હોય તો તેમાંથી નીકળતી દુર્ગંધ જમીનમાં ભરી તે અશુદ્ધ હવાને લીધે વિષમજ્વર જેવા ભયંકર રોગ કેવી રીતે ફાટી નીકળે છે, અથવા કોલેરાના વખતમાં પાણીમાં બગાડ થતાં પાણી ઉકાળીને પીવાના ઉપયોગમાં લેવાથી કોલેરાના રોગથ આપણે આપણો કેવી રીતે બચાવ કરી શકીએ છીએ, એવી રોજના વ્યવહારને લગતી તથા આપણને અસંત ઉપયોગી, એક બે નહિં પણ હજારો, બાબતો કેળવણી લેવાથી આપણે જાણી શકીએ.

પ્રાપ્ત કરેલું જ્ઞાન આપણને જુદી જુદી રીતે કેવું ઉપયોગી થઈ પડે છે એને વિચાર કરવા બેશીએ તો સહેજ સમજી શકાશે. સંસારમાંની છેક નજીવી બાબતથી માંડ નરદેહ પામી આપણું મુખ્ય કર્ત્તવ્ય-કહેતાં આત્મોન્નતિ કરવી-એ બધું સાધી લેતાં કેળવણીના પ્રતાપથી આવડી શકે. છોકરી નિશાળે જાય તો ઘરના કામમાં નિરૂપયોગી, થાય છે એવી જે આપણી સમજણ છે તે ભુલભરેલી છે એમ વિચાર કરતાં ખાત્રી થશે તેને સારી રીતે વાંચતાં આવડતું હોય તો આરોગ્યતાના નિયમોનું જ્ઞાન તેને પુસ્તકદ્વારે થઇ પોતાની પ્રકૃતિ નિરોગી રાખતાં આવડશે. ફુરસદને વખતે આડોશીપાડોશીને ત્યં જઇ નકામી એક બીજાની ચેષ્ટા કરતાં બેસવાને બદલે જો તે જુનાં પુરાણુ વગેરેનાં પુસ્તકો વાંચે તો તે કેટલું સ્તુત્ય થાય ? જેવી રીતે પુરૂષો આપણાં જુનાં ધર્મપુસ્તકોને અભ્યાસ કરે છે તેવી રીતે આપણે શા સારૂં ન કરવો ! આ સંસારમાં આવી તેમને મોક્ષપદ પ્રાપ્ત કરવાનું છે, અને આપણે મુગાં જનાવર પ્રમાણે આવ્યાં તેવાંજ શું પાછાં જવાનું છે! આપણા ઘરની અંદર આવજા કરનારી ચકલીઓ સુદ્ધાંતને પોતાનાં બચ્ચાંનું પોષણ કરતાં, તેમને માટે સુઘડ માળો બાંધતાં, ચાંચમાં ઘાલી બ્હારથી દાણા લઇ આવી પોતાનાં તરતનાં જન્મેલાં બચ્ચાં માટે સંભાળથી ભરી મુકતાં, આ બધી બાબતો કેવળ ક્ષુદ્ર પ્રાણીઓને પણ આપણી પેઠેજ આવડે છે. તો આપણને પરમેશ્વરે જે વિચાર કરવાની શક્તિ આપી છે તેનો આપણે શો ઉપયોગ કરીએ છીએ ! એકાદ સુંદર બગિચામાં આપણે જવાનું થાય તથા ત્યાં જુદા જુદા પ્રકારનાં સુંદર ખીલેલાં પુષ્પો ખીલી રહ્યા હોય અને કોઇ આપણને કહે કે તે તરફ તમે જોશો નહિ, આંખ્યો બંધ કરો, તો આપણા પ્રતિ કેટલો અન્યાય કર્યો એમ આપણને લાગશે ? અથવા તો કાંઇ મધુર કિર્તન ચાલી રહેલું આપણા કાને પડવા જોગું હોય અને તે સાંભળશો નહિં એમ આપણને કહેવામાં આવે તો આપણને કેવું માઠું લાગશે ? બીજાં જનાવરોને, પશુપંખિ આદિને, ચક્ષુ, કર્ણ, ઇત્યાદિ પાંચ ઇંદ્રિયો આપેલી છે. આપણ મનુષ્ય જાતિને મન એ છ ઠ્ઠી ઇંદ્રિય આપેલી છે. ચક્ષુનું કામ જેમ જોવાનું, કાનનું સાંભળવાનું, રસનાથી પદાર્થને સ્વાદ લેવાનું, તેવી રીતે મનનું કામ વિચાર કરવાનું છે. આજુબાજુના જનાવરો કરતા મનુષ્યપ્રાણીને શ્રેષ્ટત્વ પ્રાપ્ત થયું છે તે માત્ર વિચારશક્તિને લીધેજ. તો જેમ બીજી ઇંદ્રિયોને પોતાનું કામ કરવાનું હોય છે તેમ મનને જ્ઞાનપ્રાપ્તિ કરવાનું જે કામ છે તે આપણે ન કરી લીધું તો પછી આપણે પશુવત્ શું ન થયાં ! જુઓ છેક ન્હાની ન્હાની બાબતો પણ આપણે જાણતાં નથી. આપણે જે પૃથ્વી ઉપર વસીએ છીએ તે એક સરખી રીતે સૂર્યની આસપાસ ફરે છે. સૂર્ય જો કે સાવ ન્હાનો જણાય છે તોપણ આપણી પૃ-

થી કરતાં તે ૧૩ લાખ ગણું મોટો છે. સાદી હમેશની વાતો આપણુનેજ સબંધ ધરાવતી, લોકને લગતી નહિં—એટલે આપણા ઘરમાં ઓરડા કેટલા છે, અથવા જીનાનાં પગથિયાંની પ્હોળાઈ શી છે એ સંબંધી આપણને જેવી માહિતી હોય છે તેવીજ વિલાયતમાં ૧૦ વર્ષની ઉંમરનાં છોકરાં, જુદી જુદી ઋતુઓ શી રીતે બદલાય છે, અથવા ગૃહણ થાય છે એટલે શું એ વગેરે બાબતો સંબંધી માહિતી ધરાવે છે, અને તે આપણે જાણતાં નથી. જેવાં જન્મીએ છીએ તેવાંને તેવાં આપણે મૃત્યુવશ થઇએ છીએ એ ખરાબર નથી. આપણે આપણી પોતાની ઉન્નતિ કરવી જોઇએ. આપણે પંડે જ્ઞાનયુક્ત થયાં એટલે આપણા ઘરના માણસો, છૈયાંછોકરાં પણ, આપણાજ અનુકરણથી હાલ્યાં થશે. બહુ વેગળે જવું શા માટે ! છોકરાને નિશાળે મુકયો એટલે મહેતાજી તેને પાટી ઉપર "અઆ" લખી આપે છે, પછી આઠ દિવસ સુધી તો "અઆ" જ ચાલે છે. ખુલ્લું છે કે ૪૦–૫૦ છોકરાં ઉપર એક સરખું ધ્યાન આપવાનું તેનાથી શી રીતે બની શકે ? એટલો વખત પણ તેને હોતો નથી. વળી ચાર આજુબાજુનાં છોકરાં એકઠાં મળે તો એકએકની ખોડખાપણ કાઢવા માંડે છે એકના દુર્ગુણ નો પાસ બીજાંને લાગે છે. વળી મહેતાજીનો માર ખાવો પડે તેતો જુદોજ. પોતાના છોકરાંને બીજો કોઈ મારે એ કઇ માતાને ગમશે ? જો તે માતાને લખતા વાંચતાં આવડતું હોય તો તે કેટલા પ્રેમથી પહેલો પાઠ તેને પાટી ઉપર લખી આપશે ? નિશાળમાં જે પાઠ શિખવતાં મહેતાજીને આઠ દિવસ લાગે છે તે રહેલાઇથી અર્ધા કલાકમાં તે માતા શિખવી શકશે. અને તે શિખવતાં માતાને પણ કેટલો આનંદ થાય છે ? તથા છોકરૂ પણ પોતાના જન્મનું સઘળું દૈવત જે માતા તેની પાસે કેટલા લાડ અને પ્રેમથી મૂળાક્ષર શિખશે ! તેવીજ રીતે કામકાજ ન હોય ત્યારે કાગડા અને ચકલીની નિર્માલ્ય વાતો કહેવા બેસવા કરતાં ઇતિહાસમાંથી પોતાના પૂર્વજોનાં પરાક્રમ સબંધીવાતો કહેવાનું બની શકશે. છોકરાંનું અંતઃકરણ કોમળ અને સ્વભાવથીજ અનુકરણશીલ હોય છે. ઘરનો વડિલ વર્ગ જે કરે તેનું સ્વાભાવિક રીતેજ તેઓ અનુકરણ કરે છે. આવી વખતે બોધકારક વાતો તેમને કાને પડે તો તેમાની ઉત્તમ વ્યક્તિ પ્રમાણે આપણે પણ થઇએ એમ સ્વાભાવિક રીતેજ તેમને લાગણી થઈ સારી બાબતો તરફ તેમની પ્રવૃત્તિ થાય છે. શિવાજીની રમત રમતાં આપણાં છોકરાંને આપણે કેટલીવાર જોઇએ છીએ ? એક શિવાજી થાય છે, બીજો તેનો સરદાર બને છે અને કિલ્લા સર કરવાનું કામ ચાલેલું હોય છે. ઠીક.

લખતાં આવડવાથી બીજો પણ એક ફાયદો થાય છે. આપણા ઘરનાં માણસો પરગામ ગયાં હોય તો તેમના કુશળ સમાચાર જાણવા માટે આજુબાજુ પાડોશીને ઘેર જઈ કાલાવાલા કરવાની આપણે જરૂર રહેતી નથી. પોતા ઉપર આવેલા કાગળપત્ર પોતે વાંચી તેનો ઉત્તર લખી, આપણા ઘરના ક્ષેમ ખુશીની ખબર પોતાના માણસોને જણાવી શકીએ. તેમજ હિસાબ રાખતા આવડે તો આપણે દરરોજનો હિસાબ રાખી આપણા પતિનું અર્ધું કામ ઓછું કરી શકીએ. હિસાબ રાખવાથી જોઇએ તે કરતાં વધારે ખર્ચ પણ આપણે કરવાનાં નહિ. ઘર આગળજ શાકભાજી અથવા બીજો સામાન લેવાનો હોય તો આપણને કોઇ ઠગીને ફસાવી શકવાનું નહિ. તેવીજ રીતે શિવણકામ આવડતું હોય તો આપણી ચોળીઓ, પુરૂષવર્ગ માટે પહેરણ, કોટ, છોકરાં સારૂ જભલાં

ઇત્યાદિ બ્હાર દરજી કને ન સિવડાવતાં આપણે પોતેજ તૈયાર કરી શકીએ, અને તેથી તેટલે અંશે આપણો સંસાર કરકસરથી ચાલી શકે. હાલમાં પાકશાસ્ત્રના વિષય ઉપર એટલે પકવાન કેવી રીતે કરવાં, તેમાં શી શી વસ્તુ કયા કયા પ્રમાણમાં જોઇએ વગેરે બાબતનાં પુસ્તકો પ્રગટ થયાં છે. સારાંશ એટલોજ કે છોકરીને નિશાળે જવાનું થવાથી સંસાર ચલાવતાં આવડવાનું નહિં એમ જે મનાય છે તે ખોટું ઠરી વિદ્યા ભણવાથી સંસારયાત્રા માટે આપણે ખચીતજ વધારે લાયક થઇશું. પ્હેલાં એક માન્યતા એવી હતી કે જો છોકરીઓને નિશાળે મોકલીએ તો પુરૂષોએ શું રોટલા ઘડવા બેસવું ? પરંતુ જેવી રીતે છોકરાને વેપારમાં નાખવાનો હોય તો શરૂઆતમાં નિશાળે મુકી શિક્ષણ આપવાથી તે વધારે યોગ્ય થાય છે, તેવીજ રીતે છોકરી નિશાળે જઇ વિદ્યા ભણે તો સંસારના કામ માટે વધારે લાયક થવાની. બીજી પણ એક કલ્પના કદિ કદિ કરવામાં આવે છે કે છોકરીને ચોપડીઓ વાંચતાં આવડયું એટલે તેના વિનયનો નાશ થઇ તે અવિવેકી નિવડવાની. પરંતુ ખરૂં જોતાં વિદ્યાથી ઉલટો વિનય આવે છે. આપણા કરતાં શ્રેષ્ઠ માણસ મળે તો જેવી રીતે આપણે નમ્ર થઇએ છીએ, તેમ પુસ્તકો વાંચવાથી ઉલટું દુનિઆમાં કેટલું અપાર જ્ઞાન ભરેલું છે અને તેને મુકાબલે આપણે કેટલાં અપૂર્ણ છીએ એમ આપણને જણાઈ આપણે વધારે નમ્ર થઇએ છીએ. વળી જુવો કે આપણો પુરૂષવર્ગ વિદ્વાન થતો જાય છે. તેમની સહચારિણી સ્ત્રીઓ આપણે જો અજ્ઞાનમાં જ ડુબેલી રહીએ તો આપણે તેમની સહધર્મિણી તરીકે શી રીતે શોભી શકીએ? ઘરમાં એકાદ ગાય હોય તો તેની સાથે જેમ વર્તાય છે તેમ આપણી સાથે પણ ચલાવી લેવાનો વારો આવશે. કોઇ કોઇ વખત આપણી સ્ત્રીઓની યોગ્યતા કેટલી ઓછી લેખાય છે ? કેટલાક પતિ પોતાની સ્ત્રીને મંદવાડ આવતાં મ્હારી પાસે આવે છે અને બહુ કરગરીને કહે છે કે અમારી સ્ત્રીને ગટાડો; પણ તેનું કારણ તેઓ શું બતાવે છે તેની તમને ખબર છે ? મારામાં બીજીવાર લગ્ન કરવાની સત્તા નથી માટે મ્હારી સ્ત્રીને સાજી કરો, એટલે ઘરમાં દૂધ આપનારી એકજ ગાય હોતાં મ્હારામાં બીજી ગાય લાવવાની શક્તિ નથી તેટલા માટે આને ન લઇ જશો એમ કહેવા જેવું થાય છે. બ્હેનો, આટલી બધી આપણી ઉતરતી સ્થિતિ થવાનું કારણ આપણું અજ્ઞાન છે. આપણે અજ્ઞાન હોવાના સબબથી આપણી આવી હાલત થઇ છે એ સુદ્ધાં પણ આપણને જણાતું નથી. આટલા દિવસ સુધી જે કાંઇ તે બાબતમાં બેદરકારી થઇ ગઇ તે બસ છે; હવે આવો, આપણે કાંઇપણ જ્ઞાન મેળવવાના યત્ન કરીએ. આપણે પડે નહિં તો નહિં, પરંતુ આપણી છોકરીઓ અને વહુઓને નિશાળે મુકી, ચાલો, આપણે તેમને વિદ્યાદાન આપીએ. તમે કહેશો કે આપણા વડિલોએ જે જે કર્યું નથી તે આપણાથી શી રીતે થાય ? પરંતુ આ વિચારજ ભુલભરેલો છે. જેવી રીતે પોતાના શિષ્યને હાથે પોતાનો પરાભવ કરાવવાની એટલે પોતાના કરતાં પોતાનો શિષ્ય વધારે કુશળ નિવડે એવી ઇચ્છા ગુરૂને થાય છે. તેવીજ રીતે પિતા પણ પોતાનો પુત્ર પોતા કરતાં અધિક હુશિઆર નિકળે એમ ઇચ્છે છે. અને એકંદર રીતે જગતનો નિયમ પણ આજ છે. દિવસે દિવસે દુનિઆમાં સુધારો થયા કરે છે. તેમાં આપણેજ પાછળ પડીએ તો આપણી સ્થિતિ જંગલી લોકો જેવી થવાની, અને થોડે ઘણે અંશે તેમ થઇ પણ છે. આપણા ઉપર ગુજરતો હડહડતો અન્યાય આપણે સમજી શકતાં નથી અને મુગે મ્હોએ વેઠી

ચૂપ બેસી રહીએ છીએ. એટલા માટે આપણે આપણા હાથ પગ આપણા વડિલો કરતાં વધારે હલાવવા જોઇએ. વળી તેમના વખતમાં આપણી સ્થિતિ જુદા પ્રકારની હતી. આપણા પૂર્વજોએ પોતાનું રાજ્ય ખોઇ નાખી આપણને પારકાના દાસ બનાવી મુકયા ન્હોતા તેમના કાળમાં આપણા દેશની દોલતને હાલ જેવી જળો વળગેલી છે તેવી વ્હેરેલી ન્હોતી. તે વખતે આપણા દેશની અંદર આપણે માટે ખાવાનું પુષ્કળ હતું. હાલમાં ચારે તરફથી આપણી સ્થિતિ કંગાલ થતી જાય છે. હવે આપણે પોતાનાં શરીર જેમ બને તેમ મજબૂત કરવાં જોઇએ. આપણે કરકસરથી રહેવાની ટેવ પાડવી જોઇએ. આપણો સંસાર વ્યવસ્થિત રીતે ચલાવતાં આપણે શિખવું જોઇએ. અને આ માટે મુખ્ય ઉપાય કહીએ તો કેળવણીજ છે. જેવી રીતે ઘરેણાં કરાવી આપો એમ કહી આપણે પુરૂષોની પાછળ લાગીએ છીએ, તેવી રીતે અમને કેળવણી આપો આમ કહી આપણે તેમનો છેડો પકડવો જોઇએ. ઘરેણાં વડે જેમ બાહ્ય શરીર શોભે છે, તેમ વિદ્યાથી આપણું અંતઃકરણ દીપી ઉઠશે. આપણા પુરૂષોને આપણે પંઠે કહેવું જોઇએ કે તમે અમને વિદ્યાદાન આપો. તમે સ્વાર્થી ન થાઓ. તમે અમને કેળવણી આપશો તો અમે તમારી સંસારયાત્રામાં તમને પણ ઉપયોગી થઇ પડીશું. એમ, આવો, આપણે તેમને કહીએ. કોઇપણ પ્રકારનો સુધારો કરવાની વાત આવે છે એટલે આપણો પુરૂષવર્ગ સ્ત્રીઓનું બ્હાનું આગળ ધરે છે તે કારણ દૂર કરી નાંખવા માટે, આવો, આપણે તેમને પ્રવૃતિમાન્ કરીએ. સંસાર રૂપી ગાડાના એક પૈડાનો ભાર માથે લેવા આપણે તૈયાર છીએ. તે કવી રીતે લેવો એ અમને શિખવો એમ, ચાલો, આપણે તેમને કહીએ.

અત્યાર સુધી મ્હેં કેળવણીની જરૂરીઆત વિશે માત્ર એકતરફી વિવેચન કર્યું છે. સંસારમાં અને વ્યવહારમાં ઉપયોગી થઇ પડશે એટલા માટે આપણે વિદ્યા સંપાદન કરવી એટલુંજ માત્ર કહેવાથી એક જાતનું મનનું સાંકડાપણું ગણાશે. પરમેશ્વરની ભક્તિ કરવાથી આ પ્રકારનો અમુક લાભ થશે તેટલા માટે ઇશ્વરસ્તવન કરવું, અથવા ખરું બોલવાથી તમને એક ચોકસ આવો લાભ થશે તેટલા માટે સત્ય વૃતિથી ચાલવું, આ પ્રકારનો બોધ જેવો સ્વાર્થી અને આપમતલબી છે તેવીજ રીતે ઉપરના વિષયનું આવું અર્ધુંપર્ધું વિવેચન કરવાથી મનનું સંકુચિતપણું દેખાડયા જેવું થશે. દેવપ્રતિ આદરમાન અને શ્રદ્ધા રાખવાની તે કોઇ પણ હેતુ માટે નહિ, પરંતુ માત્ર તે એક મનમાં આનંદ ઉપજાવે એવી ફરજ છે તેટલા સારૂજ; અથવા સત્યથી ચાલવું તે કાંઇ અમુક ઇષ્ટાર્થ પુરતુંજ નહિં, પણ સત્ય સિવાય આપણો બીજો કોઇ ધર્મજ નથી તેટલા માટેજ. આ પ્રમાણે કેળવણી લેવાની, આપણું મન વિસ્તીર્ણ કરવાનાં, તે ફક્ત મનનો એવો એક ધર્મ છે તે કારણસરજ. આમાં બીજા પ્રકારનો કોઇ પણ સ્વાર્થી વિચાર દાખલ કર્યો તો જ્ઞાનની યોગ્યતા ઘટાડયા જેવું થશે. જ્ઞાનપ્રાપ્તિ માટે પુરૂષ અને સ્ત્રી એ ભેદ રહેતો નથી. અંતઃકરણ અને વિચારશક્તિ એ આપણે બંનેને એક સરખાંજ હોય છે. તે વિચારશક્તિને યોગ્ય રીતે કેળવવી એ દરેક મનુષ્યની ફરજ છે. આપણામાં પુનર્જન્મ સંબંધી માન્યતા પ્રચલિત છે. એ માન્યતા માટે કાંઇ આધાર હો કે ન હો, પરંતુ તેમાંથી એક બહુ સારો બોધ ગ્રહણ કરવા જેવો છે. આત્મા અમર છે એવો નિશ્ચય રાખી આપણે વર્તવાનું કરીએ તો, જન્મકાલે જે આત્માને આપણા સ્વાધીન કરવામાં આવ્યો છે તેને

ચઢતી સ્થિતિમાં આપણે લઇ જઇએ તો આવતા જન્મમાં આ જન્મ કરતાં આપણે વધારે ઉન્નત દશા પ્રાપ્ત કરીશું, તેમ ન થતાં આપણે નીચે ઉતર્યાં તો પશુપક્ષિની યોનિમાં જન્મ પામી છેવટે છેક છેલ્લે પગથિયે જઈ પ્હોંચીશું. આ કલ્પના સર્વથા નકામી નથી. ગમે તેમ હોય, તો પણ આપણે આપણા આત્માની ઉન્નતિ કરવી જોઇએ એ તો નક્કી છે. આ ઉન્નતિ નિશાળોમાં મળતા પુસ્તકી શિક્ષણથીજ થાય છે એમ કહેવાનો મ્હારો આગ્રહ નથી. આ સર્વ સંસાર શિક્ષણ મેળવવાની એક શાળા છે. તેમાં પુસ્તકી શિક્ષણ એ તેનો એક પ્રદેશ છે એટલુંજ. મ્હારે કહેવાની મતલબ એજ છે કે જ્ઞાનપ્રાપ્તિ કરવી એ આપણાં મુખ્ય કર્તવ્યોમાંની એક ફરજજ છે એમ લક્ષમાં રાખી આપણી હમેશની વર્તણુક થવી જોઇએ..

ઉપરના વિવેચનમાં હું ઘરેણાં સંબંધી બે ચાર શબ્દો બોલી ગઇ છું. આપણે અહિં દશેરાની સ્વારી નીકળે એટલે હાથી, ઘોડા, અને મહારાજાનાં બીજાં જનાવરો સોનારૂપાના દાગિનાથી શણગારાયલાં દૃષ્ટિએ પડે છે. તે અલંકારો ઉપરથી રાજાનું ઐશ્વર્ય જેવી રીતે આપણે કળી શકીએ છીએ, તેવીજ રીતે આપણા પતિનું ઐશ્વર્ય આપણે આપણા ઘરેણાં દાગિનાથી દેખાડીએ છીએ એટલુંજ. આ અલંકારો સ્ત્રીધન ગણાવાથી સંકટને સમયે આપણને ઉપયોગી થઈ પડે છે એ ખરૂં છે, પરંતુ તે ધનનો આના કરતાં પણ વધારે સારી રીતે ઉપયોગ કરવાના રસ્તા છે. સાધારણ રીતે શેર શેર વજનનાં ગોટ પાટલીઓ હાથમાં નાંખી મુકયાં હોય એટલે હજાર બારસેં રૂપિઆ નકામા કાંઇ પણ ઉપયોગમાં ન આવતાં હાથમાં પડી રહે છે. આ હજાર બારસેંની મુડી વેપારની અંદર રોકવામાં આવે તો ૧૦ વર્ષમાં ઓછામાં ઓછી બીજી એટલીજ રકમ પેદા થઇ શકે; અથવા તે મુડી વ્યાજે મુકાય તો, તેના વ્યાજ ઉપર એક કુટુંબનો નિર્વાહ ચાલી શકે, એટલે જે રકમ આટલી બધી ઉપયોગી થઈ પડે તે આપણી દાગિના પ્હેરવાની હોંસને લીધે કેવળ નકામીજ પડી રહેવા દઇએ છીએ. અર્થશાસ્ત્રની દૃષ્ટિથી જોતાં દાગિનાની બાબતમાં બીજા પણ કેટલાક ગેરલાભ બતાવી શકાય. પરંતુ સાધારણ રીતે આપણે એટલું લક્ષમાં રાખીએ તો બસ છે કે, ડૌ. આગરકરના કહેવા મુજબ, આપણા પતિનું ઐશ્વર્ય દેખાડનારૂં બોલતું ચાલતું સાધન આપણે જાતેજ છીએ, તેમાં આટલું કાંઇ ઓછાપણું આપણને જણાવા માંડ્યું. આમ વિચાર કરવાથી આપણી દાગિના પ્હેરવાની હોંસ સ્વાભાવિક રીતેજ ઘટી જશે; અને તે પૈસા બીજા વધારે સારા કામમાં વાપરવા માટે આપણેજ આપણા પતિની પાછળ લાગીશું.

જૈનધર્મમાં પરોપકાર બુદ્ધિ ઉપર જે ભાર મુકાય છે તે બદલ શરૂઆતમાંજ મ્હેં તે ધર્મની પ્રશંસા કરેલી છે. પરંતુ તેમાં દોષનો અવકાશ હોવાનું મને જણાય છે. આપણામાં ન્હાનાં જીવજંતુ અને પશુપક્ષિ તરફ ભૂતદયા રાખવાનું કહેલું છે. તેમજ આંધળાં લુલાં માટે પણ દાનધર્મ કરવાના સંબંધમાં પુષ્કળ ઉલ્લેખ હશે. પરંતુ આ દુનિઆમાં ખરેખરા દુઃખી, પીડાતા, કહેતા રોગગ્રસ્ત લોકો, તેમના પ્રતિ પણ આપણી કેટલીક ફરજો છે! તે તરફ આપણું લક્ષ દોરાયું નથી. આ બાબતોમાં પણ બીજા દેશો આપણા કરતાં આગાડી વધેલા છે. વિલાયતમાં ખુદ રાણીસાહેબ દવાખાનામાં જઇ રોગીઓની પુછપાછ કરે છે. ઘણી મ્હોટા લોકોની સ્ત્રીઓ ગરિબ-ગરબાંને ઘેર જાય છે; કોઇ ઠેકાણે મનુ-

ન્ય આઝારી પડ્યો હોય અને તેની પાસે પુરતાં ગરમ કપડાં ન હોય તો તે મોકલી આપે છે, કોઇક ભૂખમરાથી પીડાતું હોય તો તેને અન્ન પુરૂં પાડે છે; ન્હાનાં ન્હાનાં છોકરાં માંદાં પડયાં હોય તો તેમને ગમત માટે જુદા જુદા પ્રકારની રમતો પ્હોંચાડે છે. જેઓની શક્તિ ન હોય તેઓ પોતે જાતે દરદીની સારવાર કરે છે. માંણસ માંદો પડે એટલે તે તદન પરતંત્ર થાય છે, તે વખતે તેને વખતોવખત ઓસડ આપવું, તેણે પ્હેરેલાં મેલાં વસ્ત્રો બદલાવવાં, તાવ આવ્યો હોય તો માથા ઉપર ભીનું પોતું મુકવું, અથવા ગરમી થતી હોય તો પવન નાંખવો, અગર કોઇ સુવાવડમાં હોય તો તેનો છુટકારો કરવો; આ કામો આપણે સ્ત્રીઓને હાથેજ થવા જોગ છે. જે કોઇને પોતાનો દેહ પરોપકારમાંજ ગાળવાની ઇચ્છા હોય તેને ઉપર બતાવેલી રોગીઓનું એટલે દુઃખપીડિત મનુષ્યોનું દુઃખ નિવારણ કરવાના શિવાય બીજો કયો મોટો પરોપકાર કરવાનો મળશે ? જેમની આવાં કામ કરવા તરફ પ્રીતિ હોય તેમણે તે અવશ્ય શિખવા એમ મ્હારી તેમને સવિનય સૂચના છે.

હવે એકંદર રીતે સ્ત્રીઓ તરીકે આપણી શી શી ફરજો છે તેનો આપણે થોડો ઘણો વિચાર કરીએ. પતિવ્રતા સ્ત્રી જે ઘરમાં પ્રસન્નપણે વસતી હોય તે ઘરને કવિઓએ સ્વર્ગની ઉપમા આપી છે. ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ, એ ચારે પુરૂષાર્થ સાધી લેવામાં પુરૂષની મુખ્ય સહાયકારી તેની પત્ની એજ છે. સંસારમાં તેની સુખદુઃખની ખરી ભાગીયણ પણ તેજ છે. પતિપત્ની એ શરીરદ્વારા બે જુદાં છે એ ખરૂં, પરંતુ અંતઃકરણથી એકરૂપ થએલાં હોય છે. પુરૂષોમાં જે પ્રમાણે ધૈર્ય, શૌર્ય, વિવેક, ઇત્યાદિ ગુણો શોભે છે, તેવી રીતે કોમળતા, દયા, વિનય, પ્રેમાળપણું, વગેરે ગુણોથી સ્ત્રીઓ વધારે મોહકતા પ્રાપ્ત કરે છે. સ્ત્રી એ કુટુંબની અંદર રાણીરૂપે છે. કુટુંબરૂપી રાજ્યમાં તેની સત્તા સંપૂર્ણ ચાલે છે. પ્રેમ એ તેના રાજ્યમાં તેનો કાયદો છે. પ્રેમથી તે પોતાના પતિને અને પુત્રોને પોતાના વશવર્તી બનાવે છે. અતિશય સખ્ત એવા રાજાના હુકમનું એક વખત ઉલ્લંઘન થઇ શકે, પરંતુ માતાની એક આજ્ઞા પણ તોડી શકાય નહિં એવો ઘરમાં તેનો મોભો હોય છે અતીત, અભ્યાગત, કોઈ તેને ઘેરથી ખાલી હાથે કદિ પાછાં ફરવાના નહિં, સુજનતા અને પરમેશ્વરની ભક્તિ તેના અંતઃકરણમાં મૂર્તિમંત બની વાસ કરી રહ્યાં હોય છે. તે કારણથી ઘડીભર પણ તેનો સહવાસ બીજાને થવો એ મોટો લાભ ગણાય છે. કામ વગર અથવા સ્વચ્છંદપણે એમી રહેલી તે કદિપણ જણાતી નથી. વ્યવસ્થિતપણું, સુઘડતા, સ્વચ્છતા, વગેરે ગુણોને લીધે તેના ઘરમાં પેસતાંજ મન સુપ્રસન્ન થાય છે. દુઃખી મનુષ્યોનું સાંત્વન કરવું એ તો તેને સ્વાભાવિક રીતેજ આવડેલું હોય છે, અને ઉત્તમ પત્ની, પ્રેમાળ ભગિની, સુશીલ માતા, સ્નેહપાત્ર સખી, ઇત્યાદિ ગુણોથી વિભૂષિત થએલી હોવાથી ઘરમાં એકાદ દેવી પ્રમાણે વિરાજે છે.

બ્હેનો, આ દેવીપદ પ્રાપ્ત કરી લેવાને, ચાલો, આપણે દરેક જણ ખંતથી પ્રયાસ કરવા મંડીએ. પ્રયત્ન કરવાથી નર નારાયણ રૂપ થઈ જાય છે એમ આપણામાં કહેવાય છે આપણે મન ઉપર લીધા પછી ઉપરનું પદ મેળવતાં આપણને બહુ વખત નહિં લાગે. માટે આપણી આ અજ્ઞાનરૂપી નિદ્રામાંથી આપણે જાગ્રત થવું જોઇએ.

Registered No. B 436

# સુન્દરીસુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु

( પ્રસન્ન દેવતા રહે જ્યાં પામે સન્માન સુન્દરી )

ગુર્જર સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક

પુસ્તક ૨ — અંક ૬૬ | પ્રકાશક, બન્ધુસમાજ. | સં ૧૯૬૭ આષાઢ. — ઈ સ ૧૯૧૧ જુલાઈ.

વિષયસૂચન

૧૮૬ (ન ૧૪૧) દા નૂતન કિશોર તખ્તસિંહજી હોસ્પીટલ (વ ૨) ભાવનગર ૧—૪—૦
૧૮૭ (ન ૧૯૩) સૌ બ્હેન જયાલક્ષ્મી ચુનીલાલ (વ ૨) વેરાવળ ૧—૪—૦
૧૮૮ (ન ૧૧૩) સૌ ચંદ્રભા (વ. ૨) અમદાવાદ ૧—૪—૦
૧૮૯ (ન ૪૧૩) રા સુન્દરલાલ દેવજરામ વોરા (વ ૨) માગરોળ ૧—૪—૦
૧૯૦ (ન. ૪૧૪) ,, નટવરલાલ દુર્લભજી વૈદ્ય (વ ૨) માગરોળ ૧—૪—૦
૧૯૧ (ન ૮) ,, રમણિકલાલ બેચરલાલ (વ ૨) અમદાવાદ ૧—૪—૦
૧૯૨ (ન ૨૦૪) ,, પુરૂષોત્તમ મનજીવન (વ ૨) અમદાવાદ ૧—૪—૦
૧૯૩ (ન ૪૧૫) , રેવાશંકર જગજીવન (વ ૨) મુંબાઈ ૧—૪—૦
૧૯૪ (ન ૪૧૬) ઓશિક્ષણ પદ્ધતિ પાઠશાળાના લેડી સુ
મિસ બોર. (વ ૨) વડોદરા ૧—૪—૦
૧૯૫ (ન ૨૮૨) રા નટવરલાલ કનૈયાલાલ (વ ૨) કુકાવાવ ૧—૪—૦
૧૯૬ (ન ૨૯૨) , ઇન્દુલાલ ચુનીલાલ (વ ૨) અમદાવાદ ૧—૪—૦
૧૯૭ (ન ૪૬) ,, ગટુલાલ ગોપીલાલ બી. એ (વ ૨) અમદાવાદ ૧—૪—૦
૧૯૮ (ન ૨૧૯) સૌ વિદ્યાગૌરી રમણભાઇ બી એ (વ ૨) અમદાવાદ ૧—૪—૦
૧૯૯ (ન ૪૮) સૌ શારદાગૌરી સુમંતરાય બી એ (વ ૨) વડોદરા ૧—૪—૦
૨૦૦ (ન ૧૪૫) રા. યશવંતરાય ગોપાળજીરાવ બી એ (વ ૧) અમદાવાદ ૧—૪—૦
૨૦૧ (ન ૪૧૭) રા ડાહ્યાભાઇ હાથીભાઈ પટેલ (વ ૨) મહુવા ૧—૪—૦
૨૦૨ (ન ૧૯૬) રા. ચંદુલાલ મોહનલાલ (વ. ૨) અમદાવાદ ૧—૪—૦
૨૦૩ (ન ૮૫) રા દા. મણીલાલ ચુનીલાલ (વ ૨) પાટડી ૧—૪—૦
૨૦૪ (ન ૪૧૮) રા. પુ ષ્પવંતરાય જસવંતરાય બી એ (વ. ૨) મ્હેમદાવાદ ૧—૪—૦
૨૦૫ (ન ૪૫) રા ઠા નારણજી ઉમરશી (વ ૨) મુંબાઇ ૧—૪—૦
૨૦૬ (ન ૨૫૫) રા નરોતમદાસ ભાણજી (વ. ૧) મુંબાઇ ૧—૪—૦
૨૦૭ (ન ૨૧૬) મિસિસ મનિભાઇ નારાયણજી હરિભાઈ (વ ૨) મુંબાઈ ૧—૪—૦
૨૦૮ (ન ૩૦૭) રા ડંકેશરાય જદુરાય દેસાઇ (વ. ૨) ડાકોર ૧—૪—૦
૨૦૯ (ન ૨૮૫) રા હીરજી કાનજી શાહ (વ ૨) મુંબાઈ ૧—૪—૦
૨૧૦ (ન ૨૭૩) ડૉક્ટર લક્ષ્મીપ્રસાદ ગીરધરલાલ (વ ૨) ખેડા ૧—૪—૦
૨૧૧ (ન ૧૯૪) બાઇ વેજબાઈ જેહાભાઇ આણંદજી (વ ૨) મુંબાઇ ૧—૪—૦
૨૧૨ (ન ૨૫૩) રા ટી કે ઠાકોર (વ ૨) મુંબાઇ ૧—૪—૦
૨૧૩ (ન.૧૦૮) રા મુરારજી નરોત્તમદાસ (વ ૧) મુંબાઇ ૧—૪—૦
૨૧૪ (ન. ૨૭૨) રા માધવલાલ ઝવેરીલાલ યાજ્ઞિક (વ ૨) ગોધરા ૧—૪—૦
૨૧૫ (ન. ૪૧૯) રા લક્ષ્મીદાસ ભીખાભાઇ પટેલ (વ. ૨) પારડી ૧—૪—૦
૨૧૬ (ન. ૧૦૧) રા કેશવલાલ લોકચંદ જૈન લાયબ્રેરી (વ ૨) માણસા ૧—૪—૦
૨૧૭ (નં. ૫૬) રા દેસાઈ હિંમતલાલ પરભુદાસ (વ. ૨) પેટલાદ ૧—૪—૦
૨૧૮ (ન. ૪૨૦) રા ગોવીંદભાઇ સારાભાઇ મજમુદાર (વ ૨) પેટલાદ ૧—૪—૦
૨૧૯ (ન ૪૨૧) મણીબ્હેન પ્રભાશંકર (વ. ૨) સિદ્ધપુર ૧—૪—૦
૨૨૦ (ન. ૧૨૧) રા ભોજા મામદભાઇ ખંડુભાઇ (વ. ૨) મુંબાઇ ૧—૪—૦
૨૨૧ (ન ૨૮૦) રા. ઇશ્વરલાલ ધીરજરામ (વ ૨) મુંબાઇ ૧—૪—૦

૨૯૭ (નં૦૩૦૮) રા. સૂર્યશંકર સોમેશ્વર દ્વિવાશ્રયી (વ૦૨) લુણાવાડા ૧—[illegible]—

૨૯૮ (નં૦૧૯૩) સૌ. દુર્ગાબાઇ, રા. લલ્લુભાઈ કલ્યાણજીના પત્ની. (વ૦૨) સુપરાગપુર ૧—૪—૦

૨૯૯ (નં૦૨૦૭) રા, નાગરદાસ રણછોડદાસ (વ૦૨) અમદાવાદ ૧—૪—૦

૩૦૦ (નં૦૬૭) રા, ખેતસી વેલસી સાયલાવાળા (વ૦૨) કરાંચી ૧—૪—૦

૩૦૧ (નં. ૨૫ ) રા. છગનલાલ વલ્લભજી કારભારી. (વ ૨) બાટવા ૧—૪—૦

૩૦૨ (નં. ૩૧૦) રા. સોમળજીભાઈ વહિવટદાર સાહેબ (વ. ૨) બીલખા ૧—૪—૦

૩૦૩ (નં. ૩૩૪) મહેરબાન ઢાસાના જાડેજા શિવસિંહજી (વ. ૨) ઢાસા ૧—૪—૦

૩૦૪ (નં. ૨૫૬) રા. પંડિતજી ગીરધરલાલજી (વ. ૨) લાહોર ૧—૪—૦

૩૦૫ નં. ૪૩૫) સૌ. વસન્તબા, છગનલાલ હરિલાલ પંડ્યાના સૌ (વ. ૨) નડિયાદ ૧—૪—૦

૩૦૬ (નં. ૪૦) સૌ. મગીબાઇ, મુળજી પુરૂષોત્તમ મહેતાનાં પત્ની (વ.૨) ભુજ ૧—૪—૦

૩૦૭ (નં. ૧૯૦) રા. દામોદર રતીલાલ એન્ડ કો. (વ. ૨) કલકત્તા ૧—૪—૦

૩૦૮ (નં. ૪૩૬) રા. આચાર્ય યશવંતરાય દલપતરામ (વ ૨) માંગરોળ ૧—૪—૦

૩૦૯ (નં. ૧૪૪) રા. લલ્લુભાઇ ભગવાનદાસ મોદી (વ. ૨) મુંબાઇ ૧—૪—૦

૩૧૦ (નં. ૧૩) મિસિસ મોરારજી વલ્લભદાસ (વ. ૨) મુંબાઈ ૧—૪—૦

૩૧૧ (નં. ૩૧૩) રા. મેઘજી વિસનજી સમગા (વ. ૨) માંડવી ૧—૪—૦

૩૧૨ (નં. ૧૮૬) સરભગવતસિંહજી લાયબ્રેરીના સેક્રેટરી (વ. ૨) ગોંડલ ૧—૪—૦

૩૧૩ (નં. ૪૩૭) રા. બળવંતરાય હરિશંકર (વ. ૨) રાજકોટ ૧—૪—૦

૩૧૪ (નં. ૨૭૮) રા. ઓધવજી લાધાભાઈ (વ. ૨) રાજકોટ ૧—૪—૦

૩૧૫ (નં. ૯૯) રા. દ્વારકાનાથ બી રેકર (વ. ૨) રાજકોટ ૧—૪—૦

૩૧૬ (નં. ૨૭૭) રા. જીવણલાલ લીલાધર માટલું (વ ૨) મુંબાઈ ૧—૪—૦

૩૧૭ (નં. ૧૮૧) રા. ભોગીલાલ ચકુલાલ (વ. ૨) વડનગર ૧—૪—૦

૩૧૮ (નં. ૪૩૮) રા. મોદી જમનાદાસ ગોરધનદાસ (વ. ૨) ભાવનગર ૧—૪—૦

૩૧૯ (નં. ૧૮૦) રા. ચંદ્રશંકર ગીરજાશંકર ઓઝા (વ. ૨) ઘોઘા ૧—૪—૦

૩૨૦ (નં. ૧૪૦) રા. દેવચંદ ચતુર્ભુજ કોઠારી (વ. ૨) કોચીન ૧—૪—૦

૩૨૧ (નં. ૨૯૦) રા. ચીમનલાલ મોતીલાલ (વ. ૨) અમદાવાદ ૧—૪—૦

૩૨૨ (નં. ૧૭૯) રા. સર્વશંકર નારાયણશંકર (વ ૨) અમદાવાદ ૧—૪—૦

૩૨૩ (નં. ૪૩૯) રા. મણિલાલ ગોર્ધનદાસ (વ ૨) અમદાવાદ ૧—૪—૦

૩૨૪ (નં. ૪૪૦) રા. શેઠ અલ્લાભાઇ મીજવલવદાસ (વ. ૨) ખેડા ૧—૪—૦

૩૨૫ (નં. ૨૬૭) રા. નરસીંહરાવ ભોળાનાથ બી.એ.સી.એસ. (વ૦૨) અમદાવાદ ૧—૪—૦

૩૨૬ (નં. ૭૯) રા. માણેકધર ગીરજાધર (વ. ૨) ભટીન્ડા ૧—૪—૦

૩૨૭ (નં. ૩૦૫) રા. મોતીલાલ રતનજી (વ. ૨) રાજકોટ ૧—૪—૦

૩૨૮ (નં. ૪૪૧) રા. મોહનલાલ નાગજી ચીનાઇ (વ. ૨) માંગરોળ ૧—૪—૦

૩૨૯ (નં. ૧૦૩) રા. મુકુંદરાય રણછોડરાય બી. એ. (વ. ૨) અમદાવાદ ૧—૪—૦

૩૩૦ (નં. ૨૫૪) દા. ટી. સી. ખાંડવાળા એલ.એમ.એન્ડ.એસ. (વ૦૨) મલાડ ૧—૪—૦

૩૩૧ (નં. ૪૪૨) પ્રો. રામપ્રસાદ મગનલાલ એલ,એલ.બી. (વ૦૨) અમદાવાદ ૧—૪—૦

૩૩૨ (નં. ૨૨૧) રા. વજેન્દ્રરાય લક્ષ્મીપ્રસાદ (વ. ૨) વડોદરા ૧—૪—૦

૩૩૩ (નં. ૪૪૩) રા. સા. ફકીરચંદ કેવળદાસ (વ. ૨) બારેજા ૧—૪—૦

# સુન્દરી સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઈના શબ્દોમાં કહીએ તો "સ્ત્રીયો પંડિત થાય, રસજ્ઞ થાય, કુટુંબપોષક થાય, સ્વસ્થ થાય, શરીરે બલવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમાં કુટુમ્બબન્ધનમાંથી તેઓ મુક્ત-સ્વતન્ત્ર થાય ને તે મુક્તતાથી અને સ્વતન્ત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને કલેશોમાંથી છુટી એ કુટુમ્બના ખરા કલ્યાણ કરવા શક્તિમતી અને ઉત્સાહિની બને, કુટુમ્બના બાલકવર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોના કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે," પતિભક્તિપરાયણ થઈ પતિનું જીવન ઉન્નત કરે અને તેના આંતર નિવાસોની ઉર્મિયોમાં પોતાના હૃદયતરંગ ભેળવી દઈ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાખે અને અન્તે સ્વદેશમાં ઉદયસૂર્યના તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે —એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે "સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી. સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે"

વર્ષ ૨ જું ] ઈ.સ. ૧૯૦૫ જુલાઈ—અશાડ વિ. સં. ૧૯૬૧. [ અંક ૧૧ મો.

## કાવ્યકુંજ.

### મ્હારી માની છબી.

( હરિગીત )

સુસ્મિત કરતા ઓષ્ટ ત્હારા ભાવ નિજ દર્શાવતા,
ને નેહ ભીના નેન મુજપર દિવ્ય વારી સીંચતા
જે વ્હાલથી તું પૂર્વકાળે બાલને આ ભેટતી
તે વ્હાલથી આલિંગવા શું આજ દોડી આવતી !

નિઃશબ્દ પણ હૃદતત્રથી તું ગૂઢ શબ્દો પ્રેરતી–
"ત્યજ શોકને તું બાલ મુજ, બ્હેમસ્તકો ગભરાય કાં"
પ્રતિ નવિ કિતરી સ્વર્ગથી નિજ બાળને સંભારતા
મૃદુ હસ્ત પીઠપર કરની એ વાક્ય તું ઉચ્ચારતી

આ જડ છબી પ્રિય માતની નિઃસત્વ કોને લાગતી,
મુજ જીવન–નૌકા સત્ય એને ધ્રુવ તારો લેખતી!
સુધારકો જગના ,ભલે સહુ મૂર્તિપૂજક નિન્દતા,
મુજ માતમૂર્તિ પ્રેમથી પૂજી શકું, પૂજીશ સદા. ૩

દુર્બુદ્ધિનો અંકુર ફુટે કદિ પાપવૃત્તિમય થતો,
ઉદ્વેગ થાતાં ચિત્તમાં નિસ્સાર જીવન લેખતો;–
મુજ નયન પાસે તે ઘડી છબી દિવ્ય આવીને હસે,
ઘનમાળ ભેદી શોકની, અજવાળતી મુજ ચિત્તને. ૪

મુજ તાત અંકે શીર્ષ નાંખી પાન કરતાં કષ્ટથી
જગદંબને સંભારતાં આ બાલને ઓલાવતી.
જ્યાં ક્લેશ નહિ, વિયોગ નહિ,–એ દિવ્યસ્થાને જઈ વસી;
એ ચિત્તવેધક સ્નેહદર્શક ચિત્ર જોઉં ક્યાં ફરી?! ૫

સહુ સ્નેહમાં પ્રિયમાતનો નિઃસ્વાર્થ સ્નેહ ગણાય છે,
વિનાશ થાતાં દેહનો પણ ઝરણ એ ન સૂકાય છે;
સર્વ વ્યાપી ઇશની જે મૂર્તિ જગમાં ,મા રૂપે ,
વિલુપ્ત થાતી તેહમાં નિજ બાલને ઊછેરીને. ૬

જો હોય ભક્તિ પ્રેમ દૃઢ કદિ માતના સુસ્નેહમાં,
તો સ્મરણ કરતાં તેહનું આવી રમન્તી હૃદયમાં;
તે ભવનમાં કે વનમહિ રાત્રી વિષે કે દિન વિષે
સદ્બોધતી આશ્વાસતી ને રક્ષતિ નિજ બાળને. ૭

જડ છબી હે માતની! ઉપકાર ભૂલું નવ કદિ,
પ્રત્યક્ષ કરતી દિવ્ય ગુણો, બાલને ઉત્તેજતી.
અનુસરૂં હું તુજ પદે કર્તવ્ય મારાં અહીં કરી
હે વ્હાલી માતા! પૂજતાં અતિ પ્રેમથી ત્હારી છબી.

સુબન્ધુ, બન્ધુસમાજ.

# ગૃહધર્મ.



## દેશ-ઉન્નતિનો પાયો—બાલિકાશિક્ષણ.

( સ્ત્રીલેખ. )

બાલકોની આદી ગુરૂ તે પોતાની માતાજ છે. ગર્ભ અવસ્થામાં તથા બાલપણમાંજ માતાની મુદ્રા સ્વ-બાલક પર પડે છે બાલ્યપણમા એટલું મુગ્ધત્વપણું રહેલું છે કે પરિચયમાં આવતી સર્વ સજીવ અને નિર્જીવ વસ્તુ તરફ તેની વૃતિ આકર્ષાય છે. માતામાં જેવી નીતિ ગુણ તથા વિદ્યાની વૃતિ હોય છે તેવીજ બાલકમાં પણ આવે છે. મનુષ્ય આખી જીંદગીમાં જેટલું શીખે છે તેથી વિશેષ બાલ્યાવસ્થામાં શીખે છે. યુવાવસ્થામાં બાલપણનાજ સંસ્કાર વૃદ્ધી પામે છે અને વૃદ્ધાવસ્થામાં તેજ સંસ્કારો પ્રૌઢ અને દૃઢ થાય છે. માતામાં વિનય હોય તો બાલકમા પણ વિનય આવે છે. એવી રીતે બાલકના સદ્ભાગ્ય કે દુર્ભાગ્યનો આધાર માતા ઉપરજ રહેલો છે. જો પ્રથમથી માતા તરફથી શીલ સ્વભાવ, વિનય, લજ્જા, ક્ષમા, ઉદ્યમ વગેરેનું શિક્ષણ ન મળ્યું હોય તો વિદ્યા મેલવતાં પણ હરકત પડે છે, કારણ કે બાલક કેટલીક વખત ગુરૂના સકારણ કોપને પણ સહન કરી શકતું નથી. માતાશિક્ષણનો પ્રભાવ એવો છે કે તે જીવીત પર્યંત ટકી રહે છે. લાંબી નજરે જોતાં દેશનું અને આત્માનુ કલ્યાણ કરનાર સદ્‌ગુણી અને ધર્મજ્ઞ માતાજ છે. આપણામાં સાધારણ કહેવત છે કે "ગઈ તિથી જોશી પણ સંભારતા નથી"-"પરણે એનેજ ગાઓને" "રોગ થયા પછી મટાડવા તેના કરતાં ઉત્પન્નજ ન થવા દેવો" વગેરે કહેવતને અનુસરીને, બગાડીને સુધારવું તેના કરતાં બગાડવા નજ દેવું તે વધારે ઉત્તમ છે. બાલીકાઓને અયોગ્ય કેલવણી આપ્યા પછી અને તેમાંજ ગોથાં ખાવા દીધા પછી "પત્નીશાલા" સ્થાપવી તેના કરતાં બાલીકાઓને યોગ્ય કેલવણી આપી ધર્મવાન, નીતિવાન અને વ્યવહારમા કુશલ બનાવવી તે આર્યની વધારે જરૂરીઆત ફરેજ છે અને તેજ દેશ ઉન્નતિનો મજબુત પાયો છે.

કુમળા છોડને જેમ વાળીએ તેમ વાળી શકાય છે પરંતુ મોટું થયા પછી તે વાળી શકાતું નથી, છતાં વધારે મહેનત કરી વાળવાની હઠ કરીએ તો થડમાંથી જ ભાંગી જાય છે. મનુષ્ય જીવનનું પણ એમજ છે. માટે મનુષ્ય જીવન સુધારવા માટે તેની બાલ્ય અવસ્થાપર પૂરતું લક્ષ આપવાની આવશ્યકતા છે. પરંતુ જ્યાં સુધી માતા અજ્ઞાન મૂઢ અને દુર્ગુણી હશે ત્યાં સુધી તેનાં બાલકો સુધરવાની આશા રાખવી તે ઝેરમાંથી અમૃતની આશા રાખવા જેટલું શંકાયુક્ત છે. જન ઉન્નતિ અને દેશ ઉન્નતિનો સઘળો આધાર સુજ્ઞ જનની પરજ રાખી શકાય છે. બાલીકાઓને જ્યારે પ્રથમથીજ ઉચીત કેલવણી આપવામાં આવશે

ત્યારેજ તેનાં ફલ વિનયશીલ પ્રભાવશીલ ધાર્મિક અને વિદ્વાન થશે. પીતા કરતાં પણ બાલક સારાં નરસાં થવાનો આધાર માતાપર વધારે રહે છે, માટે માતા અવસ્ય વિદ્વાન જ હોવી જોઇએ. માટે પરોપકારી અને દેશ સુધારક જનોએ ઉન્નતિના પાયા રૂપ બાલિકા શિક્ષણ ગણી બાલીકાઓ માટે અમુક ફંડમાંથી જુદીજ બોર્ડીંગ હાઉસ ઉઘડાવવી. તેમાં સદ્ગુણી સ્ત્રીઓના હાથથી શિક્ષણ અપાવવું. તેની ઉપરી તરીકે પણ સદ્ગુણી દેશી મહીલાજ રાખવી. હાલના સમયમાં તેવી સ્ત્રી ન મલી શકે તો સદ્ગુણી જીતેંદ્રીય અને વૃદ્ધ પુરૂષ રાખવો. હવે કેટલાંક શિક્ષકો ઉદર નિર્વાહ અર્થે શિક્ષણ આપે છે, કેટલાંક દ્રવ્યની આકાંક્ષાથી શિક્ષણ આપે છે, કેટલાંક પોતાના ઉપરીની મહેરબાની માટે મહેનત કરે છે અને કેટલાંક પોતાના રેંક વાસ્તેજ પ્રયત્ન કરે છે; પરંતુ આ બોર્ડીંગ હાઉસમાં એવી લાલચ વાળાં શિક્ષક જોઇએ નહી.

હવે બાલીકાઓને કઈ જાતની કેલવણી આપવી તે વિષય લઇએ તો તેમાં પહેલું તો સ્વદેશી અને વિદેશી ભાષાનું જરૂરીઆત જ્ઞાન. તેમાં ગૂજરાતી સંસ્કૃત અને ઇંગ્લીશ ભાષા શીખવાનાં અવશ્ય જરૂર છે.

બીજું, વૈદક જ્ઞાનની બાલાઓને જરૂર છે, કારણ કે પોતાનું બાલક કઈ પ્રકૃતિનું છે? અમુક વ્યાધીપર અમુક રૂતુમાં કયું ઔષધ અને કયું ખાનપાન તેની પ્રકૃતિને અનુકૂલ આવશે? એ બાબત અજ્ઞાન હોઈ આર્ય માતાઓ પોતાનાં બાલકની તંદુરસ્તી જાલવી શકતી નથી અને તેથી નાનપણમાંથીજ બાલકો વ્યાધીવૃદ્ધીથી અનિયમિત અને ન્યુનાધિક ખાનપાનથી નિસ્તેજ બની બળહીન અને અલ્પાયુષી થાય છે. વૈદ ડૉક્ટરો ફક્ત ઉદર નિમિત્તે જ દવા કરશે, ત્યારે વૈદક જ્ઞાનવાળી માતા ખરા પ્રેમ અને લાગણીથી દવા કરશે. તેથી પણ તેમાં ઘણોજ ફેર પડી જશે. જ્યારે આર્ય મહીલાઓ વૈદક જ્ઞાન મેળવી બાલકની તંદુરસ્તીપર પૂરતું ધ્યાન રાખશે, જ્યારે આર્ય પ્રજાના પીળા ચહેરા બદલાઈ રોગ નિવૃત લાલઘુમ જેવા ચહેરા થશે, ત્યારેજ દેશની ઉન્નતિ થશે અને ત્યારે જ આર્ય પ્રજા ઉચ્ચ પુરૂષાર્થ કરી શકશે. કારણ કે "પહેલું સુખ તે જાતે નરવા."

ત્રીજું બાલાઓને ધર્મ નીતિની કેલવણીની પણ આવશ્યક્તા કે જેના ઉપર હાલમાં ઘણુંજ ઓછું ધ્યાન આપવામાં આવે છે, અરે તેમ શું પણ એમ પણ કહી શકાય કે બિલકુલ ધ્યાન આપવામાં આવતું નથી. જેટલે દરજ્જે શારીરીક શિક્ષણની જરૂર છે તેટલેજ દરજ્જે બલકે તેથી વિશેષ દરજ્જે માનસિક શિક્ષણની જરૂર છે. માનસિક શિક્ષણ વિનાનું શારીરીક શિક્ષણ ઘણુંજ ગંભીર પરિણામ લાવે છે. બાલ કાલથીજ મનને વિદ્યા નિતિ અને કલાથી સંસ્કારી કર્યું હોય તો યુવાવસ્થામાં પણ સન્માર્ગેજ પ્રવર્તે છે. પુરૂષ કરતાં સ્ત્રીની વૃતિ એટલી બળવાન હોય છે કે તે બહારના સૌંદર્યથી એકદમ ખેંચાય છે અને જે વસ્તુનું તે મનન કરે છે તે મેળવેજ છુટકો કરે છે. એવો સ્ત્રીનો સ્વભાવ જરા હઠીલો હોય છે માટે બાલાને નાનપણથીજ તનને મનની ઊંચી કેલવણી આપવાની જરૂર છે. આજકાલની કેટલીક અબળાઓ અપુર્ણ કેલવણી લઈ સ્વચ્છંદી થઈ જાય છે અને બીજા સાથે તો ઠીક પરંતુ સાક્ષાત પરમાત્મા સ્વરૂપ પતિની આજ્ઞાનું પણ ઉલંઘન કરે

છે ને પોતાની વર્તણુકથી પતિને અસંતોષ પેદા કરે છે: એટલુંજ નહિ પરંતુ કેટલીક અનાર્યા તો પતિને કોરટે ચડાવવામાં પણ શરમ રાખતી નથી. આવી સ્ત્રીઓ ભલે બોલવામાં મીઠી, હાવભાવમાં લટકાળીને અને પહેરવા ઓઢવામાં શોખીન હોય, પરંતુ અમે તો તેના કરતાં અમારા ખરા અંતઃકરણથી ગામડાની અશિક્ષિત ધર્મવાન અને પતિપરાયણ "ગામડાની ગોરી" ને અમે વધારે પુજ્ય ભાવથી નમન કરીશું. અહો ! ક્યાં સીતા તારામતિ દમયંતી અને દ્રૌપદી ! ! રામચંદ્રજીએ વનવાસ આપ્યા છતાં, અરે ગર્ભાવસ્થાના જે દિવસો શ્રીમંતોની પોતાની દરેક હોંસ પૂરી પાડવામાં, પહેરવા ઓઢવામાં, સગાં સંબંધીઓમાં માન પામવામાં અને પતિ પાસે લાડ કરવામાં પસાર કરે છે તેવા વખતમાં વનવાસ આપ્યા છતાં પણ " નાથ અહીં વનમાં પણ મારૂં રક્ષણ કરનાર આપજ છો, હું આપના નામનેજ જપું છું " આવો દિયર સાથે સંદેશો આપનાર અને મનમાં " રામ સદા સુખી રહેજો " આવું ઇચ્છનારાં માતાજી આપને નમન કરૂં છું. પતિ હાથે દાસી રૂપે વેચાતાં સતી તારામતિ અને પતિ માટે રાજ્ય સુખ તજનાર અને પતિનો વિયોગ થતાં પણ તેનાજ પ્રેમમાં લીન રહેનાર પતિવ્રતા દમયંતી અને સતિ પાંચાળી ! આપના ચરણ કમળમાં રહેવાને પણ યોગ્ય એવી આર્ય મહીલા તો જવલેજ હજારે એકજ મળશે. માતાઓ ! આપ હજારો વર્ષ પૂર્વે થયાં છો તો પણ આજે આપના સદ્ગુણો અને અમૃતરૂપી વચનો પણ આર્ય અબળાઓને સુનિતિ માર્ગે વાળવા સમર્થ છે. વળી કેટલીક અબળાઓ તો સ્વતંત્રતા મેળવવા મથે છે એ પણ આધુનિક કાળની ધર્મ નીતિ વગરની લુખી કેળવણીનો જ અંશ છે. અપુર્ણ શિક્ષણવાળી અશિક્ષિત અને મલીન સ્ત્રીઓને સ્વતંત્રતા આપવામાં નુકશાન રહેલું છે. પરંતુ તેમજ સુશિક્ષિતા, સુજ્ઞા, ધર્મ પરાયણ અને પતિવ્રતા આર્યાઓનાં હૃદય દૂભવાથી, ડંશવાથી, દમવાથી, દહવાથી અને બાળવાથી જન ઉન્નતિ તથા દેશ ઉન્નતિનો સત્વર નાશ થાય છે, પરંતુ હાલમાં એવી પુજ્ય વંદનાઓ ક્યાં નજરે પડે છે ? પતિ સુખે સુખી ને પતિ દુઃખે દુઃખી મહીલાઓ ક્યાં છે ? હાલમાં કેટલીક જગ્યાએથી વળી "ડાયવોર્સ" (છુટા છેડા) ના ધ્વની કર્ણગોચર થાય છે. આવીને આવી જ સ્ત્રીકેળવણી ચાલ્યા કરશે તો પરિણામ કેવું આવશે તે કહેતાં મોટા ભવિષ્યવેત્તાને પણ ત્રાસ પડશે.

(અપૂર્ણ.)

" નીશા " ગોંડળ.

# રમણીમણિમાળા.

## પ્રાચીન ભારતનાં સ્ત્રીરત્નો.

( ગયેના અંકથી ચાલુ ).

૫.

ખન્ના પ્રાચિન ભારતમાં એક મહાન્ જ્યોતિષી તરીકે ખ્યાતિ મેળવી ગઈ છે. ત્હેમના સમયમાં તે જ્યોતિઃશાસ્ત્રમાં સર્વથી શ્રેષ્ઠ પદ ભોગવતી હતી. ત્હેના શ્લોકો અદ્યાપિ પર્યંત પ્રચલિત છે. આ [1]વિદુષી સ્ત્રી કોણ હતી અને કોની પુત્રી હતી તે અદ્યાપિ પર્યંત અંધાગમાંજ છે.

ખન્ના.

એવી દંતકથા ચાલે છે કે ત્હેને અનાર્યો—રાક્ષસો—જે તે સમયે જ્યોતિષમાં કુશળ હતા ત્હેમણે ઉછેરી જ્યોતિષ શાસ્ત્રનું શિક્ષણ આપ્યું હતું. આર્યોની આચારશિક્ષતાના પ્રારંભના સમયના ઋષિઓ જ્યોતિઃશાસ્ત્રમાં, ત્હેમની અવજ્ઞાને પ્રાપ્ત થયેલા અનાર્યો જેટલા પ્રવીણ નહોતા.

ખન્ના એક વિચક્ષણ બુદ્ધિવાળી સ્ત્રી હતી. ત્હેની સ્મરણશક્તિ અપૂર્વ હતી, અને ત્હેનું બુદ્ધિચાતુર્ય સ્પૃહણીય હતું. તે પોતાનો સમય કેવળ રમતગમતમાં ન ગાળતાં જ્યોતિઃશાસ્ત્રના અભ્યાસ પાછળ ગાળતી હતી આ શાસ્ત્રના અધ્યયન પાછળ ખંતથી મ્હેનત કરી ત્હેણે ત્હેના પાળક પિતા પાસેથી તે સંબંધી અપૂર્વ જ્ઞાન સંપાદન કર્યું હતું.

ખન્ના જે ગામમાં રહેતી હતી તેજ ગામમાં બીજો એક આર્ય પ્રજામાં ઉત્પન્ન થયેલો પણ અનાર્ય પ્રજાથી પોષાતો એક બાળક રહેતો હતો. આ છોકરાનું નામ મિહિર હતું અને ત્હેણે રાક્ષસોની સંપૂર્ણ પ્રીતિ સંપાદન કરી હતી. ત્હેણે પણ ખન્નાની માફક જ્યોતિષનું અધ્યયન કરી ત્હેનું સંપૂર્ણ જ્ઞાન મેળવ્યું હતું. મિહિર રાક્ષસોના હાથમાં કેવી રીતે આવ્યો તે વિષે નીચે પ્રમાણે લોકકથા ચાલે છે.

એક દિવસ કેટલીક સ્ત્રીઓ નદીએ સ્નાન કરવા ગઈ હતી ત્યાં નદીની અંદર એક ઘટ તરતો દૃષ્ટિગોચર થયો. એક બાળકના રોવાના અવાજથી ત્હેમનું ધ્યાન તે ઘટ તરફ દોરાયું, અને ત્હેમણે તે ઘટ બ્હાર કહાડયો. આ ઘટની અંદરથી માત્ર થોડાક દિવસ ઉપર જન્મેલો એક સુંદર સુકુમાર બાળક મળી આવ્યો. આ બાળકને તે સ્ત્રીઓ ત્હેમને ઘેર લઈ ગઈ. આવી રીતે મિહિર રાક્ષસોના હાથમાં આવ્યો અને તે ત્હેની પાળક માતાઓની જનનીવત્ સંભાળ હેઠળ ઉછરી મ્હોટો થયો. જ્યારે ખન્ના અને મિહિર ઉંમર લાયક થયાં ત્યારે ત્હેમનું લગ્ન થયું.

---

૧ ' વિદ્વાન ' શબ્દનું નારીજાતિનું રૂપ ' વિદુષી ' થાય છે.

જો કે આપણે ખન્નાની ઉત્પત્તિ જાણવાને શક્તિવાન થયા નથી તોપણ મિહિરની ઉત્પત્તિનો નીચે પ્રમાણે ઇતિહાસ આપણને મળી આવ્યો છે.

મિહિર મહારાજા વિક્રમાદિત્યની રાજસભાનાં નવ રત્નોમાંના વરાહ નામે એક વિદ્વાનનો પુત્ર હતો. વરાહ જ્યોતિષ વિદ્યામાં ઘણો કુશળ હતો અને એ હેનો મુખ્ય ગુણ હતો. મિહિરના જન્મ સમયે ત્હેણે ત્હેના આયુષની ગણના કરી, અને જ્યારે ત્હેને માલમ પડ્યું કે ત્હેનું જીવન ફક્ત દશ વર્ષનું જ છે ત્યારે ત્હેને અત્યંત ખેદ થયો* અંતે ત્હેણે તે પુત્રનું દશ વર્ષ પછી મૃત્યુ થયેલું જોવાને બદલે પ્રથમથી જ દૂર કરવાનો નિશ્ચય કર્યો. ત્હેણે ત્હેને એક માટીના વાસણમાં મૂકી તે વાસણ નદીમાં તરતું મૂક્યું.

લગ્ન થયા પછી ખન્ના અને મિહિરે સ્વજાતીયમાં આવવાની ઇચ્છાથી રાક્ષસો પાસેથી રજા મેળવી આર્ય પ્રજા જે પ્રદેશમાં વસતી હતી તે તરફ પ્રયાણ કર્યું. જે સમયે તે બન્ને સ્વદેશ જવા નીકળ્યાં તે સમયે ત્હેમની સાથે જ્યોતિષના પુસ્તકો આપી એક સ્ત્રીને મોકલવામાં આવી. આ સ્ત્રીને એવી આજ્ઞા થયેલી હતી કે જ્યારે તે રાક્ષસભૂમિની સરહદ ઉપર આવે ત્યારે ત્હેણે ત્હેમના જ્યોતિષના જ્ઞાનની પરીક્ષા કરવી અને જો ત્હેને ત્હેમનું જ્ઞાન અપૂર્ણ માલમ પડે તો તે પુસ્તકો ત્હેમને સ્વાધિન કરવાં, પણ જો ત્હેને ત્હેમના જ્ઞાનની સંપૂર્ણતાની ખાત્રી થાય તો તે પુસ્તક પાછાં લાવવાં.

સરહદ ઉપર આવતાં તે સ્ત્રીએ એક ગાયને પ્રસવકાળની અસહ્ય વેદના ભોગવતી જોઈ. અને તેજ સમયે ત્હેણે મિહિરને પ્રશ્ન કર્યો કે આ ગાય કેવા રંગના વાછરડાને જન્મ આપશે? મિહિરે ઉત્તર આપ્યો કે ધોળા રંગના. ત્યાર પછી માત્ર થોડીજ વારે તે ગાયે એક શ્યામ રંગના વાછરડાને જન્મ આપ્યો. મિહિરનું જ્યોતિષનું જ્ઞાન અપૂર્ણ ધારી તે સ્ત્રીએ ત્હેને સાથે આણેલા ગ્રંથો આપ્યા અને કહ્યું કે હજી ત્હમારો અભ્યાસ ઘણો કાચો છે. એમ કહી તે ત્યાંથી રવાના થઇ. મિહિર પોતે અત્યંત શ્રમ લઈ કરેલા અભ્યાસ છતાં આવી સરલ ગણના કરવામાં નિષ્ફળ નીવડ્યો ત્યારે ઘણો જ દિલગીર થયો. તે બોલ્યો કે આટલાં બધાં વર્ષ શ્રમ લઈ સતત અભ્યાસ કર્યા છતાં હું જ્યોતિષમાં કુશળ થઈ શક્યો નહીં તો આ પુસ્તકોથી શો ફાયદો થવાનો છે એમ કહી તે પુસ્તકો લઇ ત્હેણે નદીમાં ફેંકી દીધાં. આ સમયે ખન્ના દૂર હતી. જ્યારે ત્હેણે ત્હેના પતિનું આ અવિચારી પગલું જોયું ત્યારે તે નદી તરફ તે પુસ્તકોનો નાશ થતો અટકાવવાને દોડી પણ તે માત્ર બેજ ગ્રંથો બચાવી શકી અને ત્રીજા પુસ્તકનો હમેશને માટે નાશ થયો.†

તે દંપતી જે સ્થળે મહારાજા વિક્રમાદિત્યે મૃગયાર્થે મુકામ કરેલો હતો તે જગાએ આવી પહોંચ્યાં. ખન્ના અને મિહિરના જાણવામાં હતું કે તે મહાન્ નૃપતિ વિદ્યાનો મ્હોટો આશ્રયદાતા છે. તે બન્ને જણાં ત્હેની પાસે ગયાં. આ યુગલને (જોડાને) જ્યોતિઃશાસ્ત્રમાં ઘણું પ્રવીણ જોઈ વિક્રમાદિત્ય ત્હેમને પોતાના પાટનગરમાં (રાજધાનીમાં) લઈ ગયો. ત્હેણે વરાહને

* આ ત્હેની ભૂલ હતી, કારણ કે તે 'દશ' નહીં પણ "સો" હતું.

† એમ કહેવામાં આવે છે કે પૃથ્વી નીચેના પ્રદેશની ખગોળ વિદ્યાનો આવી રીતે નાશ થયો.

ત્હેમની સંભાળ રાખવાની અને ત્હેમને પોતાને (વરાહને) ઘેર લઇ જવાની આજ્ઞા કરી. પાછળથી તે વૃદ્ધ પંડિતને માલમ પડ્યું કે મિહિર બીજો કોઇજ નહીં પણ પોતાનો એક સમયે ત્યજી દીધેલો પ્રિય પુત્ર છે. જ્યારે વરાહ અને ત્હેની પત્નિએ પોતાનો પુત્ર પાછો મેળવ્યો એટલુંજ નહીં પણ વળી ત્હેને એક વિદ્વાન સૌન્દર્યવાન અને શ્રેષ્ઠ કન્યા સાથે વિવાહિત થયેલો—ત્યારે ત્હેમને કેટલો હર્ષ થયો હશે ત્હેનો ખ્યાલ વાંચનાર કરી લેશે.

પિતા પુત્રના મેળાપ પછી એક વર્ષ પર્યંત ત્હેમણે પોતાનું આયુષ આનન્દમાં ગાળ્યું. થોડાક સમયની અંદર મિહિર એક વિદ્વાન જ્યોતિષી તરીકે ખ્યાતિ પામ્યો. અને રાજ્ય તરફથી પણ ત્હેનો ઘણો સત્કાર થવા લાગ્યો. ખન્ના ગુપ્ત વિદ્યામાં અત્યન્ત પ્રવિણ હતી; અને જે ગણના કરવાને ત્હેનો પતિ અગર સસરો અસમર્થ થતા તે ત્હેમને કરી આપતી હતી. આ પ્રમાણે તે ધીમે ધીમે પ્રખ્યાત થઇ, અને તે એટલે સુધી કે ત્હેની ખ્યાતિની વાત રાજાના પણ જાણવામાં આવી.

એક સમયે વિક્રમાદિત્યે વરાહને તારાની કુલ સંખ્યા વિષે સવાલ કર્યો. મહાત્મા વરાહે ત્હેનો ઉત્તર આપવાને વાસ્તે એક દિવસની મુદત માગી. આ પ્રશ્નના નિર્ણય સારૂ ત્હેમણે અત્યંત શ્રમ કર્યો. પણ તે સઘળો પ્રયત્ન નિષ્ફળ ગયો. સકળ તારકવૃંદની ગણના કરવી એ ઘણુંજ કઠિન છે બલકે અશક્ય છે. તે ઘણો ખિન્ન અને ઉદાસી રહેવા લાગ્યો. ત્હેને ત્હેની પ્રતિષ્ઠા સદોદિત અસ્ત થતી દેખાવા લાગી.

ખન્નાએ ત્હેને ત્હેના ઉદ્વેગનું કારણ પૂછ્યું. ત્હેની ચિન્તાનું નિમિત્ત ત્હેના જાણવામાં આવતાં ત્હેણે વરાહને તે વિષે બેફીકર રહેવા વિનંતિ કરી. તે વિષે ગણના કરવાનું માથે લીધું અને તે ત્હેના પ્રયત્નમાં નિષ્ફળ નીવડી નહીં. બીજે દિવસે પ્રાતઃકાળે વરાહે રાજસભાને ભૂપતિના પ્રશ્નના ઉત્તરથી આશ્ચર્યમાં નિમગ્ન કરી નાંખી. મહારાજા વિક્રમાદિત્યની ખાત્રી હતી કે તે કામ તે કરી શકવાનો નથી અને તેથી તે ગણના કરનારનું નામ ઝાહેર કરવા ત્હેને અતિ આગ્રહ કર્યો. અંતે ત્હેને તે ગણના કરનારનું નામ નિવેદન કરવાની ફરજ પડી. ત્હેણે કહ્યું મહારાજ! તે ગણના મારી પુત્ર વધુએ કરી હતી. તે મહાન્ નૃપતિને આથી અત્યન્ત આનન્દ થયો અને ખન્નાને રાજસભાના દસમા રત્ન તરીકે નીમવા આજ્ઞા કરી.

આ બનાવથી વરાહને વજ્રાહત થયો. પુત્રવધુને દરબારમાં શી રીતે લાવી શકાય !! જો તે રાજસભામાં આવે તો ત્હેને જ્ઞાતિ બ્હાર કરવામાં આવે. આવા કલંક અને અપમાન કરતાં મૃત્યુ અતિ પ્રિયતર થઈ પડ્યું. ત્હેણે ઘેર આવી ખન્નાની જીભ—જે ત્હેના કુટુમ્બની આબરૂને ધૂળમાં મેળવવાનું મૂળ હતું—કાપી નાંખવાનો નિશ્ચય કર્યો અને ત્હેણે મિહિરને તે પ્રમાણે કરવા આજ્ઞા કરી. તે દંપતીએ જ્યોતિષના પ્રભાવે આવો અનર્થ થવાનું પ્હેલેથી જાણ્યું હતું. ખન્નાએ ત્હેના જાતિસ્વભાવ પ્રમાણે હસ્તે મ્હોંરે પોતાનું મુખ ઉઘાડ્યું અને મિહિરે ત્હેની જીભ કાપી નાખી; અને થોડા સમયમાં તે આ દુનિઆનું ક્ષણિક સુખ છોડી ચિરકાલ પર્યંત અવિચ્છિન્ન સુખ ભોગવવા પરલોકવાસી થઈ.

(અપૂર્ણ.)

સનાતન.

# જાપાનની મહારાણી હરૂ-કો.

સૂર્યોદયની ભૂમિ જાપાને આજ કાલ પ્રત્યેક ભારતવાસીના જ નહિ પરન્તુ દુનિયાના પ્રત્યેક શિક્ષિત મનુષ્યના ચિત્ત પોતાની તરફ આકર્ષ્યાં છે. બીજી કોઈ પણ પ્રજા સાધારણ રીતે હજાર વર્ષમાં પણ મુશ્કેલીથી કરી શકે એટલી ઉન્નતિ ત્રીસ વર્ષ જેટલા ટુંકા સમયમાં કરી જે પ્રજાએ દુનિયાની સર્વોત્કૃષ્ટ પ્રજાની સાથે એક પંક્તિ ઉપર એમના યોગ્ય સિદ્ધ કરી છે, તે પ્રજાની મહારાણીનું શિક્ષિત જીવનચરિત અપ્રાસંગિક નહિ ગણાય. મહારાણી હરૂ કોના જીવનમાંથી હમારી બહેનોને જ નહિ પરન્તુ કેટલાક અંશમાં પ્રત્યેક ભારતસન્તાનને કાંઈને કાંઈ અમૂલ્ય બોધ મળી શકે છે.

મહારાણી હરૂ-કો, મહારાજાધિરાજ મત્સુહિતોનાં પટરાણી છે. હેમનો જન્મ ઈ. સ. ૧૮૫૦ માં થયો હતો. એ હિસાબે એ હેમના સ્વામી કરતાં ઉમ્મરમાં બે વર્ષ મ્હોટાં છે. જાપાનમાં જે પાંચ ઉમરાવોનાં કુળ મહારાજાથી જ ઉતરતી શ્રેણીનાં મનાય છે, અને જે પાંચ કુટુમ્બોમાંથી જ મહારાજા પોતાની મહારાણી પસંદ કરી શકે છે, તેમાંના એક કુટુમ્બમાં મહારાણી સાહેબનો જન્મ થયો છે. હેમના પિતાનું નામ પ્રિન્સ તડાકા છે. હેમના બાલ્યાવસ્થાના દિવસો કયોટો સહેરમાં નિર્ગમન થયા છે. ત્હાં હેમણે ઘણા વખત સુધી એકાંત સેવન કરી મહારાણીને છાજે એવું યોગ્ય શિક્ષણ પ્રાપ્ત કર્યું છે. જ્હારે તે ઓગણીસ વર્ષનાં થયાં ત્હારે મીકાડો મત્સુહીતો સાથે હેમનું પાણીગ્રહણ થયું અને ત્હારથી જ હેમણે નવીન સંસારમાં પ્રવેશ કર્યો.

જાપાનની નવા ઢંગની-નવી ફેશનની સ્ત્રીઓમાં મહારાણી અગ્રેસર છે. હેમનાં બધાં કપડાં પારિસ અથવા લંડનમાં તૈયાર થાય છે. અને એ હેમને એવી ખુબીથી ફેશન મુજબ પહેરે છે કે જાણે એ કોઈ યુરોપના સુધરેલા, ફેશનને માટે પ્રસિદ્ધ, શહેરની અગાજની નેતા હોયની !

મહારાણી જો કે ખૂબસૂરત નથી તોપણ હેમનું લાવણ્ય ચિત્તાકર્ષક છે. હેમની મુખમુદ્રા દયાભાવ અને બુદ્ધિથી પૂર્ણ છે. એક લેખકની અનુસાર હેમની મુખમુદ્રા અને મુખરેખાઓ વિચિત્ર છે અર્થાત્ ભ્રમોત્પાદક પરસ્પર વિરોધી વાતોથી પૂર્ણ છે. હેમના શણગાર પારીસની પદ્ધતિ જેવા અને રીતભાત ઈંગ્લાંડની માફક હોવા છતાં પણ મહારાણી પૂર્ણ રીતે પૂર્વ દેશનાં છે. અર્થાત્ દંતકથાને માટે તથા પરિવર્તનને માટે તીરસ્કાર જે પ્રાયઃ (વણે દરજ્જે) પૂર્વ તરફના લોકોમાં સ્વાભાવિક ગણાય છે, તે સર્વ મહારાણીમાં છે.

હરૂ-કો જાપાનની દૃઢ ભક્ત છે. એવી કાંઈ પણ વસ્તુ નથી કે જ્હેનો ભોગ એ પોતાની પ્રજાને માટે ન આપી શકે. વાસ્તવિકરીતે હેમના જીવનની મ્હોટી ઈચ્છા પોતાની પ્રજાની આશા, ભય અને અભિલાષાઓમાં પૂર્ણ તન્મય થઈ જવાની છે. આના બદલામાં પ્રજા પણ હેના ઉપર મહારાજાના જેટલો જ પ્રેમ બતાવે છે. આ ભક્તિભાવનું કારણ તેઓ વર્તમાન મહારાજાધિરાજના પટરાણી છે એ જ નથી. આ ઉપરાન્ત હેમના ઉપર પ્રજાનો આટલો બધો પ્રેમ હોવાનું એક ખાસ કારણ છે. તે એ છે કે, કેટલાક સૈન્ય

ઉપર જાપાનમાં એક કૃપાળુ મહારાણી થઈ ગઈ છે. હેને એ વખતના લોક ઘણા પવિત્ર સ્નેહ અને ભક્તિથી પૂજતા હતા. અને આજ વૃદ્ધ જાપાનીઓ માને છે કે એ જ દયાળુ મહારાણી વર્તમાન સમયમાં મીકાડોની સહચારિણી હરે–કો ના રૂપમાં હેમની પાસે વિદ્યમાન છે.

મહારાજાધિરાજનો હેમના ઉપર ઘણો જ પ્રેમ હોવા છતાં પણ હરે–કોના હૃદયમાં ચિન્તાને સ્થાન મળ્યું છે. કારણ કે જો કે એ મીકાડોનાં મુખ્ય પત્ની છે અને તેમ હોવાથી પટરાણીપદની ભોક્તા છે તો પણ એ મહારાજાનાં એકલાં જ પત્ની નથી. વળી પૂર્વ દેશવાસીની આંખ્યે જોતાં હેમને માટે વિશેષ ખેદની વાત એ છે કે એ ગાદીના વારસનાં જનની નથી. મીકાડો હેમના ઉપર સદા પ્રસન્ન રહે છે અને ઉપર કહેલાં પાંચ કુટુમ્બોમાંથી પસંદ કરેલી 'પ્રથમ પંક્તિની સ્ત્રી' કહી હેમને વારંવાર અભિનંદન આપે છે. બીજી અને ત્રીજી શ્રેણીના ઉમરાવોની કન્યાઓમાંથી પસંદ કરેલી મીકાડોને બીજી અગીઆર સ્ત્રીઓ છે. એ સ્ત્રીઓ જોકે મુકુટ ધારણ કરી શકતી નથી તથા પટરાણીના જેટલો ઠાઠ નથી રાખી શકતી તો પણ રાજ્યગાદીને વારસ આપી શકે છે. અર્થાત હેમના બાલક પણ ઔરસ સન્તાન તથા શીધી લીટીના હક્કદાર વારસ મનાય છે. ઉદાહરણ તરીકે વર્તમાન મહારાજ કુમાર મીકાડોની બીજી શ્રેણીમાંની રાણીઓમાંથી એકના જ્યેષ્ઠ પુત્ર છે. અને જ્યહારથી મહારાણી હરે–કોને સન્તાન થવાની આશા છોડી દેવામાં આવી ત્યહારથી હેને ગાદીના વારસ તરીકે પ્રગટ કરવામાં આવ્યો છે. મહારાજ કુમારની બાલ્યાવસ્થામાંથી જ હરે–કોએ હેમને પોતાના સન્તાન જેવા ગણ્યા છે, એટલું જ નહિ પણ સદા સંપૂર્ણ માતૃસ્નેહ રાખી, ભવિષ્યના મહાન પદને માટે એ હરેક રીત્યે સુયોગ્ય થાય એવી રીત્યે ઉછેરવામાં એ તન, મન, ધનથી મહેનત કરે છે. ધન્ય છે હરે–કોના ઈર્ષ્યારહિત નિર્મલ હૃદયને! સપત્ની (શોક્ય) ના સન્તાન તરફ પોતાના જ છોકરા જેવો આવો નિઃસ્વાર્થ ભાવ રાખવાનો ગુણ હમારા રજવાડાઓના અંતઃપુરમાં તથા સામાન્ય પ્રજાના પણ ગૃહસંસારમાં પ્રવેશ કરશે કે? આ ઉદાર વૃત્તિના અભાવે, રાજમાતા ગણાવાના ક્ષુદ્ર લોભને લીધે, આપણા રાજગૃહોમાં જે પ્રપંચો અને અનાચાર થાય છે તે કોઈથી છાનાં નથી.

મહારાણીનું આતિથ્ય બહુ પ્રસિદ્ધ અને પ્રશંસનીય છે. દરેક વર્ષે એ 'ચેરીબ્લૉસમગારડન્ પાર્ટી' નામની એક મીજબાની આપે છે. તે બહુ જ આકર્ષક અને જોવા લાયક હોય છે. મહારાણી એ પ્રસંગે હમેશ બહુ જ કીંમતી અને સુન્દર વસ્ત્રાલંકારમાં સજ્જ થાય છે. અને ગૃહિણી તરીકેનો પોતાનો ભાગ અત્યંત સ્નેહ અને ચતુરાઈ પૂર્વક ભજવે છે. આજ કાલ, જાપાનની રાજધાની ટોકયોમાં કોઈ પણ જાતની મીજબાનીઓ–કે ઉજાણીઓ નથી થતી. કારણ કે હરે–કોનો બધો સમય ઘાયલ થયેલા યોદ્ધાઓનાં દુઃખ ઓછાં કરવાના પ્રયત્નોમાં જાય છે. એ 'રેડક્રોસ સોસાઇટી' નાં પ્રમુખ છે. આ પરોપકારી સંસ્થાની સ્થાપના હેમણે ચીન–વિગ્રહના થોડા વખત પહેલાં જ કરી હતી. અને એ દિવસથી હેની ઉન્નતિને માટે તથા હેને વિશેષ ઉપયોગી બનાવવાને અશ્રાન્ત પરિશ્રમ કર્યાં કરે છે. હેમણે પ્રકટ કર્યું છે કે જ્યહાં સુધી જાપાનમાં વિગ્રહ ચાલશે ત્યહાં સુધી એ

પોતે તેમ જ દરબારનો કોઈ આદમી મોજશોખ તથા રમતગમતમા પાઈ પણ ખર્ચ કરશે નહિ એ વિષયોમા પોતે જે કાંઈ ખર્ચ કરત તે ધન હવે પ્રજાના સૈનિકોને આરામના સાધનો પુરા પાડવામા કામ આવશે

રશીયા—જાપાનના વિગ્રહથી જાપાનને જે હાની થઈ રહી છે, હેના કરતા પણ વધારે હાની પ્લેગ દુષ્કાળ આદિ દુશ્મનો હમારા ભારતવર્ષમા કરી ગયા છે અન્નના અભાવને લીધે હિન્દુસ્તાનમા હજારો—હજારો નહિ લાખો મનુષ્યો ભીખ માગીને પેટ ભરે છે જેમનો ધંધો એક વખત ઉત્તમ સમજાતો હતો તે ખેડુતોની સ્થિતિ પથ્થરને પણ પીગળાવે એવી છે ખનિજ સંપત્તિ તથા ભૌગોલિક સ્થિતિ ઉત્તમ હોવા છતા પણ જગતની ભારતના જેવી નિર્ધન ભૂમિ કોઈ નથી જે ભૂમિના દ્રવ્યથી લોભાઈને હજારો ગાઉથી સેંકો આવતા હતા તે ભૂમિમા આજ દરેક આદમીની આવક લગભગ એક આનો આવી રહી છે હમારા એ જ ગરીબ ભાઈઓના જાર બાજરીના રોટલામા ભાગ પડાવીને હમારા રાજા મહારાજાઓએ રાજ્યાભિષેકને બહાને દીલ્હીમા લખલૂટ ખર્ચ કરી આનંદ માન્યો હતો એ ઉપરાન્ત પણ, દેશની વર્તમાન સ્થિતિ ઉપર બીલકુલ વિચાર કર્યા વગર, નિર્ધન નિર્બળ બન્ધુઓની દયાજનક દશા ઉપર લેશ માત્ર પણ દૃષ્ટિપાત કર્યા વગર હમાન નવાબો હમાન કારભારીઓ, તથા હમાના અન્ય ધનવાન ભાઈઓ પ્રતિ વર્ષ મોટા રૂપીઆ ક્ષુદ્ર મોજશોખમા ગૂમાવે છે અરે એમની વાત પણ જવા દો પ્રાણીદયાને માટે પ્રસિદ્ધ થયેલી હમારી ગામનહન્યા બાનતભગિનીઓ હાય! હેમની જાતી પ્રતિદિન કહણ થતી જાય છે તેમા કાંઈ સન્દેહ નથી પહેરવા ઓઢવાને માટે બીલકુલ વસ્ત્ર નહિ હોવાથી થરથર કાપતા ગરીબ બાળકોને આખ્ય આગળ જુએ છે પરન્તુ એમનુ દુ:ખ ઓછુ કરવાને બદલે પુષ્કળ દ્રવ્ય ખરચી નવી નવી ફેશનના પાનના આદિ વસ્ત્રો તથા બહુમૂલ્યવાન અલંકાર બનાવવામા મશગુલ રહે છે તેઓ દાન ઘણુ કરે છે એ વાત પણ નિર્વિવાદ છે પરન્તુ પાત્રાપાત્રનો વિચાર ન કરવાથી એમનુ દાન દેશને લાભને બદલે અતીશય હાની કરે છે એવા દાન કરવા કરતા તો ન કરવુ એ જ વધારે સારૂ

દેશ તરફથી જે લોકો રણક્ષેત્રમા પોતાના પ્રાણના જોખમે લ્હડી રહ્યા છે, હેમની સાથે મહારાણી હરો—કોની પૂર્ણ મહાનુભૂતિ (હીનમોઝી) છે, અને જો હેમના ઉપર કોઈ આપત્તિ આવી પડશે તો મહારાણી હતાશ (નિરાશ) થઈ જશે એમા કાંઈ સંદેહ નથી પરમાત્મા એવો દિવસ ન લાવે

કે-હિન-તો

# વાર્તાલહરિ.

## એક રજપુત વિરાંગના.

નવ નવા રસનું અનુભવ કરતા યુગલને વિયોગનો વખત આવતાં તેની શી સ્થિતિ થતી હશે તે કલ્પી લેવાનું જ છે. પૈસો કમાવા અથવા બીજા કાંઈ નિમિત્તે પરદેશ જવાને પતિ તૈયાર થાય ને પત્નીને રહેવું પડે છે તે વખતનો થતો વિયોગ સહન કરવો આકરો થઈ પડે છે, તો પછી જે પતિને પોતાના દેશના સંરક્ષણાર્થે જતાં પોતાની પ્રિયાથી જુદા પડવું પડે છે તેની શી સ્થિતિ થતી હશે?

× × ×

એક નાનું સુંદર ગૃહ છે. તેની આસપાસ ચોગાનમાં એક નાનો બાગ રચેલો છે. આવા રમ્ય અને મનોહર સ્થળમાં સંધ્યા સમયે એક મનોહર યુગલ વાતો કરતાં ફરતાં જણાય છે. તેની વાતની સાથે વાચક – તે વખતની વાતનો અનુભવ જોવાને, ને ઇચ્છા ન હોય તો વાત ઉપર વિચાર કરવાના સાધન મેળવવાને, તે ઇચ્છા પણ ન હોય તો ફક્ત સાંભળવાની ખાતર પણ–તે યુગલની વાતની સાથે ફરશે.

**યુવક**—વ્હાલી, મ્હારે હવે ઢીલ ન કરવી જોઇએ. લડાઇમાં જવાનો હુકમ થયે મને બહુ વાર થઈ, વાસ્તે મ્હારે ઉતાવળ રાખવી જોઇએ.

**યુવતી**—કી રજપુતાણી પોતાના પતિને રણમાં જતા જોવાને નારાજ થશે? અથવા કી રજપુતાણી પોતાના મનમાં પણ તે વખતે વિમાસશે? પરંતુ જેટલો રજપુતનો ધર્મ એક વીર તરીકે લડવાનો છે, તેટલો જ એક પતિ તરીકે તેની પ્રિયાનું રક્ષણ કરવાનો છે.

**યુવક**—હું મારા ધર્મને અવલંબીને જ ચાલું છું. રજપુત કન્યાએ પરણતાં પહેલાં જ જાણવાનું છે કે તેનો પતિ રણભૂમિ સાથે તો પરણેલો જ છે. ને તેણે તેની સપત્ની તરફ દ્વેષથી જોવાનું નથી.

**યુવતી**—વ્હાલા હું સમજું છું કે હું તમને મ્હારૂં કહેવું બરાબર સમજાવી શકી નથી. વારૂ, પરંતુ વ્હાલા, તમે મને અહીં એકલી મૂકીને લડાઇમાં જવા માગો છો?

**યુવક**—રણભૂમિ ઉપર થતી કઠોરતાનું તને કયાંથી ભાન હોય? તે છતાં જો તે અનુભવ નહિ કર્યો હોય તો સાંભળ્યું તો હશે કે રણભૂમિ ઉપર થતી નિર્દયતા સ્ત્રીઓના કોમળ હૃદય ખમી શકશે નહિ. આ ત્હારા મૃદુ અવયવો નિર્દય અને બરછીઓના મા અનુભવ કરવા સરજાયેલાં નથી.

**યુવતી**—કઠોર તરવાર અને ભાલાની વેદના સહેવાને શક્તિવાન પુત્રોને જન્મ આપનાર રજપુતાણીનાં અવયવો દેખીતાં ભલે કોમળ લાગતાં હોય, પરંતુ તેમનાં મન તો વજ્રના જેવાં જ કઠણ અને તીવ્ર હોય છે. વ્હાલા, તો પછી રણભૂમિની કઠોરતા મને ક્યાં નડવાની હતી?

**યુવક**—જો વ્હાલી, સ્ત્રીઓનાં હાડ કોમળ ન હોત તો લડવાનું કામ તેમને શા વાસ્તે ના સોંપત? પુરૂષો એકલા જ શા વાસ્તે લડે છે?

**યુવતી**—શું સારે પ્રિય તમે એવું જણાવવા માગો છો કે રજપુતાણીઓ લડતી નથી? જો તેઓ ઘણાખરાં લડયાં નહિ હોય તો ભલે, પણ તેમણે તેમનાં-તમે કહો છો તેમ-કુમળાં શરીર કેસરીયાં થતી વખતે અગ્નિમાં કેટલી વખત હોમ્યાં છે તે તમને સહજ યાદ આવશે. અને તમે પણ ધારશો કે કઠોરતાનો અનુભવ સ્ત્રીઓએ કર્યો છે. જીવતાં બળી મરવું એ તરવારના ઘા કરતાં વધારે કઠણ છે. ને બળી મરનાર પણ સ્ત્રીઓ હતી અને હું પણ તે જાતિનું અભિમાન ધરનાર સ્ત્રી જ છું.

**યુવક**—વ્હાલી તું નકામી જીદ કરે છે. તું ત્યાં આવશે તો શો અર્થ સરશે? જ્યારે તમે આવશો ત્યારે અમે પુરૂષો શું કરીશું? પછી ભલે તમે પુરૂષોની કીર્તિને ઝાંખ લગાડવાના ઈરાદાથી આવવા ઈરાદો રાખતા હો.

**યુવતી**—નહિં નહિં નહિં. તમે એવું ધારશો નહિ. હું કાંઈ કીર્તિની ઈચ્છાથી આવવા માગતી નથી. હું તમારી સાથે લગ્નથી જોડાઈ છું તે સાથે જ રહેવાને ને તમારી પવિત્ર સેવા કરવાને. જ્યારે પછીથી તમે લડાઈમાં જાઓ અને હું અહીં રહુ ત્યારે મારાથી તે સેવા બની શકે નહિ. વાસ્તે તમે જ્યાં જાઓ ત્યાં તમારી સાથે રહી તમારી જે યત્કિંચિત સેવા કરવાનું બની આવે, તે કરવાના ઈરાદાથી મેં આજ આવવાની હઠ પકડી છે. મારી આજીજી તમે સ્વીકારશો અને મારી હઠને સારૂં માફી આપશો.

યુવકયુવતીની વાતનો નિર્ણય હજુ થયો નહોતો અને યુવકને બીજો હુકમ આવ્યો તેથી એકદમ જવું પડ્યું. યુવતીએ હસીને પતિને જવા કહ્યું. હસમુખું યુગલ જુદું પડ્યું. અને વાત શ્રવણ કરનારનો રસ ભાગી પડયો.

× × × × ×

રણસંગ્રામ ચાલે ઘણા દિવસ થઇ ગયા. રણસંગ્રામની ભયાનકતા ચીતરવાનો અહીં ઉદ્દેશ નથી. ફકત એટલું કહીશું તો ચાલશે કે યુદ્ધ ઘણા દિવસ ચાલ્યું પરંતુ પરિણામ કાંઈ આવ્યું નહિ. ઘણા જાનની ખુવારી થઈ. ઘણા પૈસાની પણ ખુવારી થઈ. જેટલું સંપીને ચાલ્યાથી મળે છે તેટલું લડાઇથી નથી મલતું એ સિદ્ધાંત કોઇને યાદ આવ્યો નહિ.

એક તંબુમાં એક રજપુતવીર બેઠો બેઠો વિચાર કરે છે. તેને પગે લાગેલા ઘા રૂઝાવા આવ્યા છે, તેની સારવાર કરવાને એક નાનો સતર અઢાર વર્ષની વયનો એક યુવક છે.

તે વીરને ઘા વાગ્યો ત્યારથી હજુ સુધી તે યુવકે તેની સારી ચાકરી કરી હતી. રજપુત વીર વિચાર કરતો બબડયો. "આવે વખતે શત્રુના સૈન્યમાં જઇ દુશ્મનની ગતિની કોણ ખબર કાઢી લાવે." એ ચાર વખત બબડયો. થાકને લીધે તે વીર થોડીવારમાં નિદ્રાવશ થઈ ગયો.

હવે શત્રુઓના સૈન્યમાં નજર ફેરવીએ. દુશ્મનો ચંચળ હતા. કોઇ પારકો મનુષ્ય છાવણીમાં પેશી શકતો જ નહિ તો પછી કોઈ તેમની ગતિની ખબર તો કયાંથીજ લઇ શકે!

રાત્રિ પડી; અંધારૂં ઘોર હતું. અને એક માણસ શત્રુના સૈન્ય તરફ ધસતો જતો જણાતો હતો. રખડતો તે થોડે દૂર ગયો કે તેને પગે કાંઇ અથડાયાનો અવાજ થયો. પડતે પડતે તે રહી ગયો. તેની હીલચાલ ઉપરથી સહજમાં જણાયું કે તેના હાથમાં કાંઈ મોટી વસ્તુ આવી હતી. તેણે ધણીવાર તે વસ્તુ સામુ જોયું અને ઘણા આશ્ચર્ય વચ્ચે તેને માલૂમ પડયું કે તે દુશ્મનના માણસનું શબ હતું. તે માણસ ખૂબ ગભરાયો, પણ એક ઘડી જ. તેણે તેની સમયસુચકતા વાપરી અને એક પલમાં જ શબનાં કપડાં ઉતારી પોતે પહેરી લીધાં, અને આગળ ચાલવા માંડ્યું. આગળ જતાં તેને એક પહેરેગીર મળ્યો, અને છૂપો શબ્દ જાણવા માંગ્યો આ વખતે અજાણ્યો માણસ વધારે ગભરાયો પરંતુ પહેલા વખત કરતાં આ વખત વધારે બહાદુરી વાપરી.

"ભાઈબંધ હું સરદારના કામ સારૂ ગયો હતો તે હમણા જ પાછો આવું છું. જે વખતે 'છૂપો શબ્દ' કહ્યો તે વખત હું હાજર નહોતો, વાસ્તે મને તું અહીં જણાવ કે મને પાછી હરકત ન નડે."

પોતાની જાતનાં કપડાં ઉપરથી સામા સિપાઇને ખાતરી થઇ અને તેને છૂપો શબ્દ કહ્યો. ઘણી મુશ્કેલી વેઠી તેણે દુશ્મનની ગતિ જાણી લીધી અને પોતાના સૈન્ય તરફ પાછો વળ્યો.

વીર યોદ્ધો ઊંઘમાંથી ઊઠયો. જેને સ્વપ્નમાં પણ લડાઇની જ વાત, તે જ્યારે જાગૃત થાય ત્યારે બીજી શી વાત કરે?! તે લડાઇના સમાચાર તેની સારવારમાં રહેલા યુવકને પૂછવા જતો હતો તેવામાં પોતાની પાસે એક ચીઠી પડેલી દીઠી. ઉઘાડી અને વાચતાં વાંત જ તેનાથી બોલાઇ જવાયું કે "આવું મહા કઠણ કામ કરનાર કોઈ મહાન્ પુરૂષ હોવો જોઇએ. શત્રુના સૈન્યમાંથી ખબર લાવનાર નરને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે."

પોતાનું કામ સફળ થયું એના ખુશ વિચારમાં ચીઠી કોની તરફથી આવી તેનો વિચાર પણ કરવાનો ભૂલી ગયો.

લડાઈ પાછી શરૂ થઈ. પેલી ચીઠીના આધારે શત્રુઓનો પરાજય થયો. કારણ કે શત્રુઓની હીલચાલ બધી માલૂમ પડી ગઈ હતી. છાવણીમાં એક બાજુ બધાં મળ્યાં છે. અને જીતથી બધા આનંદમાં ગરકાવ થયા છે. વીરની સારવારમાં રહેલા યુવક સિવાય, બધા આનંદમાં નિમગ્ન થયા છે. પરંતુ યુવક તો લડાઇ વખતે પડેલાં માણસોમાં પોતાનું અત્યંત વહાલું માણસ ખોવાઇ ગયું હોય તેમ તે કોઈ માણસની ખોળ કરતો હતો, ચિંતાતુર

મનથી પોતાને પાછું ફરવું પડશે તેમ તેને લાગ્યું. પરંતુ દૂર ઢગલામાં એક જમીન ઉપર ઘવાઈને પડેલા માણસ ઉપર તેની નજર પડી. તેની આંખો ચળકતી જોઈ કે ને યુવકનું મન ચંચલ બન્યું. અને તેની પાસે જતાંમા જ અસંત આવેશને લીધે બેભાન થઇને પડયો.

× × ×

જ્યારે તેને ભાન આવ્યું ત્યારે તે પોતાના જ શેઠના તંબુમાં હતો તેમ તેને લાગ્યું. તેની આસપાસ ઘણા માણસ એકઠા થયા હતા. પોતાનીસ્થિતિ તેઓને માલૂમ પડી હતી તેમ તેને લાગ્યું. તેને શરમ ઘણી લાગી. અને તે ટોળામાં પોતાની નજર ફેરવી. તેણે તેની આસપાસ કેટલીક સ્ત્રીઓને પણ જોઇ. પોતે એક યુવક નહિ પણ યુવતી છે એમ પોતાના શરીર ઉપરનાં વસ્ત્રને લીધે જાણ્યું. પોતાની છૂપી રાખેલી વાત જણાઇ ગઇ છે તેમ તેને સ્પષ્ટ લાગ્યું. તેનાથી વધારે વાર બોલ્યા વગર રહેવાયું નહિ.

" મારો પ્રાણ ક્યા છે."

" વ્હાલી, ત્હારો પ્રાણ ત્હારી પાસે જ છે."

એટલા શબ્દ બોલી તે રજપુત વીર, જે ઘવાયો હતો અને જેની ખોળમાં આ યુવતી હતી તે જ હતો, તે આવીને તેની વ્હાલીને ભેટી પડ્યો

પ્રારંભમાં કહેલાં આ યુવક અને યુવતી હતા.

—નિર્મળ.

આતુસમાજ.

---

# વિદ્યાકળા.

## કુદરતના વિવિધ ચમત્કાર.

( માર્ચના અંકથી ચાલુ. )

ઉત્સુકે ઉપર જે પાણી માટે કહેવાયું તેના ઉપર પાછો વિચાર કર્યો અને તેમા તેને એક પ્રશ્ન ઉઠયો જે તેણે બીજે દિવસે તેના બાપને પૂછયો, " કાકા, બધુ તો હું સમજ્યો પણ એક શંકા થાય છે કે એ બધું પાણી પૃથ્વી ઉપર છે છતાં પૃથ્વી ફરે છે ત્યારે તે પડી કેમ નથી જતું ?"

વિજ્ઞાન—મેં તને કહ્યું છે કે પર્વત આખી પૃથ્વી સાથે સરખાવતાં એક નઠવી ફોલ્લી જેવડા છે; એવી જ રીતે મોટા મોટા સમુદ્રો માત્ર એક નાનાં ખાબોચીયાં જેવાં છે., હવે એ ખાબોચીયાંમાંથી પાણી પડી કેમ નથી જતું એ વાત તને એક

દૃષ્ટાંતથી સમજાશે. તું એક કળશીયો પાણીથી ભરી જોસથી ઉંચે નીચે ફેરવીશ તો તેમાંથી પાણી નહિ પડે, કેમકે આપણા હાથનું જોસ તેને લાગે છે. તેથી તે બહાર નહિ આવતાં ઉલટું અંદર તરફ દબાણ કરે છે. તેવી જ રીતે રીતે સમુદ્રનું પણ છે. પૃથ્વીના જોરથી પાણી ખાબોચીયાંમાંથી બહાર નીકળવાને બદલે ઉલટું તેમાં બેસે છે.

આ શંકા દૂર કર્યા પછી મારે તને કહેવું જોઇએ કે હું તારાથી બહુ પ્રસન્ન થયો છું, કેમકે કાલે આ પ્રશ્ન મેં જાણી જોઇને જવા દીધો હતો; તે એટલા માટે કે, તું તેનાપર વિચાર કરે છે કે નહિ તે મારે જોવું હતું. આપણે ગમે તેટલું વાંચીએ કે સાંભળીએ પણ જો તેના ઉપર મનન ન થાય તો સઘળું નિરર્થક છે. જ્ઞાન મેળવવાને મનન એ મુખ્ય સાધન છે. પ્રથમ માણસે અવલોકન કરવું અને પછી તેના પર મનન કરવું; છેવટ કેટલાક પ્રયોગોથી નિશ્ચય ઉપર આવવું. આ ત્રણ જ્ઞાન મેળવવાના અને ચોકસ કરવાના માર્ગ છે. જેઓ આ ત્રણ માર્ગ લે છે તેઓ વગર પૈસે જ્ઞાન મેળવી શકે છે.

## ઝાકળ—ધુમ્મસ.

એક દિવસ **વિજ્ઞાનપ્રસાદે** તપેલીમાં પાણી ઉનું થતું હતું ત્યારે ઉત્સુકને પાસે બોલાવીને ઢાંકણું ઉપાડીને કહ્યું, ઉત્સુક, આ ઢાંકણાની નીચે પાણીનાં ટીપાંઓ દેખાય છે તે ક્યાંથી આવ્યાં હશે તે તું જાણે છે!

**ઉત્સુક**—હા, કાકા, એ તો આ વરાળ દેખાય છે તે ત્યાં ચોંટી ગએલી.

**વિજ્ઞાન**—પણ વરાળ પ્રથમ છેક આવાં પાણીનાં ટીપાં જેવી નથી હોતી; તે તો ઝીણી સૂક્ષ્મ હોય છે. જો હવે હું તને કંઇ નવું બતાવું. (પાછું ઢાંકણું તપેલીપર જરાવાર મૂકીને પાછું ઉઘાડીને) જો, હવે નીચે વરાળનાં બિંદુ ચોટેલાં છે. હવે હું ઢાંકણાં ઉપર ઠંડુ પાણી નાખું છું. એનું શું પરિણામ આવે છે તે તું જો.

**ઉત્સુક**—તે ટીપાંનું તો પાણી થઇ નીચે પડી ગયું.

**વિજ્ઞાન**—ત્યારે તેં જોયું કે વરાળનું ઠંડા પદાર્થના સમાગમમાં આવવાથી પાછું પાણી થઈ જાય છે. તેવી જ રીતે ઝાકળ, ધુમ્મસ, વાદળાં, વરસાદ, સઉ થાય છે.

વળી એક એવો જ સાદો દાખલો તને આપું, જો શિયાળામાં આપણા મોંમાંથી વરાળ બહુ નીકળે છે ત્યારે તું તારી સ્લેટપર શ્વાસ બહાર કાઢીશ તો સ્લેટ ભીની થઈ જશે; કેમકે ત્યાં પણ વરાળ ઠંડી સ્લેટનાં સમાગમમાં આવે છે. વળી આપણા મોંમાંથી તેવી વરાળ તો બારે માસ નીકળે છે પણ શિયાળામાંથી બહારની હવા ઠંડી હોવાથી તેના સમાગમમાં આવવાથી તેનું પાણી થઈ જાય છે તે જોવામાં આવે છે; અને ઉનાળામાં બહારની હવા ગરમ હોવાથી મોંમાની વરાળ વરાળ રૂપે જ હવામાં ભળી જાય

છે, કેમકે જેમ હવા ગરમ તેમ તેનામાં વરાળ વધારે ચુસી શકવાની અને ઝીલી રાખવાની શક્તિ હોય છે.

ઉત્સુક—કાકા, એ મને બરાબર સમજાયું નહિ.

**વિજ્ઞાન**—હું તને એક દૃષ્ટાંત આપીશ. તેં વાદળીના કકડા આવે છે તે જોયા છે?

ઉત્સુક—હા, પેલા ગુમડાં ધોવાના કામમાં આવે છે તે જ કે નહિ? તે આકાશમાં વાદળાં દેખાય છે તેમાંથી કાપી કાઢેલ હશે?

**વિજ્ઞાન**—ના, ના. એ તો દરીયામાં રેહેનારો કેટલાંક જીવડાંનું ઘર છે. જેમ મધપુડો હોય છે તેવું. એ વાદળીનો કકડો જ્યારે તદ્દન કોરો હોય ત્યારે તેમાં ઘણું પાણી સમાઈ શકે છેઃ એક વખત ભીંજાવ્યા પછી તેમાં તેથી થોડું સમાઇ શકે છે; અને તેમાં ઝીલી શકવાની શક્તિ જેટલું પાણી સમાઈ રહ્યા પછી જો આપણે તેમાં પાણી નાખીશું તો તે નીચે નીતરી જશે. એવી જ રીતે જેમ હવા સૂકી-ગરમ-તેમ તેમાં પાણી-વરાળ વધારે સમાઈ શકે; સાધારણમાં થોડું પાણી -વરાળ-સમાઈ શકે, અને તેમાં ઝીલવાની શકિત હોય તેટલી વરાળ આવી રહ્યા પછી વધુ આવે અને તે ઠંડા પદાર્થના સમાગમમાં આવે તો તે વરાળનું પાણી થઇને નીતરી જાય.

ઉત્સુક—કાકા, હવે મને બરાબર સમજાયું.

**વિજ્ઞાન**—હવે એ ઉપરાંત હજી એક બાબત જાણવાની જરૂર છે જે જાણ્યા પછી ઝાકળ કેમ થાય છે તે સમજાશે. જે ચીજને ગરમ થતાં વાર લાગે છે તેને ઠંડી પડતાં પણ વાર લાગે છે, અને જે તરત ગરમ થાય છે તે ઠંડી પણ તરત થાય છે. આ સિદ્ધાંત અનુસાર પૃથ્વીના પડને હવાના કરતાં દિવસે ગરમ થતાં વધારે વખત લાગે છે અને રાત્રે તે ગરમી કાઢી નાખી ઠંડું થતાં પણ તેને હવાના કરતાં વધારે વખત લાગે છે. તેજ નિયમ પ્રમાણે પૃથ્વી ઉપરના ઝાડનાં પાંદડાં કાચ, ધાતુ ઇ૦ પદાર્થો હવાના કરતાં પણ જેમ ગરમ વધારે વ્હેલા થાય છે, તેમ તે ઠંડા પણ વધારે વ્હેલાજ પડે છે. આથી કરીને રાત્રે જ્યારે પૃથ્વી ઠંડી પડવાને માટે પોતાની ગરમીનાં કિરણો ઉપર પાછી ફેંકતી રહી હોય છે, તે વખતે હવા પ્હેલાંથી ઠંડી પડી ગઈ હોય છે, અને ઉપર કહેલા પદાર્થો તો તેથી એ વ્હેલા ક્યારનાયે વધારે ઠંડા થઈ ગયા હોય છે. હવે જ્યારે રાત્રે પૃથ્વીની ઠંડી પડવાની ક્રિયા ચાલી રહી હોય છે તે વખતે પૃથ્વી ઉપરની વરાળ હવામાં સમાતી જાય છે. પણ પાંદડાં ધાતુ ઇ૦ પદાર્થોની છેક પાસેની હવા અતિશય ઠંડી થઈ ગયેલી હોવાથી પૃથ્વી ઉપરથી પોતાને મળતી વરાળ સમાવી શકતી નથી અને તેથી તે વરાળનું પાણી રૂપે ટપકવાથી વધારે ઠંડા પદાર્થો પર મોતીનાં બિંદુની માફક તેનાં ટીપાં વળગી રહે છે; તેને આપણે ઝાકળ કહીએ છીએ. મતલબ કે ઉંચેથી ઝીણા વરસાદરૂપે પડે છે તેને ઘણા લોકો ઝાકળ ભૂલથી કહે છે પણ ઝાકળ ઉંચેથી કદિ નથી પડતી, તે તો પૃથ્વીની નજીક જ હવામાથી બને છે.

ઉત્સુક—આ તો બધું મારાથી સમજાયું; પણ હવામાં વરાળ હમેશાં રહેલી છે એ કેમ જાણીએ?

વિજ્ઞાન—હું તને તે વાત એક પ્રયોગથી સમજાવીશ. ઠંડી હવામાં એક કાચના વાસણની અંદર બરફ નાખી જરા રહેવા દઈશ તો તે વાસણની બહાર પણ ઝીણાં ઝીણાં પાણીનાં ટીપાં બંધાએલાં છે એમ તને માલૂમ પડશે. હવે એ ટીપાં કંઇ અંદરથી બહાર નથી આવ્યાં, પણ હવામાંની વરાળ તે વાસણની ઠંડી બાજૂઓ સાથે અથડાવાથી વરાળનું પાણી થઇ ગયું અને વાસણની બહાર ચોંટી રહ્યું.

ઉત્સુક—હવે હું બરાબર સમજ્યો. પણ ત્યારે અંધારૂં અંધારૂં થઇ રહે અને ઉપરથી ઝીણો વરસાદ જેવું પડે તે ઝાકળ નહિ તો શું? તે કેમ થતું હશે?

વિજ્ઞાન—તેને આપણે ધુમ્મસ, મેઘરવો એવાં એવાં નામથી જાણીએ છીએ; તે પણ બને છે તો ઝાકળની માફક જ. પાણીની વરાળ થઇ ઉંચે ચડે અને તે વરાળ ઉંચે આવેલી ઠંડી હવાના સંસર્ગમાં આવે ત્યારે તે વરાળ પાણીનું રૂપ ગ્રહણ કરે છે અને ધુમ્મસ રૂપે પડે છે.

ઉત્સુક—પાણીની વરાળ તો રોજ ઉંચે ચડતી હશે ત્યારે આપણે રોજ ધુમ્મસ કેમ નથી જોતા? અને જો વરાળ એવી રીતે ધુમ્મસ રૂપે પડી જાય તો પછી વરસાદ વરસવાને તો કંઈ વરાળ ઉંચે ન જ ચડી શકે. એ કેમ?

વિજ્ઞાન—તેમાં બધો આધાર આસપાસની હવાની સ્થિતિ ઉપર છે. આસપાસની હવા અમુક દરજ્જે ઠંડી હોય ત્યારે જ તે હવામાંની વરાળને અસર કરી શકે; નહિ તો ન કરી શકે. હમેશાં ધુમ્મસ નથી જોતા તેનું કારણ એ કે હવામાંની વરાળનુ પાણી કરવા જેટલી ઠંડી હવા ઉપરના ભાગમાં હમેશાં નથી હોતી; અને તેથી જ કેટલીક વરાળ ઉંચે ચડી જવા પામે છે, જેનો વરસાદ થાય છે. મેં તને કહ્યું છે કે જેમ હવા ગરમ તેમ તેમાં વધારે વરાળ સમાઇ શકે છે; એ વરાળ જો ઠંડી હવાના સમાગમમાં ન આવે તો વરાળ રૂપે ઉંચે ચડવા પામે છે અને તેનાં વાદળાં બંધાય છે; નહિ તો તે ધુમ્મસ રૂપે નીચે પડી જાય છે.

ઉત્સુક—કાકા, એ ઝાકળ, ધુમ્મસ વગેરેનું શું કામ? એના કરતાં તે બધાંનો વરસાદ પડતો હોય તો કેટલો બધો ફાયદો થાય?

વિજ્ઞાન—એ તારી ભૂલ છે. વરસાદ તો તેની રૂતુમાં જ વૃક્ષોને પોષણ આપે છે પણ પછી આઠ માસ તેમનું પોષણ કેવી રીતે થાય? તે પોષણ આપવા ખાતર આ સર્વ રૂપમાં પાણી પડે છે. પરમેશ્વર એમ કંઈ પણ નાંખી દે અથવા નકામું જવા દે તેમ નથી, અને તે ઉપરથી આપણને મનુષ્ય જાતને શીખવે છે કે તમે પણ તમને જે જે આપ્યું છે તેનો સદુપયોગ કરતાં શીખો.

(અપૂર્ણ.)

સાકરલાલ મોતીલાલ વછરાજાની.

# સ્ત્રીઓએ પોતાના તથા બાળકોના શરીરના બાંધા સુધારવા ઉપર આપવું જોઇતું ધ્યાન.

### એક યોગ્ય સુચના.

—:૦:—

( લખનાર દા. એન. જી. શાહ. એલ. એમ. એન્ડ એસ. )

શહેરની અંદર ફરતાં ઘણાં સ્ત્રીપુરૂષો તથા બાળકોનાં અંગ રોગી, તાકાતહીન, થોડું ચાલવાથી શ્વાસ ચડે તેવાં તથા પીળાં પડી ગએલ દૃષ્ટીગોચર થાય છે. તેમાં ઘણો ભાગ સ્ત્રી તથા બાળકનો છે. આનું કારણ ઉઘાડું છે. આપણા સંસારીક રીવાજો પ્રમાણે સ્ત્રી તથા બાળકો દીવસનો મોટો ભાગ ઘરની અંદર ગાળે છે. પુરૂષોને પોતાના તથા પોતાના કુટુંબના ગુજરાનની ખાતર, કમાઇને માટે, બહાર જવાનો વખત મળી આવે છે. તેમાં હવેના સુધારા મુજબ વર્તી થોડાં સ્ત્રી પુરૂષ તથા બાળક સાંજનો સમય શહેર બહાર ખુલી હવામાં ફરવા જવામાં સમજ્યાં હોવાથી તેમની સુખાકારી બેશક સુધરતી જતી માલમ પડે છે. પણ દરેક સ્ત્રી અગર બાળકને બહાર ફરવા જવું બની શકે નહિં તેને માટે ઘરની અંદર જ પાંચ દસ મીનીટ પોતાની ફુરસદની વખતે નીચેની બાબત ઉપર ધ્યાન આપવાથી શરીરને નિરોગી બનાવી તાકત આપી શકાય છે, તથા તેથી મેળવેલી શક્તિથી કેટલાક રોગો દૂર રાખી શકાય છે. આપણા ઘણા ઘરોના બંધારણમાં અસલી રૂઢી જોવામાં આવે છે, જેવી કે એ ઘરોની પછીત અડોઅડ લાગેલી હોય છે તથા હવા તેમ અજવાળાં માટે પુરતાં સાધન હોતાં નથી. શરીરની સુખાકારી માટે હવા તથા અજવાળું બન્ને જરૂરનાં છે. ઘણા જુના રીવાજોના લોકોનું માનવું એમ હોય છે કે એકાદ બારણું કે બારી મૂકી હોય તેથી હવા તથા અજવાળું પૂરતું છે, પણ તેમ સમજવાનુ નથી હવાની હેર ફેર સારી રીતે થાય તો આપણા શ્વાસોશ્વાસથી નીકળતી ઝેરી હવા તથા ત્વચાવાટે નીકળતી દુર્ગંધ દૂર થઈ શકે છે અને તેથી કરીને શરીર આરોગ્ય રહી શકે છે. તેવી હવાઅજવાળાવિનાની જગ્યામાં રહેતાં માણસોનાં શરીર નિસ્તેજ તથા મોંઢા ઉપર નુર વગરનાં દૃષ્ટીગોચર થતાં માલમ પડે છે. તેમાં વળી શરીરની સંભાળ માટે બહુ જ કમતી વખત ગાળવામાં આવે છે એ બહુ શોચનીય છે. જેટલું ધ્યાન શરીરને કૃત્રીમ શોભા, જેવાં કે લુગડાં ઘરેણાં વીગેરે ટાપકટીપક શણગારથી દેદીપ્યમાન કરવામાં આવે છે તેનો દશમો ભાગ જો શરીરની સંભાળ લેવામાં આપવામાં આવે તો બહુ જ ફાયદાકારક થઈ પડે.

જેમ મનની કેળવણી માટે મગજ મુખ્ય સાધન છે તેમ શરીરની કસરતી કેળવણી માટે છાતીનો ભાગ મુખ્ય છે કે જેની અંદર ફેફસાં તથા અંતઃકરણ રહેલાં છે. શરીરને નિરોગી બનાવી કૌવત વાળું બનાવવા માટે આ છાતીના ભાગને કેળવવા ઉપર પુરતું ધ્યાન આપવાની ખાસ જરૂર છે. કોઇ પણ માણસની કામ કરવાની શક્તિ અગર બળ તેની છાતીની ખીલવણી ( Development of chest ) ઉપર વધારે આધાર રાખે છે. બાલ્યાવસ્થામાં એટલે કુમળી વયમાં જેવી સુધરેલી પ્રજાના બાળકોમાં છાપ પડે છે તેવી આપણા બાળકોમાં છાપ પડતી નથી તેનું કારણ એટલું જ જોવામાં આવે છે કે તે વખતે તેની શરીરની સુખાકારી તથા શારીરીક કેળવણી ઉપર જોઇએ તેટલું લક્ષ આપવામાં આવતું નથી અને તેથી જ ઘણાં બાળકો નિસ્તેજ તથા રોગી માલમ પડે છે.

પૈસાદાર વર્ગની અંદર જે ઠેકાણે ઘર આગળ નોકર ચાકર હોય છે તે ઠેકાણે છોકરાંની સંભાળ નીચ વર્ણના હલકા નોકરો ઉપર પડે છે; તે લોકો તેમની અક્કલ મુજબ કેવું શિક્ષણ આપી શકે તેનો ખ્યાલ કરવો વાંચનારને જ સોંપું છું. યુરોપીઅન લોકોની અંદર નાનાં બચ્ચાંની સંભાળ 'ગવરનેસ' ને સોપવામાં આવે છે કે જેને મનની કેળવણી સાથે તનની કેળવણી ઉપર પણ ધ્યાન આપવું પડે છે. તેવો રીવાજ આપણા લોકોની અંદર બહુ જ કમતી હઇને છોકરાંની સંભાળ જોઇએ તેવી લેવાતી નથી. જન્મ થયા બાદ બચ્ચાંનું શરીર નિરોગી રહે તેને માટે બહુ ઓછી દરકાર રાખવામાં આવે છે કે જેની અંદર સારાં નીરોગી કેળવાયલાં મનનો વાસો રહેવો જોઇએ. તેને માટે આપણી ગુજરાતી કહેવત 'પહેલું સુખ તે જાતે નર્યા' લક્ષ આપવા જેવી છે. તે જ મુજબ 'શરીરે સુખી તો સુખી સર્વ વાતે શરીરે દુઃખી તો દુઃખી છે સદા તે' એ આગલા કવીનો બોધ ભુલી જવો ન જોઇએ.

જેમ કુંભાર માટીના પીંડને ચાક ઉપર ચડાવી તેને ધારે તેવો ઘાટ આપી શકેછે તે જ માફક કુમળાં અવયવો માટીના પીંડ જેવાં છે, તેને જેવો ઘાટ આપવા ધારો તેવો ઘાટ મહેનતથી આપી શકો તેમ છે. અને તેને જેવું ધ્યાન આપી તેની જેવી સંભાળ લેવામાં આવે તેવું બનાવી શકાય છે. તેને સારો ઘાટ આપવાની ફરજ તેના માતપિતા તથા ગુરૂને માથે છે. બચ્ચાંની અંદર અનુકરણ કરવાના એક અમુલ્ય ગુણને ઇશ્વર પહેલેથી જ જન્મ આપે છે, તેથી કરીને તે જેવાં ચિન્હો તેમના માતપિતા તથા આજુબાજુનાં માણસની અંદર જુવે તેનું તેઓ વગર શીખવાડે અનુકરણ કરી શકે છે. તેટલા માટે તેમના મા બાપ તથા ગુરૂ ( નિશાળના માસ્તર ) કે જેમના ઉપર તેમને સુધારી આ દુનીયાનો શ્રેય માર્ગ બતાવવાની ફરજનો બોજો છે, તેમણે આ બાબત ઉપર દુર્લક્ષ રાખવું ન જોઇએ પણ પોતાની ફરજ અદા કરવામાં, પોતાના વખતનો ભોગ આપવામાં, પછાત ન રહેવું જોઇએ.

હવે મુખ્ય વાત ઉપર આવતાં ધ્યાનમાં લેવાનું કે કસરતની અંદર છાતીનો ભાગ ઘણી બાજુથી અગત્યનો થઇ પડે છે કે જેમાંની થોડી આ સ્થળે આપવાની રજા લઇશ. જ્યારે આપણા કહેવાતા નિરોગી પુરૂષો કસરત કરે છે, અને મુખ્યત્વે કરીને જો તેમના શરીરમાં કાંઇ પણ ખામી હોય તો, તેમનાં હૈયાં જોરથી તે વખતે ધબકવા માંડે છે. આમ થવાનું કારણ નીચેની બાબત ઉપરથી સમજાશે. કુદરતની રચના એવી છે કે આપણને કાંટો વાગે અગર આંખની અંદર કણું પડે તો તે આપણને પરાયું લાગવાથી તેના તરફ અણગમો પેદા થઈ તેનાથી થતી ઇજા દુર કરવાનો પ્રયત્ન કરીએ છીએ. તે જ મુજબ કુદરતને છે. કુદરતને પરાઈ ચીજ ગમતી નથી, તેટલા માટે કસરતની અંદર મહેનતમાં આવેલ સ્નાયુમાંથી નીકળતો હાનીકારક પદાર્થ કાઢી નાંખવાને કુદરત દીલપુર્વક મહેનત કરે છે. કારણ તે જો શરીરની અંદર રહે તો બહુ નુકશાનકારક નીવડે. આપણે દીવસનો ઘણો ભાગ, એટલે લગભગ પોણો ભાગ, શાંત સ્થિતિમાં ગાળીએ છીએ. મતલબ ઘણા જ થોડી કલાક અંગને સખત મહેનત પડે તેવી સ્થિતિ ગાળવામાં આવે છે. જેથી કરીને આપણને આપણું રોજીંદુ કામ કરવામાં કુસ્તીબાજ મલ્લની માફક મોટા સ્નાયુના લોચાની જરૂર નથી. તેથી વધારે એ કે જેમ માંસના મોટા લોચા (સ્નાયુ) હોય

તેમ તેમાંથી નીકળતો હાનીકારક પદાર્થ પણ વધારે હોય છે, તેથી મજબુત માણસને તેના મોટા માંસના લોચાને લીધે જ ઘણી અગવડતા પડે છે. અંતઃકરણ (Heart) કે જે પોતાના મજબુત ધબકારાથી લોહીને આખા શરીરની અંદર ફરતું કરે છે તે શાંત સ્થિતિની અંદર કામ કરવાને ટેવાઇ ગએલ હોય છે. તે ઉપરથી સહેલાઈથી સમજી શકાશે કે જો તેને શ્રમ વખતે આધાર વગર એકલું મુકી દેવામાં આવે તો તે પોતાની સ્થિતિ બહુ જ થોડો વખત નભાવી શકશે. તેટલા માટે તેને તે વખતે મદદની પુરી જરૂર છે. આ મદદ શ્વાસોશ્વાસની અંદર છાતીની હીલચાલ પુરી પાડે છે. અંતઃકરણ પોતાને માથે વધી પડેલી નોકરી બજાવવાને ત્વરાથી કામ કરવા મંડી જાય છે અને તેથી ઉતાવળા ધબકારા માલમ પડે છે. તે પરીણામે દરેક ધબકારે ફેફસા (lungs) ની અંદર બહુ જ થોડું લોહી મોકલી શકે છે. ત્યાં તેનું શુદ્ધ થવાનુ કામ સાધારણ રીત કરતાં પણ સ્હેજ ત્વરાથી ચાલે છે. અને શ્વાસોશ્વાસ ઉતાવળા ચાલતા હઇને લોહીને ખરાબર શુદ્ધ કરવું બની શકતું નથી. તેથી ઉપર કહેલ હાનીકારક પદાર્થ (Deleterious products of muscle-Combustion) શરીરની અંદર જમા થાય છે. આમ થતું અટકાવવાની ખાતર કસરત દરમીયાન શ્વાસ લેતી વખતે છાતીનુ ફુલવુ ઘણું જ થાય છે. કુદરતી રસ્તો એવો છે કે જ્યારે આપણે અંદર શ્વાસ લઇએ છીએ ત્યારે ગળું હાથ પગ તથા પેટની નસોમાંથી આવતુ અશુદ્ધ રક્ત (લોહી) અંતઃકરણના જમણા વિભાગમાં ખાલી થાય છે. ત્યાંથી તેના ધબકારાથી તે રક્ત ફેફસાંની બારીક નસોની અંદર જાય છે. શ્વાસ લેતી વખત ફેફસાં ફુલે છે અને તેથી તેની અંદર રહેલી બારીક નસોનાં છીદ્ર આસપાસ જગ્યા મળવાથી પોહોળાં થાય છે, જેથી કરીને અંતઃકરણના જમણા વિભાગને પોતાનું લોહી ખાલી કરવાને સહેલાઈથી બની આવે છે. આ વખતે શ્વાસોશ્વાસ વધવા ઉપરાંત ઉંડા પણ થાય છે, જેને લીધે શ્વાસોશ્વાસ વખતે અંદર લીધેલી હવા તે બારીક નસોની અંદર રહેલ લોહીની સાથે, તેની દીવાલ અત્યંત પાતળી હોવાથી, મેળાપ કરી શુદ્ધિને પાત્ર થાય છે. આ રીતે અશુદ્ધ રક્ત હવા સાથે સંપુર્ણ રીતે મળી, જ્યારે કસરતની અંદર છાતીની હીલચાલ બરોબર થાય છે ત્યારે જ, શુદ્ધ થાય છે. કસરતની અંદર અંતઃકરણનો કામ કરવાનો આધાર છાતીની હીલચાલ ઉપર જ છે. અને તેમાંની અગત્યની હીલચાલ શ્વાસ લેતી વખતે છાતીના ફુલાવાની છે (Expansion of the Chest during inspiration). કોઇ પણ માણસની શ્રમ લઈ શકવાની તાકાત છાતીના ઉંડો શ્વાસ લીધા બાદના ઘેરાવાના માપના અને મુકયા પછીના ઘેરાવાના માપના (measurements of deep inspiration and expiration) તફાવત ઉપરથી માલમ પડશે. જો વધારે તફાવત માલમ પડી આવે તો સમજવું કે તે માણસ વધારે શ્રમ ઉઠાવી શકશે. આ ઉપરથી ખુલી રીતે સમજાશે કે એકલું છાતીના ઘેરાવાનું માપ કામનું નથી. પણ માણસ પોતાની તાકાતથી શ્વાસ લીધા તથા મુકયા બાદ કેટલો તફાવત આણી શકે છે તે છે. એક જુવાન સોળ વરસની છોકરી, એક મજબુત પહેલવાન કે જેની છાતીનો ફુલાવો તેના સ્નાયુના પ્રમાણમાં ઘણો જ થોડો છે તેના કરતાં, વધારે સહેલાઈથી ત્વરાથી અરધો માઈલ દોડી શકશે આટલા ઉપરથી મનનું સમાધાન થઈ સ્પષ્ટ સમજાશે કે છાતીની ખીલવણી (Development of chest) ઉપર વધારે ધ્યાન આપવાની જરૂર છે.

(અપૂર્ણ.)

# વિવિધવિહાર.

## સ્ત્રીકેળવણી.—સ્ત્રીલેખ.

મનુષ્ય, પશુ, પક્ષી આદિ સર્વ પ્રાણીઓમાં આહાર, નિદ્રા અને ભય સરખાં છે; પણ અત્યંત ઉપયોગી તર્કશક્તિ અથવા બુદ્ધિબળ તો મનુષ્ય માત્રમાંજ છે. બુદ્ધિની બક્ષિસથી મનુષ્ય પ્રાણી-તેમાં પણ કેળવાયલા લોકો-સર્વોત્કૃષ્ટ સુખો અનુભવે છે.

સર્વ શક્તિમાન પરમેશ્વરે આપેલી વિચારશક્તિને જે વિદ્યાભ્યાસથી કેળવી વધારે છે. તેનેજ ખરાં મનુષ્ય જાણવાં. જેઓ વિદ્યાભ્યાસ કરીને વિચારશક્તિ ખીલવી જ્ઞાન મેળવતાં નથી તે પશુ તુલ્ય છે.

જેમ ખેતર વધારે ખેડેથી પાક સારો ઉતરે છે, તેમજ વિદ્યાભ્યાસ રૂપી ખેતર સારૂ ખેડેથી પરિણામ સારૂં જ આવે છે. માટે સ્ત્રીઓએ વિદ્યાભ્યાસ કરી ઉત્તમ ગુણો મેળવવા જોઇએ. વિદ્યાભ્યાસ કરવો એટલે ફક્ત ભૂગોળ, ઇતિહાસ વિગેરે શીખવું તે નથી. ધર્મનીતિનાં પુસ્તકો, પાકશાસ્ત્ર, અને બુદ્ધિ સારી ખીલે એવાં પુસ્તકો વાંચવાની અને શીખવાની વધારે જરૂર છે.

સ્ત્રીઓએ મુખ્ય કરીને કેળવણી લેવીજ જોઇએ; કારણ કે ઘરનો સર્વ આધાર સ્ત્રીઓ પર છે. ઘર ચલાવવું એનો અર્થ રાંધવું અને ખાવું એવો નથી; પણ કરકસર કરીને ઘર કેમ નીભાવવું, હિસાબ કિતાબ કેમ રાખવો, છોકરાં કેમ કેળવવા વિગેરે શીખવું એ છે. છોકરાં સારાં નરસાં થવાનો આધાર સ્ત્રીઓપરજ છે. સ્ત્રીઓ કેળવાયલી હશે તોજ સંસાર સુધરશે. કહેવત છે કે:—

"થાય કેળવેથી કણક, વિવિધ જાત પકવાન;
કાન્તા કેળવતાં બને, ઇચ્છીત ગુણનું સ્થાન."

સ્ત્રીઓને વિદ્યાભ્યાસ કરાવવાનો હેતુ ચોપડીઓ વંચાવવી કે રળવા મોકલવાનો નથી, પણ સંબંધિઓ પ્રતિ પોતાનો ધર્મ કેવી રીતે જાળવવો, સંપત્તિ વિપત્તિમાં કેવી રીતે વર્ત્તવું, પતિ પ્રત્યેના ધર્મ શા છે, યોગ્ય માતાની ફરજ શી છે, આવક જાવકનો હિસાબ કેવી રીતે રાખવો, ટુંકામાં સદ્દગુણી સ્ત્રી શી રીતે થવાય એ જ્ઞાન સંપાદન કરાવવાનો છે.

જે માતાઓએ સારી કેળવણી મેળવી હોય છે, તેની પ્રજા સારીજ નીવડે છે. રૂપસુંદરી, મીનળદેવી વિગેરે સતીઓ ઘણી કેળવાયલી હતી, તેથી તેમના પુત્રો પણ તેવાજ પ્રતાપી અને વિદ્વાન નીવડ્યા હતા. વિદ્યાનો આવો પ્રતાપ છે, છતાં કેટલાક અજ્ઞાન લોકો કહે છે કે સ્ત્રીઓને ભણીને શું કામ છે-ક્યાં તેમને રળવા જવું છે? આ

તદ્દન ખોટું છે તે પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસ વાંચેથી જણાશે. પહેલાંની સતીઓએ ઉંચી કેળવણીથી જેવા લાભો મેળવ્યા હતા. તેવાજ આપણી હાલની સ્ત્રીઓને વિદ્યાભ્યાસથી મળે એ નિઃસંશય છે.

પુરૂષોનું મુખ્ય કામ રળીને જોઈતા પદાર્થ મેળવવાનું અને સ્ત્રીઓનુ તેના સંભાળ રાખવાનું છે. તેનો ઉપયોગ કંઈ પણ ભણ્યા ગણ્યા વગર સારો થઈ શકતો નથી. જેમ પુરૂષ વિદ્યાભ્યાસ કે બુદ્ધિબળ વગર ધંધો રોજગાર સારી રીતે ચલાવી શકતો નથી; તેમજ સ્ત્રી જ્ઞાનસાધન વગર ગૃહકાર્યમાં પાર પડી શકતી નથી. આમ ઘરનો સઘળો આધાર સ્ત્રી ઉપર છે, અને તે સ્ત્રી જ્યારે સર્વ વ્યવહાર વગરઅક્કલે અને વગરવિચારે ચલાવતી હોય ત્યારે સુખની પ્રાપ્તિ તો ક્યાંથી જ હોય? પશુ પક્ષી સરખાંને પણ આજ્ઞાનુસાર વર્તાવવા મદારી કેળવે છે. અને તેઓ જ્યારે તે પ્રમાણે વર્તી પોતાના ધણીને ઉપયોગી થઈ પડી તમાસગીરોને રીઝવે છે, તો મારી કેળવાયલી સ્ત્રીઓ પોતાના પતિને અને સકળ સંસારને ઉપયોગી થઈ આનંદ આપનાર કેમ ન થઈ શકે?

સ્ત્રીને લખતા વાંચતાં ન આવડતુ હોય તો તેના પતિને ઘણી મહેનત પડે છે. કેટલાક અજ્ઞાન લોકો એમ કહે છે કે ભણવાથી સ્ત્રીઓ નઠારી નીવડે છે. પણ સજ્જનોએ જાણવું કે ભણવાથી તો કદી થાય નહીં. પ્રાચીન કાળમાં ઘણી સ્ત્રીઓ ભણતી, પણ તેમાંની કોઈ દુશ્ચરિતવાળી તો આપણે જાણી કે સાંભળી નથી.

જેમ માંદા માણસને મંદવાડ નિર્મૂળ થતાં સુધી ઔષધ સાથે "કરી" પળાવવાની જરૂર છે, તેમ મલીન મનને કેળવણી રૂપી શુદ્ધ ઔષધ જળથી ધોઇ સ્વચ્છ કરવાની સાથે સુસમાગમ રૂપી "કરી" પણ પળાવવી જોઇએ. આપણા કેટલાક લોકો આધુનિક કાળમાં સ્ત્રીકેળવણીની વૃદ્ધિ માટે પ્રયત્નો કરે છે ખરા, પણ તેમાં ઘણાઓ લગ્ન વિગેરેની ઉતાવળને લીધે તે અધુરી મેલાવે છે; તેથી ભણેલી સ્ત્રીઓમાં કોઇવાર કાંઈ દુરાચાર જણાતો હોય તો તે તેમના અધુરા ભણતરનો પ્રતાપ. એ ભૂલ ભણતરની કે ભણાવનારની નથી, પણ તેમના નિર્દોષ અંતઃકરણને કોરી ખાનાર કુસંગ રૂપી કીડાની છે. દૂધ જાતે શુદ્ધ છે તથાપિ તેને લવણનો (મીઠાનો) સંગ થતાં જેમ તે નિરૂપયોગી બને છે, તેમ અયોગ્ય સંગતને લીધે નિર્દોષ પદાર્થ પણ દોષિત બને છે;"સોબતે અસર". વિદ્યાભ્યાસના વિલાસ અતિ સુખદ છતાં, અનાચારી જનો તેનો ઉલટો ઉપયોગ કરી દુઃખ પામે છે, તો તેમાં તેઓનોજ દોષ છે. ભણવાથી તો મન નિર્મળ અને બુદ્ધિ શુદ્ધ થાય છે. સઘળા સંસારસુધારાનો તેમજ દેશની આબાદાનીનો આધાર સ્ત્રીકેળવણી પર રહ્યો છે; માટે સદ્‌ગુણી સ્ત્રીઓ જો પરમ પ્રેમથી વિદ્યાદેવીનો સત્કાર કરશે તો પૃથ્વીપર સુખ અને શોભાની મણા રહેશે નહીં.

સુલોચના.

# સમયતરંગ.

**સ્ત્રીકેળવણી**—આપણા ભારતવર્ષ (હિંદુસ્થાન)માં હાલમાં ૩૦ કરોડ મનુષ્યો વસે છે; તેમાંથી ૧ હજારે ૪૫ પુરૂષો ભણેલા હોય છે, પણ સ્ત્રીઓમાં તો એક હજારે માત્ર ૭ જ ભણેલી છે એવી ગણત્રી કહાડવામાં આવી છે.

વડોદરા રાજ્યના વિદ્યાધિકારી તરફથી કન્યાશાળાઓમાં ચલાવવાનાં પુસ્તકો સંબંધી નીચે પ્રમાણેનો હુકમ બ્હાર પડયો છે.—આ રાજ્યની ગુજરાતી કન્યાશાળાઓમાં અંગ્રેજી રાજ્યની ટેક્સ્ટ બુકો (શાળાપુસ્તકો) ચાલે છે, પરંતુ કન્યાશાળામાં કન્યાઓને યોગ્ય વાંચન પુસ્તકો ચલાવવાનું ઇષ્ટ જણાયાથી શ્રીમંત મહારાજા સાહેબની આજ્ઞાથી બાળજ્ઞાનમાળાનાં પુસ્તકો ૧–૨–૩ તૈયાર કરાવવામાં આવ્યાં છે. સદર પુસ્તકો અનુક્રમે ધોરણ ૪-૫-૬ માં ચલાવવાનાં છે.

**દેશપરોપકાર**—કલકત્તામાં એક બાબુ રામચન્દ્રે વિધવાસહાયક ફંડ ઉઘાડ્યું છે. તેમાંથી સારા કુટુંબની, પણ ધનની ખામીને લીધે મુસીબત ભોગવતી વિધવાઓને, તેમની હાલતના પ્રમાણમાં, રૂ. ૫ થી ૭ સુધીમાં, તથા તેમનાં બચ્ચાંઓને રૂ.૩) દરમાસે આપવામાં આવશે.

મદ્રાસમાં એક વૈસ્ય વિધવા સ્ત્રીએ ત્યાંની "પચાપા કોલેજ" નામની હિંદીઓ તરફથી ચલાવાતી પ્રસિદ્ધ ખાનગી કોલેજમાં વિદ્યાર્થીઓને ધર્મશિક્ષણ આપવામાં ખર્ચવાની શરતે એક લાખ રૂપીઆ ભેટ આપ્યા છે.

મુંબાઇમાં એક પારસી સન્નારીએ એક દવાખાનામાં ૨૫ હજાર રૂપીયા ભેટ આપ્યા છે.

**વિધવાઓની પતિભક્તિ**—સીતાપુર ગામમાં એક સ્ત્રી વિધવા થયા પછી તીર્થયાત્રા કરવા નીકળી હતી, અને પૂર્વે ધારી રાખ્યા પ્રમાણે અનુકૂળ સ્થળે પાણીમાં તણાઈ પતિ પાછળ દેહત્યાગ કર્યો હતો.

થોડાક દિવસ ઉપર દાક્ષિણી નામની એક સ્વર્ગસ્થ થયાની વાત બ્હાર આવી છે. તે વીશ વર્ષની ઉમ્મરે વિધવા થઇ હતી, જે દિવસથી તેનો પતિ મૃત્યુ પામ્યો તે દિવસથી તેણે સ્વાદિષ્ટ ભોજન ત્યજ્યું હતું, અને કેવળ ફળ ખાઇને તથા ગંગાજળ પીને રહેતી હતી; પલંગ ઉપર શયન કરવાનું છોડી દઈ જમીન ઉપર જ ને સુતી હતી; માથાના કેશ તો હતા, પણ તે ઓળવાનું કે શરીરના કોઈ પણ અંગને વસ્ત્રોથી કે એવી કોઈ પણ રીતે સુન્દર બનાવવાનું ત્યાગ કર્યું હતું. રાત્રિદિવસ પોતાના ઘરમાં જ રહી પુજાપાઠ ધ્યાન તથા ભગવત્ ભજન કરી રામાયણ મહાભારતનો પાઠ કર્યા કરતી હતી. તે સ્ત્રીને આવું જીવન ગાળવાની કોઇ સગાં તરફથી ફરજ પાડવામાં આવેલી નહોતી; તેમ પોતાની પાસે પૈસો પણ ઠીક હતો. પણ ફક્ત પોતાનો વિધવાધર્મ કાયમ રહે અને કોઇ અધર્મ તરફ લક્ષ ન જાય એટલ [illegible]

Registered No. B. 436

# સુન્દરીસુબોધ.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः । मनु

( પ્રસન્ન દેવતા રહે, જ્યાં પામે સન્માન સુન્દરી )

"સર્વાંગે સ્ત્રીઓ માટે પ્રકટ થતું માસિક"

પુસ્તક. ૨ | પ્રકાશક. | ઈ. સ. ૧૯૦૫ શ્રાવણ.
અંક ૧૨ | બન્ધુસમાજ. | વિ. સં. ૧૯૬૧ ઓગષ્ટ.

વિષયસૂચન

# સુન્દરી સુબોધ.

આપણા સુવિખ્યાત નવલકથાકાર સાક્ષરકવિ ગોવર્ધનરામભાઈના શબ્દોમા કહીએ તો "સ્ત્રીઓ પંડિત થાય, રસજ્ઞ થાય કુટુમ્બપોષક થાય સ્વસ્થ થાય શરીરે બલવતી, રોગહીન અને સુન્દર થાય, યોગ્યતાના પ્રમાણમા કુટુમ્બબન્ધનમાથી તેઓ મુક્ત-સ્વતન્ત્ર થાય ને તે મુક્તાથી અને સ્વતન્ત્રતાથી કુટુમ્બની મૂર્ખ ઈચ્છાઓ અને ક્લેશોમાથી છુટી એ કુટુમ્બના ખરા કલ્યાણ કરવા શક્તિમતી અને ઉત્સાહિની બને કુટુમ્બના બાલકવર્ગને પોષણ અને શક્તિ આપે અને વૃદ્ધ વર્ગોની કલ્યાણ વાસનાઓ તૃપ્ત કરે," પતિભક્તિપરાયણ થઈ પતિનુ જીવન ઉન્નત કરે અને તેના આંતર વિલાસોની ઉર્મિયોમા પોતાના હૃદયતરંગ મેળવી દઇ મનુષ્યજીવનને દિવ્યતામય કરી નાખે અને અન્તે સ્વદેશમા હૃદયસૂર્યના તેજસ્વી કિરણો સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે —એજ આપ સુન્દરીઓના જીવનની સફલતા છે 'સ્ત્રીવિના ગૃહ નથી, ગૃહવિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી 'સ્ત્રીની ઉન્નતિવિના દેશની ઉન્નતિ અશક્ય છે"

વર્ષ ૨ જું ] ઈ.સ. ૧૯૦૫ ઑગષ્ટ—શ્રાવણ વિ. સં. ૧૯૬૧. [ અંક ૧૨ મો.

## કાવ્યકુંજ.

### ઉપહાર

પ્રિય— x x x

(વસન્તતિલકા.)

વ્હાલી શું વિસરી ગઈ શુભ દિન જ્યારે,
આવી વસી હૃદયમા ચિરકાલ માટે,
ને પ્રેમથી ઉછળતા હૃદયે ધસન્તી,
નિહાળતી પ્રિય પતિ, નયને હસન્તી

એકાન્તમા પ્રથમ ભાવથી તું નમન્તી,
ચિત્તે પ્રવેશી મુજના પ્રણયે રમન્તી,
જંજાળ સર્વ જગની ન ગણી ક્ષણે તે,
આનંદના ઉદધિમા વિચરન્ત ત્યાં બે

त्हारा हृदे प्रणयनी सरिता वहन्ती,
ते मुंज स्नेह झरणे सहसा मळन्ती;
संयुक्त आपणु हृदे जगमां कोइन्तु,
दिसन्त दंपतीतणुं नव युग्म बीजुं. ३

( तोटक. )

फुलमाळ प्रिये शुध स्नेह तणी,
अरपुं तुजने कंई भाव थकी;
तव जन्मतिथि उपहार रूपे,
मुज पास नहि कंई योग्य दीसे. १

नव द्रव्य थकी कदीं हर्ष थतो,
नहि वस्त्र गमे, नहि स्वाद थतो;
फुलमाळ वळी करमाई जती:—
दउं अद्भुत माळ, प्रिये ! घटती. २

मुज स्नेह कुसुम सुगंधि तजे,
प्रिय × × × कौमुदीमां खीलिने;
तुज व्हाल अलौकिक सूत्र थकी,
प्रतिवर्ष दउं शुभ माळ गुंथी. ३

दिन दिन सुगंध प्रिये वधती,
कदि काळ नहि करमाय वळी
नकी आपणु स्नेह पवित्र, अने
निज सुंदरता जगमां प्रकटे. ४

( शार्दूल. )

आनंदे वरषो व्यतित ज कर्यां, संभारी हाली खरे
थातो हर्ष ग्लानि क्वचित ज थती वियोगना उद्भवे;
गाढो स्नेह पवित्रता हृदयनी, उंडो अनुराग ने
आशा सौख्यनी—साथ संतत रही—उद्वेग काढे दूरे. १

× × × तुज स्नेह दिव्य पतिनो वाधो प्रतिवर्ष, ने
सौख्ये कान्तसहे रही नव कदि वियोग तुने नडे;
प्रेमी युग्मनी कीर्ति उच्च जगमां उडो सदा निर्मळी,
आवी नूतन वर्ष वृष्टि वरसो विश्वेश इच्छा थकी. २

सुबन्धु—बन्धुसमाज.

## નર્મદા કિનારે.

(ઇતિહાસની આરસી સાહીમેં જોયું માંહી:-એ રાગ.)

આનન્દ અલૌકિક અને છલોછલ પ્રેમ થકી,
મુજ હૃદય આજ ઉભરાય પતિમત્સંગવતી.
 સુન્દર તટ વચ્ચે રૂડાં, ધસે નર્મદા નીર,
 ત્યમ વહે મમ અન્તર તણો, પ્રણયપ્રવાહ રૂચિરઃ—પતિ પ્રીતિ સિન્ધુ બણી.

લીલા આંબલીયાની ડાળ, કોકિલ હિંચેરે,
આ પ્રણયપ્રવાહે ગાન સુધારસ સીંચેરેઃ
 સમિર સુરભિ સુસ્નેહથી, સ્પર્શે તરૂવરડાળ,
 હર્ષ થકી ડોલે ઝુકે શાખા ધરી ઉલ્લાસઃ—અંગસુ ગર્વ ધરી.

પતિનો ત્યમ નિર્મળ પ્રેમ, પૂર્ણ સુગન્ધેરે,
સ્પર્શે કર આણી વ્હાલ, ઝુકું આનન્દેરે;
 વિમળ વૃત્તિ અહિં વિકસતી, ક્ષોભ સકલ રહી દૂર,
 ગાનલીલા લલિતા વિષે, વહે સ્નેહનાં પૂરઃ—ઉછળતી ઉર્મિ થકી.

વસી હું મુજ વલ્લભ માંય, પતિ મુજ અન્તરમાં,
બની રહ્યાં અમે બે એક, જાણે પરમાત્મનમાં.

ડાહ્યાભાઈ લક્ષ્મણદાસ.

---

# ગૃહધર્મ.

## દેશ-ઉન્નિતનો પાયો-બાલિકા શિક્ષણ.

( સ્ત્રીલેખ. )

( ગયા અંકથી ચાલુ. )

તે સિવાય બાળાઓને વ્યવહારીક કેળવણી આપવામાં નીચેની બાબતો પર ધ્યાન રાખવું અને તે બાબત ટુંકું જ્ઞાન આપવા ચુકવું નહિ. જેમકે—

૧ રજોદર્શન સમયે રાખવાની સાવચેતી—તે વખતમાં ખોરાક હલકો સાદો ને પૌષ્ટીક લેવો, પોષાક ગરમ ને ઢીલો રાખવો, ભેજવાળી જમીનમાં ને શરદ હવામાં રહેવું નહિ. પરપુરૂષનું મોં જોવું નહિ. પાકા ત્રણ દિવસ પૂરા થયાં પહેલાં સ્નાન કરવું નહિ. નાહીને પતિદર્શન અથવા ઇશ્વરાવતારની છબીનાં દર્શન કરવાં. અતિ ભય અતિ હર્ષ અથવા અતિ દીલગીર થવાય એવી રીતે વર્તવું નહિ.

૨ સાસરે જતી વખતની તૈયારી શીખવી—હાલની કેટલીક બાળાઓ જેમ કપડાં દાગીના બાંધવામાં જ તૈયારી પુરી થયેલ ગણે છે, તેમ ન સમજવું; પરંતુ તેની પહેલાં ઘરની મુરબ્બી સ્ત્રી પાસેથી અથવા સ્ત્રીગુરૂ પાસેથી પતિસેવા, સાસરીઆંનાં સગાં પ્રત્યેની વર્તણૂક, ઘર ચલાવવામાં પણ આપણા પર કેટલું જોખમ રહેલું છે.તે તથા સાસરીઆતે ત્યાં જઈ પોતાનાં માતાપિતાની કીર્તિ કેવી રીતે વધારવી તે વિચારીને ઘરવ્યવસ્થા તથા સદ્ગુણનો સંગ્રહ શીખવો. જન સમુદાયનો આપણા પર રહેલો આધાર અને કેવી રીતે વર્તવાથી આ સંસારમાં આપણી ફરજ બજાવી કહેવાય? તે વિચારી બાળરક્ષણ ને બાળશિક્ષણના વિષયનું પુરતું જ્ઞાન મેળવવું.

૩ સાસરે પહેલી જ મિનિટથી કેમ વર્તવું તે શીખવું—કેટલીક બાળાઓ તદન મૂઢ બેસી રહેવાથી ને કેટલીક બટકબોલા સ્વભાવથી પોતાનું વજન ખુવે છે, અને પોતાનો વકર ખોઈ છાપ હલકી પાડે છે. માટે તેમ ન વર્તતાં જઇને તુરત સાસુને તેમજ ઘરની મુરબ્બી સ્ત્રીઓને પગે લાગવું, નાનાં હોય તેને માયાળુપણે બોલાવી ખબર પૂછવા ને પીયરના કુશલ ખબર આપવા. અને પછી તરત બની શકે તેવા ઘરકાર્યમાં સામેલ થઈ જવું. આપણામાં સાધારણ કહેવત છે કે "આવતી વહુ અને બેસતો વાણીયો," "પુત્ર પારણેથી ને વહુ બારણેથી ઓળખાય" માટે પહેલાથી જ સાવચેતીથી વર્તવું, કારણ કે ત્યાં તો બધાં અજાણ્યાં માણસો હોય છે; જેવું દેખે તેવું કહે માટે પહેલી મીનીટથીજ સંભાળી વર્તવું.

૪ સાસરીઆંની નિરિક્ષા કરતાં શીખવું—પછી સાસરીઆંનાં ઘરની, ત્યાંની દરેક ચીજની તથા ત્યાં વસતાં મનુષ્યની નિરિક્ષા (બારીક તપાસ) કરવી કે અમુક માણસ કઈ પ્રકૃતિનું છે તથા તેની સાથે કેવી રીતે વર્તવાથી રાજી રહેશે. તે ખબર પડયા પછી તેની સાથે યોગ્ય વર્તણૂક ચલાવવી. વળી અમુક ચીજ કયાં મૂકાય છે? કેવી સ્થિતિમાં મૂકાય છે? તથા શું ઉપયોગમાં આવે છે અને તેમાં શું ફેરફાર તેમ જ સુધારો વધારો કરવાની જરૂર છે વગેરે નિરિક્ષા બે ત્રણ દિવસમાં કરી લઈ યોગ્ય રીતે વર્તવું.

૫ શ્રધાથી પતિસેવા કરતાં શીખવું–આ બાબત ઘણા ઘણા વિદ્વાનો ને ગ્રંથકારો ઘણું ઘણું લખી ગયા છે એટલે વધારે વિવેચન કરવાની જરૂર નથી. હીંદુ ધર્મશાસ્ત્રમાં જ સેવાની આજ્ઞા છે તેમ નથી. પરંતુ ખ્રીસ્તી ધર્મ, જરથોસ્તી ધર્મ. અને મુસલમાની ધર્મમાં પણ તે જ બાબતની આજ્ઞાઓ વાંચવામાં આવે છે. કુલીન સ્ત્રીની દરેક ફરજમાં "પતિસેવા" તેની મોટામાં મોટી ને મુખ્યમાં મુખ્ય ફરજ છે. સ્ત્રીને પતિ સમાન બીજો હિતકારક

અને પ્રીય મિત્ર નથી. માતા પીતા બેન ભાઈ મિત્ર વગેરે સ્નેહીઓની જે જે અમુક અમુક સારી લાગણીઓ આપણી તરફ રહી છે તેમાંની બધી લાગણી આપણા તરફ પતિની રહેલી છે. દુનિયાનાં દરેક સુખ પતિથી જ મળી શકે છે. એવા સર્વ સુખ ભંડાર જે પતિ તેની સેવા કરવી તે દરેક અબળાની ફરજ છે. પતિને તાબે રહેવું, માન આપવું, આનંદ આપવો, ઉંચે સ્વરે સામુ બોલવું નહિ, સકારણ કોપને સહન કરવો. મહા બલેશ્વર હવા ખાવા તેડી ન ગયા કે નાટકમાં સાથે લઈ ન ગયા તે બાબત કંકાસ કરવો નહીં. અમુક જાતની બંગડી અને અમુક જાતની સાડી અમુક પાડોશણે કરાવી એવી વાતવાતમાં સંભળામણી કરવી નહિ. પતિ આજ્ઞાને ઇશ્વર આજ્ઞા સમાન ગણવી. હુકમ આનંદ ને હોસથી ઉઠાવવો અને પતિહૃદય સાથે પોતાનું હૃદય એવું એક રૂપ રાખવું કે પતિને અનુકુળ તે પોતાને અનુકુળ ને પતિને પ્રતિકુળ તે પોતાને પ્રતિકુળ લાગે.

૬. પતિ તરફના ધર્મ શીખવા–પતિનાં પ્રિય જનને પોતાનાં પ્રીય જન ગણી માન આપવું. એકલાં કયાંઇ પણ જવું નહિ. ચાલ ધીમી રાખવી તેમજ નીચી નજરે ચાલવું. પરપુરૂષ સામુ જોવુ નહિ, જરૂર પડયે પુત્રી કે બેનની દૃષ્ટીથી જોવું. એક વસ્ત્ર પહેરી ફરવું નહિ. નીચ પુરૂષ નીચ વૃત્તિથી સામુ જુવે તો પણ વિકાર રહીત રહેવું. પતિની રજા સિવાય વ્રતનિયમ કરવા નહિ. કોઈની કુથલી કરવી નહિ. સગાં સ્નેહી સાથે સંપ રાખવો. પીયર ઘણું વસવુ નહિ. પતિ જમ્યા પછી જમવું પોઢયા પછી સુવું ને ઉઠયા પહેલાં ઉઠવું. બહારથી આવે ત્યારે ઉભાં થઈ આસન આપવું. ચહેરો શાંત ને નિર્મળ રાખવો. બારી કે બારણા પાસે વગર કારણે લાંબો વખત ઉભાં રહેવું નહિ. પતિએ કહેલી ગુપ્ત વાત ગુપ્તજ રાખવી. સંતોષી થવું અને તન ને મનથી સેવા કરવી. પતિ સાથેના પહેલા પ્રસંગમા દરેક બાળા વધારે ઓછી કુદરતી રીતેજ લજાય છે, તો પણ તે વખતે પણ સેવામાં કે આજ્ઞા પાળવામાં ખામી ન આવે તેમાં લક્ષ રાખવું.

૭. સાસરીઆનાં સગા સાથેની વર્તણુંક શીખવી–સાસુ સસરાને માતા પીતા સમાન ગણી સેવા કરી તેના શુભ આશીર્વાદને પાત્ર થવું. સ્વતંત્રતા બીલકુલ જણાવવીજ નહિ. પૂછ્યા સિવાય કયાંઇ પણ જવુ નહિ તેમજ કંઈ પણ કામ કરવું નહિ. ઘર કામમાંથી સાસુને મુક્ત કરવાં. સુતાં પહેલાં હમેશાં પગ ચાંપવા. સાસુથી નીચા આસને બેસવું. હમેશાં સાસુ સસરો સંતોષ પામે એવી રીતે વર્તવું. દેરાણી, જેઠાણી, નણંદ, ભોજાઈ અને શોકની સાથે બેન પ્રમાણે વર્તવું. એક બીજાનું ભલું ઇચ્છવું. કામકાજમાં મદદ કરવી. સુખ દુઃખમા ભાગ લેવો. ન આવડે તેવું કામ શીખી લેવું અને તેઓને શીખવવું. એક બીજાની ભૂલ નમ્રપણે બતાવવી અને સંપસપીને રહેવું. જેઠાણી અને મોટી નણંદને વડીલ તરીકે માન આપવું. તેનાં છોકરાંને પોતાનાં છોકરાં પ્રમાણે ગણવાં. પાડોશી અને નાતાવાળાં માણસને સગાંની માફક ગણવા. સાસુ થનારી અબળાઓએ પણ વહુ તરફ દયા ભાવ રાખવો. તેમની શક્તી મુજબ કામ આપવું. છોકરમતથી આડી ચાલતી હોય તો શીખામણથી સમજાવી નઠારી સંગત છોડાવી દેવી ને વહુ દીકરીમાં હેત વધે તેમ શીખવવું.

૮. રસોઇ શીખવી–એ પણ સ્ત્રીનો અગત્યનો વિષય છે. ઘેર પાંચ મેમાન આવી ઉભા રહે ત્યારે અથવા રસોયો એકાએક માંદો પડે ત્યારે ઈંગ્લાંડનો ઇતિહાસ કે દુનિયાની ભૂગોળ ઉઘાડી વાંચવા બેસાતું નથી, તેમજ ભરત ચીત્રના સુંદર નમુનાઓ પણ બતાવાતા નથી; પણ ત્યારે તો રસોઈજ પીરસવી પડે છે માટે રસોઈ શીખવીજ જોઇએ. જાતે જાતની દાળ, કઢી, શાક, ભાત, રોટલી વગેરે હમેશાં જોઇતી ચીજ તેમજ જાત જાતનાં પકવાન અને મીઠાઇ, વળી અથાણા, પાપડ, શેવ, વડી વગેરે દરેક ચીજ શીખવી જોઇએ. કન્યાશાલામાં હાલ તે શીખવવાની સગવડ નથી માટે તે ઘેર શીખવું અને માતાએ શીખવવાની કાળજી રાખવી. તેમજ સ્ત્રી શિક્ષકોએ સ્કૂલમાં પ્રસંગોપાત આવતી ચીજનું વિસ્તારથી વિવેચન કરીને સમજાવવું. રસોઈ જુદી જુદી જાતની અને ઘરનાં માણસોની પ્રકૃતિને માફક આવે એવી કરવી. રસોઈની ખામી ભણેલી અબળાઓમાં વધારે જોવામાં આવે છે તેનું કારણ તેનું તેમાં બેદરકારપણું જ છે. જો શીખવા ધારે તો સહજમાં શીખી જાય છે.

૯. ઘરની ચીજની સંભાળ રાખતાં શીખવું–ઉપરના સુશોભીત સામાન કરતાં ટકાઉ સામાન વધારે પસંદ કરવો. દાણા દુણી ઘી વગેરે ચીજો સામટી લેવી ને ઘરમાં જાળવીને રાખવી. અથાણા તથા મુરબ્બા ને મધનો રતુ અનુસાર સંગ્રહ રાખવો. હળદર, મરચાં અને ધાણા જીરાંની ભુકી ઉનાળાના લાંબા દિવસમાં તૈયાર કરી મોઢાં કપડાંથી બાંધી સાફ જગ્યામાં ગોઠવી રાખવાં. અથાણાં ઠંડી જમીનમાં રાખવાં (ઠંડી જગ્યામાં બરણીઓ રાખવી). મધ તથા મુરબ્બો શીકાં ઉપર અધર રાખવો. ઘઉંમાં પારો ભીની રાખ સાથે મેલવી કોઠીમાં ભરી ઠંડી જમીનમાં રાખવો. જાર પણ તેમજ રાખવી. મગ વિગેરે કઠોળમાં દર માપે એક આપ રાખ નાખી રાખવા. ડાંગરમાં લીંબડાંનાં પાન ભેળવી રાખવી. લગ્ન પ્રસંગમાં અને વાર તહેવારમાં પહેરવાનાં કપડાં કારતક માસમાં થોડા તડકામાં નાખી સંકેલી બરાબર ગોઠવી રાખવાં. ઘરનાં ત્રાંબા પીતળમાં વાસણ વરસમાં ચાર પાંચ વખત માંજી ચળકતાં કરી અભેરાઇપર રાખવાં. ઘંટલો, સાંબેલું, ખાંડણી દસ્તો, સુપડું દરેક ચીજ કોઠારમાં ગોઠવીને રાખવાં. ગાદલાં, ગોદડાં, રજાઈ રગ વગેરે અમુક જગ્યાએ રાખવાં. ઘરની ચોપડીઓ નંબર વાર ગોઠવી મૂકવી. ચીમનીઓ, ફાનસો, લેમ્પો તથા વાલસીટા પણ નિયમસર ગોઠવી રાખવી. ઘરની દરેક ચીજ એવી રીતે ગોઠવવી કે જ્યારે જોઇએ ત્યારે તુરતજ મળી શકે. ઘર ઉપરથીજ ગૃહીણીની પરિક્ષા થાય છે. ગમે તેટલા ચાકર નોકરો હોય પણ તેનાપર પુરતી દેખરેખ ન હોય તો સારૂં કામ થઈ શકતું નથી. માટે ઘરની દરેક ચીજની સંભાળ રાખતાં શીખવું.

(અપૂર્ણ.)

(નીશા.)

# વિવિધ વિહાર.

હરિગીત

પ્રિય "સુંદરી" તુજને દઉં હુ સ્નેહથી આશીશ એ,–
મન ખીલવી મુજ બેનીના તુ આપજે સદ્દબુદ્ધિને
જે કાર્ય અથ તુજને અહીં જન્મ આપ્યો બન્ધુએ
તે કાર્યને તુ સિદ્ધ કરજે પામી નિત સન્માનને

નિર્માલ્યને અજ્ઞાન બ્હેનો દુ ખથી પીડીત જે,
કરી દુ ખ તેના દૂર પ્રેમે હર્ષમા નવરાવજે
મધ્યાનકાળે બેશી ચોરે ચાગી ને કુથલી કરે,–
તેને સુધારી સ્નેહથી સતકાર્યમા પરોવજે

બે વર્ષની ઉમ્મર તથાપી કાર્ય તેં બહુ બહુ કર્યું,
કીર્તી થઈ તુજ જગ મહી, સહુ બ્હાનથી બોલાવતું
તુજ બન્ધુઓને ઇશ અર્પે શક્તિને આયુષ બહુ,
ને તેહના રક્ષણ તળે તુજ વૃદ્ધી થાઓ ઇચ્છુ હુ

દેશને સુધારવા જે આપણો કઈ કઈ યત્ન,
તે કામ કરતા બન્ધુઓ શાન્તીથી તારા સગમા
પ્રત્યેક ગામે સુંદરી સુબોધ આપી સર્વને
બન્ધુસમાજની ખ્યાતી જગમા પ્રેમથી તું વધારજે.

સૌ. પ્રમિલા.

---

## સખીને પત્ર.

( આમો માસો સરદ પુનમની રાત્ય જો, એ રાગ )

વ્હાલી બ્હેની જાનાની તુ વિદેશ જો,
ગૃહ શ્વસુરનું શાન્તીથી દીપાવજે—
રહેવુ સુખ દુખ સાથ પતિના નિત્ય જો,
આપણુ એ કર્તવ્ય પરમ તુ લેખજે

હોય પતિ પ્રીતિહિન વ્યસની કે તામસી;
સુધારવા-સ્નેહે સહુ સહીને યત્નથી.
પર ઘર કદી નવ કરવીં વિપતની વાત જો;
પ્રભુએ દીધેલી સ્થિતિમાં સુખ માનીયે.

પ્રેમ સહીત નિજ સંતતીને સંભાળીને,
આપી શીક્ષણ જીવન ઉચ્ચ બનાવજે,
સુત સુતામાં ભેદ જરા નવ લેખવો,
દંપતી ધર્મનું ફળ એ શુભ તું માનજે.

સ્નેહ સહીત તુ ભગિનીને ઉપદેશજે;
જેથી થાયે આર્ય ભુમીને સુખજો.
રેશે નવ કદી દ્રવ્યથી આપણું નામ જો;
પણ પતિવ્રત ધર્મથી કીર્તી ઝગઝગે.

સૌ. પ્રમીલા.

---

# વાર્તાલહરિ.

---

## ઓરમાન છોકરાં.

સરીઆમ રસ્તાપર નજર પડે એમ મેડી ઉપર ખાટમાં સૂતી સૂતી બાવીશેક વર્ષની એક યુવતી સરસ્વતીચંદ્ર વાંચતી હતી. એક લાંબો ફકરો કોકે સીસાપેને નોંધ્યો હતો તેમાં તેનું ધ્યાન હતું. ચંદ્રકાન્ત બાપુની વાત લક્ષ્મીનંદનને કહેતો હતો તે ભાગ આ હતો. વાત પુરી થઇ. વિચારમાં પડી–"અરે ઇશ્વર મ્હારો રોગ પણ ખરાબ છે. મને કંઇ થયું તો આ બાળકની શી સ્થિતિ" આ વિચાર આ બાળાના મનમાં ઘોળાયા ને તેથી ખુબ રોઇ. એટલામાં દાદરમાં કોઇકના પગરવ સાંભળી આંસુ લોઈ સ્વસ્થ થઇ તેનો પતિ પદ્મકાન્ત આવ્યો. પદ્મકાન્ત અમદાવાદમાં વકીલાત કરતો હતો અને

તેને બહુ ભારે કમાણી નહોતી તોપણ પોતાનું ગુજરાન સારી રીતે નભાવતો. સુવાસિની પદ્મકાન્તની સ્ત્રી હતી. તેના માબાપ પરગામ રહેતા હતા અને સામાન્ય સ્થિતિના હતા. સાસુ નણંદ વીગેરે પણ ન હોવાથી આ પતિ પત્નિ એકલા જ હતા. સુવાસિનીએ એક બાળકને જન્મ આપ્યો હતો પણ સુગ અશક્ત ને સુવાવડથી તાવ શરૂ થયો હતો. તેના પરિણામે તે સુવારોગની ભોગ થઇ પડી હતી. પદ્મકાન્ત કપડા કાઢી આવી સ્નેહથી બોલ્યો "વ્હાલી! તું એકલી બહુજ મુઝાયા કરે છે. શાન્ત થા. ધીરે ધીરે મટી જશે. ત્હને એક દુઃખદ વાત જણાવવી પડે છે. નાતમાં ગરબડ છે. નિર્મળાને કસુવાવડ થઇ ને તેમાંથી ગભરાઈ ગઇ છે." આમ બન્ને વાતો કરે છે ત્યાં નિર્મળાના મૃત્યુ સમાચાર આવ્યા. નિર્મળાના આ સમાચારથી સુવાસિનીના મનમાં ઘણું લાગ્યું અને દિવસે દિવસે ક્ષીણ થતી ગઈ. બરાબર છએ મહિને સુવાસિનીએ પણ આ ક્ષણભંગુર સંસારનો ત્યાગ કર્યો.

* * * *

પદ્મકાન્ત અને નિર્મળચન્દ્ર બાળમિત્ર હતા. મેટ્રીક્યુલેશન પાસ કર્યા પછી વ્યવસાયના સંબંધી બે જુદા પડ્યા પણ અંતઃકરણ જુદા નહોતા. સુવાસિની અને નિર્મળા પણ નાનપણથી સાથેજ ભણતા રમતા. ઈશ્વર કૃપાએ તેઓના પતિઓમાં પણ એકબીજા તરફ સ્નેહ વૃત્તિ હોવાથી લગ્ન થયા પછી વખતો વખત મળી સ્નેહની વૃદ્ધિ કરી શક્યા હતા. પદ્મકાન્ત અને નિર્મળચન્દ્ર બન્નેના હૃદય દુઃખી થયા. જીંદગીની સુખની વસ્તુ હતી નહોતી થઇ. દુઃખનું ઓસડ દીવસ, ગમે એવું મોટું દુઃખ પડે તોપણ જેમ જેમ દિવસ જાય તેમ તેમ તે ભૂલાય છે. નિર્મળચન્દ્ર પદ્મકાન્ત કરતા વ્હેલો શાન્ત થયો અને પદ્મકાન્ત શાન્ત થયો છતા ઘણીવાર સુવાસિનીના સ્નેહસ્મરણની વાસ આવતી ને ખિન્ન થતો. પદ્મકાન્તને એક પુત્ર હતો અને નિર્મળચન્દ્રને પુત્રી હતી. પદ્મકાન્ત ઉશાકરને જોઈ ધબકતે હૃદયે સુવાસિનીને સંભારતો. ઉશાકરની વય નવ વર્ષની હતી. હિંદુ સંસારની રીત પ્રમાણે આ બન્ને મિત્રોનો ફરીથી વિવાહ તેમના વડીલો તરફથી કરવામાં આવ્યો હતો. પદ્મકાન્તનો વિવાહ સામાન્ય સ્થિતિના કુટુમ્બની સાધારણ કેળવણી લીધેલી ગુલાબસુંદરી જોડે મળ્યો હતો, અને નિર્મળચન્દ્રનો વિવાહ તેવડીજ વયની સુવિધા સાથે થયો હતો. લગ્ન થયા બાદ થોડાક સમયમાં બન્નેએ સાસરે આવવા માંડ્યું. "પુત્રના લક્ષણ પારણામાં ને વહુના લક્ષણ બારણામાં" એ કહેવત પુરવાર થઇ. સુવિધાએ ગમે તો પિયરીયાની શીખવણીથી ગમે તો મન કેળવાયેલું ન હોવાથી કે ગમે તે કારણથી આવતા વાતજ પ્રબોધા ઉપર અમલ ચલાવવા માંડ્યો. ઘડી ઘડીમાં છણકાઇને પ્રબોધાને ધમકાવતી અને સાંજરે નિર્મળચન્દ્ર પાસે પ્રબોધાના દોષનું વર્ણન થવા માંડ્યું. પ્રબોધાની ઉમર પાંચ છ વર્ષની હતી. ન્હાનપણમાં નિર્મળાએ ત્હેને શાન્ત, કામાગરી બનાવવા પ્રયત્ન કર્યો હતો. બાલ્યાવસ્થામાંજ જીવન સુખમય બનાવનાર માનું મૃત્યુ થવાથી પ્રબોધા એકલી પડીને બહુજ રાંક સ્વભાવની થઇ. સુવિધાના કહ્યા પ્રમાણે કરતી. 'ઓરમાન માં છે' એવા વિચાર બાળકોમાં હોતો નથી પરન્તુ આપણા સમાજમાં મોસાળીયા અથવા ઓરમાન, મા પોતેજ પોતાની વર્તણુકથી આવા વિચાર ઉત્પન્ન કરાવે છે. સુવિધા પોતે

થયો. હવે કરાંચી મોકલવા ગુલાબે નક્કી કર્યું. ત્યાં જવાની જોયતી તૈયારી કરી આપ્યા પછી તેને કરાંચી મોકલી. ઉશાકર પ્રબોધાને પડતું દુઃખ અગાઉથીજ જાણુતો હતો તેમાં તાવ આવ્યો તે વેળાનો બહુજ ખિન્ન થયો હતો. ગુલાબસુંદરીની સારવારમાં છે જાણી કાંક નિશ્ચિંત થયો હતો. આખરે પ્રબોધા આવશે એ ઉમંગે દિવસો આનંદમાં ગાળ્યા. પ્રબોધા આવી. બન્ને પ્રથમજ એકાન્તે મળ્યાં. આવતાં વારજ સ્નેહ દૃષ્ટિએ ઉશાકરે પ્રબોધાની ખબર પૂછી. તેના ઉત્તરમાં પ્રબોધા બોલી–ગુલાબબ્હેન હોય નહિ અને મ્હારાથી અહીં અવાય નહી. એમનાં જેવું કોણુ કરે એમ છે! એમ વાતો કરતાં રાત્રી ગઇ. અને પતિ પત્ની આનંદમાં દીવસો ગાળવા લાગ્યાં.

* * * *

છ મહીના થયા. પદ્મકાન્તને તાવ સખત લાગુ પડવાથી દાક્તરની સલાહથી ગુલાબસુંદરી સાથે ડુમસ હવા ફેર માટે ગયાં હતાં તેની ફિકરમાં આ પતિ પત્ની હતાં ત્યાં એક સવારે નિર્મળચંદ્ર બહુ માંદા છે ને પ્રબોધાને બોલાવે છે એવો તાર પ્રબોધા ઉપર આવ્યો. પ્રબોધા જવાની તૈયારી કરતી હતી. ત્યાં બીજો તાર આવ્યો. બન્નેએ જાણ્યું કે નિર્મળચંદ્રના માઠા સમાચાર હશે પણ તેમ નહોતું. આ તારમાં પદ્મકાન્ત બહુ માંદો હોવાથી ઉશાકરને તેડાવ્યો હતો. બન્નેએ જવાનું નકી કર્યું. સાંજની ગાડીમાં નિકળી ચોથે દીવસે અમદાવાદ આવી પહોંચ્યાં હતાં. ખબર પડી કે નિર્મળચંદ્રને પણ ડુમસ લઈ ગયા છે. તેથી બંને ડુમસ ગયાં. પદ્મકાન્તની ચિન્તાથી અને રાત દીવસના ઉજાગરાથી ગુલાબસુંદરી બહુજ સુકાઈ હતી. ત્યારે નિર્મળચંદ્રની સેવા સુવિદ્યા કરતી હતી ખરી પણ તેના જાસા કરવાની ટેવ ગઇ નહોતી. પ્રબોધાને જોઈ સુવિદ્યા નરમ પડી. નિર્મલચંદ્રનું હૃદય ભરાઈ ગયું. ઉશાકરની દવાથી નિર્મલચંદ્રને વ્હેલો આરામ થયો તેથી પ્રબોધા પદ્મકાન્તની સેવા કરવા લાગી. ગુલાબસુંદરીને આરામ આપ્યો. ઘણા દીવસના મંદવાડથી પદ્મકાન્તને પૈસા સંબંધી તાણુ પડવા લાગી પણ ઉશાકરે વિના સંકોચે પોતાનો પૈસો પિતાને સોંપી દીધો અને પ્રબોધાના મનમાં તે વાતની જરા પણ ગ્લાનિ થઈ નહી. પદ્મકાન્ત તો નરમ હતો તેમાં ઘણા દીવસની વેઠ અને ચિન્તાથી ગુલાબ અને ઉશાકરને તાવ લાગુ થયો આ વખતે રસોઇમાં–દવા દારૂ સર્વમાં એકલી પ્રબોધા હતી અને તે કામ તેણે ખંત અને સ્નેહથી બજાવ્યું. ઉશાકરને જલ્દી આરામ થયો અને તેથી તેણે ડુમસના બીજા દાક્તરોની સલાહ લઈ પોતાના માત પીતાની દવા કરવા માંડી જેનો ગુણુ લાગવા માંડ્યો. નિર્મળચંદ્ર અમદાવાદ ગયો હતો. અને મંદવાડમાં તેની ખાત્રી થઈ કે પ્રબોધાનો વાંક નથી પણ સુવિદ્યાજ તેને ભમાવનાર હતી. ઇશ્વરે એને તો સુખ આપ્યું છે પણ મ્હેં એને દુઃખી કરવામાં બાકી રાખી નથી. આટલું દુઃખ દીધાં છતાં મ્હેં બોલાવી 'ત્યારે' દોડી આવીને શરીરની દરકાર ન રાખી મારી વેઠ કરી. તે દિવસથી સુવિદ્યાનું માનવું છોડી દીધું. પદ્મકાન્તને તદન આરામ થયો એટલે તે પણ અમદાવાદ આવ્યો. આ ખુશાલીમાં પદ્મકાન્તે મીજબાની આપી. નિર્મલચંદ્ર અને સુવિદ્યાને બોલાવ્યાં હતાં પણ છોકરીને સાસરે કેમ અવાય એ વિચારે પ્હેલાં તો ખચકાયાં પણ બહુ આગ્રહ થવાથી આવ્યા વીના ચાલ્યું નહિ. એ પ્રસંગે સુવિદ્યાને ગુલાબસુંદરી નિચે

મળ્યાં ને વાતે વાતે તે ગુલાબને કહેવા લાગી. "ગુલાબ બ્હેન મારાં પાપ મને નડયાં. હું સમજી નહી, પીયરીયાની શીખવણીએ ઓરમાયું કરવા ગઈ, ને જે પ્રબોધાને તમે સુખી કરી તેજ પ્રબોધાને મેં દુ:ખ દેવામાં બાકી રાખી નથી. એથી હવે એ મને મન મૂકી બોલાવતા નથી. પદ્મકાન્તભાઇને કહી મને માફી અપાવો; હવે હુ કદી એવું નહી કરૂં." અંતઃકરણના આ પશ્ચાતાપથી ગુલાબસુંદરીને દયા આવી ને નિર્મળચંદ્રને કહેવડાવવા હા કહી. પદ્મકાન્તને આ વાતની ખબર પડતાં નિર્મળચંદ્રને બે અક્ષર કહયા, જેના પરિણામે સુવિધા સુખી થઈ. કેટલાક દીવસ રહી ઉમાકર પ્રબોધાને લઈ કરાંચી ગયો. અને આ પતિપત્નિ "ઓરમાયાં"ના સુખ દુઃખની વાતો સંભારી હજી પણ આનંદમાં દીવસો ગાળે છે.

સૌ. પ્રમિલા.

---

# વિદ્યાકળા.

## કુદરતના વિવિધ ચમત્કાર.

( ગયા અંકથી ચાલુ. )

### કરા બરફ ઇત્યાદિ.

એક દિવસ વરસાદના છાટા આવ્યા તેમા કાંકરા કાકગ જેવું મોટું કંઈ પડવા લાગ્યું તે લઈ વિજ્ઞાનપ્રસાદે ઉત્સુકને ખાવા આપ્યા. ઉત્સુકના તો દાંત જ કળી ગયા અને તેણે પૂછ્યું, કાકા, આ શું હતું ? તેના બાપે જવાબ આપ્યો તેને કરા કહે છે.

ઉત્સુક—એ ક્યાંથી આવ્યા, એ કેમ થતા હશે ?

વિજ્ઞાન—તે ઉંચેથી પડે છે; જ્યારે વરસાદનાં ટીપાં ઉંચેથી પડતાં પડતાં ઘણીજ ઠંડીના સમાગમમાં આવે ત્યારે તેના આ કાંકરા જેવા કરા બંધાઈ જાય છે. ઠંડીને લા'ને પાણી જામી જાય છે. ઉત્તર તરફના દેશોમાં ઘણી ઠંડી પડે છે ત્યારે નદીઓ-તળાવો મકનાં પાણી થીજી જાય છે જેને બરફ કહે છે. કેટલેક ઠેકાણે તો તે બરફનો થર એટલો બધો જાડો હોય છે કે તેના ઉપર માણસો અમૂક જાતનાં પગરખાં પહેરીને ચાલે છે અથવા તો પૈડાં વિનાની ગાડીમાં તે બરફ ઉપર થઈને જાય છે. હિમાલય જેવા ઉંચા પર્વતોના શિખરો પર પણ નિરંતર બરફ રહ્યા કરે છે.

ઉત્સુક—આપણે બજારમાં વેચાય છે તે જ એ બરફ કે નહિ?

વિજ્ઞાન—તેમાં ફેર માત્ર એટલો જ કે બજારમાં મળે છે તે બરફ પાણીને કૃત્રિમ ઠંડી આપવાથી બને છે અને પેલો કુદરતી ઠંડી લાગવાથી થાય છે. કેટલીક વખતે તે બરફ ભાજીપાલાને અતિ ઠંડીથી બળી જતાં અટકાવે છે; હિમ એટલે કે ઘણી જ સખ્ત ઠંડી પડે તો કેટલાક છોડ બળી જાય છે પણ બરફની નીચે ઢંકાએલ હોવાથી તે બળતો અટકે છે. એવા બરફના ડુંગરે ડુંગરા કેટલીક વખત ઉત્તર મહાસાગરોમાં તરતા જોવામાં આવે છે; કેવો ચમત્કાર?!

## વરસાદ.

એક દિવસ વરસાદ વરસતો હતો ત્યારે ઉત્સુકે તેના બાપને પૂછ્યું, "કાકા, મને એક શંકા થઈ છે; કે તમે કહ્યું હતું કે સમુદ્રનું પાણી પણ વરાળરૂપે ઉંચે ચડી જાય છે તેનો વરસાદ થાય છે; પણ સમુદ્રની વરાળમાં તો ખારાશ હોય ત્યારે તેનું મીઠું પાણી કેમ થઈ જતું હશે?

વિજ્ઞાન—તું સમુદ્રનું પાણી ઉકાળશે અને જોશે તો જણાશે કે વરાળ થઈ રહ્યા પછી નીચે મીઠું વગેરે ખારો પદાર્થ પડ્યો રહે છે; તે પ્રમાણે વરાળમાં તેની ખારાશ નથી ચડતી પણ નક્કર રૂપે નીચે પડી રહે છે.

ઉત્સુક—ત્યારે સમુદ્રોનું પાણી ખારૂં કેમ થયું એ સમજાવતાં તો તમે એમ કહ્યું હતું કે તેમાંના ખારા પદાર્થોની વરાળ ઉંચે ચડી અને તે પાણી રૂપે પડતાં સમુદ્ર ખારા થયા.

વિજ્ઞાન—જ્યારે અસંત ગરમી હોય ત્યારે એવા બળતા પદાર્થોનાં રજકણો વરાળની જોડે જ ઉંચે ચડે છે તેથી એમ થાય છે. સૂર્યની ગરમીથી વરાળ થાય છે તે અસંત ગરમી નથી.

ઉત્સુક—બીજી એક શંકા એ છે કે વરાળ તો બધા ઉનાળામાં સરખી જ ચડે, છતાં કોઈ વખત બીલકુલ વરસાદ નથી આવતો એ કેમ થતું હશે?

વિજ્ઞાન—કુદરતનો એક એવો નિયમ છે કે કોઈ પણ ચીજનો નાશ થતો નથી. માત્ર તેનું સ્વરૂપ બીજું થાય છે. તે જ નિયમથી જો કે વરાળ તેટલી જ ચડે છે છતાં તદ્દન વરસાદ નથી આવતો તેમ બનવાનો ખુલાસો માત્ર એ જ કે એક ઠેકાણે બીલકુલ વરસાદ નહિ થયો હોય તો બીજે ઠેકાણે પ્રમાણથી વધુ પડતો થયો હશે; મતલબ કે મેળ સરખો જ રહે છે.

ઉત્સુક—એ તો ઠીક, પણ વરસાદ ચોમાસામાં જ કેમ આવે છે ? બીજી રતુઓમાં કેમ નહિ આવતો હોય ? વગળ તો બારે માસ ઉપર ચડે છે ! ?

વિજ્ઞાન—મેં તને કહ્યું છે કે આસપાસની હવાની સ્થિતિ ઉપર સઘળો આધાર છે; વળી તે વખતે અમુક જાતનો એક પવન સમુદ્ર તરફથી આવીને વાય છે તે વાય ત્યારે જ વરસાદ આવે છે; એ પવન જો આં તરફ ન વાય, તો આંહિ વરસાદ ન થાય અને તેને બદલે જ્યાં વાય ત્યાં થાય.

ઉત્સુક—કાકા, તમે કહ્યું છે કે દરેક બાબતમાં પરમેશ્વરનો કંઈ ગુહ્ય હેતુ હોય છે છતાં મને એમ થાય છે કે વરસાદનું પાણી આમ નકામુ રસ્તામાં ચાલ્યું જાય તેના કરતા ખેતરમાં જ વરસાદ વરસતો હોય તો કેવું સારૂં ?

વિજ્ઞાન—ઉત્સુક, આ પ્રશ્ન તો ઘણો આનંદ આપે તેવો છે. ગામની શેરીઓ, રસ્તાઓ, અને આપણાં ફળીયાં પણ મક વળાય છે તો ખરાં પણ છતાં કંઈ કંઈ ગંદકી તેમાં રહે એ તો નક્કી, ખરૂં કે નહિ ? હવે એ ગંદકી જો વરસાદ ન આવે અને ખળખળાટ પાણી ન વહે તો કયે દિવસે આપણે ધોઈ શકીએ. વળી હવામાં અસખ્ય જીવડાંઓ અને રજકણો જે આપણી તન્દુરસ્તીને લાંબે કાળે બગાડ્યા વિના ન રહે તે સર્વે આ વરસાદના પડવાથી નાશ પામે છે. નદીઓ વગેરે જે ઉનાળામાં સુકાઈ જાય છે તે સર્વે વરસાદથી જ ભરપૂર થાય છે; વનસ્પતિને પણ પોષણ મળે છે. પૃથ્વીમાથી નીકળતી ગરમીને તે શાંત પાડે તેથી તો આપણે પૃથ્વી ઉપર કંટાળતા નથી નહિ તો તરત કંટાળી જાત. આ સિવાય બીજા અનેક હેતુઓ તેમાં સમાએલા છે.

( અપૂર્ણ. )

સાકરલાલ મોતીલાલ વછરાજાની.

---

## સ્વીકાર.

નિચેના પત્રો તથા પુસ્તકો અમને મળેલાં છે તેનો ઉપકાર સાથે સ્વીકાર કરીએ છીએ.

પત્રો

વૈશ્ય પત્રિકા, શ્રી બોધ, આર્યવીર

પુસ્તકો

વિધવાવિવાદ વિષે વિચાર. મદર્મ દેશભક્તિનાં કાવ્યો. દુરગાગમ, ત્રિભુવનવિરહ, પ્રાણી માત્રનુ વર્ગીકરણ, બાળસ્વભાવ.

# સ્ત્રીઓના તથા બાળકોના શરીરના બાંધા સુધારવા ઉપર આપવું જોઇતું ધ્યાન.

લખનાર,—ડા. એન. જી. શાહ. એલ. એમ. એન્ડ એસ.

( ગયા અંકથી ચાલુ. )

સાધારણ રીતે નજર કરતાં છાતીના આકારની બે જાત જોવામાં આવે છે કે જેની અંદર કંઈ પણ શ્રમ લીધાથી બન્ને જાતને હરકત પહોચે છે. આમાંની એક જાત પુખ્ત ઉમરનાં માણસમાં જોવામાં આવે છે ત્યારે બીજી જુવાન વયમાં માલમ પડે છે. પુખ્ત ઉમરનાં માણસો કે જેને જુનો ખાંસીનો રોગ હોય છે તેનામાં છાતીનો આકાર શ્વાસ અંદર લીધા પછી ફુલીને રહી ગઈ હોય તેવો દેખાવ નજરે પડે છે. તેવી છાતીવાળા જ્યારે ટટાર ઉભા રહે છે ત્યારે તેમની છાતીનો ભાગ આગળ પડતો માલમ પડે છે અને ખભા સીધા દેખાય છે. આ જાતના લોકથી થોડો પણ શ્રમ લઈ શકાતો નથી. જ્યાં સુધી તેઓ શાંતપણે બેશી રહે ત્યાં લગી લોકોનું માનવું એમ થાય કે તેમની તબીયત બહુ સારી હશે. બીજી જાતની અંદર કે જે જુવાન અને નબળા બાંધાના લોકોમાં જોવામાં આવે છે તેની અંદર પહેલી જાતમાં બતાવ્યાથી તદન વીરૂધ સ્થીતી માલમ પડે છે એટલે છાતી બેશી ગએલી નજરે આવે છે. આ વર્ગમાં કરોડનો મધ્ય ભાગ વાંકોવળી ગએલો (flexed) દેખાય છે. છાતીનું મધ્ય હાડકું (sternum) સીધું બેઠું હોય તેમ દેખાય છે તેની અંદર ઘણે ભાગે પેટ આગળ પાંસળીઓનો ભાગ ઉપર તરી આવતો માલમ પડે છે. હાંસડીના બને તરફના હાડકાં (clavicles)ની ઉપર અને નીચે ખાડા દેખાય છે. અને પેટનો ભાગ આગળ પડતો દેખાય છે. આ મુજબ ચીન્હો નજરે પડે છે. આવાં છોકરાંની મનની ચંચળતા નાશ પામેલી હોય છે અને ઉમંગ વગરના માલમ પડે છે અને લગાર વારમાં શરદિ થઈ જાય, અપચો, ઝાડાની કબજીયત, લોહીનું ઉડી જવું. માથાંનો દુઃખાવો વીગેરે ચીન્હો થાય છે. પુખ્ત ઉમરનાં માણસોનું દરદ નિર્મૂળ થવું મુશ્કેલ છે પણ તેમને આરામ આપી શકાય છે પણ જુવાન વયનાં માણસની હાલત ઘણે દરજ્જે સુધરી શકે તેમ છે અને ખંતથી ચાંપતા ઉપાય લેવામાં આવે તો દરદ નીર્મુળ પણ થઈ શકે.

હવે છાતીની ફુલવાની કમતાકાતથી થતું દરદ આપણે શી રીતે જાણી શકીએ તે જોવાનું છે. તે એવી રીતે કે જુવાન વયે પોહોંચેલા અને દરેક રીતે દેખાતા તંદુરસ્ત માણસો શ્રમ વેઠવાને અશક્ત માલમ પડે છે, જેવાં કે દોડવું અગર ટેકરી ઉપર ચડવું. આની અંદર ખરાબ કેળવણી ઘણે ભાગે મદદ કરે છે. કમતાકાતને લીધે જે માણસની નાડી એક મીનીટની અંદર કુદરતી રીતે જેટલી વખત ઠબકવી જોઇએ તેનાં કરતાં વધારે ઠબકે છે અને શ્રમ વેઠવાથી તેના કરતાં પણ ઘણી જ વધારે ઝડપથી ઠબકવા માંડે છે. જેથી કરીને શ્રમ લેતી વખત વચમાં થાક ખાવાની જરૂર પડે છે. નબળાં માણસની

અંદર શ્રમ વખતે નાડ તથા શ્વાસોશ્વાસનો ઉતાવળો વેગ માલમ પડવો એ શરૂઆતનાં ચીન્હ છે, અને તરત જ ચહેરા ઉપરનું નુર ઉડી જઈ ફીકાશ માલમ પડે છે, હાથ પગ ધ્રુજવા માંડે છે. દાખલા તરીકે હાથ બાજુ ઉપરથી ઉંચા કરી થોડીવાર તે જ સ્થિતિમાં રાખી મુક્યા કે તરત જ ધ્રુજારી છુટવા માંડશે.

આ સ્થિતિ નીવારણ કરવાના ઉપાય ધ્યાનમાં લઇએ. જે વખતે શરીરના અવયવો મોટા થવા માંડે છે તે જ વખતની અંદર આપણે જે કાંઈ કરવા ધારીએ તે કરી શકીએ. શરૂઆતમાં જણાવી ગયા મુજબ કુંભાર જેમ માટીના પીંડને જે ઘાટ આપવા ધારે તે આપી શકે છે તે જ માફક આપણે કુમળાં અવયવોને પણ ધાર્યા મુજબ સુધારી શકીએ તેમ છીએ. આ બાબતના ઉદાહરણ અસલ વખતથી જોવામાં આવે છે. ચીના લોકો પોતાનાં નાક ચીમાં કરે છે તથા પગ સાંકડા રાખે છે. યુરોપીઅન બાનુઓ કમર પાતળી કરે છે. પીરૂ દેશના અસલના વતનીઓ માથાનો આકાર ઘણો બેડોળ કરતા હતા. ઝાડપાલાની વીદ્યા જાણનાર પ્રોફેસર હેન્સલોએ એક એવો અખતરો કરી બતાવ્યો હતો કે એક ઝાડને તેણે ઉંધુ રોપી ડાળીને મુળ બનાવ્યાં અને મુળને ડાળીઓ બનાવી હતી. આ વાત આપણા લોકોના માનવામાં આવવી મુશ્કેલ છે પણ તે વાત ખરી છે. કુમળી વયની અંદર જ મન અને તનને સારી રીતે કેળવી શકાય છે. આપણે નિશાળના માસ્તરોના મગજ ઉપર, જેવી રીતે તેઓ નિશાળીઆઓને મનની કેળવણી આપે છે તેવી રીતે તનની કેળવણી આપી છાતીના ભાગ ખીલવવાને, ખુબ જોરથી ઠસાવી ન શકીએ. પણ જો તેઓ તે કામમાં મહેનત લે તો બચ્ચાના બાંધા કેવા સુધરે તેનો ખ્યાલ કરવો મુશ્કેલ નથી વયે આવતાં બાળક તથા નબળાં સ્ત્રી પુરૂષોએ છાતીની કસરત ખીલવવાને ખાસ ધ્યાન આપવુ જોઇએ. આ બાબતનુ *તેહમદ પરિણામ જ્યારે દમ લેતી વખત તથા મુકતી વખતનો તફાવત વધતો જતો માલમ પડે ત્યારે જ સમજવું. વધારે ઘેરાવાવાળી છાતી બનાવવા તરફ પ્રયાસ કરવાનો હેતુ ન હોવો જોઇએ. કારણ અંદરની શક્તિ વગર તે નકામી છે. દમીયલ માણસ કે જેની છાતી બહુ જ આગળ પડતી હોય છે તેનુ બહારનું માપ વધારે માલમ પડે છે પણ તે માણસ શ્રમ લેવાને તદન નાલાયક છે. અને તેથી કરીને તેની નબળી સ્થાતીને લીધે તે પોતાના અંતઃકરણને શ્રમ વખત ટેકો આપી શકે જ નહિં. તે જ મુજબ મોટા માંસના લોચાવાળાનું સમજવું હાલનો પવન જોતાં દરેક નાનાં મોટાં માણસનુ વજણ મેન્ડો અગર તેવી બીજી કસરતો કરી હાથ પગના સ્નાયુ વધારી મજબુત કરવાનું છે. અને તેટલા માટે તેઓ તે જ બાબત ઉપૂર પોતાની ફુરસદનો આખો વખત ગાળે છે અને છાતીની ખીલવણી કે જે આપણી જીંદગીને અવશ્યની છે તે તરફ બેદરકારી બહુ બાજુથી જોવામાં આવે છે. તો તેમ થવું ન જોઇએ. પણ બન્ને તરફ સરખુ ધ્યાન આપ્યાથી બધાં અવયવો સરખી રીતે સુધરી આશાએશની સાથે આનંદ મળશે. છાતી જોસભેર દમ લઈ શકે અને મુકી શકે તેવી કસરતનું ઉત્તેજન આપવું જોઇએ, અને એકલા માંસના લોચા વધારવા તરફ ઓછી દરકાર રાખવી જોઇએ કે જે જાણે અજાણે આવા કામને હરકત પોંચાડી શકે છે.

* કુમળી વય ચાલી ગયા બાદ સ્નાયુ (muscles), સાંધા તથા પટા (ligaments) વીગેરે સ્થીર થઈ અકડાઈ જાય છે. તેને જેટલે સુધી ઢીલચાલ કરવામાં કેળવવામાં આવ્યાં

હોય તેટલે જ સુધી કામ કરી શકે છે. તે જ મુજબ હાથ પગ અને છાતીનું સમજવું. ત્યાર બાદ તેની અંદર સુધારો થવો મુશ્કેલ છે. પણ ફક્ત તેવી સ્થીતીમાં આરામ જ આપી શકાય છે. કસરત તે એક આખા શરીરને શિક્ષણ આપવાનું કામ કરે છે. જ્ઞાનતંતુઓને પણ તેવી રીતે કેળવી શકાય છે. અંગ કસરત મગજની નબળી સ્થીતીવાળા બાળકને શીક્ષણ આપવામાં મુખ્ય પાયા તરીકે કામ બજાવી શકે છે. પણ બધાથી અત્યંત અગત્યનું અને દીર્ઘાયુષ્ય માટે જરૂરનું છાતીની ખીલવણીનું અને તેની અંદરની ઇંદ્રિયોનું શીક્ષણ છે. કસરત ધીમે ધીમે કરવાથી સ્નાયુ મોટા થાય છે અને ઉતાવળે કરવાથી જ્ઞાનતંતુ ચકોર બને છે.

અંગ કસરતની બાબતમાં બે બોલ આ સ્થળે કહેવાની જરૂર છે. કસરત એકદમ કરવી નહિ જોઇએ, કારણ તેમ કર્યાથી થતા ફાયદા નુકશાન રૂપમાં બદલાઈ જાય છે. તેથી થોડે થોડે કરતાં આગળ વધતા જવાથી શરિરને વૃથા શ્રમ પોહોંચતો નથી અને તેથી કામમાં લાગતા અવયવોને તે સ્થિતિને માટે યોગ્ય થવાને પુરતો અવકાશ મળી આવે છે. જેથી તેટલો વખત ફરી કામ કરવાને સમર્થ થઈ પોતાની શક્તિની અંદર વધારો કરી શકે છે. તેની સાથે શરિરના કોઈ પણ એક અવયવને બીજા અવયવો કરતાં વધારે ઉત્તેજન આપવું ન જોઇએ અગર બીજા અવયવોને નુકશાન પોહોંચાડી તેને વધારે શક્તિવાન કરવો ન જોઇએ એ ખાસ સંભાળ રાખવાની જરૂર છે. જુવાન માણસોને એકલા તેમના સ્નાયુ વધારી મોટા દેખાવના કરવાનું ઉત્તેજન આપવું ન જોઇએ; અને જ્યાં જ્યાં તે જોવામાં આવે ત્યાં બંધ કરવાની આવશ્યકતા છે. કારણ તેઓ હાથના લોચા અગર પગની પીંડી કસરતથી મોટાં થએલાં જોવામાં વધારે માન સમજે છે, જે બાબતનો ઇસારો ઉપર એક વખત કરી જવામાં આવ્યો છે. સઘળી ઇંદ્રીયોને એક સરખું અને સામાન્ય રીતે કેળવવાનું મન ઉપર રાખવું અત્યંત જરૂરનું છે. જ્યાં કોઇ માણસને તેના ધંધાને અર્થે તેના શરિરનો કોઈ પણ ભાગ વધારે કેળવવો પડે તો ભલે પણ તે શીવાય આવી બાબતની અંદર પક્ષપાત કરી એકાદ તરફ અણઘટતું ધ્યાન આપવાની જરૂર નથી. જેવી રીતે ગવૈયાને પોતાના હાથ પગના સ્નાયુ વધારવા તેના કરતાં એક મજુરને તે વધારે જરૂરના છે.

આ ઉપરાંત હરતાં ફરતાં તથા બેસતાં ઉઠતાં શરિરને ટટાર રાખવા તરફ પૂર્ણ દરકાર રાખવી જોઇએ. અંગને જે સ્થિતિમાં રાખવાની હંમેશાં ટેવ પડી હોય છે તે જ સ્થિતિ મોટાં થતાં કાયમ થઈ જાય છે. જેને વાંકા વળી બેસવાની ટેવ પડી હોય છે તે લોકોની અંદર વાંસો પાછળ નીકળતો તથા માથું આગળ ઢળતું માલમ પડે છે તથા ખભા ઢળતા દેખાય છે. આ ટેવ સપાટ છાતીવાળા આદમીઓમાં વધારે જોવામાં આવે છે. તે સ્થિતિનો દેખાવ શ્વાસ બહાર કાઢતી વખતના દેખાવને મળતો આવે છે. તેટલા માટે બધાં તેમ જ સ્ત્રી પુરૂષોએ દરેક વખતે ટટાર રહેવાની ટેવ પાડવી અને તેની અંદર કરોડ તથા માથું સીધાં રાખવાં, ખભા પાછળ પડતા રાખવા, અને છાતી આગળ પડતી રાખવી કે જેથી આખું શરિર ચાલાક હોય તેમ ભાન થવું જોઇએ. શરિરને ટટાર રાખતાં શીખવું એ પણ એક જાતની છાતી ખીલવવાની કસરત છે. તેથી શ્વાસોશ્વાસ સીધા અને ઉંડા થાય છે. ખાસ કરીને બાલ્યાવસ્થામાં નાનાં બાળકને ટટાર શરિર રાખવાની થોડાં થોડાં વખત ટેવ પાડવાનું શીક્ષણ આપવું જોઇએ. ( અપૂર્ણ. )

# વિવિધ વિહાર.

## સંસાર સુધારાના પ્રશ્ન.

ગુજરાતીઓની સામાજિક સ્થિતિ ઉપર અસર કરતા હાલમા પ્રચલિત જે રીવાજોની સારામારતા વિષે દેશમા મતભેદ ચાલી રહ્યો છે, તેમાં યોગ્ય સુધારો કરી તેને હાલના સમયને અનુકૂળ થઈ પડે એવું સ્વરૂપ આપવાના સ્તુત્ય હેતુથી નામદાર ગાયકવાડ મહારાજના રાજ્ય તરફથી થોડોક સમય થયા અમલદારોનું એક મંડળ નીમવામાં આવ્યું છે. આ મંડળે તે તે રીવાજોનું બારીક, ચોક્કસ અને બનતા સુધી સંપૂર્ણ નિરીક્ષણ કરવાના ઉદ્દેશથી તે રીવાજોમાં અંતર્ગત રહેલી અનેક અનેક વિગતોના સંબંધમા કેટલાક પ્રશ્નો તૈયાર કરી છપાવ્યા છે, અને ગાયકવાડી રાજ્યના મુખ્ય શ્હેરો અને ગામોમા ન્હાની મ્હોટી તથા ઉંચી નીચી સર્વે જ્ઞાતિઓના આગેવાન ગૃહસ્થોને તે મોકલી આપી તે પ્રશ્નોના ખુલાસા મગાવ્યા છે. તેમાંના જે સ્ત્રીવર્ગના સાંસારિક જીવન સાથે સંબંધ રાખે છે, તેમના મહત્વ, અગત્યતા ઇ૦ નો વિચાર હાલમાં સ્થળસંકોચને લીધે આગળને માટે મુલતવી રાખી હાલ માત્ર તે પ્રશ્નો જ અમારા વાચકો સમક્ષ મૂકી સંતોષ પામીશું.

## કન્યાની અછત સંબંધે.

૧. પૈસા ભરવા અથવા કન્યાવિક્રય.

૧. તમારી ન્યાતમા કન્યાવિક્રય થાય છે?

૨. ન્યાત તરફથી એ બાબત કંઈ પ્રતિબંધ થયેલો છે?

૩. હાલમાં કંઈ પ્રતિબંધ ન હોય ને કન્યાવિક્રય થતો હોય તો ન્યાત તરફથી કંઇ નિયમ કે પ્રતિબંધ કરી શકાય એમ છે?

૪ જો એ પ્રમાણે થઈ શકે તેમ હોય તો તે અમલમાં મૂકી શકાય તેવું છે? કદાપિ અમલમા ન મૂકી શકાતુ હોય તો કંઈ હરકતોને લીધે?

૫. લોકો અડચણ કે વાંધો લે નહિ તે ધોરણે ન્યાત તરફથી કેવા નિયમ આ રિવાજ અટકાવવાને થવા જોઇએ?

૬. કેવા લોકોને કેવા પ્રસંગે પૈસા વધારે ઓછા આપવા પડે છે?

[illegible] માબાપને કેટલા રૂપિઆ કમીમાં કમી ને વધારેમાં વધારે આપવા પડે છે?

૮. કન્યા આપનાર સખસ કન્યાની ઉમરના પ્રમાણમાં ઓછા વધારે પૈસા ખાવા લે છે કે કેમ?

૯. આ પ્રમાણે હોય તો વધારેમા વધારે કેટલી ઉમર સુધી કન્યાઓ પરણાવ્યા વગરની રાખે છે?

૧૦. છેલ્લાં વીશ વર્ષમાં આ રિવાજના સબંધમાં કંઈ ફેરફાર થયો હોય તો તેની વિગત જણાવશો.

૧૧. હાલમા આ રિવાજ સબંધે ફેરફાર કરવાની લોકોની કાંઇ પ્રકારની વૃત્તિ જણાતી હોય તો તેની વિગત જણાવશો.

૨. સાટાંતેખડાં.

 ૧. તમારી ન્યાતમાં સાટાંતેખડાં કરવાનો રિવાજ છે ?
 ૨. આ રિવાજ દાખલ થવાનું શું કારણ ?
 ૩. આ રિવાજ ચાલુ રહેવાથી અડચણો પડતી હોય તો તે શી રીતે દૂર કરી શકાય ?.

૩. કન્યા લખી આપવી.

 ૧ તમારી ન્યાતમાં કન્યા લખી આપવાનો વહીવટ છે?
 ૨. કયે પ્રસંગે કન્યા લખી આપવામાં આવે છે ?
 ૩. આવી રીતે કન્યા લખી આપવામાં આવેલી હોય ત્યાર પછી તે બાબતમાં કંઇ વાંધા ઉઠે છે ? વાંધા ઉઠતા હોય તો કેવા પ્રકારના ઉઠે છે ને તેનો નિકાલ કોણ કરે છે?

૪. ગોત્રમાં ન પરણાવવા બાબત.

 ૧. તમારી ન્યાતમાં એક ગોત્રના લોકો માંહે માંહે કન્યા આપ લે કરે છે કે કેમ?
 ૨. એકજ ગોત્રમાં કન્યા આપ લે કરવાનો વહીવટ ન હોય તો હરકતો નડે છે ?

૫. વગર પરણ્યા મરવાના પ્રસંગ.

 ૧. તમારી ન્યાતમાં વગર પરણેલા પુરૂષ ( વીશ વર્ષ ઉપરાંત વયના ) કેટલા હશે?
 ૨. એવા પુરૂષ શા કારણથી પરણ્યા વિના રહ્યા હશે ? કન્યાની અછત માત્ર તેનું કારણ છે કે બીજાં કોઇ કારણો છે?
 ૩. વધારેમાં વધારે કેટલી ઉમર સુધીના પુરૂષને કન્યા મળી શકે છે.

૬. સામાન્ય.

 ૧. કન્યાની અછત વગેરે કારણથી ન્યાતમાં પુરૂષો વગરપરણ્યા ન રહે તેટલા માટે ન્યાત તરફથી શા શા ઇલાજ લેવામાં આવે છે ?
 ૨. આવી અછતનાં પરિણામ ભોગવવાં ન પડે તે માટે ઇલાજો લેવા સંબંધે શી શી હરકતો નડે છે અગર નડવાનો સંભવ છે ? અને તે હરકતો કોનાથી દૂર કરી શકાય?
 ૩. કન્યાની અછત કમી કરવાને એકડા કે ગોળમાં વધારે ગામની ન્યાત લેવી એ એક ઉપાય છે કે નહિ ?
 ૪. જુદાં જુદાં તડ, દશા વીશા, એકડા, ગોળ, જુદાં જુદાં ગામમાં રહેનારા એકજ ન્યાતવાળા, એ બધા કન્યા આપવા લેવાને એકઠા થાય તો પરણવાયોગ્ય પુરૂષોને કન્યા મળવાનો સંભવ વધારે જણાય છે ? આવો સંભવ હોય તો તે પ્રમાણે ન્યાતનો સમુહ વધારવામાં કંઇ અડચણો છે ?
 ૫. હિંદુઓની મુખ્ય જ્ઞાતિઓ, જેમકે બ્રાહ્મણ, વાણીઆ, વગેરે, એ પ્રત્યેકને રોટી વ્યવહાર હોય તો તેમનામાં બેટી વ્યવહાર દાખલ કરવામાં શી હરકતો છે ? આ પ્રમાણે કરવામાં લાભાલાભ જણાતા હોય તે જણાવશો. મહાજન કે ચોરાશી તરફથી આ બાબતમાં બંદોબસ્ત થવા કંઇ હરકત છે ?
 ૬. છેલ્લાં વીશ વર્ષમાં ઉપર પ્રશ્ન ૪ ને ૫ માં જણાવેલી બાબત સંબંધે રિવાજમાં કંઈ ફેરફાર થયો હોય તો તેની વિગત જણાવશો.

૭. આ રિવાજના સંબંધમાં ફેરફાર કરવા લોકોની કોઈ પ્રકારની વૃત્તિ હાલમાં જણાતી હોય તો તેની વિગત જણાવશો.

## કૂળ સંબંધે.

૧. કૂળ જોવાનો રિવાજ.

૧. તમારી ન્યાતમાં વિવાહ કરવામા કૂળ જોવાનો રિવાજ છે?

૨. કૂળ જોવાના સંબધમાં શી શી બાબતો જોવામાં આવે છે?

૩. કૂળ ઉંચું છે એવું શા ધોરણે ક્યારે ઠરેલું હશે?

૪. હાલના સમયમાં માત્ર કૂળ જોઇને વિવાહ કરવાને બદલે રોજગાર, કેળવણી અને નાણા સંબંધી સ્થિતિ જોવાની આવશ્યકતા નથી લાગતી?

૫. કૂળવાન જોઇને તેને ઘેર કન્યા આપવી કે કોઈ પણ પ્રકારની યોગ્યતા હોય તેવા છોકરાને કન્યા આપવી તેના સંબંધમાં તમારી જ્ઞાતિના લોકોમાં સાધારણ રીતે હાલ કેવા વિચાર છે?

૬. છેલ્લાં પંદર વર્ષમાં આ બાબતમા લોકોના વિચારમા કોઇ પણ પ્રકારનો ફેરફાર થયો હોય તો તે શો થયો છે તે જણાવશો.

૨. કજોડાં ( નાના વરના ).

૧. તમારી ન્યાતમાં કૂળ જોવાને કારણે કન્યાઓ નાના વર સાથે પરણાવવામા આવે છે?

૨. આવી રીતનાં લગ્ન થતાં હોય તો વરની ઉંમર કન્યા કરતાં કેટલી નાની હોય છે? ને કન્યાની કેટલી ઉંમર થયે તેમને પરણાવે છે?

૩. કજોડાના માઠાં પરિણામ તમારી ન્યાતમા જોવામાં આવ્યાં નથી?

૪. કન્યા કરતાં વર મોટો જોઇએ એવી શાસ્ત્રની આજ્ઞા છે તે પ્રમાણે ચાલવા તમારી ન્યાત તરફથી કેમ ફરજ પાડવામા આવતી નથી?

૫. આ રિવાજના સબધમાં છેલ્લાં પંદર વર્ષમાં કંઈ ફેરફાર થયો હોય તો શો તેની વિગત જણાવશો.

૩ પહેરામણી.

૧. તમારી ન્યાતમા પહેરામણી આપવાનો ચાલ છે?

૨. પહેરામણી કમીમાં કમી ને વધારેમાં વધારે કેટલી અપાય છે?

૩. સાધારણ રીતે પહેરામણીની રકમ કેટલી હોય છે?

૪. પહેરામણીમાં રોકડા રૂપિઆ આપે છે કે કંઇ જણસ આપે છે?

૫. પહેરામણી આપવાની રકમ શા ઉપરથી ઠરાવવામાં આવે છે?

૬. કૂળ જોઇને પહેરામણી વધારે કે ઓછી આપવામાં આવતી હોય તો તે રિવાજ ક્યારે દાખલ થયો હશે?

૭. પહેરામણી વધારે આપવાથી કન્યાને કોઈ રીતનો વધારે લાભ થાય છે? થતો હોય તો કેવા પ્રકારનો થાય છે?

૮. કૂળ સિવાય બીજી કોઈ બાબત જોઇ પહેરામણીની રકમ મોટી આપવાનો વહીવટ છે? હોય તો તેવી બાબતો કઈ કઇ છે?

૯. સાધારણ સ્થિતિના માણસો પહેરામણીની રકમ મોટી હોય તો તે મેળવવા શી શી તજવીજ તેઓ કરે છે?
૧૦. પહેરામણી આપવાની રકમની સવડ ન થવાને કારણે પોતાની કન્યાને મોટી ઊંમર સુધી પરણાવ્યા વગરની રાખવી પડે છે?
૧૧. પહેરામણીની રકમ સાધારણ રીતે બધાથી આપી શકાય તેવી ન્યાત તરફથી ઠેરવવાને શી હરકત છે?
૧૨. આ રિવાજના સંબંધમાં છેલ્લાં વીશ વર્ષમાં કંઇ ફેરફાર થયો હોય તો શી તેની વિગત જણાવશો.

૪. બીજા કર.
૧. કુળ જોવાને કારણે કન્યાવાળાને પહેરામણી સિવાયના કંઇ કર કરવા પડે છે?
૨. આવા કર કયા કયા છે? તે પ્રત્યેક માટે ક્યારે ક્યારે કેટકેટલો ખર્ચ કરવો પડે છે?
૩. આવા કર ન્યાત તરફથી ઠરેલા છે કે જે તે કુટુંબમાં પરંપરાથી ચાલેલા છે?
૪. કુટુંબ પરત્વે કર ઠરેલા હોય તો વધારે ઓછા કરનું ધોરણ શા ઉપરથી ઠરાવવામાં આવે છે?
૫. આવા બીજા કરનો બોજો કમી થવા ન્યાત તરફથી કેમ પ્રયત્ન થતા નથી? તેવા પ્રયત્ન હવે કરવામાં આવે તો શી અડચણો પડે એમ છે?

૫. અનેક સ્ત્રીઓ કરવી.
૧. કુળને કારણે તમારી ન્યાતમાં પુરુષને એક સ્ત્રી હયાત હોવા છતાં તેને બીજી કન્યા કોઇ આપે છે?
૨. એક માણસ વધારેમાં વધારે કેટલી સ્ત્રી કરી શકે, તે બાબત ન્યાત તરફથી કંઇ ઠરાવ થયેલો છે?
૩. એક કરતાં વધારે સ્ત્રી પરણવાનાં કારણ કયાં?
૪. બધી પરણેલી સ્ત્રીઓને તે પોતાના ઘરમાંજ રાખે છે કે કેમ?
૫. જો તેમને જુદી રાખવામાં આવતી હોય તો તેમના ભરણપોષણ માટે શી રીતનો બંદોબસ્ત કરે છે?
૬. કુળને કારણ વધારે સ્ત્રી પરણવાની સાથે તે દરેક બદલ કંઇ રકમ મળે છે, કિંવા આપવી પડે છે?
૭. એક કરતાં વધારે સ્ત્રી પરણવાનો રિવાજ ન્યાત તરફથી બંધ કરવા શી અડચણ છે?
૮. કુલવાળા ગણીને અનેક કન્યા મળવાથી ન્યાતના બીજા પુરુષો પરણ્યા વગર રહે છે કે કેમ? આવી સંખ્યા તમારી ન્યાતમાં કેટલી કેટલી હશે?
૯. આ રિવાજના સંબંધમાં છેલ્લાં વીશ વર્ષમાં કંઇ ફેરફાર થયો હોય તો શી તેની વિગત જણાવશો

૬. કૂળ બદલાતું નથી.
૧. કુળવાળા ગણાતા કુટુંબની નાણા સંબંધી સ્થિતિ અધમ થાય તોપણ તે કુળવાન ગણાય છે?

૨. આવા કૂળવાળામાં કોઈ કેળવણી લેતા ન હોય ને કેવળ અભણ હોય તોપણ તે કુટુંબ કૂળવાનજ ગણાય છે ?

૩. કયા કારણને લીધે કૂળવાન કે કૂળવાળાનુ કૂળ બદલાય છે ?

૪. કૂળને મહત્વ આપવાનું કંઇ કારણ છે ? આ પ્રમાણે મહત્વ આપવા જેવું હોય તો તેને માટે હાલના દેશકાળને માન આપી તે કયું ધોરણ રાખવું જોઇએ ?

૫. કૂળ બદલાય નહિ ને તેને મહત્વ આપવું જોઈએ એવા વિચારમાં છેલ્લાં વીશ વર્ષમાં કંઈ ફેરફાર થયો હોય તો શો તેની વિગત જણાવશો.

૭. અકૂળવાનને અડચણ.

૧. કેવા લોકો અકૂળવાન ગણાય છે ?

૨. અકૂળવાનને ન્યાતમાં કેવા કેવા પ્રકારની અડચણો પડે છે ? ને તે અડચણો શી રીતે દૂર થઇ શકે ?

૩. અકૂળવાન કેળવણી પામેલા સંપત્તિવાળા થાય કે સારો દરજ્જો પામે તોપણ તેને ઉપર જણાવેલા પ્રકારની અડચણો ભોગવવી પડે છે ? ને ભોગવવી પડતી હોય તો તે દૂર કરવાના ઇલાજ શા છે ?

૮. કૂળ વગેરે જોઇ અપાયેલી કન્યાને સુખ દુઃખ.

૧. કુલીન ગણાતાં કુટુંબમાં કન્યા આપવાની ઇચ્છાથી કૂળ જોવામાં આવે, પહેરામણીની રકમ મોટી આપવામા આવે, એ બધુ કરવા છતાં દીકરીને સાસરામાં પુરતું સુખ મળે છે કે કેમ ?

૨. આ પ્રમાણે પુરતું સુખ ન મળતાં ઉલટુ દીકરીઓ દુઃખી થાય છે કે કેમ ? જો દીકરી દુઃખ પામતી હોય તો તે કુટુંબમાં કન્યા આપવાના રિવાજને વળગી ન રહેતાં તે સુખી થાય તેવા કુટુંબમાં કેમ આપતા નથી ?

## સ્ત્રીઓની પ્રતિષ્ઠા અને સ્થિતિ.

સંસાર વ્યવહારમાં સ્ત્રીઓ કેવા પ્રકારનો ભાગ લે છે.

૧. તમારી ન્યાતમાં સ્ત્રીઓને કેવી કેવી બાબતમાં અગાડી પડતો ભાગ લેવાનુ હોય છે ? કઈ કઈ બાબતમાં તેમને પછાત રાખવામાં આવે છે ?

૨. કેવા પ્રસંગોમાં સ્ત્રીઓ વગર સંસારિક કામો થઈ શકતાં નથી ? કેવા પ્રસંગોમાં સ્ત્રીઓ એકલી જ કાર્યે કરે છે ?

૩. સ્ત્રીઓને સાથે રાખવામાં આવતી ન હોય કે બીલકુલ દાખલ કરવામાં આવતી ન હોય એવા કોઈ અવસર હોય તો તે કયા કયા છે ? ને તે રિવાજ (વહીવટ) દાખલ થવાનું કારણ શું હશે ?

૪. તમારા ગામ તથા તમારી ન્યાતમાં સ્ત્રીઓની પ્રતિષ્ઠા વધારવા અને તેમની સ્થિતિ સુધારવા હાલના જમાનામાં લોકો તરફથી કંઈ પ્રયત્ન ચાલે છે ?

૫. કંઈ તેવા ન ચાલતા હોય તો તેની તજવીજ કરવા તમને શી અડચણો નડે છે ?

૨. પડદાનો રિવાજ.

૧. તમારી જ્ઞાતિમાં પડદાનો રિવાજ છે? અને કેટલે અંશે અથવા કોનાથી એવ પડદા રાખવામાં આવે છે?

૨. આવો રિવાજ ક્યારથી દાખલ થયેલો છે?

૩. શા ઉદ્દેશથી આ રિવાજ દાખલ થયો હશે? ને હાલ શા ઉદ્દેશથી ચાલુ રાખવામાં આવે છે?

૪. આવા રિવાજથી ગેરફાયદા જણાતા નથી?

૫. પડદાનો રિવાજ પાળવા તમારી જ્ઞાતિ કે ધર્મગુરુ તરફથી કંઈ ઠરાવ કે ફરમાન છે? હોય તો કોના તરફથી કેવા પ્રકારનો છે?

૬. પડદો કાઢી નાખવામાં શી અડચણો છે? પડદો કાઢી નાખનાર ઇસમને કોઇ પ્રકારનું નુકસાન લાગે એમ છે? કે કોઇના તરફથી વાંધો લેવાઈ કંઇ અડચણ કરવામાં આવે એવું છે? આ પ્રમાણે થવાનો સંભવ હોય તો તેની વિગત જણાવશો.

૭. પડદાનો રિવાજ ચાલુ રાખવામાં વધારે આગ્રહ પુરુષ વર્ગનો છે કે સ્ત્રી વર્ગનો? જેમનો આગ્રહ હોય તેમના એ સંબંધે કેવા પ્રકારના વિચાર છે? તેને માટે કારણો હોય તે જણાવશો.

૮. છેલ્લા વીશ વર્ષમાં પડદાના રિવાજ સંબંધે લોકોના વિચાર કોઈ રીતે બદલાયા છે? બદલાયા હોય તો તેની વિગત જણાવશો.

૯. પરદેશમાં નોકરી, મુસાફરી, કેળવણી વગેરે કારણોથી પડદાના રિવાજ ઉપર હાલ કેવા પ્રકારની અસર થયેલી લાગે છે?

લાજ કાઢવી.

૧. સ્ત્રીઓએ લાજ કાઢવાનો રિવાજ તમારી ન્યાતમાં છે?

૨. આ પ્રમાણે લાજ કોની કોની કાઢવામાં આવે છે?

૩. સ્ત્રીઓની સાંસારિક સ્થિતિમાં ફેરફાર થવા છતાં તેઓ લાજ કાઢવાનું ચાલુ રાખે છે કે કેમ?

૪. કેટલી ઉંમર સુધી લાજ કાઢવાનો સાધારણ રીતે રિવાજ છે?

૫. આવી રીતની લાજ કાઢવાના રિવાજથી વ્યવહારમાં કંઈ અડચણો પડે કે નહિ?

૬. લાજના કારણથી વહુવારુઓ સાથે બોલવા ચાલવા તથા કંઈ પૂછવા કે માગવાનો પ્રતિબંધ થાય છે કે કેમ?

૭. આવી રીતે પ્રતિબંધ થતો હોય તો તે કારણથી હરકતો નથી પડતી?

૮. આવી લાજ કાઢવાની રીત તથા વહુવારુ સાથે ઉંમર પ્રમાણે બોલવા વગેરેના અટકાવની રીત ક્યારથી દાખલ થઈ હશે?

૯. આ રિવાજના સંબંધમાં કંઈ ફેરફાર થવો જોઇએ એવું તમને લાગતું હોય તો તે બાબતમાં કોના તરફથી કેવા પ્રકારના ઇલાજ લેવા ઇષ્ટ જણાય છે?

(અપૂર્ણ.)